# વિક્રમચરિત્ર.



( મૂલ શ્રીરામચંદ્રસૂરિના સંસ્કૃત પદ્યબંધ ઉપરથી. )



શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ્
સેનાખાસખેલ સમશેર બહાદુર
એમની આજ્ઞાથી

ભાષાન્તર કરનાર

મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બી. એ.
માજી પ્રોફેસર ઑફ્ સંસ્કૃત, ભાવનગર કૉલેજ.



વડોદરા,—સરકારી છાપખાનામાં છાપ્યું.



સંવત ૧૯૫૧, સન ૧૮૯૪.



કિંમત ૨-૪-૦

## અનુક્રમણિકા.



શ્રી.

# પ્રસ્તાવના.



શ્રીમંત સરકાર મહારાજા સાહેબની સ્વારી કડી પ્રાંતમાં હ
વખતે પાટણના પ્રખ્યાત જૈનભંડાર તેઓ સાહેબના જોવામાં
તેમાંના ઉપયોગી અને દુર્લભ ગ્રંથોની નકલો લેવાનું તથા તેમાંથી
ગ્રંથોની પસંદગી કરી તેનું દેશી ભાષામાં ભાષાંતર કરવાનું ઠ
થયું.

જનસમૂહમાં કેળવણીનો બહોળો પ્રસાર દેશી ભાષાની
થવાનો વિશેષ સંભવ હોવાથી પ્રાકૃત ભાષાઓનું સાહિત્ય (પુસ્તકભ
વધારવાની અગત્ય શ્રીમંત સરકાર મહારાજા સાહેબને જણાઈ,
સંસ્કૃત તથા અંગ્રેજી ભાષામાં સારાં પુસ્તક પસંદ કરી તેમનું
તથા ગુજરાતી ભાષાઓમાં ભાષાંતર કરાવવાની કિંવા તે આધારે સ્વ
પુસ્તકો રચાવવાની આજ્ઞા કરવામાં આવી.

"વિક્રમ ચરિત્ર" એ પાટણ જૈનભંડારમાંથી મેળવેલા ગ્રંથો પૈકી જે જે ભાષાંતર માટે મુકરર થયા છે તે માહેલો ગ્રંથ છે, અને તેનું ભાષાંતર રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી પાસે ઇનામ આપી કરાવવામાં આવ્યું છે.

# ઉપોદ્ઘાત.



આ ગ્રંથનું નામ વિક્રમચરિત્ર છે પણ એમાં વિક્રમાદિત્યનો ખાસ ઇતિહાસ બહુ થોડો છે. માલવાની રાજધાની ધારાના શ્રીભોજરાજને ...વ્ય સિંહાસન પ્રાપ્ત થતાં તે ઉપર તેમણે બેસવાનો વિચાર કરવાથી, તે સિંહાસન ઉપરની બત્રીશ પૂતળીઓએ તેમને ન બેસવા દેવાના કારણ-રૂપે બત્રીશ વાર્તા કહેલી છે. આરંભે સિંહાસનની ઉત્પત્તિ સમજાવી છે, ...ો પ્રથમ વાર્તામાંજ વિક્રમાદિત્યનો થોડોક વૃત્તાન્ત કહ્યો છે. પછી ... જે વાર્તા કહેવામાં આવી છે તેનો ઉદ્દેશ એટલોજ છે કે દાન, શૌર્ય, સાહસ, પરાક્રમ, પરોપકાર, ઈત્યાદિ વિક્રમના દિવ્ય ગુણોનુ તે કથાઓ-માં વર્ણન થાય, અને તેવા ગુણ ભોજરાજામાં હોય તો તેમણે સિંહાસને બેસવું નહિ તો નહિ એમ તેમનો નિષેધ થાય. ગૂજરાતી ભાષામાં શામળભટ્ટે બત્રીશપૂતળીની વાત સંસ્કૃત ઉપરથી રચેલી છે, પણ તેમાં-ની વાતો અને આ વાતો જુદી છે એટલે આ ગ્રંથમાં પુનરુક્તિ થઇ નથી. જૈનોની બ્રાહ્મણોના ગ્રંથો જેવાજ ગ્રંથો ઉપજાવવાની અભિરુચિ સુપ્રસિદ્ધ છે. રામાયણ, મહાભારત (જેને જૈનો પાંડવચરિત એ નામ આપે છે) એ આદિ બ્રાહ્મણગ્રંથોના જેવાજ ગ્રંથો તેમણે રચ્યા છે, ને તેમાં હકીકત પરત્વે થોડો વધારે ફેરફાર દીઠામાં આવે છે. એકંદરે એક વાત તો સર્વત્ર નિર્વિવાદ જણાય છે કે રામ કે યુધિષ્ઠિર સર્વે જૈનધર્માનુયાયી હતા. એજ રીતે આ વિક્રમચરિત્રમાં પણ વિક્રમ જૈનધર્માનુયાયી હતો એમ લખેલું છે. શ્રીસિદ્ધસેનદિવાકરે તેને મહાકાલશંકરના લિંગમાં-થી શ્રીપાર્શ્વનાથના બિંબનો સ્તુતિમાત્રથી પ્રાદુર્ભાવ કરાવી મહાકાલેશ્વર-સ્થાન મૂલ જૈનોનું હતું તે બ્રાહ્મણોએ બગાડી નાખ્યું એમ પણ બતાવ્યું છે; અને ગંગા આદિ તીર્થે દેવતાની પણ નિંદા કરી છે. નૂતનતા ઉપ-જાવવાની જૈન ગ્રંથકારોની આવી અભિરુચિને પ્રખ્યાત જર્મન પંડિત ડાક્તર વેબર કહે છે તે યથાર્થ રીતે લાગુ પડે છેઃ—

"The *libido novandi* of the Jainas which has intentiona changed almost entirely everything which they enjoyed in co mon with the Buddhists or Brahmins is here very apparent. reality the Jainas are but tolerably filled out with intellectual gi In order to conceal and compensate for this lack of original they seek to possess something which is their individual prop and to attain this end they do not hesitate to indulge in t wildest dreams of fancy" (Weber's Sacred Literature of th Jainas, translated into English by Dr Herbert Weir Sm, Page 78)

આ ગ્રંથમાં જે વાર્તાઓનો સંગ્રહ રચેલો છે તે વાર્તાઓ સાહિત્ય દૃષ્ટિથી વિચારતાં, ડા. વેબર જે કહે છે તે વાત સિદ્ધ કરી આપે તેમ . આ ગ્રંથમાં ભર્તૃહરિના શતકોમાંથી અનેક શ્લોકો લીધેલા છે, છતાં કર્ત્તાના પોતાના નથી એવું સ્વીકારવામાં આવ્યું નથી, વાર્તાઓની કલ્પન પણ એક એકના સરખીજ છે. વિક્રમાદિત્ય જૈન હતો એટલે સુધી જ નવી વાત આ ગ્રંથમાંથી બહાર આવે તથા જે વિલક્ષણ કલ્પનાપ્રકાર જણાય, તે જેટલે અંશે ચમત્કારિક લાગે તેટલે અંશે તેનું ડાકતર વેબ આપેલુ આ ઉત્તર અત્ર સ્મરણમાં આણવું મને આવશ્યક લાગ્યું છે.

છતાં આ પુસ્તકમાંની વાર્તાઓની કલ્પના વાર્તા વાચવાનો શો રાખનારને બોધ સાથે સમય ગાળવાના બોધ સાધનરૂપે નિરુપયોગી થશ એમ હું માનતો નથી. આ વાર્તાઓ મૂલ શ્લોકબદ્ધ ગદ્યમાં રચેલી તેમાંથી રામચન્દ્રસૂરિએ સક્ષેપથી પદ્યમાં રચી છે. વિક્રમ સવ-ત્ ૧૪૯૦ માં દર્ભિકાગ્રામમાં (ડભોઈમાં ?) આ ગ્રંથ પૂર્ણ થયાનુ લખ્યું છે. એ રામચંદ્ર તે જો પ્રખ્યાત રામચંદ્ર ગુણચંદ્ર હોય તો તે એક મહાન્ પંડિત અને ઉત્તમ ગ્રંથકાર હતો, તેણે અનેક રસિક ગ્રંથો

* ભાવાર્થ —બૌદ્ધો કે બ્રાહ્મણો અને જૈનો વચ્ચે જે કોઇ સામાન્ય વાત હશે તે પણ જૈનોએ નૂતન કાંઈક કરી બતાવવાની લાલચથી બુદ્ધિપૂર્વક સમૂલ ફેરવી નાખી છે એ તેમની ઇચ્છા અત્ર સ્પષ્ટ દેખાય છે જૈનોનો બુદ્ધિવૈભવ વાસ્તવિક રીતે બોલીએ તો ઠીક છે, અને નવીન બુદ્ધિચમત્કાર દર્શાવવાની આવી ખોટને છુપાવવા તથા પૂરી પાડવા માટે, તેઓ પોતાનો જે ખાસ ગુણ છે તેજ દર્શાવવા યત્ન કરે છે, ને કલ્પનાના ગમે તેવા વિચિત્ર વિલાસોમા ઉતરતા આચકો ખાતા નથી.

...ા છે, જેની કાંઇક છાયા આ ગ્રંથમાંનાં પણ કેટલાંક પદ્યોમાં જણા-
... ખરી.

જૈનોએ ઇતિહાસને કામ લાગે તેવી કેટલીક વાતોનો તેમના અનેક
...માં સંગ્રહ કર્યો છે, અને ગૂજરાતના ઇતિહાસ પરત્વે તેમના તેવા
ગ્રંથોમાંથી કેટલીક અમૂલ્ય સાહાય્ય મળે છે એ વાત ઉપકાર સાથે
...કારવા જેવી છે. પરંતુ વિક્રમચરિત્રમાંથી તો વિક્રમાર્કને વિષે આપ-
...બહુ થોડી ખબર મળે છે. વિક્રમાર્ક રાજાનો સંવત્ ચાલે છે તેથી
...પિ લોકપ્રસિદ્ધ છે કે આજ તેમને થયાને ૧૯૫૧ વર્ષ થયાં પણ ડા.
...મ્યુલર*, મિ. ટેમ્પલ, મિ. ફર્ગ્યુસન, વગેરે પ્રાચીન શોધકોના મનમાં
...વો સંશય પણ ઉત્પન્ન થયો છે કે વિક્રમ સંવત્નો આરંભ શક લોકોના
...રાજ્ય કરવાના સમયથી થાય છે તે વાત માન્ય રાખતાં પણ ઇસવી
...સન પછી ૫૬ મા વર્ષેમાંજ તે યુદ્ધ થયું હોય તેના કરતાં ઇસવી સન
...છી ત્રણસો ચારસો વર્ષે થયું હોય એમ કહેવાને વધારે કારણ છે; કેમકે
...ઇસવીસનનાં પ્રથમ ત્રણ ચાર શતકના કોઇ એક પણ શિલા લેખ તામ્રપટ
...આદિ કશું મળી શકતું નથી.+ જ્યારે વિક્રમાર્કના સમયપરત્વે આવો
...વાદ છે ત્યારે જૈનોના આ ગ્રંથમાંથી આપણને વિક્રમ વિષે કાંઇ પણ
...ખબર મળત તો તે બહુ ઉપયોગી થઇ પડત, પણ તેમાંનું અત્ર કાંઇ
...થી. માત્ર બત્રીશપૂતળીની વાતોનું અનુકરણજ છે, અને તે સાધારણ
...વાચનારાઓને બોધદાયક તથા ઉપયોગી છે.

વિક્રમચરિત્રનો જે ગ્રંથ મને વડોદરા સંસ્કૃત પુસ્તકાલયમાંથી મળ્યો
...તો તે ઘણો અશુદ્ધ છતાં મારાથી બની શક્યું તેટલું કરી મેં શુદ્ધતા
...આણી ભાષાન્તર કરવા યત્ન કર્યો છે. માગધીભાષાનું મને સારું જ્ઞાન
...નથી, છતાં માગધી ગાથાઓને તે ભાષા જાણનાર પાસેથી સમજીને પણ
...બનતા સુધી ગૂજરાતીમાં તેમનો ભાવાર્થ આપ્યો છે. મારા સાંભળવામાં
આવ્યું છે કે આ વિક્રમચરિત્રનું જૂની ગૂજરાતી કવિતામાં એક ભાષાન્તર
છે પણ તે હજુ મને મળી શક્યું નથી.

વડોદરા
૨૭-૧૧-૯૪.

મ. ન. દ્વિવેદી.

---

* જુઓ India What it can teach us?

\+ કોઈ વિદ્વાન્ કે શોધક આવા તામ્રપત્ર કે લેખ આદિ મને મોકલી આપશે તો ઉપ-
કાર થશે. ડાક્તર મ્યુલરે એવા એક બે લેખ પ્રસિદ્ધ કર્યા છે તે મારા જાણવામાં છે.

# વિક્રમચરિત.



નાભિનરેંદ્રવંશના મુકુટાલંકાર, હીરા જેવી પ્રભાવાળા, તેજસ્વી, પરમેશ્વર, સુરનરપૂજ્ય, પરમાનંદ આપનાર, સુવર્ણ જેવા વર્ણવાળા, વૃષભાંકિત, જિનપતિ, જે શ્રીદર્ભિકાગ્રામમાં રહેલા છે, એવા શ્રીવૃષભજિન જેણે સર્વ ભય જીત્યા છે, તે યોગદ યોગીશ્વરની સ્તુતિ કરૂં છું.–૧

પંચાચારવિચારને વિષે ચારુ ચતુર, ચાતુર્યલક્ષ્મીના ભંડાર, પંચજ્ઞાનયુત, ગણથકી વીંટાયલા, પાંચે ઇંદ્રિયને શાન્ત કરનાર, શ્રીમદ્વીરજિનના શાસનરૂપી વનના કલ્યાણ કલ્પદ્રુમરૂપ, ગણધરના આદ્ય, એવા ગુણસાગર ગૌતમ ગુરુને હું વંદુ છુ.–૨

સત્ ચરિત્રના સ્થાનરૂપ, ત્રિધાપરિગત, શ્રીમજ્જિનેંદ્રે કહેલા ત્રૈલોક્યને અત્યંત હિત નયથી પરિપૂર્ણ, સદા સોમ્ય, શાશ્વત, પુણ્ય, પાપનિવારક, અમૃતમયી, જીવાદિ તત્ત્વને વિવેક સમજાવનારી, વિશ્વમાત્રના પ્રાણિના જાડ્યને હણનારી. તે મને પ્રસન્ન હો.–૩

શ્રીમદ્ ગુણસાગર ગુરુના પાદને પરસુભક્તિથી સ્તવું છું, ને સદૈવ સદાચારવિચારદક્ષ એવા તે સંત મને સુપ્રસન્ન થાઓ. ૪

પુર્ણિમાપક્ષરૂપવનના કલ્પદ્રુમ શ્રી સાધુ, શ્રીમાન્ ઉભયચંદ્રાખ્ય ગુરુ મને શુભ આપો.–૫

તેમના પાદપ્રસાદથી વિક્રમાદિત્ય ભૂપતિને જનમાત્રને આનંદ આપતો આ સિંહાસનપ્રબંધ પદ્યબંધમાં, વિબુધોને આનંદ આપનાર એવા મંકર મુનીંદ્રે, ગદ્યપદ્યાત્મક, રચ્યો.–૬–૭

તે કથા ને તે સૂક્ત તે સાર્થ રત્નરૂપ છે ને ગ્રંથરૂપી સમુદ્રમાં ભરાલાં છે. ૮.

હવે તે મુનીન્દ્ર જે ક્ષેમંકર મહાકવિ તેમનાં અભિધેયાદિ કાવ્ય પ્રથમે કહું છું. ૯

---

મતિ, શ્રુતિ, અવધિ, મન પર્યાય, કેવલ

જિન મતમાં ઘણાક પક્ષ છે. તેમાં પુનમિયા એવો પણ એક પક્ષ છે.

અનંત શબ્દાર્થોપયોગનો પાર યોગીઓ કેમ ન જાણે ? કે જે જગત્-ત્રયના અશેષ અંધકારનો નાશ કરવાવાળી પરંજ્યોતિના પરમ પ્રકાશને પામેલા છે. ૧૦

જગત્ત્રય જે અનેક વૈચિત્ર્ય ભર્યું છે, તે પણ સાક્ષાત્ પ્રતિબિંબ રૂપે જેના અહોનિશ પ્રકાશતા જ્ઞાનદર્પણમાં, પડે છે, એવા શ્રી આદિ ભગવાન્‌ની સ્તુતિ કરૂં છું. ૧૧

જે પુણ્યૌઘથી પૂજ્ય છે, તેવા શ્રી ગુરુ મારા ઉપર પ્રસન્ન હો, ને તેમનો સદૈવ નવો નવો પ્રતિભાપ્રકાશ કવિને તેમ વાણીને પવિત્ર કરો.-૧૨

કવિઓએ તેમ પંડિતોએ એ બાબત હૃદયમાં વિસ્મય ન આણવો કે આ ગ્રંથમાં બે ઠેકાણે નમસ્કાર કેમ કર્યો ?[૧]—૧૩

કહ્યું છે કેઃ—

સિજ્ઝાયઝાણ તવે સુહેસુ ઊવણુ થુયપહાણેસુ
સંતગુણકિત્તણેસુ ન હુંતિ પુનરુત્તિ દોસાઉ'.

સુરાસુરનરેંદ્રાદિને જે પૂજ્ય, પૃથ્વી ઉપર વિખ્યાત, શ્રુતિસંપન્ન, જ્ઞાનવાન્, શ્રેષ્ઠ, સાત્વિકોનો શિરોમણિ, બત્રીશ લક્ષણોપેત, બહોતેર કલાનિપુણ, દારિદ્ર્યના મૂલને ઉખેડી નાખનાર કુદાલ, અનીતિદ્રુમનો દાવાનલ, શ્રી સર્વજ્ઞના પદકમલનો પૂજક, પરમ આર્હત, શ્રી સિદ્ધસેનવાદીંદ્રશિષ્ય, વચનમાત્રથી પણ પુણ્ય પ્રસારનાર, ઔદાર્ય ધૈર્ય ગાંભીર્યનય નીતિ આદિ ગુણના આકરથી યુક્ત, કુવ્યસનથી રહિત, સદ્ધર્મકર્મમાં અભિરક્ત, પાપનો સંહાર કરનાર, રણનો ઉચ્છેદ કરનાર, પૃથ્વીને ચૈત્યોથી છાઈ નાખનાર, સમુદ્રપરિવેષ્ટિત ધરાનો ધર્તા, સૌ હત્યાનો હર્તા, પરોપકારપરાયણ, કદાપિ પરની વંચના ન કરનારો, દાનશીલતપભાવસૌદર્ય આદિ ગુણથી આવૃત, સુરૂપ, શોભનાકાર, સુશીલ, શુભવાણીવાળો, શમયુક્ત, સૂર્યનીપેઠે શૂરસંપન્ન, શરચ્ચંદ્રનીપેઠે, શાંતાત્મા, સમુદ્રનીપેઠે ગંભીર, મેરુનીપેઠે નિષ્પ્રકંપ, ચિંતામણી કરતાં પણ અધિક હોઇ ચિંતિતાર્થને

૧. તાત્પર્ય એ છે કે સિદ્ધધ્યાનમા, સ્તુતિપ્રધાન વર્ણનમા, સુખમાં, સંતગુણકીર્તનમા ઈત્યાદીમા પુનરુક્તિ તે દોષ નથી.

આપનાર, તેવો વિક્રમનૃપ પોતાના વિક્રમથી સ્વર્ગને પણ ભરી દેનાર, અને વિશ્વજૈત્ર નામનું પંચદંડનું છત્ર ધરાવતો, અતિ શોભે છે. ૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩

તેવા શ્રીરાજરાજ વિક્રમમહીપતિનો પરમાનંદ આપનાર અપૂર્વ પ્રબંધ હું કહું છું-૨૪

શ્રીયુક્ત એવા વિવેકરૂપ બુદ્ધિવાળા વિક્રમ નરેંદ્રના, કવિકોવિદોએ રચેલા એવા અનેક પ્રબંધ છે-૨૫

પાંગળો મેરુ ચઢવા મથે, કે ક્રમ થકી આકાશમાં ક્રમણ ઈચ્છે, સાગરને આંગળાથી પીવા પ્રયાસ કરે, તો તેમાંનો કોઈ પણ કદાપિ પાર ન પામે-૨૬

પણ વિક્રમાદિત્યના ગુણની ગણના કરવા કોઈ સમર્થ નથી; છતાં હું વામણો જેમ ઉંચા પુરુષે લઈ શકાય તેવા ફૂલની ઈચ્છા કરે તેમ ઇચ્છાવાળો થયો છું-૨૭

વજ્રથી વીંધાયલા મણિમાં જેમ કોમલ સૂત્ર પણ પેશી શકે છે, તેમ પૂર્વ કવિઓએ જ્યાં દ્વાર કર્યું છે, એવા એ વિષયમાં પણ મારી મતિ સંચરશે-૨૮

જે પૂર્વે દેવરાજે[1], દેવથી અધિષ્ઠિત એવું બત્રીશ પુતળીયુક્ત ચતુરસ્ર ચતુ:શાલ[2], બત્રીશ વહેંત પહોળું, આઠ વહેંત ઉંચું, ચારે દિશાએ યક્ષરાજોએ અલંકૃત, આપેલું; તે સિંહાસન ઉપર રહેલી પુતળીઓએ ભક્તિથી, ભોજરાજના ભવનમાં, શ્રીવિક્રમનરેન્દ્રની કીર્તિ, સાર્થ અને સવિસ્મય તથા મહાશ્ચર્ય યુક્ત એવી બત્રીશ કથાથી જેવી રીતે ગાઈ, તેવીજ રીતે તેમને મોઢેથી સાંભળી પૂર્વ સૂરિઓએ ગુંથી રાખી છે, ને પછીથી તેમાં નવા નવા રસરંગભેદ વધ્યા છે.૨૮-૨૯-૩૦-૩૧-૩૨-૩૩

---

૧. ઇંદ્રે. ૨. ચાર ખુણાને ચાર શાલાવાળું.

કહ્યું છે કેઃ—

તેહજિ અખ્ખર તેહજિપય, તેહજિ વયણ કુરંતિ[1]
કાંઈ કવિઅણ ઉલ્લવણુ અમિય રસાયણ હુંતિ.—૩૪.

(તે હું કહું છું.)

કેટલાક જનો પણ કહે છે કે, આ સિંહાસન કોનું છે? કીયે સ્થાનથી આવ્યું? કોણે કોને આપ્યું?—૩૫

કીયા પ્રકારે એ આ ભોજસદનમાં આવ્યું? કીયે કાલે થયું? એના ઉપર કોણે આસન કર્યું?—૩૬.

આ નિર્જીવ પૂતળીઓ મનુષ્યભાષાથી, શ્રી વિક્રમનું પુરાણોક્ત ચરિત્ર કહે છે, એ શું?—૩૭.

કઈ કથાઓ તેમાંથી અતિ સરસ હશે? ઇત્યાદિ પ્રશ્નોનો આદર કરી હું પ્રથમે સિંહાસનપ્રબંધ કહું છું—૩૮.

દેશમાત્રનો શિરોમણિ એવો માલવ દેશ છે, જે ધર્મ, અર્થ, કામ ને મોક્ષનું સ્થાન છે, સુખનો નિવાસ છે, દુકાળ જ્યાં કદાપિ પડતો નથી, જે અત્યંત સુકાળના પિતાનું સ્થાન છે, જે ઓગણીશ લક્ષ ગામનો અધિપતિ છે, જ્યાં વસતા લોક પરમ સુખમાં વ્યાકુલતારહિત રહે છે, જે ધન ધાન્યમાં સંપૂર્ણ છે, ને જ્યાં ગોમટ સ્વામી તીર્થરાજાની પેઠે રાજે છે.—૩૯—૪૦—૪૧.

અનીતિની વેલીને કાપનાર તરવારની ધારા, રાજનીતિના વૃક્ષની જલધારા, અનેક સ્ત્રીપુરુષરત્નની ધારા, એવી પ્રસિદ્ધ ધારાપુરી ત્યાં આવેલી છે.—૪૨.

સદા સદાચારવિચારદક્ષ, જિનોક્ત વ્રતથી લક્ષ પામેલા, સન્મ ત્રથી અંગરક્ષા કરતા, તથા જેમને કદાપિ દુષ્ટ યક્ષ છળતા નથી, એવા જન ત્યાં વસે છે.—૪૩.

---

૧ અક્ષર, પદ, વચન બધા તેનાં તેજ છે પણ કવિજનના મુખમાથી નિકળતા અમિત રસાયન થાય છે.— ૨. મન્ત્ર

બ્રહ્માંડ જેનાથી ભરાઈ જાય એટલા યશવાળો, યશોરાશિયુક્ત, એવો સર્વ ભયનો હરનાર ભોજ રાજા ત્યાં રાજ્ય કરે છે..–

કહ્યું છે કે, કવિમાં, વાદીમાં, ભોગીમાં, યોગીમાં, દાતામાં, સત્પુરુષોને ઉપકાર કરનારમાં, ધનવાન્માં, ધનુષ્ધરનારમાં, ધર્મ પાળનારમાં, પૃથ્વી ઉપર ભોજ સમાન નૃપ નથી.–૪૫.

શું નંદી છે? મુરારિ છે? કામ છે? ચંદ્ર છે? વિધાતા છે? કોઇ વિદ્યાધર છે? કે ઈંદ્ર છે? નલ છે? કુબેર છે? પ્રથમ નથી, દ્વિતીય નથી, તૃતીય નથી, ચતુર્થ નથી, એમ એ નવમાંનો કોઇ નથી; પણ એતો પોતાની ઇચ્છાથી ભુવનતલે ક્રીડા કરતો ભૂપતિ શ્રીભોજદેવ છે.–૪૬.

તે જગત્નો પિતા, જગત્ની માતા, જગત્ને આનંદ આપનાર, તથા વિદ્વાનોના મન રૂપી કમલ ખીલાવનાર સૂર્ય છે.–૪૭.

ઉચિતાનુચિતજ્ઞાતા, એવો એ પુરુષરૂપ સરસ્વતી છે; એવા ભોજરાજ જેવો કોઇ થયો નથી કે થવાનો નથી–૪૮.

ભોજરાજા માલવેશ છે, ત્યાં બીજા નૃપો માત્ર નામનાજ છે અને લક્ષ્મીના કણમાત્રથી સંતોષ પામી માલવાના સામું પણ જોતાજ નથી–૪૯.

તે સૂર્યપ્રતાપથી દ્વિગુણ પ્રતાપવાળો છે, ચંદ્રથી આઠગણો પ્રકૃષ્ટ[1] છે, ને એના દાનથી કલ્પદ્રુમ ચિંતામણિ ને કામધેનુ એતો ખપી ગયાં ને નામમાત્ર થઈ રહ્યાં–૫૦.

તે સર્વજગદાધાર, આ શ્રીભોજરાજ, પૃથ્વીનો કુબેર છે; ને તેણે પોતાના પ્રતાપથી આકાશ ભરી દીધું છે–૫૧.

તેજ માલવદેશમાં અમરપુરી સમાન પુરી છે. જેનુ નામ અવંતી છે, ને જે સ્વર્ગ સુધી પ્રખ્યાત છે–૫૨.

એ પુરની પાસેના રમ્ય અને ધનધાન્યસંપૂર્ણ એવા સુગ્રામને વિષે એક મહાદરિદ્રી બ્રાહ્મણ રહેતો હતો–૫૩.

---

૧ ચઢીઆતો, ઉત્તમ.

તે અતિ કદરૂપો, કૃપણ સ્વભાવનો, કાણો, કાળો. કંકાસીઓ, કદર્ય, કુટિલ, ક્રૂર, કુડો, ક્રોધી. કઠોર વચનવાળો, એવો હતો—૫૪.

તેમજ. ધર્મકર્મરહિત, બ્રાહ્મણધર્મથી વિમુખ પણ હતો. તેની ભાર્યા પણ, પૂર્વકર્મના યોગથી તેવીજ હતી—૫૫.

તે કાણી, કદરૂપી, કુટિલ, કદર્ય, કેલિમાત્રપરાયણ, કકળાટ કરતી, નિર્દય, અશુચિ, કાલ જેવી, અને મર્મભાષણ કરનારી હતી—૫૬.

તે શાકિની, સૂકરી, મહાક્રૂર સાપિણી, કૂતરી, શિયાળવી, શંખિની, ફળિયામાં નાખી દીધેલું ખાનારી, એવી હતી; અને તેને દેવ ગુરુ ધર્મ કે સ્નાનાદિ ક્રિયા કાંઈ હતું નહિ, ને તેના ઘર આગળ દાન કે અતિથિપૂજા પણ થતી નહિ—૫૭–૫૮.

વાસણ, પરિધાન, પાત્ર, દોણી, ધન, ધાન્ય કે સાવરણી સુદ્ધાંત કશુ તેના ઘરમાં હતુ નહિ—૫૯.

અન્ન નહિ, ઘૃત નહિ, મગ નહિ, એક ગુંસરાની દાંડી સરખી પણ નહિ, તેલ નહિ, છોતરાં પણ નહિ, એવું કશું પણ નહિ કે જે મ્હોમાં મૂકવા ખપ લાગે—૫૯.

વળી, અન્ન ન મળે, ઘૃત ન મળે, મગ ન મળે, એક ગુસરી પણ ન મળે, તેલ, છોડાં, ન મળે એવું કાંઈ કે જે મોમાં નાખી શકાય—૬૦.

જેના ઘરમાં મૂષકી[1] તેવી મૂષકવધૂ, ગુપી તેવી માર્જારી[2], માર્જારી તેવી કૂતરી, ને કૂતરી તેવી ગૃહિણી, એ બધાં ભુખે મુવેલાં, થાકે દબાતાં નેત્રવાળાં, સાશ્રુ, અને મહાદરિદ્રી હતાં. ત્યાં બીજાની તો વાતજ શી? માત્ર રાંડ, ભાંડ, ઈત્યાદિ હુંકારા સમેત વચનની વૃષ્ટિ ચાલતી-૬૧.

તેના ઘરમાં છ પુત્રીઓ હતી, ને ઘરમાં સાપનાં દર થયાં હતાં, ને એ બ્રાહ્મણ જે આમ મહા દુઃખસાગરમાં ડુબ્યો હતો તેને સુખનુ શમણું પણ આવતું નહતુ—૬૨

૨ ગુણની પરીક્ષા કરી ન શકે તેવો ૨ ઉદરડી ૩ બીલાડી. ૪ અશ્રુસહિત નેત્રવાળા.

દારિદ્ર્ય, ક્રૂરદયિતા, દુર્ભાગ્ય, દુહિતાબાહુલ્ય, એમ દુઃખવૃક્ષ તેના ઘરમાં જલદાન વિનાપણ ફાલી રહ્યું હતું–૬૩

ને તે ગામમાં અહોનિશ ભીખ માગવા ભટકતો, તોપણ ધરાઇને અડકાર આવે એટલું ભોજન પામતો નહિ–૬૪

તેને એકાહારી, મિતાહારી, વિકૃતી, ત્યાગતત્પર, અકામી, નિર્જરાયુક્ત, ને શાક તથા તક્ર વિના રહેવું પડતુ–૬૫

એવો એ બ્રાહ્મણ દુઃખદાવાનલમાં પડેલો હતો. તેણે એક વખત ભમતાં ભમતાં વિદ્વાનો પાસેથી એક ઉત્તમ શ્લોક સાંભળ્યો–૬૬

પ્રથમે કૃષિવાણિજય, દ્વિતીયે પિંડપોષણ, તૃતીયે રાજસેવા, ને ચતુર્થે ધર્મ, એમ ક્રમે આચરવું–૬૭

એવું વચન સાંભળીને ગ્રામાધિપ પાસે ગયો, ને તેની પાસે વિનય થકી ભૂદાન માગ્યું–૬૮

જગત્માં ત્રણવાનાં અતિ શીતલ છે; ચંદ્ર, ચદન ને જલ, તેમ એક ચોથું પણ અતિ શીતલ છે, ને તે નિર્ધન એવા દીનનું ભાષણ–૬૯

હલકામાં હલકું તંખલું છે, પણ તેથી હલકું રૂ છે, પરંતુ યાચક તો તેથી પણ હલકો છે, છતાં તેને વાયુ કેમ તાણી નથી જતો? માત્ર એવા ભયથી કે મારી પાસે પણ તે યાચના કરશે–૭૦

એમ કરતાં વિપ્રના ભાગ્યથી, ગ્રામાધિપે તુષ્ટ થઈ તેને, સિદ્ધવડની પાસે એક વગર ખેડેલું ઉત્તમ ક્ષેત્ર આપ્યું–૭૧

ખળાનો માલીક સૂપડું ભરીને આપે, ગ્રામાધિપ ઉત્તમ ક્ષેત્ર આપે, દેશાધીશ ઉત્તમ ગામ આપે, ને ભૂમિપતિ દેશ આપે–૭૨

તે ક્ષેત્ર આઘાટ સહિત લઇને પછી ગામના કણબીઓને ક્ષેત્રપત્ર દેખાડવા લાગ્યો–૭૩

તમે યોગ્ય વિચાર કરી શકો તેવા છો, હું દરિદ્રી છું, હવે મેં ક્ષેત્ર પ્રાપ્ત કર્યું છે, બીજું તો મારા ઘરમાં કાંઈ છે નહિ–૭૪

માટે એમ કરો કે જેથી ભુખે ચઢી ગયેલી મારી કૂખો ઉંચી આવે, ને મારી પુત્રીઓ તથા પ્રિયા સાથે નિત્ય ભોજનાદિ સુખે પામું-૭૫

એક વૃંક્ષ વાળે, બીજો જલ પાય, ત્રીજો વાડ કરે, ચોથો પુષ્પ ચુંટી આવે, ને પાંચમો આવીને તે પુષ્પથી ભાવપૂર્વક શ્રી જિનેંદ્રની અદ્ભુત પૂજા કરે-૭૬-૭૭

તેવા સમભાવવાળાને સમાન ફલ થાય છે, ને જે તેની પ્રશંસા કરે તેને પણ તેવું ફલ થાય છે-૭૮

માટે ભૂમિદાનનું જે ફલ તે સર્વ તમને થશે. તેથી બળદ આદિ સામગ્રી લાવો-૭૯.

ગામના મુખ્ય કણબીઓએ બ્રાહ્મણની તે વાત સાંભળી દયા આણી, દાનબુદ્ધિથી, ક્ષેત્રના ઉપયોગનો સામાન માત્ર આપ્યો-૮૦

બે બળદ, ઝુંસરા સમેત હળ, ખરપડી, વાવણીઓ, દોદાળી, બીજ, હળની સાંતી, કહોવાડી, સમાર, રાશ, ગોફણ, દાતરડું, ઇત્યાદી સર્વ તેને આણીઆપ્યું-૮૧-૮૨

એથી પ્રસન્ન થઈ બ્રાહ્મણે ખેતી કામ આરંભ્યું, એટલે તેના ઘરમાંથી દુઃખદાયક દારિદ્રય નીકળી સત્વર નાઠું-૮૩

જે ઉખર ભૂમિ હતી તે ખાતર પુરવાથી પોળી જેવું ક્ષેત્ર થઈને રહ્યું. ને તેમાં જે બીજ વાવ્યું તે સહસ્રગુણ ઉતર્યું-૮૪

પૂર્વ પુણ્યના પ્રભાવથી ઘણુંક ધાન્ય પાક્યું, એટલે ટોવાનો વખત થયો ત્યારે માળો બાંધવા માટે બ્રાહ્મણે તપાસ કરવા માંડી-૮૫.

ખેતરની વચમાં એક સ્તૂપ જેવી અતિ ઉંચી શોભાયમાન ટેકરી જેના ઉપર પથરા પડેલા હતા તેવી નજરે પડી: એટલે તેના ઉપર માળો ઘાલ્યો-૮૬

પ્રભાત સમયે ગોફણ તથા ઘણાક ગોળા લઈને ઉપર ચઢયો ને માળા ઉપર બેઠો-૮૭

જેવો બેઠો તેવુંજ પોતાના માથા ઉપર પવિત્ર છત્ર ધરાયલું બ્રાહ્મણે દીઠું ને આગળ પાછળ ચામર ઉડતા જોયા—૮૮.

તેમજ સુવર્ણ મણિ માણિક્ય આદિ યુક્ત યથાયોગ્ય વસ્ત્રાભુષણ પણ પોતાના અંગ ઉપર દેખવા લાગ્યો—૮૯.

સ્વરૂપત્વ, ઉદારત્વ, જગદ્દુઃખનિવારકત્વ, એ આદિ ગુણ સમેત મન પણ મહા સૌભાગ્યયુક્ત થઇ ગયું—૯૦.

બ્રાહ્મણના મનમાં થયું કે, હું તો નવે નિધિનો ધણીછું, ને પ્રજાપાલક તથા ક્રૂર વૈરિમાત્રનો જયકર્તા છું—૯૧.

સર્વને દાન આપું, આખી પૃથ્વીને બહુ ભવ્ય મેહેલોથી શણગારૂં, એમ બ્રાહ્મણના ચિત્તમાં વિચાર થવા લગ્યા—૯૨.

એવામાં કાંઇ કાર્ય માટે માળેથી ઉતર્યો તો પાછું તે નું તે દુર્ભાગ્ય ને તે નું તે હળ તાણવાનું દેખવા લાગ્યો—૯૩.

એમ થતાં બ્રાહ્મણને બહુ વિસ્મય થયું ને મનમાં એવો વિચાર આવ્યો કે દાણા લણી લીધા પછી આ બનાવ ધારામાં જઈ શ્રીભોજને નિવેદન કરવો જોઈએ—૯૪.

તે સર્વ રાજાઓનો રાજા છે, ને વિદ્વાનોનો શિરોમણિ છે, પુરુષવેષે સાક્ષાત્ સરસ્વતી છે, ને તે સંદેહરૂપી લાકડાંને ભેદનારછે—૯૫.

એટલામાં ભાગ્યયોગે મહાકાલની યાત્રા સારુ ભોજરાજા સેના સહિત ઉજ્જયિનીમાં આવ્યો—૯૬.

તેને આવ્યો જાણીને પેલો બ્રાહ્મણ માળેથી ઉતરી, તેના આગળ યથાર્થ ક્ષેત્રચેષ્ટા કહેતા હવો—૯૭.

પૃથ્વીપતિ શ્રીભોજ, આવું વૃત્તાન્ત સાંભળીને ઘણાક પંડિતોને લેઈ ક્ષેત્ર આગળ આવ્યો—૯૮.

સામંતવર્ગ, મંત્રિવર્ગ, રાજાઓ, બીજા લોક, સર્વે એ કૌતુત જોવા માટે રાજાની સાથે આવ્યા—૯૯.

વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવા શ્રીભોજે ત્યાં જઈ એક ક્ષણવાર ઉભા રહી સ્થાનની પરીક્ષા કરી પણ તેમાં તો કાંઈ દીઠું નહિ—૧૦૦.

ત્યારે રાજચિન્હ દૂર કરી સર્વ આભરણ ઉતારી, સામાન્ય વસ્ત્ર પહેરી માળા ઉપર ચઢયો—૧૦૧.

સમદ્વીપ એવી સમસાગર ઘેરાયલી પૃથ્વીને સુવર્ણ રત્નના ઓઘથી ભરપૂર દેખવા લાગ્યો—૧૦૨.

ચામરસમેત સદા છત્ર માથે ધરેલાં દીઠાં, તેમ શરીરે દિવ્ય આભરણનો સમૂહ દીઠો, જેથી ભોજને બહુ વિસ્મય થયું—૧૦૩.

પોતાના ઔદાર્યાદિ ગુણો પોતાના ચિત્તમાં સોગણા ઉત્કર્ષને પામેલા જણાવા લાગ્યા, ને મનમાં એમ નિશ્ચય આવ્યો કે જગત્‌ના દારિદ્ર્યને વિદારવાના મહારણમાં મારે મચવું—૧૦૪.

શ્રીભોજે વિચાર્યું કે, વિપ્રોક્ત વચન ખોટું નથી, કેમ કે જ્ઞાનમાં નિશ્ચયયોગ્ય જે પ્રમાણ તેવી દૃષ્ટિગોચરતાથીજ આ વાત સિદ્ધ છે—૧૦૫.

શ્રીભોજ એક ક્ષણ રહીને માળેથી ઉતર્યો, અને પોતાના અંગને જોવા લાગ્યો તો જેવું હતું તેવું સ્વાભાવિક શરીર દેખવા લાગ્યો—૧૦૬.

સર્વે વૃદ્ધ તથા પંડિતોને બોલાવી પૃથ્વીપતિએ કહ્યું કે, હે સર્વ શાસ્ત્રના જાણનારા! કહો કે, આ શું છે?—૧૦૭.

આ તે તીર્થગુણ છે? વસ્તુગુણ છે? કે કોઈ દેવ ભૂત કે પિશાચનું કામ છે? કે ઈંદ્રજાલ છે?—૧૦૮.

કહ્યું છે કે, જલમાં તેલ, ખલના પેટમાં ગુહ્ય વાત, પાત્રને આપેલું દાન, બુદ્ધિમાન્‌ને આપેલું શાસ્ત્રજ્ઞાન, તે થોડું સરખું હોય તો પણ વસ્તુશક્તિ થકી સ્વભાવેજ વિસ્તાર પામે છે—૧૦૯.

મણિ, મંત્ર, ઓષધિ, ને તે પણ જો તીર્થમાં હોય તો વિશેષે, તેમજ દ્રવ્ય ક્ષેત્રનો પ્રભાવ, એટલાં ચિંતવી ન શકાય તેવાં ફલને આપે છે—૧૧૦.

પછી રાજા સમેત સર્વે વિદ્વાનોએ વિચાર કરી બ્રાહ્મણને દાનથી

સંતોષી ખેતર લઈ લીધું-૧૧૧.

પેલા માળાનાં લાકડાંને જુદાં કરીને તપાસી જોયાં પરંતુ તેમાં ક્યાંઈ કોઇ મોહનશક્તિનો ગુણ ન દીઠો-૧૧૨.

ત્યારે પથરાના કટકા માત્ર ભેગા કરી એકએકને તીક્ષ્ણ નજરે તપાસી તપાસી રાજાએ દૂર મૂક્યા ને કહ્યું કે, આમાં પણ કશો ચિંતામણિ-ગુણ નથી-૧૧૩.

તેમજ વેલાવૃક્ષાદિનો ગુણ તપાસ્યો પરંતુ તેમાં પણ કાંઈ વિચિત્ર કે કામ સંપૂર્ણ કરવાવાળું ન દીઠું-૧૧૪.

ત્યારે સર્વ વાત જાણનાર એવા રાજાએ ભૂમિનો ગુણ નક્કી છે એમ ધાર્યું, ને ઔદાર્યાદિ ગુણયુક્ત એવા પોતે તેને તપાસવા માંડી-૧૧૫.

બત્રીશ હાથ પોહોળી લાંબી તથા ચતુરસ્ર એવી એ ભૂમિને ખોદવાની આજ્ઞા રાજાએ કરી-૧૧૬.

ખોદનારા કોદાળા, ગધેડા, ટોપલીઓ, ગુણો, કોશ વગેરે ઉપયોગી ઓજાર લઇ ભેગા થયા-૧૧૭.

તે જેવા ભૂમિ ખોદવા લાગ્યા તેવાજ બેભાન થઇ ઉંધે મોઢે પડ્યા, ને ગધેડાં દિશા દિશાએ નાસવા લાગ્યાં-૧૧૮.

તે ઉપરથી ભોજરાજાને બહુ વિસ્મય થયો, ને એમ લાગ્યું કે આ ભૂમિ બહુ પ્રતાપવાળી છે, તેથી ખોદાનારી નથી-૧૧૯.

પછી ક્ષેત્રના અધિષ્ઠાતા દેવાદિનું પૂજન કરાવ્યું, ને નવ પ્રકારનું નૈવેદ્ય મુકાવ્યું-૧૨૦.

કોશ કોદાળા, સોનાના, ને ટોપલી રૂપાની, તથા ખોદનારા બ્રાહ્મણો, ને ટોપલા ઉપાડનાર ક્ષત્રિયો, એમ વ્યવસ્થા કરી-૧૨૧.

સર્વે નહાઇ સુંદર વસ્ત્રાભૂષણ પહેરી સુંદર વેદોચ્ચાર કરતાં એ મહાભૂમિને ખોદવા લાગ્યા-૧૨૨.

જે જે તત્ર અધિષ્ઠાતા હતા તે દાનપ્રભાવથી પ્રસન્ન થયા ને તેથી

કશો ઉપદ્રવ તેમણે કર્યો નહિ, એટલે ભૂમિ ક્ષણમાં ખોદાઈ ગઇ–૧૨૩.

કહ્યું છે કે, દાનથી ભૂતમાત્ર વશ થાય છે, દાનથી વેર પણ નાશ પામે છે, શત્રુ પણ દાનથી મિત્ર થાય છે, દાનજ સર્વ પીડાને હરે છે–૧૨૪.

સ્વર્ગસ્થાન, સુવર્ણમય મેરુ પર્વત, સર્વ સહન કરનાર પૃથ્વી, સર્વ રત્નનો સ્થાન એવો સમુદ્ર, નાગનો મુખ્ય એવો અનંત, અગ્નિ ઝરતું સુદર્શન, એટલું છતાં પણ એવા શ્રીપુરુષોત્તમને બલિએ દાનમાત્રથી એક ભિક્ષુક બનાવ્યો–૧૨૫.

બ્રહ્માદિ સર્વે દેવ, તેમ કપિલાદિ મુનીશ્વર, યક્ષ, રાક્ષસ, રાજા, રંક, સર્વે દાનને વશ છે–૧૨૬.

સંગ્રહૈકપરાયણ[1] એવો સમુદ્ર રસાતલમાં ગયો, ને દાતા એવો મેઘ ઉપર ગર્જના કરવા પામ્યો–૧૨૭.

શુભ મુહૂર્તે, સારા લગ્નમાં, સારે દિવસે, સારે અંશ સમયે, એ ભૂમિમાં સૂર્યબિંબ જેવા પ્રકાશવાળું એક બારણું નીકળ્યું–૧૨૮.

તે સમયે જગત્‌ને આનંદ આપનાર એવો જયજય નાદ ભેગા મળેલા લોકોએ કૌતુકથી કરીને કર્યો–૧૨૯.

હે સ્વામી શ્રીભોજ! જગદીશ! તમારો જય થાઓ, તમારા ભાગ્યના યોગે મ્હોટું, જેમાં મહાકાંતિવાળાં રત્નમણિ મણિક્યાદિ છે એવું, તથા સુંદર પુષ્પના સુગંધથી સંપૂર્ણ, અને સૂર્ય જેવું, ભોંયરૂં નિકળ્યું–૧૩૦–૧૩૧.

એવાં વચન સાંભળી ભાગ્યવાન્ ભોજરાજ, ત્યાં, તીવ્રબુદ્ધિવાળા પંડિતો સમેત આવી પહોચ્યો–૧૩૧.

ભોંયરામાં પેઠો તો ત્યાં ચંદ્રકાંતમય એવું મ્હોટું તથા જ્યોતિની હારથી અલંકૃત સિંહાસન દીઠું–૧૩૩.

તે બત્રીશ હાથ પહોળું, ને તેટલાજ પ્રમાણથી દીર્ઘ, આઠ હાથ ઉંચું, અતિ તેજસ્વી, ને તોરણયુક્ત, પાદપીઠયુક્ત, બત્રીશ પુતળીવાળું, ચાર તરફ

૧. સંગ્રહમાજ જેનો એક ઉદ્દેશ તેવો

પુરુષરૂપધારી ચાર યક્ષોથી રક્ષાયલું, કૌતુકરૂપ, રમાસ્થાન, મનોરમ, વિચિત્ર ચિત્રવાળા કાંચન કલશો સમેત, હતું-૧૩૪-૧૩૫-૧૩૬.

પૌરુષાન્વિત અને હિંમતવાળા એવા ઘણાક પુરુષોએ હલાવવા માંડ્યું, તેમ બહુ કળ કરી, પણ હાલ્યું નહિ-૧૩૭

ત્યારે બધા વિદ્વાનોએ ભોજરાજને વિનતિ કરી કે હે સ્વામિન્! આવું મહા સમૃદ્ધિમાન્[1] આ સિંહાસન કોનું હશે તે સમજાતું નથી-૧૩૮.

ઇંદ્ર, ઉપેંદ્ર, કૃષ્ણ, ચક્રવર્તિરામ, રાવણ, ગણેશ, કે શિવ કોનું આ દેવતા સમેત, પ્રભાયુક્ત, શોભાયમાન, સકલશ, સુરસૈન્ય, સદાનંદ, સિંહાસન હશે?-૧૩૯-૧૪૦.

મહાપૂજાદિ નિષ્પાપ નૈવેદ્ય કરવું જોઇએ, મે પંચશબ્દાદિ વાદિત્રયુક્ત નાટકાદિ કરવાં જોઇએ-૧૪૧.

પાંચ લોકપાલ, ગ્રહ, યક્ષ, રાક્ષસ, દિક્પાલ, તેમનું યથાયોગ્ય પૂજન રચવું જોઇએ-૧૪૨.

દશદિશાએ શાંતિ પુષ્ટિ કરનાર બલિદાન યુક્તિપૂર્વક આપવાં, ને જવાને માર્ગે સુગંધોદક છાંટવાં જોઇએ-૧૪૩.

સુગંધ, કુસુમ, પુષ્પપ્રકરે, તેમ નવી નવી વધાઈ, વગેરે રચના કર્યા પછી આ અત્રથી ખસશે-૧૪૪.

યુક્ત અર્થવાળું અને અમૃતતુલ્ય એવું તેમનું વચન સાંભળીને, રાજાએ તે પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર કરાવી-૧૪૫.

અમૃતોદકપૂર્ણ એવા એકસો આઠ કુંભથી રાજાએ સિંહાસનને હર્ષપૂર્વક નવરાવ્યું-૧૪૬.

પછી રાજાએ પૂજા કરાવી, બલિદાન અપાવ્યું, નાટક સમેત નૈવેદ્ય કરાવ્યું, મહાભક્તિ સમેત આરાત્રિક કરાવ્યું.-૧૪૭

પટકૂલાદિ શુભ વસ્ત્ર રસ્તામાત્રમાં બીછાવી દીધાં અને ગંધોદક પુષ્પાદિ તે ઉપર છંટાવ્યાં.-૧૪૮

---

૧. સમૂહ.

ભોજરાજ સમેત ૧૦૮ રાજાઓએ મળી સોનાની સાંકળોથી બાંધી સિંહાસનને ખેંચવા માંડયું.-૧૪૯

તે સર્વતોભદ્ર આસન જે છત્રચામરાદિ રાજચિન્હયુક્ત હતું તે સમેત વિમાનની પેઠે ચાલ્યું.-૧૫૦

નૃપસ્ત્રીઓ તેને સ્થાને સ્થાને મોતીથી વધાવતી હતી, ને ભાટ ગંધર્વ આદિ તેના ગુણ ગાતા હતા.-૧૫૧

તેની આગળ ભોજરાજાદિ રાજેન્દ્રો, સામંતો, મંડલીકો, મંત્રીઓ, મહાજન, વગેરે ચાલતા હતા.-૧૫૨

ચારે તરફ ગજ, અશ્વ, રથ, પદાતિ આદિ અસંખ્ય ચાલતાં હતાં, ને દેશ દેશથી આવેલાં વાદિત્રના નાદથી બહેરા થઈ જવાય એવો ધ્વનિ આકાશમાં છવાઈ ગયો હતો-૧૫૩.

પગે ચાલતા રાજાઓ, તેમ સ્વર્ગે સ્તુતિ કરતા દેવતાઓ, તેની ઉત્તમ પુષ્પ ફલાદિથી પૂજા કરતા હતા-૧૫૪.

એ પ્રકારની મહાભક્તિ સમેત, ને મહોત્સવ સાથે, સદા આનંદરૂપ તે સિંહાસન ધારાપુરીમાં આવ્યું-૧૫૫.

તે વખતે ધારાપુરીના લોક હર્ષપૂરથી પ્રપૂર્ણ થઈ, બજારનાં હાટને શણગારી, સામા આવ્યા-૧૫૬.

ઝુલી રહેલાં તોરણોથી, વાદ્યનાદથી, કુંકુમસાથીઆથી, મુક્તાફલના પ્રકરથી, પુષ્પમાલથી, સુવર્ણકુંભથી, વરસ્ત્રીનાં નાટ્યગીતથી, રાસખેલથી, એમ વિવિધ વિરચનાથી પુરલોક ચઉટું શણગાર્યું હતું-૧૫૭-૧૫૮.

એવા રમ્ય, અને ભેરીના નાદથી ગાજી રહેલા, ચઉટામાં, ત્રણે લોકને આશ્ચર્ય આપનારું સિંહાસન આવ્યું, એટલે તેને સહસ્ર સ્તંભવાળા સભા મંડપમાં, સ્થિર કાર્યના જાણ પુરુષોએ સ્થિરાંશમાં સ્થિર લગ્ને પૂર્વાભિમુખ સ્થાપ્યું-૧૫૯-૧૬૦.

ઘર છે તે વસવા માટે છે, થાળ ભોજન કરવા માટે છે, શાહી લખવા માટે છે, ઘોડો ચઢવા માટે છે, શય્યા સુવા માટે છે, ભાર્યા ભોગ કરવા તથા સંતતિ વધારવા માટે છે, ગુરુ ધર્મોપદેશ માટે છે, ધ્યાન મોક્ષસુખ માટે છે, આભરણવસ્ત્રાદિ અંગશોભા માટે છે, દેવાર્ચન પૂજા માટે છે, દાન ભોગ માટે છે, કૂવો જલ માટે છે, વાડી પુષ્પ માટે છે, ખેતી અન્ન માટે છે, ઢાલ રક્ષા માટે તેમ શોભા માટે છે, તેમજ જેમ બીજાંપણ ભક્ષ્ય દાનભોજનાદિ માટે છે, તેજ પ્રમાણે આ સિંહાસન પણ આસન કરવા માટેજ છે તો તેના ઉપર હવે બેસવું જોઇએ--૧૬૧--૧૬૨--૧૬૩--૧૬૪--૧૬૫.

એમ નિશ્ચય કરીને રાજેન્દ્ર શ્રી ભોજે સર્વ જ્યોતિષશાસ્ત્ર જાણનારાને બોલાવ્યા--૧૬૬.

તેમનો ફ્લવસ્ત્રાદિ દાનથી તથા ભક્તિપૂર્વક પૂજાથી સત્કાર કરી રાજાએ રાજયોગનું શુભલગ્ન પૂછ્યું–૧૬૭.

તે સુશાસ્ત્રજ્ઞોએ વિચાર કરી ઉત્તમ મુહૂર્ત આપ્યું, કે પુર્ણિમાને રવિવારે પુષ્ય નક્ષત્રમાં મીન લગ્ન બહુ ઉત્તમ છે –૧૬૮.

પુષ્યવિના કરેલું કાર્ય અવળું થાય છે, પણ પુષ્યકૃત કદાપિ નિષ્ફલ જતું નથી, ચંદ્રમા કદાપિ બારમો હોય તો પણ પુષ્ય નક્ષત્ર સર્વસિદ્ધિ આપનાર છે –૧૬૯.

મુહૂર્ત નક્કી કરીને રાજરાજે સામગ્રી તૈયાર કરાવી, ને સર્વતીર્થનાં પવિત્રોદક મગાવ્યાં–૧૭૦.

એકસો આઠભાર પ્રસિદ્ધ ઓષધિમાત્ર મગાવી. દુર્વા, ગોરોચન, દર્ભ, સર્ષપ, પંચરત્ન, હરિદ્રા, કુંકુંમ, સૂત્ર, સુવર્ણ, અને રત્નમય ૩૬૦ કલશ, ને બીજાં જે જે જોઈએ તે સર્વ ભેગાં કરાવ્યાં –૧૭૧–૧૭૨.

પંચામૃત, પંચરાજ્ય, પંચહવ્ય, એ આદિ ઉપસ્કર, તથા સદાફલ, ક્ષીરવૃક્ષફલ, એવાં વિવિધફૂલ, ખડ્ગ, ચામર, છત્ર, તથા ઉત્તમ વસ્ત્ર, ને રાજયોગ્ય એવાં અસખ્ય નવીન આભરણ, એ સર્વ તૈયાર કર્યું–૧૭૩–૧૭૪.

પુત્રવતી એવી ૧૦૮ સર્વાંગસુંદર ગાય ત્રણપક્ષથી પૂર્ણ, તેને લાવીને તેમના સમૂહની મધ્યે માંગલ્યપ્રદ એવી સપ્તદ્વીપવસુમતીને વ્યાઘ્રચર્મ ઉપર આળેખીને મૂકી–૧૭૫–૧૭૬.

છ દર્શન, છવર્ણ, છત્રીશ રાજકુલ, સામંત, મંડલીક, મંત્રી, ખંડીઆ, દેશાધિપ, તે સર્વ લોક કૌતુકથી ઉંચાં નયન કરી ભેગા થયા, તેમ સિદ્ધ વિધ્યાધર ગંધર્વાદિ સર્વ લોક આવ્યા–૧૭૭.

પછી શ્રી ભોજરાજેંદ્રે સ્નાન કરી સર્વાંગે સુંદર આભરણો પહેર્યાં ને સારી કીનારીવાળાં ઉત્તમ વસ્ત્ર ધારણ કર્યાં–૧૭૮.

પટ્ટબંધ બાંધ્યો, કાશ્મીર કુંકુંમનો લેપ કરાવ્યો, ને છત્ર ચામર આદિ રાજચિન્હ ધારણ કર્યાં–૧૭૯.

પંચદિવ્ય વાદિત્ર વાગ્યાં, મંગલધ્વનિ થયા, ભાટ ચારણોએ બિરુદ ઉચ્ચારવા માંડયાં, કે હે ભોજ નૃપેંદ્ર! ચીરંજીવ, ચિરસુખપામ, પૃથ્વીને ચિરસમય[1] સુધી રક્ષ, ને આશ્રિત લોકના મનોરથ ચિરંતન પૂર્ણકર, હે ધરાધીશ! ધારાધીશ! ધર્મિષ્ઠ! કુબેર! ધારામાં ધર્મનું સામ્રાજ્ય તારાથી થશે, ને તુંજ સર્વની આપત્તિ હણશે, એવા આશિર્વાદ કોટિ મનુષ્યોએ દેવાય છે તેવામાં સોનાની ચાખડીએ ચઢીને શ્રીભોજ લગ્નસમયે સિંહાસન પાસે આવ્યો–૧૮૦–૧૮૧–૧૮૨–૧૮૩–૧૮૪.

જેવો રાજા એ ઉત્તમ સિંહાસને પગ મૂકે છે, તેવીજ સિંહાસન ઉપરની એક પૂતળી જેનું નામ જયા હતું, ને સ્વર્ગમાં પણ પ્રસિદ્ધ હતી, દિવ્યાનુભાવથી ચંદ્ર જેવી કાન્તિમાન્ હતી, તે મનુષ્યવાણીથી બોલી–૧૮૫–૧૮૬.

હે રાજન્! શ્રી ભોજેંદ્ર! તમે ગુણજ્ઞ છો ને ગુણવાન્માં મુખ્ય છો, જે યુક્ત હોય તેને અત્ર બેસવું યોગ્ય છે, અયુક્ત તો કેવલ હાસિપાત્ર થાય–૧૮૭.

કહ્યું છે કે, ઔદાર્ય, ગાંભીર્ય, સત્ત્વ, સાહસ, બુદ્ધિ, એ આદિથી જે

૧. ચિરકાલસુધી.

સર્વગુણસંપન્ન હોય તેણે આ આસને બેસવું–૧૮૮.

કિંલિગ વડરી ધારણેણુ કજ્જંમ્મિઇવીએ ઠાણે
રાયા ન હોઇ સયમેવ ધારતો ચામરડોવિ[2]–૧૮૯.

આ સિંહાસનનાં અમે સત્રે અધિષ્ઠાતા છીએ, માટે દેવાધિષ્ઠિત એવા આ સિંહાસન ઉપર તમારે બેસવું યોગ્ય નથી–૧૯૦.

કોઇ સામાન્ય રાજા, કિંચિત્ ભાગ્યયુક્ત હોય, કે એકાદ દેશની પ્રભુતાવાળો હોય, તે અત્ર એક શિયાળ જેવો હોઇ બેસવા યોગ્ય નથી–૧૯૧.

આવી હીનોપમા સાંભળી ભોજ રાજા વિસ્મય પામ્યો, ને ઉત્તર કહેવા લાગ્યો–૧૯૨.

હે પુત્રિ! ઔચિત્યમાત્રનાજ હું સાત્ર લક્ષ આપું છું તો મારા કરતાં વધારે દાનશૂર બીજો કોણ છે?–૧૯૩.

હે વિપ્ર! જલ કેટલું છે? નરાધીશ! ઝાંઘ સુધી છે, આવી અવસ્થા કેમ? હે ભોજ! આપ જેવા સર્વત્ર નથી–૧૯૪.

લક્ષ, લક્ષ, ને ફરી લક્ષ તથા દશ મત્ત ગજેંદ્ર એટલાં વાનાં તુષ્ટ થઇ, "ઝાંગ સુધી"[3] એટલું કહેતા વિપ્રને આપ્યાં–૧૯૫.

---

૨. પ્રથમ પંક્તિ લાગતી નથી. બીજી પંક્તિનું તાત્પર્ય કે, પોતાની મેળે ચામરાદિ ધર્યાથી કોઈ રાજા થતુ નથી (રાજા તો તર્કુણથી થાય છે).

૩. કથા એવી છે કે, એક બ્રાહ્મણ બહુ દુર્બલ હોવાથી કઠીઆરાનો ધંધો કરતો હતો, ને લાકડાં લેઈને નદી ઉતરતો હતો; ત્યાં રાજાએ શીકારે જતા તેને જોઈ તેના ઉપર દયા ખાઈ સવાલ કર્યો કે જલ કેટલું છે? ઝાંઘ સુધી કહ્યું ત્યારે ફરી પૂછ્યું કે આવી અવસ્થા કેમ? તો બ્રાહ્મણે કહ્યુ કે બધે ભોજ વસતા નથી તે ઉપરથી ખુશી થઈ કોશાધિકારી પાસે બ્રાહ્મણને મોકલ્યો કે જા; લક્ષ આપશે. બ્રાહ્મણે માગ્યા છતાં કોશાધિકારીએ ન આપ્યા ત્યારે તે પાછો આવ્યો તો રાજાએ બે લક્ષની આજ્ઞા કરી. વળી પાછો આવ્યો ત્યારે ત્રણ લક્ષ અને દશ હાથીની આજ્ઞા કરી, ને સાથે માણસ મોકલી તેટલું અપાવ્યુ.

આવું ગર્વગર્ભિત વચન સાંભળી જયાએ કહ્યું કે, હે ભોજ ! મારી વાત સાંભળ-૧૯૬.

આ તારૂં ઔદાર્ય કશા કામનું નથી, કેમ કે તારા ગુણનું તું પોતેજ વર્ણન કરે છે. જે જગત્માં પોતાના ગુણનું પોતાને મ્હોડે વર્ણન કરે તેના કરતાં વધારે નિંદાપાત્ર કોણ?-૧૯૭.

આશાથી દાન કરનાર, દાતાનો પ્રતિષેધ કરનાર, ને દાનને કહી બતાવનાર, એટલા અતિ પાપી છે-૧૯૮.

પારકાએ ગુણ કહેવાતાં નિર્ગુણપણ ગુણી થાય છે. બાકી પોતે પોતાના ગુણ ગાતાં તો ઇંદ્ર પણ લઘુતાને પામે-૧૯૯.

ટીટાડી પણ પગ ઉંચા રાખીને સુવે છે કે આકાશ પડે તો તેને ઝીલી લઉં, એમ પોતાના મનથી તો મ્હોટા કોણ નથી હોતા!-૨૦૦.

પુરુષના ગુણ પોતે પોતાની મેળે ગૃહાતાં સુખ કે શોભા કાંઈ પણ, યુવતીએ પોતાની મેળેજ ગૃહેલા કુચની પેઠે, આપતા નથી; પણ સામો માણસજ ગુણને તેમ કુચને ગૃહે તોજ તેમાં સુખ ને શોભા ઉભય પેદા થાય છે-૨૦૧.

માનભંગ કરનારૂં આવું વચન સાંભળીને રાજા સહિત સર્વે સભાસદોનાં મુખ અત્યંત મ્લાન થઈ ગયાં-૨૦૨.

તે સમયે શ્રીભોજરાજેંદ્રે કિંચિત્ લજ્જા અને ભયથી વ્યાકુલ થઈ, અતિ ચારુ અને ચતુર તથા ગંભીર વચન ઉચ્ચાર્યું.-૨૦૩.

વિદ્યાવાનમાં ઉત્તમ હે જયા! તું કહે કે એવા કોનું આ સિંહાસન છે કે જેની ઉદારતાથી પ્રસન્ન થઈ તમે તેનુ કીર્તન કરો છો-૨૦૪.

એ વૃત્તાંત અથથી તે ઇતિ સુધી આશ્ચર્યથી અભિભૂત ચિત્તવાળા આ સર્વ સભાસદોને તું સંભળાવ-૨૦૫.

રાજાનું આવું વચન સાંભળી ચતુર હૃદયવાળી પેલી પૂતળી બોલી કે સિંહાસનની ઉત્પત્તિ સાંભળો, હુ કહું છું, ને તે માટે નીરાંતે બેસો-૨૦૬.

હે રાજા! સર્વ સત્પુરુષોસમેતનું ભાગવત પુરાણોક્ત એવું વિદ્વત્પ્રિય વચન સંક્ષિપ્ત રીતે મારે મ્હોડે સાંભળ—૨૦૭.

શુકાદિદેવ અને અવંતિના પુત્રે અવંતિ નામની, સ્વર્ગપુરીસમાન પુરી સ્થાપી એમ જાણવામાં છે—૨૦૮.

એમ પણ કલ્પી શકાય છે કે ધર્મ, અર્થ, ને કામ ત્રણે ભેગા થઈ ત્યાંજ વસ્યા હતા, કેમકે તેમ ન હોય-તો ત્યાંની પ્રજા એ ત્રણે પુરુષાર્થથી સુસંપન્ન કેમ હોય?—૨૦૯.

જ્યાં ગંભીર નાદ કરતા, ભદ્રજાતિના મહાગજ રહેતા હતા, ને દાનશીલ છતાં સદા અલિ ઉપર અકોપ હતા[1]—૨૧૦.

જ્યાંના પરકન્યાવિરક્ત લોક જે બુધ છતાં કલાવત્યવરોધિ હતા તેમણે ઉચ્ચત્વ પ્રાપ્ત કર્યું એ આશ્ચર્ય છે!—૨૧૧.

સપોત, ઉત્તમ મર્યાદાયુક્ત, ચળકતાં રત્નકંકણવાળા, એવા મહાશ્વો જ્યાં સમુદ્રની વેલાની પેઠે શોભી રહ્યા હતા—૨૧૨.

દેવતાએ સેવેલી છતાં તું યથાર્થ ભોગસુખ આપનારી નથી, એમ જ્યાંના લોકો અમરાવતીને પણ અતિ રમ્ય માનતા ન હતા—૨૧૩.

જ્યાંનો ભોગ અને ભોગસંગ પણ નરેન્દ્રને ભય પમાડે તેવો છે, ને જ્યાંના લોક ભોગવતીના લોકનો ઉપહાસ કરે છે—૨૧૪.

'એકૂટ તજવું જોઇએ ત્યાં તું તો ત્રિકૂટ છે[2] એમ લંકાને પણ જ્યાંના લોક સકલંક માનતા હતા—૨૧૫.

જ્યાં દંડરચના દેવગૃહમાંજ, સ્નેહક્ષય દીપમાંજ, મુષ્ટીગ્રહ ખડ્ગમાંજ, વિષવાદ વિષવૈદ્યના ઘરમાંજ, વાદતર્ક વિચારમાંજ, માનૈસ્થિતિ હાટમાંજ, બંધ કેશરનામાંજ હતાં, પણ લોકમાં તેમાંનું એકે હતું નહિ—૨૧૬.

---

૧. આ શ્લોકમા દાની પ્રતિ પણ અન્યોક્તિ છે દાન એટલે મદ તેમ આપવારૂપ દાન.

૨. કૂટ એટલે કુડ, એક કુડ ન કરવું ત્યાં ત્રણ કુડ જ્યાં હોય તે તો ખરાબજ એમ વિરોધ છે, પણ પરિહાર કે ત્રિકૂટ એવા નામનો પર્વત લંકામા છે લંકાને સકલંક માનવાપણું જે કહ્યું છે તે માત્ર શબ્દગત વિરોધાભાસને લઇનેજ છે.

૩. કાટલાં અને અભિમાનાદિ.

અત્ર પ્રદ્યોતની પ્રિય દુહિતાને વત્સરાજ હરી લાવ્યો હતો. અત્ર તે રાજાનું સુવર્ણતાલદ્રુમનું વન હતું, અત્ર નલગિરિનાં કુંભ તોડી નાખી તેને હણ્યો હતો, એમ જ્યાંના પ્રદેશથી, આવતા જતા લોકને લોકો રંજન કરે છે–૨૧૭.

રિપુનો ઉચ્છેદ કરવે તત્પર એવો શ્રીભર્તૃહરિ એવા ઉત્તમ પૌરજનોથી પૂર્ણ પુરીનું જે રાજ્ય તેને પાલતો હતો–૨૧૮.

તે સદા ધર્મવાન્ હતો, સૌમ્ય હતો, દુષ્ટ લોકને યમતુલ્ય હતો, આશ્રિતને વરુણ જેવો હતો, ને અર્થીને કુબેર જેવો હતો–૨૧૯.

વિહારાર્થે ફરતી વારાંગનાઓ જેના સમયમાં રસ્તામાંજ ઉંઘી જાય તો તેનાં વસ્ત્રને વાયુ પણ ખસેડી શકતો ન હતો, તો તેનાં ભૂષણાદિ લેવાને તો હાથ પણ કોણ લંબાવી શકે ! –૨૨૦.

જે દીન પ્રતિ દયાલુ છે, જેમને જરાપણ લક્ષ્મીમદ સ્પર્શતો નથી, જેમને પરોપકાર કરતાં થાક લાગતો નથી, જે યાચના થતાં હર્ષ પામે છે, જે યૌવનોદય રૂપી મહાવ્યાધિમાં પણ સ્વસ્થ ચિત્તવાળા છે, તેવા લોકોત્તર અને સ્તુત્ય ચરિતવાળા તો પૃથ્વી ઉપર બે ત્રણજ નર હોય છે–૨૨૧.

તે રાજાનો ભાઈ પૃથ્વીનો નાયક અતિ ભાગ્યવાન્ વિક્રમાદિત્ય, નામે તથા પરાક્રમે પણ વિક્રમાદિત્યજ, એવો હતો–૨૨૨.

રાજ્યાભિષેક સમયે તેનું કોઈ પ્રકારે અપમાન થતાં તે દેશવટો લઈ જતો રહ્યો, કેમ કે કહ્યું છે કે માન છે તેજ મહત્પુરુષનું ધન છે–૨૨૩

કહ્યું છે કેઃ–

માણપણ હુઇ જઇવિ તણુ તોઇ દેસડા ચઇજ્જ
મા દુજ્જણકરપલ્લવિહિં દેસિજ્જત મપિજ્જ[2] ૨૨૪

એ માલવેંદ્રરાજ નિષ્કંટક રાજ્ય કરતો હતો. તેને રતિપ્રીતિથી સમાન, અને સૌમ્ય દર્શનવાળી, સુભગ, શોભનાકાર, સુરૂપવતી પટ્ટરાણી

૧ એ નામનો હાથી. આ શ્લોક મેઘદૂતમા પણ આવે છે

૨ માન નાશ પામ્યા છતા દેહ સાજો હોય તો દેશ તુરત તજવો પણ દુર્જનના હાથમા પડવું નહિ

હતી. તે અતિ પ્રેમવતી હતી, ને તેનું નામ અનંગસેના હતું. તેમ તે જાતે પણ અનંગસેનાજ હતી—૨૨૫—૨૨૬

તે પતિવ્રતા હતી, પતિની ભક્તિવાળી હતી, હૃદયને આનંદ આપનારી હતી, સર્વથા શ્રીવિષ્ણુને જેમ લક્ષ્મી તેમ રાજાને યોગ્ય હતી—૨૨૭.

રાજા તેની સાથે ભોગ અને સૌજન્યસાગરના કલ્લોલમાં મહાસુખપરંપરા ભોગવતો હતો—૨૨૮.

જીવ શરીરથી, નૃપ સેનાથી, ચાપ ગુણથી, ઘોડો લગામથી, હાથી ઘંટાથી, મેહેલ પતાકાથી, કવિવર બુદ્ધિથી, વૃક્ષ છાયાથી, નિર્ગ્રંથ[1] કૃપાથી, ચંદ્ર કલાથી, તેમ ગૃહસ્થ ભાર્યાથી શોભે છે—૨૨૯

એજ ઉજ્જયિનીમાં એક ધરણીધર નામને બ્રાહ્મણ વસતો હતો, જે વિદ્વાન્ છતાં અતિ દરિદ્રી હતો—૨૩૦.

તે વિદ્વાન્, મન્ત્રવિત્, જ્ઞાની, વિદ્વદ્વર છતાં પૂર્વકર્મના સંજોગે ધાન વગરનો થઈ ગયો હતો—૨૩૧.

ચંદને કટક. કમલને કાંટા, સમુદ્રના જલને અપેયત્વ, પંડિતને નિર્ધનત્વ, પ્રિયજનને વિયોગ, રૂપવાન્‌ને દુર્ભાગ્ય, ધનવાન્‌ને કૃપણતા, એમ વિધિજ એમાં દોષવાન્ છે—૨૩૨.

જ્યાં શ્રી છે ત્યાં વાણી[2] નથી, જ્યાં વાણી છે ત્યાં શ્રી નથી, શ્રીના પિતાની વાણી પિતરાઈ છે માટે તેમને મહાવૈર છે—૨૩૩.

તે બ્રાહ્મણને અર્ધાંગહારિણી સાવિત્રી નામે પ્રિયા, પતિવ્રતા, પ્રેમપૂર્ણ, સુખરૂપ હતી—૨૩૪.

કાલક્રમે કરીને તે સગર્ભા થઈ, ને તે સમયે તેને જે દોહદ થયો તે તેણે પોતાના પ્રિયને, સફલ થવાની ઇચ્છાથી, નિવેદન કર્યો—૨૩૫.

પિતા આપે છે પણ તે કાંઈ હદ સુધી, તેમજ પુત્ર ભ્રાતાદિ પણ હદ સુધીજ આપે છે, એક અનહદ દાતા તો ભર્તાજ છે, એમ કોણ નથી માનતું?—૨૩૬.

---

૧ જૈન યતિ, ૨ સરસ્વતી, શ્રી ને લક્ષ્મી.

હે જીવિતેશ્વર! હું જાણું છું કે ગુંદર, શીધોડાં, તે ઘઉંના લોટમાં ઘી ગોળ સાથે મેળવી, વર્તલક યુક્ત કરી, તમારા હાથની આંગળીએ ભાંગી ભાંગી મારા મ્હોમાં મૂકો, હે પ્રાણવલ્લભ પ્રાણેશ! એમ મને ખવરાવો–૨૩૭–૨૩૮.

એવું મને દોહદ થયું છે તે હે પ્રિય! તમે પૂર્ણ કરો. એમ સાંભળતાં પ્રિય બોલ્યો કે તેં જે ઔષધાષ્ટક કહ્યું તેમાંનાં છ નથી, માટે જે બે છે તેથીજ દોહદ પૂર્ણ કર–૨૩૯–૨૪૦.

ત્યારે સાવિત્રીએ કહ્યું હે સુભગ! ભવનેશ્વરી દેવતાને શુભધ્યાન-પરાયણ થઈ ત્રણ દિવસ સુધી આરાધ–૨૪૧.

તે સર્વજગદાધાર છે, તે તુષ્ટ થતાં કલ્પદ્રુમોપમ છે, ને રુષ્ટ થતાં ક્રૂર યમાકાર છે, અને એમ યથાર્થ સેવાતાં સર્વ કામ પૂરનારી છે–૨૪૨.

આવું ભાર્યાનું વચન સાંભળીને પવિત્ર બ્રાહ્મણ ધરણીધરે રાગદ્વેષ તજી નિરાહાર રહી દેવીની આરાધના કરી–૨૪૩.

ત્રણ દિવસે તે વિપ્રને દેવતા પ્રસન્ન થઈ, ને જેનાથી માણસ અજર ને અમર થઈ શકે એવું એક ફલ આપ્યું–૨૪૪.

તે ફલ લઈને બ્રાહ્મણ મધ્યાન્હે પૂજા કરીને પોતાને ઘેર ગયો ને સાવિત્રીને ફલ આપ્યું–૨૪૫.

હે પ્રિયા! આ ફલ ખા, તેથી જરા ને મરણ દૂર થશે; એવું સાંભળતાં તેણે કહ્યું આપણે એ શા કામનું છે? એ ફલ લઈને રાજાને આપો–૨૪૬.

જે સર્વજગદાનંદ છે, જેને બુદ્ધિમાનો સ્તવે છે, જેનાથી જગત્ સનાથ છે, જેને સર્વે સ્વસ્તિ એમ કહે છે, જેનાથી યુગમાં નિર્ભયતા વિસ્તરે છે, જેનું ભાગ્ય અતિ ઉત્તમ છે, જે ગુણનો સાગર છે, તેને આવું મહાફલ આપવું ઉચિત છે–૨૪૭–૨૪૮.

પ્રિયાનું આવું વચન સાંભળીને ધરણીધર બ્રાહ્મણ ફલ લઇને વેગે રાજસભામાં ગયો–૨૪૯.

શ્રી ભર્તૃહરિના આગળ તે ઉત્તમ ફ્લ નિવેદન કરી ને બ્રાહ્મણે તેનો અજરામર કરવાનો મહિમા કહી બતાવ્યો—૨૫૦.

રાજાએ પ્રસન્ન થઈ બ્રાહ્મણને કોટિસુવર્ણમુદ્રા આપી, ને તેથી કરીને તેનું દુઃખકારક દારિદ્ર નાશ પામ્યું.—૨૫૧.

રાજાએ તે ફ્લ લઇને મનમાં વિચાર કર્યો કે રાણીઓમાંથી જે મને અતિપ્રિય છે તેને આ ફ્લ ખવરાવું—૨૫૨.

તે મરી ગઇ અને હું જીવ્યો તે મારૂં જીવ્યું શા કામનું છે? ને હું મરી જઈશ તે પછી તો તે પણ જીવનારી નથી—૨૫૩.

એમ લાભહાનિનો વિચાર કરીને રાજાએ ફ્લ તેને આપ્યું ને તેનો અજરામર કરવાનો પ્રભાવ પણ સમજાવ્યો—૨૫૪.

પછી મદોધ્ધત એવી રાણી પાંડવ નામના ઘોડાવાળા સાથે અભિરક્ત હતી તેને, તેણે તે ફ્લ તેના ગુણ સમજાવીને આપ્યું—૨૫૫.

પાંડવને, એક શૃંગારમંજરી નામની વેશ્યા સાથે પ્રીતિ હતી, એટલે તેણે તે ફ્લ લઇને તે વેશ્યાને આપ્યું—૨૫૬.

વેશ્યાએ વિચાર કર્યો આ મહાગુણવાળું ફ્લ જેનો સ્વાદમાત્ર લેતાંજ અજર થઈ જવાય, તે હું તો કેવલ પાપિણી છું, પરાધીન છું, ને જવા આવવાના દરવાજા જેવી છું, વિટલોક જેનું અંગ ચુંથાય છે તેવી છું, ધર્મ-કર્મવર્જિત છું, હજારો પાપ કરનારી છું, અસત્ય માર્ગે ચાલનારી છું, તો મારા જેવાં પાપ કર્મ કરવા સારૂ અજરામર થવામાં શો લાભ છે? એમ મનમાં વિચાર કરીને વેશ્યાએ, આ ફ્લ મને ઘોડાવાળે આપ્યું એમ કહીને, રાજા આગળ તેની ભેટ કરી—૨૫૭—૨૫૮—૨૫૯—૨૬૦.

રાજાને ફ્લ દેખી, તથા તેની પરંપરા વિચારી, બહુ વૈરાગ્ય પેદા થયો, જે ઉપરથી આ કાવ્ય બોલ્યો—૨૬૧.

જેના વિષે હું નિરંતર વિચાર કરૂં છું તેજ મારા ઉપર પ્રેમ રાખતી નથી, ઉલટી કોઈ અન્યને આસક્ત છે, ને વળી તે અન્ય પાછો તેના વિના

કોઈ ત્રીજીની પાછળ ગાંડો છે, અને તે ( મને જેની સાથે લેવા દેવા નથી તેવી ) કોઈક મારા શુભમાં સંતોષ માને છે! અહો તને, પેલાને, મદનને, આ બધાંને, ને મને પોતાને, સર્વને ધિક્કાર છો–૨૬૨.

મોહ પમાડે છે, મદ ચઢાવે છે, ફજેત કરે છે, ધમકાવે છે, રમાડે છે, ખેદ પમાડે છે,–એમ નરોનાં પ્રેમાર્દ્ર હૃદયમાં પેશીને, વામનયના શું શું નથી ભજવતી !!–૨૬૩[૧].

અશ્વનું તેજ, ચૈત્રમાં ગર્જના, સ્ત્રીનું ચરિત્ર, પુરુષનું ભાગ્ય, વૃષ્ટિ કે અનાવૃષ્ટિ, એટલાં વાનાં દેવ પોતે નથી જાણતો તો મનુષ્ય ક્યાંથી જાણે–૨૬૪.

અહો સંસારની વિરસતા કેટલી મ્હોટી છે! એ વિરસતાનાં કારણ ત્રણ છે: સ્ત્રી, હિંદોળા જેવી ચંચલ લક્ષ્મી, અને રોગના ભોગરૂપ દેહ!–૨૬૫.

લક્ષ્મી હિંદોળાના જેવી હાલતી છે, વિષયજન્ય રસ અતિ વિરસ છે, દેહ છે તે વિપત્તિનું ગૃહ છે, ધનસંપત્તિ ઘણી હોય તોપણ અંતવાન્ છે, લોક બહુ શોકરૂપ છે, સ્ત્રીઓ અનર્થનીજ સાક્ષાત્ મૂર્તિ છે, તોપણ આવા ઘોર માર્ગમાં અનાત્મરત લોક આસક્તિ રાખે છે–૨૬૬.

કેશ છે તે જૂઓનો વાસ છે, મુખ છે તે ચામડે મઢેલું હાડપંજર છે, કુચ છે તે માંસના પિંડ છે, જઠર છે તે પણ વિષ્ટાનો ભંડાર છે, જઘન છે તે મલોત્સર્ગયંત્ર છે, એ સર્વના આધાર રૂપ એક સ્થૂલ જે સ્ત્રી તેના ઉપર મહાપુરુષોને શો અનુરાગ છે?–૨૬૭.

તેમનેજ ધન્ય છે જે ગિરિગુફામાં વસી પરમ જ્યોતિના ધ્યાનમાં એવા નિમગ્ન છે કે તેમનાં આનંદાશ્રુને પક્ષીઓ નિઃશંક થઇ ખોળામાં

---

૧ સ્ત્રીઓ લાવવાનો ધંધો કરનાર. આ શ્લોક પંચતંત્ર ૧ માં પણ છે. એના આગળનો શ્લોક ભર્તૃહરિકૃત વૈરાગ્ય શતકમાં છે

બેશીને પીએ છે. એ વિનાના બીજા જે મનોરથકલ્પિત પ્રાસાદવાપી આદિને તટે ક્રીડાકાનનની કેલિનાં કૌતુકોમાં મઝા માનેછે તેમનું તો આયુષ્ ક્ષીણ થયાં જાય છે.[1]–૨૬૮.

શું એવા સુદિવસ મારે આવશે કે જ્યારે ગંગાતીરે હિમાલયના કોઈ પથરા ઉપર પદ્માસન બાંધીને હું ધ્યાનમાં નિમગ્ન હોઈ યોગનિદ્રામાં પડયો હોઉં તે સમયે નિર્વિશંક થઇ વૃદ્ધ હરિણો પોતાનાં શીંગડાં મને ઘશીને વિનોદ પામે!–૨૬૯.

એક સ્રી તેજ વિષ ને અમૃત સર્વ છે, કેમ કે રક્ત હોય તો તે અમૃત છે, ને વિરક્ત હોય તો વિષ છે–૨૭૦.

સંસારની અસારતા જાણી, વિષયોને વિષજેવા ગણી, રાજ્યને તૃણવત્ લેખી, પરમાનંદપૂર્ણ થઈ, સુશાંતરસસંપૂર્ણ એવો રાજા, મતિ અને મૈત્રી નામની અંગના સાથે લઈ, કાંચન અને માટીને સમાન ગણતો, યોગીશ્વરોમાં શ્રેષ્ઠ એવો મહાયોગી થયો– ૨૭૧–૨૭૨.

- સેવિતાં સવિરસ વિરસ હુકકા હુકિક જોઇ[1]
 નુસુ જિમ જિમ સેવઇતિમતિમ મીગુ હોઇ–૨૭૩.

વારંવાર સેવવાથી રસ માત્ર વિરસ થાય છે, પણ રસરાજ તો શાંત રસજ છે કે જેમાં સર્વ સ્વાદનો સમાસ છે–૨૭૪.

સર્પમાં કે પુષ્પહારમાં, રિપુઓમાં કે મિત્રોમાં, મણિમાં કે માટીમાં, કુસુમશય્યામાં કે પથરામાં, તૃણમાં કે સુવર્ણમાં, ગમે ત્યાં પણ સ્થિર મનવાળો જે હું તેના દિવસો કોઈ પુણ્ય અરણ્યને વિષે શિવ શિવ એ તાનમાં સુખે નિર્ગમે છે–૨૭૫[2].

ક્વચિત્ વીણાનાદ તો કવચિત્ હાય હાય એમ રડાપીટ, કવચિત્ રમ્યરામા તો કવચિત્ જરાથી ખખળી ગયેલો દેહ, કવચિત્ વિદ્વદ્વાર્તાઓ તો કવચિત્ દારૂડિયાઓનાં તોફાન, અહો! સંસાર તે અમૃતમય છે કે વિષમય તે સમજાતું નથી!!–૨૭૬.

---

૧. આ તથા પછીનો શ્લોક વૈરાગ્ય શતકમા છે નુસુ શબ્દ સમજાતો નથી બાકી અર્થ સ્પષ્ટ છે, કે સર્વ રસ જેમ જેમ સેવાતા જાય તેમ તેમ વિરસ થાય છે. એક...તેજ એવું છે કે જેમ સેવાય તેમ મોંઘું થાય છે. ૨. આ શ્લોક તથા પછી ના બે વૈરાગ્ય શતકમા છે.

કહીંક ભૂમિએ શય્યા, કહીંક પલંગે પોઢવું, કહીંક ભાજીભાવી, કહીંક ક્રમોદનો સ્વાદ લેવો, કહીક કંથાધારી થવું, કહીંક દિવ્ય વસ્ત્ર ધરવાં, અહો! જે મનસ્વી કાર્યાર્થી છે તે સુખ કે દુઃખ નથી ગણતો-૨૭૭.

એમ થવાથી રાજ્ય શૂન્ય થઈ ગયું એટલે અવંતિમાં, એક અગ્નિ એ નામનો મહાક્રૂર વેતાલ, રાજભવનમાં આવી ભરાયો-૨૭૮.

કારભારીઓ જેને જેને નવો રાજા બનાવે તેને તેને રાત્રિએ, મહારાક્ષસની પેઠે તે મારી નાખવા લાગ્યો-૨૭૯.

બલિ, પૂજા, દાન, ઇત્યાદિ કશાથી તે પાપી શમતો ન હતો, ને તેથી મંત્રીઓ શું કરવું તે સમજી શકતા ન હતા-૨૮૦.

એમ કેટલોક સમય વીત્યા પછી વિક્રમાર્ક સાધારણ વેષે રખડતો એક ભાટને સાથે લઈ ત્યાં આવી ચઢયો-૨૮૧

મંત્રીઓ તે વાત જાણતા નહતા, તેવામાં એક વખતવિક્રમાર્ક ચૌટામાં ફરતો હતો ત્યાં તેણે એક પંચશબ્દ સમેત ઢંઢેરો સાંભળ્યો-૨૮૨.

વિક્રમે વિસ્મય પામી લોકોને પૂછ્યુ કે આ શું છે? એની જે મતલબ હોય તે મને યથાર્થ સમજાવો-૨૮૩.

તેમણે કહ્યું કે પાંથ! સાંભળ. એ ઢૂંઢ તો છે પણ એમાં મહા કષ્ટ છે, કેમ કે એ ઢંઢેરો સ્વીકારવાથી તુરત રાજ્ય મળે છે, પણ પ્રાતઃકાલે પ્રાણ જાય છે, એટલે કોઈ પાસે જતું નથી-૨૮૪-૨૮૫.

આવું સાંભળી વિક્રમ પેલા ઢોલ પાસે આવ્યો અને મંત્રીઓને પૂછવા લાગ્યો કે આ રાજ્ય શૂન્ય કેમ છે?-૨૮૬.

તેમણે ઉત્તર કહ્યું કે હે પાંથ! શ્રીભર્તૃહરિની પછીથી જે જે રાજા થાય છે તે તે મરી જાય છે-૨૮૭.

તેમ કરનાર જે કોઈ ક્રૂર વેતાલ, ભૂત, પિશાચ, રાક્ષસ છે તે બલિ, પૂજા, દાનાદિથી શાંત થતો નથી-૨૮૮.

વિક્રમે કહ્યું કે હે મંત્રીઓ! હું આજે રાજા થાઉં છું, ને પછી કાલ વિચારીને યથાયોગ્ય સર્વ વાત હું કરીશ-૨૮૯.

મંત્રીઓએ પણ તેને કોઈ સત્ત્વાધિક પુરુષ જોઈ આખું રાજ્ય સાંપી દીધું–૨૯૦.

પછી આદિત્ય કરતાં પણ બમણી પ્રભાવાળા શ્રીવિક્રમાદિત્યે મનમાં વિચાર કર્યો કે ગમે તેવું દુરિત હશે તોપણ દાનથી દૂર થશે–૨૯૧.

તે ઉપરથી રસોઈઆને બોલાવી અનેક ભાતનાં ભોજનનો સમૂહ તૈયાર કરાવી નૈવેદ્યસામગ્રી કરી–૨૯૨.

નવાં નવાં, ચંપકાદિ અનેક પ્રકારનાં પુષ્પ માળીઓને બોલાવીને રાજાએ ભેગાં કરાવ્યાં–૨૯૩.

કેરી, નારંગી, દાડમ, બીજપૂરક, કેળાં, જમરૂખ, ફણસ આદિ અનેક ફૂલ પણ ભેગાં કર્યાં–૨૯૪.

તગર, અગર, કર્પૂર, કસ્તૂરિ ઈત્યાદિથી ઉત્તમ ધૂપ તૈયાર કરાવ્યો, ને ગુગ્ગુલાદિ પણ ધૂપ કરાવ્યો–૨૯૫.

ચંદન, કુંકુમ, કેશર, ઇત્યાદિ તથા તેલથી મિશ્ર એવું સિંદૂર, એ બધાં સોનાનાં કચોલાંમાં ભરાવ્યાં–૨૯૬.

પાંચ વર્ણનાં વસ્ત્ર, સર્વ પ્રકારનાં આભૂષણ, તે પણ યથાયોગ્ય પ્રકારે પૂજનશાલામાં ગોઠવ્યાં–૨૯૭

શાકર, ખાંડ, દ્રાક્ષ, એલચી, શેલડીનો રસ, ને કોરાં વાસણમાં જલ, એ પણ તૈયાર રખાવ્યું–૨૯૮.

દિવસે સર્વ ઉત્તમ દેવતાઓની તથા ધાર્મિક અને સાધુ તેમની અને તેમાં પણ વિશેષે દીનની પૂજા કરી, અને અનેક રંગરાગાદિમાં દિવસ ગાળ્યો, ને પેલું બધું નૈવેદ્ય રાત્રીએ પોતાની શય્યા આગળ મૂકાવ્યું–૨૯૯–૩૦૦

સંધ્યાકાલે પોતે તે શૈય્યા આગળ હાથમાં ખડ્ગ લઈને ઉભો–૩૦૧

હિંસાને ધર્મ નથી, પાપને વૃદ્ધિ નથી, મૌનને કલહ નથી, ને જાગવાને ભય નથી–૩૦૨.

'દૈવહ તણે કપાલિ સાહસકેરૂ હલ વહઈ
ખેડિમ ખુંટાટાલી ખુંટા વિણુ થીથઇ નહી'[1] – ૩૦૩.

મનમાં એવો નિશ્ચય કરીને સાહસિકશિરોમણિ શ્રી વિક્રમ વીરની પેઠે બેઠો, ને પેલા પિશાચને આવવાની વાટ જોવા લાગ્યો–૩૦૪.

રાત્રીએ જ્યારે જન જપ્યું ત્યારે ઘુઘરીઓના ઘણકારા થવા લાગ્યા, ડમરૂના મહાનાદ સંભળાવા માંડ્યા, ને હા હા હા, હો હો હો, એમ કિલકિલાટ તથા ફૂત્કાર થૂત્કાર સમેત વીણાનાદ તથા નૂપુરનાદ, વાદ્ય, ગીત; નૃત્ય, ઇત્યાદિ ભૂમીંદ્રને સંભળાવા લાગ્યું–૩૦૫.–૩૦૨.

ચોસઠ યોગિનીઓ, બાવન ક્ષેત્રપાલ, ડાકિની, શાકિની, સિદ્ધા, કાકિની, સિહારિકા, ભૂત,પ્રેત. યક્ષ, વેતાલ, વ્યંતર, ભેંસાસુર, કિંનર, રાક્ષસ, તે સર્વે કોલાહલ કરતાં આવ્યાં–૩૦૭–૩૭૮.

તેમની વચમાં બહુ માનિતો એવો, સો મશાલ જેની આગળ પાછળ હતી એવા સુખાસને પડેલો, અગ્નિનામનો વેતાલ હતો–૩૦૯.

તેની સાથે આવેલાં યોગિની ક્ષેત્રપાલાદિ સર્વે ભુખ્યાં હતાં તે પેલા ઉત્તમ ભોજનને ખાવા લાગ્યાં–૩૧૦.

પુષ્પને સુંઘે, ધૂપનો વાસ લે, ચંદન શરીરે ચોળે, જલ પીએ, વસ્ત્રાભૂષણાદિ પરસ્પરને આપે, ને અગ્નિ વેતાલ આગળ જઇને ફૂલ ધરે–૩૧૧–૩૧૨

કરાલ, વિકરાલ, ભયંકર, અભક્ષ્યભક્ષ કરનારો, વિપ્રરૂપ, જે વેતાલ તેણે આ મ્હોટી ભોજનસામગ્રી દીઠી –૩૧૩.

કઠોર હૃદયવાળો એ, હાથમાં તરવાર લઇને (રાજાને) મારવા દોડ્યો પણ પાસવાનોએ તેને ખાળ્યો–૩૧૪.

હે સ્વામિન્ આણે તમારાં સર્વને આવું ભોજન આપ્યું તો તમારે પણ એને અભય આપવું જોઇએ –૩૧૫.

---

૧. તાત્પર્ય કે દૈવના કપાલમા સાહસ રૂપી હલ વહે છે (તે જે બરોબર ચલવે તે જીતે) ઉપક્તિ બરાબર સ્પષ્ટ થતી નથી.

આવું સાંભળી પ્રસન્ન થઈને વેતાલ વિક્રમ પાસે ગયો, ને શૈય્યા ઉપર બેશી વિક્રમને કહેવા લાગ્યો-૩૧૬.

આમ આવ બાપુ! આમ આવ, સદ્બુદ્ધિ પૂર્વક કરેલા દાન અને બલિદાનથી પ્રસન્ન થઈ હું તને માલવાનું રાજ્ય આપું છું-૩૧૭.

તારે દરરોજ આ પ્રમાણે બલિદાન તૈયાર કરવું, ને જે દિવસે એમ નહિ કરે તે દિવસે તને હું મારીશ-૩૧૮.

વિક્રમાદિત્યે નમસ્કાર કરીને વેતાલને કહ્યું કે હે સ્વામિન્! આ રાજ્ય આપનુંજ છે, ને હું તો આપનો એક દાસ છું-૩૧૯.

વિક્રમે આવું કહ્યું એટલે વેતાલ અંતર્ધાન થઈ ગયો, ને રાજા પણ શય્યામાં નિરાંતે ઉંઘી ગયો-૩૨૦.

પ્રભાતમાં તેને હર્ષભરે જીવતો જોઇને સર્વ મંત્રીઓ બહુ સંતોષ પામ્યા-૩૨૧.

ને અંદર અંદર એમ વાતો કરવા લાગ્યા કે મહાસત્ત્વવાળા પુરુષોમાં પણ કોઇ ઉત્તમ એવો આ પુરુષ છે, કેમ કે એણે બુદ્ધિના પ્રભાવે કરીને વેતાલને વશ કર્યો-૩૨૨.

પછી નિરંતર વેતાલનું બલિપૂજન ચાલતું થયું, ને એમ કરતાં કેટલોક કાલ વીતતાં બન્નેને પ્રીતી થઈ-૩૨૩.

એક દિવસે વિક્રમે વેતાલને પુછ્યું કે તમારી શક્તિ કેટલી છે, તમને જ્ઞાન કેટલું છે, ને તમારી ગતિ ક્યાં સુધી છે?-૩૨૪

તેણે ઉત્તર કહ્યું કે હે રાજા! હું જે ધારું તે કરૂં. મારી ગતી ઈંદ્રલોકપર્યંત, અને મારા મનથીજ બધી વાત જાણુ-૩૨૫.

હે નરપતિ! લંકાપુરીને અહીં લાવું? કે ઇંદ્રને સ્વર્ગમાંથી ખેંચી લાવું? કે પૃથ્વીને સમુદ્રમાં ડુબાવી દેઊં? કે તારા રિપુગણની લક્ષ્મીમાત્ર હરિને તને આપું?-૩૨૬.

પાતાલથી અમૃતકૂપો લાવું? કે ચંદ્રને નીચોવીને અમૃત કાઢી આપું? સૂર્યને ઉગતો અટકાવું? કે તેના ચૂરે ચૂરા કરી નાખું?-૩૨૭

મને અસાધ્ય હોય એવું કશું નથી, મારો કોઈ પ્રભુ નથી, એવું કશું નથી કે જે હું જાણતો નથી, માટે હે ભૂપ! તારે શું પૂછવું છે?–૩૨૮.

વિક્રમે કહ્યું હે સ્વામિન્! ઈંદ્રલોકમાં ચિત્રને વિચિત્ર નામના મંત્રી છે ને તે જગત્‌ના આદિલેખક છે–૩૨૯.

તેમનેજ ઈંદ્રસમક્ષે પૂછવૂં જોઈએ કે મારૂં આયુષ કેટલું છે? કે હું તે વાત પ્રથમથી જાણી યથાશક્તિ ધર્માચરણ કરી લઉં–૩૩૦.

વેતાલે વિક્રમને કહ્યું કે એમાં શી મહોટી વાત છે ? હું એ વાત ઈંદ્રની સભામાંથી નક્કીકરી લાવી ને કાલે તને કહીશ–૩૩૧.

એમ કહીને તે આકાશમાં ઉડચો ને ક્ષણવારમાં ઈંદ્રના મહેલમાં જઈ પહોચ્યો, ને રાત્રીએજ પૂછી લઇને, રાજાપાસે પાછો આવ્યો–૩૩૨.

રે વિક્રમાદિત્ય! સાંભળ, તારૂં આયુષ્, શત વર્ષનું છે, પણ રાજાએ આ વચન સાંભળીને મહાખેદ દર્શાવ્યો–૩૩૩.

ને બોલ્યો કે એકડા પાછળ શૂન્ય આવ્યાં એ અપશકુન છે માટે એકડા પછી બે નવડા આવે એમ કરી આપો તો સારૂં–૩૩૪.

એટલે વળી વેતાલ પાછો પૂછવા ગયો ને પૂછીને આવ્યો, ને કેહેવા લાગ્યો, હે ભૂપાલ! કોઈનું આયુષ્ ન્યૂને ન થાય ને અધિક ન થાય–૩૩૫.

આવો નિશ્ચય જાણી મહા પરાક્રમી શ્રી વિક્રમે ... ..[1]–૩૩૬.

રાજાએ બીજે દિવસે બલિદાન ન કરાવ્યું, ને અતિ સાહસ અને ધૈર્ય ધારણ કરી પોતે જાગતો રહ્યો–૩૩૭

અગ્નિ વેતાલ પરિવાર સમેત આવ્યો, ને બલિ ન દેખી અતિ રાતાં લોચન કરી ક્રોધે ભરાયો–૩૩૮.

ભ્રૂકુટીને અતિ ભયંકર આકારવાળી વાંકી ચઢાવીને રાજાને કેહેવા લાગ્યો કે રે પાપી! મરણને ઇચ્છનારા! શા માટે આજ બલિદાન કરાવ્યું નથી?–૩૩૯.

---

૧ ઉત્તરાર્ધમાં આવો પાઠ છે कार्यंतु मून्मयेर्दैतैरत्यायामयकान् गुणान् એનો અર્થ બરાબર બેસતો નથી.

રાજાએ કહ્યું કે જ્યારે મારૂં આયુષ્ કોઇથી ન્યૂન કરી શકાવાતું નથી, ત્યારે મારે રોજ લોકને પીડીને તને બલિદાન આપવાથી શો લાભ છે[1]—૩૪૦.

આવું સાંભળીને ક્રૂર વેતાલ હાથમાં તરવાર લઈને રાજાને હણવા દોડયો તેવોજ રાજા નીચે પાડી ઉપર ચઢીબેઠો ને કેહેવા લાગ્યો કે તારા ઈષ્ટનું સ્મરણકર હુ તો તારાથી મરવાનો નથી. આવું થયું એટલે વેતાલ વિક્રમ પ્રતિ પ્રસન્ન થઈ બોલ્યો કે તારા પરાક્રમથી હું પ્રસન્ન થયો છું. માટે તારી મરજીમાં આવે તે વરદાન માગ. ત્યારે રાજાએ માગ્યું કે હુ જ્યારે સ્મરણ કંરૂ ત્યારે તારે હાજર થવું અને હું. જે બતાવુ તે કામ કરવું. એ વાતની હા કહીને વેતાલ પોતાને ઠેકાણે ચાલતો થયો—૩૪૧—૩૪૨—૩૪૩—૩૪૪.

એમ થવાથી આખું રાજ્ય ભયરહિત થઈ નિષ્કંટક થયું, ને સામતો તથા મંત્રીઓ સર્વેએ પણ આ પરાક્રમથી વિક્રમને ઓળખ્યો—૩૪૫.

તેમણે મહા મહોત્સવસમેત તેને રાજ્યાભિષેક કર્યો ને માંડલિક રાજાઓએ ગજ અશ્વાદિ ભેટ કર્યા—૩૪૬.

એમ શ્રીમાલવેશ્વર વિક્રમ અનર્ગલ રાજ્ય ચલાવે છે, તેવામાં એક વખત કોઈ યોગીએ આવીને યાચના કરી કે હે વિક્રમ! તારે યાચનાભંગ ન કરવો, કેમ કે હું તને મહાપરાક્રમી જાણીને તારીપાસે યાચવા આવ્યો છું—૩૪૭—૩૪૮.

કહ્યું છે કે પોતાના પેટને ભરવાના ઉદ્યમમાં લાગેલા એવા તો લાખો ક્ષુદ્ર જંતુ પડેલા છે, પણ જેને પરાર્થ તેજ સ્વાર્થ છે એવો સત્પુરુષાગ્રણી તો એક પણ નથી. વડવાનલ છે, તે પોતાનું કદાપિ ન ભરાય એવું પેટ ભરવા માટે આખા સમુદ્રને પી જાય છે, ને મેઘ છે તે પણ કરે છે તો તું તેજ, પરંતુ કેવલ જગત્ના તાપની શાંતિ કરવા માટેજ તેમ કરે છે—૩૪૯[1].

---

૧. આ શ્લોક ભર્તૃહરિના નીતિશતકમાં છે

લછી સહાવ ચવલા તુઉ વિવચલં જીવીયં હોઈ
ભાવો તુઉ વિ ચવલો ઉવયાર વિલંબણા કીસ-૩૫૦[1].

પ્રાણથી કે ધનથી પરોપકાર કરવો, કેમ કે પરોપકારનું પુણ્ય શતગુણ થાય છે-૩૫૧.

દો પુરિસેહિં ધરૂ ધરા અહવા દોહિં વિધારિયા ધરિણી
ઉવયારે જસ્સ મઇ ઉવરીયં જો ન સંકુસઇ-૩૫૨.

ઉવયારહ ઉવઆરકુ સવ્વુહ કોઇ કરેઇ
અવગુણ કરતાં ગુણકરઇ વિરલા જીણુણી જણેઇ-૩૫૩[2].

કેટલાક એવા સત્પુરુષ છે કે જે સ્વાર્થ વણસાડી પરાર્થ સાધે છે, ને તેવા સામાન્ય છે કે જે સ્વાર્થને બાધ ન હોય તો પરાર્થ સાધે છે. પરંતુ તે તો મનુષ્યરૂપે રાક્ષસજ છે કે જે સ્વાર્થ માટે પરાર્થ બગાડે છે, ને તેમને તો શું નામ આપવું તે જડતુ નથી કે જે સ્વાર્થ ન છતાં પણ પરાર્થ બગાડતા ફરે છે[3]-૩૫૪.

યોગીશ્વરનું વચન સાંભળી રાજાએ કહ્યું કે સુખે કહો, મારા શરીરથી તેમ ધનથી તમારૂં કાર્ય કરીશ-૩૫૫.

ત્યારે યોગીશ્વરે કહ્યું, સંપત્તિ છે તે પરાક્રમને આધીન છે, સંસારમાં જે દુર્ઘટમાં દુર્ઘટ કાર્ય હોય તે પણ પરાક્રમીને સુલભ છે-૩૫૬.

કેમકે જીતવાની લંકા, પગે ચાલીને જવાનું સમુદ્રપાર, શત્રુ રાવણ, રણમાં સહાય જુવો તો વાનરો, તથાપિ એકલા રામે સકલ રાક્ષસકુલનો સંહાર કર્યો; મહાપુરુષોની ક્રિયાસિદ્ધિ તેમના સત્ત્વમાંજ છે, તેમની સામગ્રીમાં નથી-[4]૩૫૭.

---

૧ લક્ષ્મી સ્વભાવથી ચપલ છે, જીવિત પણ તેવુ જ છે, ભાવમાત્ર તેવા છે, તો ઉપકાર કરવામા વિલંબ શાને કરવો?

૨ એ પુરુષે ધરિણી ધરી રાખી છે અથવા ધરાળી રાખી છે, જેની ઉપકારમા ગતિ છે, ને જે ઉપકારને લુશી વાળતો નથી ઉપકાર ઉપર ઉપકારને તો સર્વ કરે છે, પણ અવગુણ ઉપર ગુણ કરનારા વિરલા તો કોઇ જનની જણે છે.

૩. આ શ્લોક પણ નીતિશતકમાં છે

૪. આ શ્લોક હનુમન્નાટકમા છે.

હે રાજન્! મેં શુભ મંત્રની સાધનાનો આરંભ કર્યો છે, તેનો ઉત્તર-સાધક તું બત્રીશ લક્ષણો છે માટે તું થા–૩૫૮.

રાજાએ યોગીની વાત સ્વીકારી, એટલે યોગી રાજાને લઈને રાત્રીએ વનમાં ગયો–૩૫૯.

ત્યાં અગ્નિકુંડ આદિ સામગ્રી તૈયાર કરી યોગી બોલ્યો કે, વૃક્ષની શાખાએ જે શવ બાંધેલું દેખાય છે તે સત્વર લાવ–૩૬૦.

હાથમાં ચમકતી તીક્ષ્ણ તરવાર લઈને વિક્રમ, વેતાલ જેમાં ભરાયો છે એવા પેલા શવ પાસે ગયો, ને તેને છોડ્યું–૩૬૧.

રાજાનું કષ્ટ જાણીને પચીશ કથાઓથી, વશ થયેલા એવા, વેતાલે રાત્રી ગાળી નંખાવી–૩૬૨.

ગ્રંથના વિસ્તારના ભયથી વેતાલે કહેલી જે પચીશી તે કહી નથી–૩૬૩.

પછી રાજા આગળ પ્રત્યક્ષ થઈ તેણે કહ્યું કે, આ યોગી અતિ માયાવી છે તે તને તુરત હણવાનો છે–૩૬૪.

એ ક્રૂર છે, તેથી તારા જેવો સુવર્ણપુરુષ બનાવવા માટે (હણશે) તેથી તેનો વિશ્વાસ ન કરતો, ને ચાલ્યો જા–૩૬૫.

એવા માયાવી અને ક્રૂરના ઉપર વિશ્વાસ ન કરવો, કેમકે દૂધ પાનારને પણ દુર્જનરૂપ સર્પ ડશ્યા વિના નથી રહેતો–૩૬૬.

ગ્રંથવૃદ્ધિના ભયથી અત્રે જે જરૂરનાં છે તેટલાં વચન મેં કહી બતાવ્યાં, બાકીની વાર્તા વેતાલપચીશીમાં વિદ્વાનોએ જોવી–૩૬૭.

અતિ વિસ્મય પામી વિક્રમે મનમાં વિચાર કર્યો કે યોગીશ્વર જે સુવર્ણપુરુષ બનાવે તે તો જોવો–૩૬૮.

મૂઢ લોકો એક જન્મને માટે જે પાપ કરે છે, તે તેમને સહસ્ર જન્માંતર પર્યંત દુઃખ આપે છે–૩૬૯.

અહો ! શું જીવનું શઠપણું છે ! મને એ શું કરનારો છે, જેવો વખત હશે તેમ લાગ જોઇને હું જ યોગીની યુક્તિ કરી દઈશ–૩૭૦.

શમથકી કરીને સુકૃતી એવા સર્જજન પ્રસન્ન થાય છે, અને શઠ એવો જે પર તે હઠકર્મથી પાદાગ્રે નમે છે, સર્પ પય પીએ છે ને કેવલ વિષ ઓકરે છે, પણ મહૌષધિબલે કરીને યમદંડ તુલ્ય થઈ રહે છે–૩૭૧.

એમ નક્કી કરી, શવને લઈ, યોગીની પાસે ગયો; એટલે યોગી સામો આવતો હતો તેને પેલા શવે કુંડમાં પાડી નાખ્યો–૩૭૨.

મંત્રસાધનના યોગથી સુવર્ણપુરુષ થઇ રહ્યો, કેમકે મણિ, મંત્ર ને ઔષધિ, તેનો પ્રભાવ અતિ અતર્કિત છે.–૩૭૩.

સુવર્ણાધિષ્ઠાતા દેવ રાજા આગળ પ્રત્યક્ષ થઈ કહેવા લાગ્યો કે, હે રાજેંદ્ર તું મને લઈ જા, ને મારૂં મસ્તક કદાપિ છેદતો નહિ–૩૭૪.

સુવર્ણપુરુષને લઇને, પ્રભાતસમયે, મહામહોત્સવ પૂર્વક રાજા પુરમાં પેઠો–૩૭૫.

એ પ્રકારે વિક્રમરાજાનું રાજ્ય સર્વત્ર ચાલી રહ્યું છે ત્યાં કોઈ પણ ઠામે દારિદ્ય કે દીનતા કે દુઃખ કશું રહેલુ નથી–૩૭૬.

એવામાં વિદ્યાધરગચ્છને વિષે પાદલિપ્ત એવો ગણધરયતિ ત્રિચરણ વેલાએ પંચતીર્થને નમસ્કાર કરતો હવો–૩૭૭.

ચરણોદકના લેપથી, ને ગુરુના મુખથી, નાગાર્જુન યોગીએ આકાશગમનની વિદ્યા પ્રાપ્ત કરી–૩૭૮.

નાગાર્જુને સુવર્ણરસથી ભરીને કેટલાક કુંપા પાલિતાચાર્ય પાસે મોકલ્યા–૩૭૯.

તે રસને કાઢી ધૂળમાં ઢોળી નાખી ને મૂત્રથી ભરી પાછા મોકલ્યા તો તે જોઈ નાગાર્જુનને ચમત્કાર લાગ્યો–૩૮૦.

નાગાર્જુને તે મૂત્ર પર્વતના પથ્થર ઉપર રેડયું, તો અગ્નિસ યોગથી તે શિલાતલ સુવર્ણ મય થઇ રહ્યુ–૩૮૧.

તેણે કન્યકુબ્જના મુરુજ નામના ભૂપતિને ધર્મમાર્ગ સમજાવીને જૈનધર્મમાં આણ્યો–૩૮૨.

પાલિતાચાર્યની પરંપરામાં સ્કંદિલાચાર્ય નામનો ગણધર થયો, જે ઘણીક ઉત્તમ વિદ્યામાં પ્રવીણ હતો—૩૮૩.

તે વિહાર કરતે કરતે એકવાર વેનાતટપુરમાં આવ્યો, ને ત્યાં તે ગણધરે એક વૃદ્ધને દીક્ષા આપી—૩૮૪.

તે વૃદ્ધ મહાકોલાહલ કરતો પોતાના પક્ષનાં સૂત્રાદિ બોલતો હતો, તે ઉપરથી રાજાએ મશ્કરી કરી કે હે મુનીશ્વર! આટલે વર્ષે હવે ભણવાથી શું મુશલને પુષ્પ આવનારાં છે ?—૩૮૫–૩૮૬.

આવું મશ્કરીનું વચન સાંભળીને, વાગ્દેવી જે તે વખતે આકાશે જતી હતી તે તેની અતિ ભક્તિ જોઈને, તુરત તેના મુખમાં ઉતરી—૩૮૭

પુર્વાંગગર્ભિત જે વિદ્યા તે પૂર્વાભ્યસ્ત હોય તેવી તેના મુખમાંથી નીકળવા લાગી, ને વૃદ્ધપણાથી શબ્દમાં જે વિકાર થતો હતો તે જતો રહ્યો.-૩૮૮.

પછી ગુરુની આજ્ઞાથી તે, કહેલી વાતને ખરી કરવા, કોઇના ઘરમાં પાણી લેવા ગયો—૩૮૯.

શુદ્ધ પાણી લેઇને, તે ઉત્તમ વિદ્યા જાણનારો, બારણા આગળ એક મુશલ પડ્યું હતું ત્યાં એક ક્ષણ ઉભો—૩૯૦.

ખેરનું મુશલ દેખીને તે ઉપર, સર્વ કલા જાણનાર એવા તથા સરસ્વતીના પ્રસાદના પાત્ર, તેણે જલ છાંટ્યું—૩૯૧.

ને કહ્યું કે, હે ભારતિ! તારા પ્રસાદથી જો અમ જેવા પણ વિદ્વાન્ થઈ જાયછે, તો આ મુશલને પણ પુષ્પ આવજો—૩૯૨.

તેજ સમયે વાણીના પ્રભાવથી પેલા મુશલને પત્ર પુષ્પ ફલ પ્રાપ્ત થયાં, અને સર્વલોકો તેથી વિસ્મય પામી ગયા—૩૯૩.

મગની શીંગ શક્યષ્ટિપ્રમાણ થઈ, વન્હિ શીત થયો, વાયુ હાલતો અટક્યો! જેવું જેને રુચે તેવું થઇ જાય છે, ને આ વૃદ્ધવાદી કાંઈ બોલતો નથી, અહો! આ શું છે!—૩૯૪.

તે સમયે તે મુનિના ઉપર પુષ્પવૃષ્ટિ થઈ, ને એવા ક્ષમાયુક્ત મુનીશ્વરની રાજાએ પણ ક્ષમા યાચી—૩૯૫.

સ્કંદિલાચાર્યે ગુરુએ પણ આવો ગુણસાગર જાણીને, તે વૃદ્ધવાદીશ્વરને પોતાને સ્થાને સ્થાપ્યો–૩૯૬.

પછી તે વૃદ્ધવાદી ગચ્છાધિપ જે વિદ્વાનોમાં શ્રેષ્ઠ હતો, તે બેનાતટ પુરમાંજ પ્રસિદ્ધ હતો તેને બદલે ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ થયો–૩૯૭.

મહાજ્ઞાની, મહાધ્યાની, મોહનો હણનાર, મદ વગરનો, શ્વેતાંબરનું શિરોરત્ન, તે સૂર્ય જેવો પૃથ્વી ઉપર પ્રકાસતો હવો–૩૯૮.

તેવે એક મહાવિદ્વાન્ સિદ્ધસેનદિવાકર નામે બ્રાહ્મણ અતિ ગર્વ ભરેલો હતો–૩૯૯.

જાળ, કોદાળી, નીસરણી, ને દિવસે પણ મશાલ, એ આદિ અનેક ચિન્હ લઇને પૃથ્વી ઉપર તે ફરતો–૪૦૦.

જે હું જાણું તેજ બ્રહ્મા પણ જાણી શકે, ને જે હું નથી જાણતો તે બ્રહ્મા પણ નથીજ જાણતો–૪૦૧.

ઈંદ્ર મંદબુદ્ધિ છે, બૃહસ્પતિ બીચારો શું કરી શકે તેમ છે? જ્યાં હુ વાદિસિંહ વાદમાં ઉતરું ત્યાં મહેશ્વર પણ નિરક્ષર થઇ રહે!–૪૦૨.

આવો મહાગર્વિષ્ઠ, અને પાંચસો વિદ્યાર્થીસમેત, તથા પંચશબ્દ વાદિત્રથી, તેમ છત્ર ચામર ધરાવી, હુંજ વાદીશ્વર રૂપી ચણાને ચાવનાર અશ્વ છું, વાદીશ્વર રૂપી ધાન્યને દળનાર ઘટ છું, વાદીશ્વર રૂપી અંધકારનો સૂર્ય છું, વાદીશ્વર રૂપી તૃણનો દવાનલ છું, એમ બોલતો હતો–૪૦૩-૪૦૪.

તેની સાથે પાંચસે ગાડાં તો પુસ્તકનાં ભરેલાં હતાં, એવો તે વિદ્વજ્જનશિરોમણિ હતો–૪૦૫.

પૃથ્વી ઉપર વાદિમાત્રનાં ચિત્ર કાઢી તેમના ઉપર એ પોતે પગ મૂકતો ને બોલતો કે આ સર્વને મેં દાબ્યા છે–૪૦૬.

આવાં આવાં અનેક ગર્વયુક્ત બિરુદવાળો ને અભિમાનથી ઉંચે ખભેજ ચાલનારો, તે, પેલા વૃદ્ધવાદીની ખ્યાતિ સાંભળીને બેનાતટપુરમાં આવ્યો–૪૦૭.

વૃદ્ધવાદી તે વખતે શરીરચિંતાર્થે જંગલ જવા બહાર ગયો હતો–૪૦૮.

માણિક્ય નામનો શિષ્ય પાણીનું ટિપ્પન ભરીને સાથે જતો હતો, તેવે સિદ્ધસેને તેને દીઠો–૪૦૯.

આ શ્વેતાંબર અમારા વાદરણાંગણમાં શું બોલી શકનારો છે, એટલે એનું આ રીતનું નાશી જવું યોગ્યજ છે–૪૧૦.

આ મલિન મ્લેચ્છરૂપ, વર્ણસંકર માતંગ, સામો મળ્યો, એજ અપશકુન થયો; કેમ કે શૂદ્ર એવા શ્વેતાંબરો બહુ અધમ છે–૪૧૧.

જ્યાં આવા મલિન શૂદ્રો ધર્મોપદેશક થયા છે ત્યાં તેમને માથે વિજળી કાં ન પડી, કે તેમને કાગડા કાં ન ખાઈ ગયા!–૪૧૨.

આમ ગર્વરાશિના ભારથી ભરાતો, ને એવાં વચન બોલતો શિષ્યની પાસે આવ્યો–૪૧૩.

પૂછ્યું કે તું કોણ છે? તેણે ઉત્તર આપ્યું કે દેવ છું. ત્યારે કહે કે દેવ કોણ? તો કહે હું. વળી પૂછ્યું હુ કોણ? તો કહે હું પોતે. પૂછ્યું કે પોતે કોણ? તું તો એકજ જણાય છે–૪૧૪.

એમ ઉક્તિ, યુક્તિ અને વક્રોક્તિથી શિષ્યે ઉત્તર આપ્યા, ત્યારે તે શિષ્યને વળી સિદ્ધસેનદિવાકરે કહ્યું–૪૧૫.

હે વિદ્વાન્! કોનો પુત્ર છે? તેણે કહ્યું કે હું સર્વજ્ઞપુત્ર છું. હું કોનો પુત્ર છું તે જાણે છે? તો કહે કે કોઈ ભસનારા છો, એમ જણાય છે–૪૧૬.

પોતાનો વધ કરવા સૂધીનો જેને કોપ, એજ જેનું માન, શવાદિ જેમના યજમાન, માયા તે કુલીનતા, અતિલોભ ને પ્રેતાન્ન ખાતાં પણ ક્ષોભ નહિં; અહો! નરકવાસ થાય તે બહેતર, પણ બ્રાહ્મણના કુલમાં જન્મ સારો નહિ; મોઢું કેવલ સુગું સારૂં પણ વેદથી ભ્રષ્ટ થયું સારૂં નહિ–૪૧૭-૪૧૮.

ત્યારે સિદ્ધસેને શિષ્યને વળી કહ્યું કે, જો તું સર્વજ્ઞપુત્ર હોય તો હું પૂછું તેનું ઉત્તર આપ–૪૧૯.

ત્યારે પેલા દક્ષ શિષ્યે કહ્યું કે હું સર્વ જાણું છું, અર્થ અને પરમાર્થ સર્વ સમજું છું–૪૨૦.

એમ કહ્યું ત્યારે સિદ્ધસેને શિલષ્ટ વચન પૂછ્યું કે બેનાતટમાં કાકાકૃતિ કેટલા છે—૪૨૧

તે ઉપરથી માણિક્ય નામના પેલા શિષ્યે બ્રાહ્મણને સ્ફુટ કહ્યું કે તમે, તમારા જાતિના અત્ર કેટલા છે એમ પૂછ્યું—૪૨૨

કાક, ઘુવડ, શ્વાન, બ્રાહ્મણ, એ બધાં એક જાતનાં કહેવાય છે, એટલે તમે તમારા સ્વજાતિ ક્યાં વસે છે તે પૂછ્યું તે કહું છું, સાંભળો—૪૨૩

સઠ્ઠી સહસ્સા કાગા ઇહ છિન્ના ઉપરિ વસંતિ
જહ ઉણા ચુણિ ગયા અહ અહીયા પાહુણા આયા—૪૨૪

આવું યુક્તિયુક્ત વચન સાંભળીને ગામના લોકોએ કાખલીઓ કૂટવા માંડી કે આ શિષ્યે બ્રાહ્મણને જીત્યો—૪૨૫

વળી બ્રાહ્મણબાલક! હું તને કાંઇ પૂછું? ત્યારે બાલકે કહ્યું પૂછો, પણ તે પુર્વે વિશિષ્ટ વાણી વાળો શિષ્ય બોલ્યો—૪૨૬

એગો કાઉ દુહા જાઉ એગો ચિઠ્ઠઇ એગો મારીઉ
મુએણ જીવંતો મારીઉ ભણ ભણ માણવક કેણ હેતુના—૪૨૭

આ સિદ્ધસેનદિવાકર કંઇ પણ સમજયો નહિ, તેથી પૂછવા લાગ્યો કે, હે શિષ્ય તારા વચનનો શો અર્થ છે તે કહે—૪૨૮

હે વિપ્ર! એ ગાથાનો અર્થ સાંભળ. કાયાને વિષે જે જલસંજ્ઞક છે, તે ઉષ્ણ કર્યો તે મુવો, એમ શીતને ઉષ્ણે માર્યો.—૪૨૯

એમ કહી શિષ્ય તુરત ગુરુ પાસે ગયો તો સિદ્ધસેન પણ અતિગર્વથી તેની પાછળ ગયો—૪૩૦

ત્યાં વૃદ્ધવાદીંદ્રને સિદ્ધસેને એ પ્રકારે કહ્યું કે મારી સાથે વાદ કરો અને હાથ હલાવો રહ્યાછો તે સ્થિર થાઓ.—૪૩૧

ત્યારે સિદ્ધસેનને વૃદ્ધ વાદીએ હિતવચન કહ્યું કે, અત્ર કોઈ સભ્ય નથી તેમ કોઈ સભેશ નથી—૪૩૨

ત્યારે સિદ્ધસેને કહ્યું કે, આ ગોવાળીઆ છે તેજ સભાસદ છે, એ વાત વૃદ્ધવાદીએ માન્ય કરી—૪૩૩

મૂર્ખના સરદાર એવા સર્વ ગોવાળીઆને બોલાવી, ને તેમને સભ્ય બનાવીને પ્રતિજ્ઞા કરી-૪૩૪

ખરની પેઠે ખુબ આરડીને દિવાકર બેઠો, ને પૂછવા લાગ્યો કે જુઓ હું કેવો વક્તા છું? ત્યારે ગોવાળીઆએ કહ્યું કે કાંઇ નહિ.-૪૩૫

ત્યારે વૃધ્ધવાદીંદ્રે ગોવાળીઆને પૂછ્યું કે તમે હંબોડા લઇને ખુંદણું ખુંદવાનું જાણોછો? ત્યારે તેમણે કહ્યું કે અમે હંબોડા અને તે સાથેનું વાદ્ય બધું જાણીએ છીએ, તેમ થાપાકુંડું પણ જાણીએછીએ, ઢીક, કુંડું, તાલ, બકરી, કૂદકા, બધું જાણીએ છીએ.-૪૩૬-૪૩૭

ત્યારે વૃદ્ધે કહ્યું કે, હું જે તાલથી તમારા આગળ કુદકી કરૂં તેનો સ્વર જાણીને તમારે તાલ વગાડવી-૪૩૮

ગોવાળીઆ કુંડે પડ્યા ને વચ્ચે વૃદ્ધવાદિરાજ, હાથમાં ધર્મધ્વજ ઝાલી તથા કેડે કલ્પ બાંધી, રહ્યો-૪૩૯

વામન અને વૃદ્ધરૂપ એવો એ નટ બન્યો, ને પેલા મૂર્ખ લોકને હાસ્ય થાય તેવું બહુ પ્રકારે હંબોડા લઇ નાચવા લાગ્યો-૪૪૦

નવિ મારઇ નવિ ચોરીઇ પરદારાગમણ નિવારીઇ
થોવા થોવુ દાઇઇ ઇમ સરગ મટા મટ જાઇઇ-૪૪૧.

એમ કહીને વૃદ્ધવાદીએ કુદકી ખાધી ને ગોવાળીઆએ બકરીતાલ વગાડવા માંડી.-૪૪૨

વંચન નવ કીજઇ કહીતણું, એહ વાત સાચી ભણું
કીજઇ જીવદયાનું જતન,સાવયકુલિચિંતામણિ રતન-૪૪૩

વળી વૃદ્ધવાદીએ ઘણીક કુદકીઓ ખાધી ને ગોવાળીઆબહુ હરખે ચઢી બકરી વાદ્ય વગાડવા લાગ્યા-૪૪૪

હડ હડાવ નવી કીજઇ ઘણુ મરમ બોલુ તુહિ કહીતણુ
કુડી સાખી મ દેયોઆલ એ તુહ ધમ્મ કહુ ગોવાલ-૪૪૫

બધાએ વાહ, વાહ, રંગ, રંગ, એમ કહેવા લાગ્યા,ને બોલ્યા કે હે વૃદ્ધ! વળી કાંઇ વિનોદવાક્ય બોલો-૪૪૬.

ગરડસ વીછી નવી મારઇ મારી તુ સહી ઉગારીઈ
કુડ કપટ કરતુ વારીઇ ઇહાપરી આપકાજ સારીઇ.–૪૪૭[1]

ઇત્યાદિ ગ્રામ્ય વચનોથી સર્વે બહુ ખુશી થયા, ને બોલવા લાગ્યા કે વૃદ્ધ જીત્યો ને બ્રાહ્મણ હાર્યો–૪૪૮

આવું તેમનું વચન સાંભળીને સિદ્ધસેન દિવાકર વૃદ્ધ વાદીને કહેવા લાગ્યો કે તમે મારૂં કૌશલ્ય જોયું. હવે પુરમાં જઇને રાજસભામાં વાદ કરી તેમાં જે હારે તે જીતનારનો શિષ્ય થાય–૪૪૯–૪૫૦

એવી હોડ કરીને વૃદ્ધ વાદી અને દિવાકર સભાસદો સમેત, વાદ કરવા માટે રાજસભામાં ગયા –૪૫૧

સિદ્ધસેને કહ્યું કે સગબગ કરવું નહિ, સગબગ વિના વાદ કરો–૪૫૨

એમ વાદ ચાલ્યો, તેમાં ક્ષણમાંજ વિપ્રનો પરાજય થયો, એટલે તેજ ક્ષણે દીક્ષા આપી તેને, વૃદ્ધવાદીએ, સુરીશ્વર બનાવ્યો –૪૫૩

અજ્ઞને સહજે ખુશી કરી શકાય, ને જે જાણછે તેને તેથી પણ થોડી મહેનતે ખુશી કરી શકાય, પણ જે થોડાક જ્ઞાનના કણથી દાધાબળ્યું થયું હોય તેને તો બ્રહ્મા પણ રંજન કરી શકે નહિ–૪૫૪

દિવસ જતાં દિવાકર જૈનસિદ્ધાંતમાં પારંગત થયો, મોહ તથા ઇંદ્રિયોને જીતી, ક્રિયામાં કુશલ થયો, ને ગચ્છનો ધુરંધર થયો–૪૫૫

એકવાર વૃદ્ધવાદીને સિદ્ધસેનદિવાકરે નમન કરી ને તથા વિનયથી મસ્તક નમાવીને વિનતિ કરી કે, આપના પ્રસાદથી જિનોક્ત સિદ્ધાંતને સૂત્રમાંથી હું સંસ્કૃતમાં કરૂં કે જેથી સર્વને તે સુગમ થાય–૪૫૬–૪૫૭.

આવું તેનું વચન, કાનમાં તમ તૈલ જેવું, પડતાંજ વૃદ્ધવાદી બોલ્યો કે, હે કુશિષ્યાધમ! પાપી! આ તે શું કહ્યું! શું તારા જેવા વિદ્વાન્ પૂર્વે

---

૧. એ ચારે ગાથાનુ તાત્પર્ય એમ છે કે મારવુ, નહિ, ચોરવુ નહિ, પરદારગમન કરવુ નહિ, શક્તિ પ્રમાણે દાન કરવુ, એમ સ્વર્ગે જવાય; કોઇનાં મર્મ બોલવાં નહિ, જુઠી સાખ પુરવી નહિ, કોઇને આળ ચઢાવવું નહિ, એ ધર્મ છે; કોઇની વંચના ન કરવી જીવદયા સાચવવી એ સારી વાત છે, એજ શ્રાવકકુલનો ચિંતામણિ છે, વીછી પણ ન મારવો, કોઈ મારે તો ઉગારવો, કૂડ કપટ કરતા વારવું, એમ કર્તવ્ય જાણવું.

નહિ થયા હોય! માટે જો મને મોઢું ન બતાવીશ, આ તારાં વચનથી તને નિન્હવરૂપ હું માનુંછુ.—૪૫૯–૪૬૦

મને પણ આલોચના લાગી કે તારા જેવા સિદ્ધાંતપારંગત માનનારને વગર વિચાર્યે સૂરીપદ આપ્યું–૪૬૧

વટ્ટો ગણહર સિદ્ધો ગોઅમ માઈહીં ધીરપુરીસેહીં।
જો તં ઠવેઈ અપત્તે જાણંતો તં મહા પાવં–૪૬૨।

ગુરુનું આ વચન સાંભળીને સિદ્ધસેન ગણાધિપ તેમને પગે પડયો, ને બહુ ભક્તિપૂર્વક પોતાના દુષ્કૃતની માફ માગવા લાગ્યો–૪૬૩

મેં મૂર્ખે અજ્ઞાનના યોગે વિરુદ્ધ વચન કહ્યું તે હે પુજ્ય! ક્ષમા કરો–૪૬૪

મને જે યોગ્ય આલોચના હોય તે આપો, કદાપિ પુત્ર કુપુત્ર થાય, પણ પિતા કુપિતા થતા નથી—૪૬૫

આવું વચન સાંભળી વૃદ્ધવાદી, ગણાધિપ એવા પોતાના શિષ્ય સિદ્ધસેનસૂરીને કહેવા લાગ્યો કે ઉજ્જયનીમાં જિનેશ્વરનો મહાકાલપ્રાસાદ છે, તે અવંતિમાં કમાલે ઊંચા તોરણાદિથી કરાવેલો છે–૪૬૬–૪૬૭

કાલક્રમે બ્રાહ્મણોએ તેમાં શિવલિંગ સ્થાપ્યું છે, ને કોઈ એમ જાણતું સરખું પણ નથી કે આ મંદિર જૈનનું છે–૪૬૮

ત્યાં જઈ તારે મહાપ્રભાવ દર્શાવવો કે, જેથી તારા નિન્હવપણાની નિર્જરા તુરત થાય–૪૬૯

આવું હિત વચન ગુરુ પાસેથી સાંભળી, તેને હૃદયે ધરી, ને સિદ્ધસેનદિવાકર વિહાર કરતો ચાલ્યો–૪૭૦

ધીમે ધીમે શિષ્યોસમેત ઉજ્જયનિ પોહોચ્યો, તેની પાછળ અનેક લોક પણ હતા જે એમ કહેતા હતા કે આ સર્વજ્ઞપુત્ર છે–૪૭૧

---

૧. જૈન ધર્મમાં જે જૂદો મત પ્રવર્તાવનાર જુઠા આચાર્યાદિ થાય તેને નિન્હવ કહે છે.

૨. જેનાથી આસ્રવ એટલે અસત્ શાસ્ત્રાદિ ઉપર વિશ્વાસરૂપી પાપ મટે તે નિર્જરાતત્વ કહેવાય છે.

એક વખત વિક્રમાદિત્ય ક્રીડાર્થે વનમાં ગયો હતો, ત્યાં સિદ્ધસેન સૂરીને આવતાં દીઠા–૪૭૨

તેને સર્વજ્ઞપુત્ર જાણીને રાજાએ મનથીજ નમસ્કાર કર્યો, તે ઉપરથી સૂરિએ હાથ ઊંચા કરી "ધર્મલાભ" કહ્યો–૪૭૩

વંદના મેં કરી નથી છતાં આપે "ધર્મલાભ" કહ્યો એ શું ? અથવા યત્ર તત્ર એમ કહેવું એવો આપનો રીવાજ છે ? એમ વિક્રમાદિત્યે પૂછ્યું ત્યારે સિદ્ધસેન બોલ્યો કે. હે ભૂપ! વંદના કરે તેનેજ આશિષ્ દેવાય છે. –૪૭૪–૪૭૫.

ત્યારે વિક્રમે ફરી પુછ્યુ કે, આપને કોણે વંદના કરી ? ત્યારે સૂરિએ કહ્યું કે ભૂપ! તમે પોતે, વચન વિના, મનથીજ વંદના કરી–૪૭૬

ને મે તમારી માનસિક વંદના જાણીને આશિર્વાદ કહ્યો. આવું સાંભળતાં રાજાને વિચાર થયો કે, અહો! આના જ્ઞાનનું શું માહાત્મ્ય છે! ખરેખર એ સર્વજ્ઞપુત્ર છે. એમ વિચાર કરતાંજ હાથીએથી ઉતરી તુરત વંદના કરવા લાગ્યો–૪૭૭–૪૭૮.

રાજાએ એક કોટિ સુવર્ણદાન આપ્યું જે સૂરીએ પોતે કેવલ નિરીચ્છા વાળા હોવાથી ગ્રહણ ન કર્યુ–૪૭૯.

તેમ દાનનિમિત્તે કાઢેલું તે દ્રવ્ય રાજાએ પણ ભંડારમાં પાછું ન નાખ્યુ, અને સૂરિની આજ્ઞા પ્રમાણે સંઘના પુણ્યવાન્ પુરુષોને બોલાવી, ભાગી ગયેલાં જિનમંદિરોના ઉદ્ધારમાં તે વપરાવી નાખ્યું. જે બાબતનો શ્લોક મંત્રીએ વહીમાં આ પ્રમાણે લખ્યો "દુરથી હાથ ઊંચા કરીને ધર્મલાભ, એટલું કહેતાં સિદ્ધસેન સૂરિને રાજાએ એક કોટિ આપ્યા"–૪૮૦–૪૮૧–૪૮૨.

વાદિવૃંદના શિરોમણિ એવા એ સર્વજ્ઞપુત્રનો પુરમાં, સંઘે બહુ મહોત્સવથી પ્રવેશ કરાવ્યો–૪૮૩.

ત્યાં સંઘના લોકોએ વિનતિ કરી કે, અત્ર મૂલ જૈન મંદિર છે જે યથાવત્ કરાવી આપવાથી આપની પ્રભાવવૃદ્ધિ થશે–૪૮૪.

મહાકાલ નામનો પ્રાસાદ શ્રીજિનેશ્વરનો છે, તેમાં વિક્રમાર્કના બલથી

બ્રાહ્મણોએ જૈનબિંબ કાઢી નાખી શિવની સ્થાપના કરી છે, ને તેથી એ તીર્થ માહેશ્વરતીર્થને નામે પ્રસિદ્ધિ પામ્યું છે-૪૮૫-૪૮૬.

વિક્રમાદિત્યને બોધ કરીને આપ એવું કરો કે જેથી એ તીર્થ પાછું સુખદ જૈનેશ્વરતીર્થ થાય-૪૮૭.

દેવ ગુરુ સંઘકજ્જે ચુન્નિજ્જા ચક્કવટ્ટિ સેણાવિજઈ
તંન કરેયી મુણી અણુ તસંસારી ઉ હોઈ-૪૮૮.

ગુણરાશિ એવા એ સૂરિ આ તીર્થકાર્ય સાંભળીને, ચાર શ્લોક રચી રાજદ્વારે ગયા-૪૮૯.

ત્યાં દ્વારપાલને કહ્યું કે, હું આ ઉત્તમ શ્લોક લાવ્યોછું તે વાત જઈને રાજાને જણાવ, એટલે તેણે તે પ્રમાણે કર્યું-૪૯૦

આપનાં દર્શન માટે કોઈ ભિક્ષુ આવ્યો છે, તે રજા ન થવાથી બારણે ઉભો છે, ને તેના હાથમાં ચાર શ્લોક છે; આપ કહોતો તે આવે કે જાય-૪૯૧

ઔદાર્યમહિમાવાળો આવો વિદ્યાગુણાન્વિત શ્લોક સાંભળીને રાજાએ સામો શ્લોક કહ્યો-૪૯૨

દશલક્ષ આપો, ચૌદ શાસન આપો, પછી હાથમાં ચાર શ્લોકવાળો આવો કે જાઓ-૪૯૩

પછી આ શ્લોક સાંભળીને સૂરીન્દ્ર રાજસમીપે જઈ, સભામાં પૂર્વદિશા તરફ રહી એક શ્લોક બોલ્યો-૪૯૪

મહારાજા આપે આ અપૂર્વ ધનુર્વિદ્યા ક્યાંથી પ્રાપ્ત કરી કે માર્ગણૌઘ આવે છે ને ગુણદિગંતરમાં જાય છે[1]-૪૯૫

ત્યારે રાજા પૂર્વેથી ઉઠી દક્ષિણ દિશાએ બેઠો એટલે સૂરિએ બીજો પુણ્યપૂર્ણ શ્લોક કહ્યો-૪૯૬

તમે સર્વદા સર્વ આપો છો એમ બુધલોક તમારી મિથ્યા સ્તુતિ કરે

૧ માર્ગણ અને ગુણ ઉપર શ્લેષ છે. માર્ગણ એટલે ભિક્ષુક અને તીર; ગુણ એટલે ગુણ અને પણછ

છે, કેમ કે તમે શત્રુને પીઠ અને પરસ્ત્રીને વક્ષઃસ્થલ કદાપિ આપ્યાં નથી-૪૯૭

ત્યારે રાજા પશ્ચિમાભિમુખ બેઠો, એટલે વળી સૂરિ પરાક્રમયુક્ત એવો ત્રીજો શ્લોક બોલ્યો-૪૯૮

તમારા પ્રયાણથી નોબત ઉપર ઘા પડતાં રિપુહૃદયરૂપી ઘટ ફૂટયા, અને ગળવા માંડયા તેમની પ્રિયાનાં નેત્રથી, એજ આશ્ચર્ય છે-૪૯૯

ત્યારે રાજા ઉત્તરાભિમુખ બેઠો એટલે સૂરિએ રાજાના યશનો ચોથો શ્લોક કહ્યો-૫૦૦

સરસ્વતી મુખમાં રહી છે, લક્ષ્મી કરકમલમાં વસી છે, તેથી કીર્તિને શું કોપ થયો? કે તેથી દેશાન્તરમાં નાશી ગઈ!-૫૦૧

આ ચાર શ્લોક સાંભળીને શ્રીવિક્રમભૂપાલે સિધ્ધસેનને પગે પડી નમસ્કાર કર્યો-૫૦૨

મસ્તક નમાવી નમન કરીને, હાથ જોડી, રાજાએ વિજ્ઞાપના કરી કે આવી ચારે દિશાનું આ મારૂં નિષ્કંટક રાજ્ય લો, મેં આપને તે અર્પણ કર્યું છે.-૫૦૩-૫૦૪

સૂરિએ વિક્રમને કહ્યું કે મુનિઓ કેવલ નિરાશાવાળા છે, ને તેમને માટી તૃણ મણિ સુવર્ણ શત્રુ મિત્ર બધું સમાન છે-૫૦૫

સદા ભિક્ષા યાચીએ છીએ, જીર્ણવસ્ત્ર પહેરીએ છીએ, ભૂતલ ઉપર પડી રહીએ છીએ, અમારે ઐશ્વર્યનું શું કામ છે!-૫૦૬

રાગ વિનાનો જે છે તેને નારી તૃણ જેવી છે, નિરીચ્છાવાળો છે તેને રાજા તૃણતુલ્ય છે, જ્ઞાનીને સર્વ તૃણ છે, શૂરને જીવ તૃણવત્ છે.—૫૦૭

સર્વ સંગથી નિવારીને આત્મા જેણે વશ કર્યો છે, એવા મહર્ષિને રાજ્યનો શો ઉપયોગ? મેં આટલું પણ જે કર્યું છે, તે કેવલ ધર્મબોધને માટે આદર્યું છે-૫૦૮

કેમકે, રાજામાં ન હોય તેવા ગુણથી તેની સ્તુતિ કરવાથી અમે કંટાળ્યા છીએ, કાર્પણ્યોક્તિ બોલવા કરતાં સત્યવાણીથીજ કૃતાર્થ છીએ, એમ

કરવું એ બધો તૃષ્ણાનો પ્રભાવ છે, પણ તે તો સમૂલ ગઇ છે, અને જે નિ-રીંહ છે તેને તો મ્હોટા રાજા પણ તૃણની પેઠ તિરસ્કારપાત્રજ છે–૫૦૯

રે કલિકાલ! તને ધિક્કાર છે; તારો નાશ થાઓ; આ શો ઉંધો, ક્રમ ચલા-વ્યો છે; શ્રુતિસંપન્ન લોકનો વ્યવહાર પણ મ્લેચ્છ જેવો થઈ ગયો! કેટલાક ભગવતી વાગ્દેવીને વેચવા નિકળે છે, તો બીજા વળી એવા શઠ છે કે પરીક્ષા કરવા માટે તેનાં અંગ અંગ ઉઘાડાં કરી જુવે છે!–૫૧૦

રાજા આવું સાંભળીને પોતાના ચિત્તમાં ચમત્કાર પામ્યો, ને ગુણ-ની પરીક્ષા જાણી સૂરિને પોતાના સિંહાસનના અર્ધ ભાગે બેસાર્યો–૫૧૧

એ પ્રકારે દરરોજ રાજા, જે સિંહાસને સૂરિ બેઠેલો, તે ઉપર તેમને નમસ્કાર કરી ડાબી બાજુએ વિવેકથી બેસવા લાગ્યો–૫૧૨

ચારે વિદ્યાની વાતોથી, અને કૌતુકોથી, સિદ્ધસેનસૂરિરાજે રાજાને રંજન કરવા માંડ્યો–૫૧૩

રાજાના અનુગ્રહથી પાલખીમાં બેશીને લાખો અનુચર સમેત સૂરિ શાલામાં જવા આવવા લાગ્યા–૫૧૪

એમ રાજકાર્ય તેમ જિનકાર્ય તે નિરંતર કરવા લાગ્યા, કેમકે, એતો પ્રસિદ્ધજ છે કે રાજસન્માનનો મદ કોઇથી જીરવાતો નથી–૫૧૫

બીજાં તેજ જેવાં કે રત્નનાં, ધનનાં, લક્ષ્મીનાં, તે બધાં રાજતેજમાં સમાઇ જાય છે–૫૧૬

વાત વધતે વધતે બેનાતટપુરમાં પહોચી ને તે પેલા વૃદ્ધવાદીંદ્રના કાનમાં તપ્તતૈલની પેઠે લાગી–૫૧૭

તેણે મનમાં વિચાર કર્યો કે આ મારા પટ્ટનો ભૂષણ છે ને એ મારો શિષ્ય છે, એટલે એનો હું પિતા તુલ્ય છું–૫૧૮

જ્યારે મૂઢ બુદ્ધિથી એ કાંઇ પાપ કરે ત્યારે તેનું ફલ મનેજ મળે એવું શાસ્ત્રવચન છે તેમ લોકવ્યવહાર પણ તેવો છે–૫૧૯

ભાર્યાનું પાપ ભર્તાને, શિષ્યનું પાપ ગુરુને, રાજ્યનું પાપ રાજાને, ને રાજાનું પાપ પુરોહિતને લાગે છે.–૫૨૦

---

૧ ઇહા એટલે ઇચ્છા, તૃષ્ણા તે વિનાના.

એવો વિચાર લાવીને મુનીંદ્રરાજ વૃદ્ધવાદી ઉજ્જયિનીમાં અનેક સુશિષ્યો સમેત આવ્યા–૫૨૧

પ્રભાતસમયે સિદ્ધસેનની શાલા ભણી ગયા, તો ત્યાં માણસોની ગર્દી આગળ પેશી શકાય એમ જણાયું નહિ–૫૨૨

કાર્યને લઇને વાદી ક્ષણવાર બારણા આગળજ બેઠા, પણ તેમને સિદ્ધસેનના સેવકો જે ત્યાં બેઠા હતા તેમણે પાછા ઉઠવા ન દીધા–૫૨૩

ડાબી બાજુએ સિદ્ધસેનની પાલખી ઉચકનારા બેઠા હતા, તેમને તો વૃદ્ધવાદી ઉપર બહુજ ભાવ પેદા થયો–૫૨૪

તેમણે પૂછ્યું કે, હે વૃદ્ધ! શા માટે અહીં બેઠા છો? ત્યારે તેમણે કહ્યું કે, મારે સિદ્ધસેન પાસે જવું છે–૫૨૫

આવુ બોલવું સાંભળીને પેલા ઉચકનારાએ કહ્યું કે, તમે સુખે અમારા બેડામાં આવો, ને પાલખીને જરા જરા ખાંધ દેજો, ને તેવામાં તમારે જે કહેવાનું હોય તે નિરાંતે કહેજો–૫૨૬–૫૨૭

જેવા વિક્રમાદિત્ય છે તેવા આ દિવાકર છે, ને વિક્રમાર્કે જેને બાંધ્યા હોય તેવાને પણ એ સહજે છોડી દેછે–૫૨૮

આવું તેમનું કહેવું સાંભળી વૃદ્ધવાદીએ તેમ સ્વીકાર કર્યો, ને સિદ્ધસેન પાલખીમાં બેઠા એટલે વાદીએ પાલખી ઉઠાવી–૫૨૯

વૃદ્ધવાદી વામણો હતો, તેથી પાલખી એક તરફ નમવા લાગી, ત્યારે હાલવા ને લીધે સિદ્ધસેને કહ્યું કે, હે ઉચકનારાઓ! ધીમે ધીમે ચાલો–૫૩૦

( ને વળી બોલ્યા કે ) બહુ ભાર શું તમારા ખભાને બાધે છે? 'ત્યારે વૃદ્ધે ઉત્તર આપ્યું કે ) જેવુ " બાધતિ બાધે " છે તેવો ભાર નથી બાધતો[1]–૫૩૧

આવુ પ્રત્યુક્તિ વચન સાંભળીને સિદ્ધસેન મનમાં વિસ્મય પામ્યો કે, આ પાલખી ઉચકનારો પણ વિદ્વાન દેખાય છે કે આવું વ્યાકરણશાસ્ત્ર જાણે છે–૫૩૨

---

૧. બાધતિ એ પ્રયોગ ખોટો છે બાધતે જોઈએ, અને સિદ્ધસેને જે પૂછ્યુ તેમા ખોટો પ્રયોગ વાપર્યો તેથી વૃદ્ધવાદીએ આ ઉત્તર આપ્યુ છે.

સંસારમાં કોઇ વિદ્વાને ગર્વ કરવો નહિ, કેમકે ભવ્ય કરતાં પણ અધિક ભવ્ય બીજા હોઈ શકે છે," બહુરત્ના વસુંધરા " છે-૫૩૩

આ ઉંચકનારો પણ આત્મનેપદ, પરસ્મૈપદ, ઉભયપદ, આદિ સંજ્ઞા જાણે છે, તેમ સેટ્, નેટ્, પંચ પ્રત્યય, તદ્ધિતાદિ, પરિભાષા, વિભાષા, સર્વ જાણે છે, માટે કહું-૫૩૪-૫૩૫

હે ભારવાહક! તું શબ્દસ્વરૂપ જાણનારો દક્ષ છે, એટલે તારે કાંઇ સંદેહ હોય તો મને પૂછ-૫૩૬

એમ કહ્યું ત્યારે વૃદ્ધવાદીએ સિદ્ધસેનદિવાકરને એક વચન પૂછ્યું, અને તેનો અર્થ માગ્યો-૫૩૭

અણુહલ્લી ફુલ મતો મતોડિહુમણુ આરામમે મોડ્
હુમણુ કુસમેહિં અચ્ચિવ નિરંજણ કોઇ હિંડ વણેણ વણું ૫૩૮

સિદ્ધસેનદિવાકર આનો અર્થ જાણતો ન હતો એટલે તે પેલા ભારવાહકનેજ માન મૂકીને પૂછવા લાગ્યો-૫૩૯

ત્યારે વૃદ્ધવાદી પાલખીના દાંડા તળેથી નિકળી ગયો એટલે ક્ષોભને લીધે સિદ્ધસેન ભોંયે પડી ગયો-૫૪૦

તે જોતાંજ ચોતરફ હાહાકાર થઇ રહ્યો કે આવો પાપી આ બૂઢો કોણ છે? કે જણે શ્રીસિદ્ધસેનને ભૂમિ ઉપર પાડી નાખ્યા-૫૪૧

તેવામાં સિદ્ધસેને તુરત બેઠા થઈ જોયું તો પોતાના વૃદ્ધ ગુરૂને પાસે ઉભેલા જોયા-૫૪૨

અતિ લજ્જા પામી રોતો રોતો તેમને ચરણે પડ્યો, ને કહેવા લાગ્યો કે હે સ્વામિન્! મેં આપને જાણ્યા નહિ, આપની સંભાવના કરી નહિ, તેની મને ક્ષમા કરો-૫૪૩

હું મહાકાલ મંદિરમાં પ્રભાવના કરીને આપ ગુરુદેવની સમક્ષ આલોચના કરીશ-૫૪૪

તે ઉપરથી વૃદ્ધવાદી બેનાતટપુરમાં ગયા, ને સિદ્ધસેન વિરાગ પામી રાજસભામાં ગયો;-૫૪૫

રાજાએ એકવાર સિદ્ધસેનને કહ્યું કે, મહેશ, મહિમાગાર, સુરાસુર-વંદિત, અવ્યક્ત, ચિંતવ્યા કરતાં અધિક આપનાર, ત્રિભુવનેશ્વર, એવા મહાકાલ નિત્ય શંભુને નમસ્કાર કરો—૫૪૬—૫૪૭

સિદ્ધસેને ભૂપતિને કહ્યું કે, એ મહેશ્વર મારી શુદ્ધ સ્તુતિને સહી શકે નહિ—૫૪૮

અને સ્તુતિ વિના મારો કરેલો નમસ્કાર, એ સ્વીકારે નહિ, અમે નિયતેન્દ્રિય છીએ ને ઇંદ્રિયોથી અતિ દૂર છીએ—૫૪૯

હે ભૂપતિ! તમારા કહેવાથી કદાપિ હું સ્તુતિ કરીશ તો મારા પ્રણા-મથી લિંગ જરૂર ફૂટી જશે—૫૫૦

એ સાંભળીને રાજાએ કહ્યું કે, મહાદેવની સ્તુતિ કરો; ત્યારે સૂરિએ કહ્યું કે ઠીક, અને મહાકાલ તરફ ગયો—૫૫૧

ચરણ સન્મુખ રાખીને સૂરીશ્વર સુતો, તેટલામાં સામંતાદિસમેત રાજા આવી પહોચ્યો—૫૫૨

રાજાએ કહ્યું કે હે ગણાધીશ! મહાદેવની સ્તુતિ સુખે કરો; ત્યારે સૂરિએ પદ્માસને બેશી સ્તુતિ આરંભી—૫૫૩

સાર્થે એવી બત્રીશ દ્વાત્રિંશકા થકી સર્વતોમુખ, સર્વજ્ઞ, જગદાધારની સ્તુતિ, ભક્તિ થકી તેણે કરી—૫૫૪

તેમાંનો એક શ્લોક આ પ્રમાણે· "સ્વયંભૂ, ભૂતરૂપ, સહસ્રનેત્ર, અનેક, એકાક્ષર, ભાવગમ્ય, અવ્યક્ત, અવ્યાહત, વિશ્વલોક, અનાદિમધ્યાંત, પુણ્ય પાપ રહિત" ઇત્યાદિ.—૫૫૫

એવો પ્રથમ શ્લોક કહેતાંજ લિંગમાંથી ધૂમ નિકળવા લાગ્યો; ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે, આતો શંભુના તૃતીય નેત્રના અગ્નિમાંથી નિકળે છે. કમંક જ્યાં ધૂમ ત્યાં વન્હિ હોવો જોઇએ, એવો નિયમ છે, માટે નિશ્ચય આ શૂદ્રને એ અગ્નિ પ્રજાળશે—૫૫૬—૫૭

પછી વીજળી જેવું તેજ નિકળ્યું અને ભયંકર શબ્દ થયો, ને શિવ-લિંગ ફૂટીને, આઠ દલયુક્ત કમલ, અતિ રમણીય પ્રભાવાળું, સુવર્ણ-

મય કેશરવાળું થઈ રહ્યું જેમાં શ્રી પાર્શ્વનાથનું પ્રભાતસૂર્ય જેવું બિંબ પ્રકટ થયું–૫૫૮–૫૯

તે અતિ ગુણયુક્ત, સૌમ્ય, સપ્તફણાયુક્ત શેષથી સેવિત, પ્રભામય, સપ્રભાવ, એવું હતું–૫૬૦

જ્યારે સૂરિને રાજાએ પૂછ્યું કે જગત્પ્રભુ એવા આ દેવ કોણછે? તેમનું દર્શન પૂર્વે મને કદાપિ થયું નથી, એ કોઇ નવીનજ જણાય છે; --૫૬૧

ત્યારે સિદ્ધસેને કહ્યું, હે પૃથ્વીપતિ! સાંભળો, આ દેવ તો સર્વજ્ઞ જગદીશ્વર જે છે તેજ છે–૫૬૨

દેવાધિદેવ, દેવેશ, મુક્ત, મુક્તિદાતા, ચોસઠ સૂરેશથી પૂજિત, પરમેશ્વર છે–૫૬૩

ફુલ્લેંદીવર જેવી પીવરદ્યુતિને[1] ધારણ કરતા, ભોગાશ્રિત; ઇત્યાદિ પ્રસિદ્ધ સ્તુતિનો શ્લોક સૂરિએ કહ્યો--૫૬૪

પાણી વગરના પાણીની આશાથી, તૃણ ખાનારાં પશુ મનુષ્યત્વની આશાથી, દરિદ્રી મહાધનની આશાથી, નઠારા શરીરવાળા ઉત્તમ નૃપાદિ દેહની આશાથી, મર્ત્યલોક સ્વર્ગની આશાથી, દેવતા નિર્વાણની આશાથી, જેનુ રાત્રીદિવસ ધ્યાન ધરે છે તે શ્રી પાર્શ્વનાથ જિન, તમારૂં રક્ષણ કરો -૫૬૫

આ જગત્પ્રભુના પાદોદકથી કરીનેજ ગંગાએ બાલપણમાં કરેલું મહા ઘોર અને મહા નિંદ્ય એવું પાપ નિવારણ થયું છે–૫૬૬

એવું વચન સાંભળતાંજ કુતીર્થિક એવા બ્રાહ્મણમાત્રે રાજાને કહ્યું કે, આવું વચન આપે સાંભળવું યોગ્ય નથી--૫૬૭

ત્યારે વિક્રમાર્કે કહ્યું, બ્રાહ્મણદેવો! ઉતાવળા શાને થાઓછો? આપણે એજ પૂછીએ છીએ કે, ગંગાના પાપનો શો વૃત્તાન્ત છે?–૫૬૮

---

૧ ફુલ્લ એટલે ખીલેલા ઇંદીવર એટલે કમલ તેના જેવી પીવર એટલે ઘન, વિસ્તી. ર્ણદ્યુતિ, શોભા.

હરમસ્તકે સ્થિર રહેલી અને આકાશગામિની તથા વિષ્ણુપાદક-મલોદ્‌ભવા, તે પવિત્ર શી રીતે થઇ ?–૫૬૯

તેને કરોડો જનો વંદન કરે છે, ને તે કોટિ હત્યાના પાપને હણનારી છે, તેજ હત્યાની કરનારી કેવે પ્રકારે થઇ !–૫૭૦

આવું કહેતાં સૂરિરાજ બોલ્યા કે, મારૂં હિતવચન સાંભળો ને પ્રથમ તો એમજ સમજો કે, નદી પર્વત આદિ સર્વ દેવને બે રૂપ હોય છે–૫૭૧

એક સ્થાવર અને બીજું જંગમ, જે જલરૂપ તે સ્થાવર અને દેવ-રૂપ તે જંગમ–૫૭૨

એક વખતે ગંગા પોતાના જંગમ રૂપ થકી સ્વર્ગમાં, ઘણાક દેવ-લોક જ્યાં બેઠા છે, એવી ઇંદ્રસભામાં ગઇ–૫૭૩

ત્યાં ઇંદ્ર સિંહાસને બેઠા હતા, ને મહાસમૃદ્ધિમાન્ તેત્રીશ કોટિ દેવતા, તથા લોકપાલાદિ સર્વ ત્યાં બિરાજમાન હતા–૫૭૪

દશે દિક્‌પાલ, હાહાદિ કિન્નર, સુરાંગના, સાત સેનાવાળા અધીશ્વર, આદિ સર્વ હતાં–૫૭૫

દૈત્યમર્દન એવા ઈંદ્રદેવ આગળ વિવિધ નાટક ચેટક કૌતુક થતાં હતાં ને એમ તેની સેવા ચાલી રહી હતી–૫૭૬

ગંગા ત્યાં ક્ષણવાર ઉભી રહી, મનમાં અપમાન સમજીને પાછી વળી, કેમકે ઇંદ્રે આવા કાર્યમાં રોકાઇ તેનુ સન્માન ન કર્યું–૫૭૭

જે ઘેર સન્માન નહિ, આસન નહિ, ભાષણ નહિ, કાર્યાદિ પૃષ્ટ-વ્યે[1] નહિ, ત્યાં શુભાશયવાળા સજ્જનો જતા નથી–૫૭૮

એમ ચિંતા કરતી નગાત્મજા[2] જેવી પાછી વળી તેવીજ નૂપુરના ધ્વ-નિથી તેને ઇંદ્રના નિગમજ્ઞોએ ઓળખી–૫૭૯

તેણે તુરત આવીને ઇદ્રને નિવેદન કર્યું કે, ગંગા અમુક કારણથી અપમાન માનીને જાય છે–૫૮૦

૧ પૂછવા યોગ્ય

૨. નગ જે હિમાલય તેની આત્મજા એટલે પુત્રી ગંગા

તે ઉપરથી ગભરાઈને ઈંદ્ર આસનેથી ઉઠયો ને તુરત પોતાની જાતને મહા અપવાદ આપતો ગંગા સમીપ જઈ પહોચ્યો—૫૮૧

એક દોષ તો થાય, પણ બીજો થાય તે દશગુણ ગણાય, પરંતુ પૂજ્ય-પૂજાનો વ્યતિક્રમ તે તો શતદોષથી પણ અધિક છે– ૫૮૨.

માટે હે સ્વામિનિ ! સદાચારચરિત્રરૂપ ! માતા ! આ પુત્ર ઉપર કૃપા કરો અને આશિર્વાદ આપો--૫૮૩.

પગે પડી. હાથે વળગી, સ્તુતિ કરી, કેટલાંક ડગલાં સાથે જઇ, જેમતેમ કરી તાણીને ગંગાને પોતાના સિંહાસન આગળ આણી--૫૮૪.

સિંહાસને તેને બેસારી, ચિત્ત સ્થિર થયું, ત્યારે ઈંદ્રે પૂછ્યું કે, હે અંબ ! તમે મારા સરખા તમારા પુત્રની ખબર લીધા વિનાજ પાછાં કેમ વળતાં હતાં ? --૫૮૫.

ગંગાએ કહ્યું કે હે સુરેશ્વર મારી વાત સાંભળ, હું તને સંસાર સુખમાં નિમગ્ન દેખી ક્ષણવાર ઉભી, પણ તેં મારૂં સન્માન કર્યું નહિ, એટલે મારૂં અપમાન થયું માની હું પાછી વળી; પણ તારા પાસવાનોએ દીઠી ૫૮૬--૫૮૭.

જે સામ્હા નઆવિસીઇ હસીય ન પુછઈ વત્ત
તેહ ઘરિ કિમ્હઇ જાઇઇ રે હીયડા નીસત્ત–૫૮૮

વદને આનંદ નહિ, સુખે ભોજન નહિ કે ભાષણ નહિ, પૂછવાની વાતચીત નહિ, તેની પાસે જવાથી શો લાભ ? --૫૮૯.

જેનું વદન સાનંદ થાય, જે આસન આપે, ભાષણ કરે, કાર્યવાદ પૂછે સાંભળે, તેની પાસે અવશ્ય જવુ–૫૯૦.

માણિણિ માણ વિવજ્જીયાં કિં કિજ્જઇ અમી એણ
વરિવિસ પિજ્જઇ માણસિઉં ટ્રંપિ મરિજ્જઇ જેણ–૫૯૧.

ગગાનું કહેલું આ સદ્વાક્ય સાંભળીને ઈંદ્રે સત્ય પ્રત્યુત્તર આપવાનો આરંભ કર્યો–૫૯૨.

હે માતા ! તમારેજ માટે મને મહાચિંતા થઇ રહી છે કે શતકોટિ

હત્યા જેનામાં પડેલી છે એવી માતાનું શું થશે ?--૫૯૩.

બ્રાહ્મણ, સ્ત્રી, ગર્ભ, ગાય, માતા, પિતા, ભ્રાતા, દીકરી, પીતરાઇ, ઇત્યાદિની નિષ્કારણ હત્યાઓ જે જે પાપીઓ કરે છે તે બધાં તમારામાં સ્નાન કરવાથી તુરત પાપમુક્ત થાય છે એમ લોકો કહે છે--૫૯૪--૫૯૫.

જૂઠીસાખ, પરદ્રોહ, પરવંચન, ગુરુનિંદા, ગુરુઘાત, મિત્રદ્રોહ, મુનિનો ઘાત, દ્રોહ, ઇત્યાદિ, વિશ્વાસઘાત, ગર્ભપાત, માંસભક્ષણ, અગમ્ય ગમન, મદ્યપાન, અભક્ષ્યભક્ષણ, દેવદ્રવ્યનું હરણ, દેવાલયપ્રતિમાદિનો ભંગ, જીવહિંસા, ગોત્રઘાત, સ્વામીનું હનન, વ્રતભંગ, જ્ઞાતિવધ, ઇત્યાદિ અનેક પાપ શતજન્મપર્યંત કર્યા છતાં પણ, તમારામાં સ્નાન કરવાથી શુદ્ધ થાય છે, ને તેમનું પાપ એ પ્રકારે તમને ચઢે છે ૫૯૬--૫૯૭--૫૯૮--૫૯૯--૬૦૦.

એટલા માટે હે માતા ! આવી શતકોટિ હત્યાયુક્ત જે તમે તે કીયા ઘોર નરકમાં પડશો ને તમારી મુક્તિ શાથી થશે એવી મને ચિંતા થઇ છે--૬૦૧.

હૃદયમાં મહાઘાત કરતું શક્રનું વચન સાંભળીને, સત્કવિનું કાવ્ય સાંભળતાં થાય છે તેમ, ગંગાનું હૃદય ડોલવા લાગ્યું--૬૦૨.

કવિનું તે કાવ્ય શા કામનું ? ધનુર્ધરનું તે ધનુષ્ શા કામનું ? કે જેનાથી પર[1]ના હૃદયમાં લાગતાંજ માથું ડોલે નહિ !--૬૦૩.

ગંગાએ સુરેશ્વરને યુક્ત ઉત્તર કહ્યું કે હે વત્સ ! તેં કહ્યું પણ મારૂં સ્થાન જે અતિ શુભ છે તેની વાત સાંભળ--૬૦૪.

હું મુરારિચરણકમલના રજને ધોનારી છું ને તેથી વિષ્ણુપાદોદકી એમ વિખ્યાત છું--૬૦૫.

જનોના પાપૌઘને મારૂં જલ હરે છે, પણ પાછું વિષ્ણુચરણનો સ્પર્શ થતાં તે હતું તેવું પવિત્ર થઈ રહે છે--૬૦૬.

આવું યુક્ત વચન ગંગાએ કહ્યું તે સાંભળી ને ઇંદ્રે પ્રત્યુત્તર આપ્યું--૬૦૭

---

૧. કવિ પક્ષે સાભળનાર, અને ધનુર્ધરપક્ષે શત્રુ.

કે હે માતા ! તમે મુગ્ધ થયાં છો, ને હે શોભાયમાન ! માર્ગથી ભ્રષ્ટ થયાં છો, ને સ્થાનચ્યુત છો, એમ મને આ તમારાં વચનોથી સમજાય છે-૬૦૮.

અરર ! એ રીતે તો વિષ્ણુનું પાપ પણ તમારામાં આવ્યું કેમ કે એણે જે કપટપ્રયોગથી આખું અક્ષૌહિણી સૈન્ય હણ્યું તે કહી શકાય એમ નથી--૬૦૯.

નવ હજાર હાથી, હાથીએ હાથીએ સો રથ, રથે રથે સો ઘોડા ને ઘોડે ઘોડે સો પુરુષ ( એટલું અરાઢ અક્ષૌહિણી કહેવાય )--૬૧૦.

મહાભારતમાં યુદ્ધને આરંભે બતાવેલું છે કે ભીમસેનનો પુત્ર ઘટોત્કચ બત્રીશ લક્ષણો હતો-૬૧૧.

તે સમયે પાંડવો તથા વાસુદેવ, કૌરવોનું અતિકરાલ એવું મહાસૈન્ય દેખીને વિચાર કરવા બેઠા-૬૧૨.

દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય, આદિ મહાશૂર, તથા ભીષ્મ, દુર્યોધનાદિ મહાશૂર, જે સર્વ મહા વિખ્યાતિ પામેલા છે, તેમને કેવી રીતે જીતાશે ?-૬૧૩.

તેવામાં બાલક એવા ઘટોત્કચે કહ્યું કે હે હરિ ! હું સર્વનાં મર્મસ્થાન જાણું છું- ૬૧૪.

ત્યારે હરિએ કહ્યું કે મારૂં મર્મસ્થાન ક્યાં છે તે બતાવ, એટલે તેણે પગે જે પદ્મ હતુ તે કહ્યું-૬૧૫-

તે જોઇ હરિને ચિંતા થઇ કે આ પુરુષ કદાપિ મારી વિરુદ્ધ પડયો તો મારૂં મર્મસ્થાન જાણે છે એટલે મને જરૂર મારશે-૬૧૬.

વિરુદ્ધ, વૈરી, ચોર, મર્મજ્ઞ, મર્મભાષક, અર્ધરાજ્યહર ભૃત્ય, તેને જે હણતો નથી તે પોતેજ હણાય છે-૬૧૭.

એમ વિચારી કોટિ કપટનો ભરેલો કૃષ્ણ રણારંભે બોલ્યો કે બત્રીશ લક્ષણો કોઇ પુરુષ આ ઠેકાણે જોઇએ-૬૧૮.

રણાધિષ્ઠાત્રી દેવી તેના વિના તુષ્ટ થવાની નથી; ત્યારે પાંડવો એ કહ્યું કે હે સ્વામી ! આ સૈન્યમાં આપને કોઇ તેવો જણાય છે ?-૬૧૦.

ત્યારે હૃદયમાં કપટવાળા હરિએ કહ્યું કે બત્રીશલક્ષણા એવા તો આપણા સૈન્યમાં પાંચ છે--૬૨૦.

એક હું, ધર્મરાજા, ભીમ, અર્જુન, ને ઘટોત્કચ, બાકી બીજું કોઇ સર્વ લક્ષણયુક્ત નથી--૬૨૧.

આપ ધર્મરાજા તો સર્વ સૈન્યના નાયક અને પ્રતિપાલક છો, ને બધું ધોરણ તમારા ઉપર છે, કેમકે નનાયકી સેના તો હણાયલીજ છે--૨૬૨.

દુર્યોધનને મારવા માટે ભીમસેનની જરૂર છે, માટે તેને મારી ન શકાય, તેમ અર્જુન વિના કર્ણને કોણ મારે ? --૬૨૩.

ઘટોત્કચ તો બાલક છે, અને આ વખત લાડકોડનો છે, એટલે બાકી રહ્યો જે હું તે મારા દેહનો બલિ આપીને દેવીની પૂજા કરીશ--૬૨૪.

આવું કહેતાંજ એ કપટીએ મહા મોટું વિકરાલ ખડ્ગ હાથમાં લીધું, એટલે તુરત ઘટોત્કચ હાથે બાઝ્યો ને કહે કે હે નાથ !, સાહસ મા કરો--૬૨૫.

હે ત્રિભુવનાથ ! જગન્નાથ ! જગદીશ ! તમારો જયથાઓ, તમે ન હોતો ધર્મરાજને રાજ્ય કયાંથી મળે ? --૬૨૬.

તમારે સ્થાને હું દેવીનું રણપૂજન કરૂં છું, પણ મને ચિંતા માત્ર એકજ છે કે એમ થવાથી હું આ મહાસગ્રામ જોવા નહિ પામું--૬૨૭.

આવુ સાંભળીને હૃદયમાં હર્ષ પામી હરિએ કહ્યું કે તેની તો કાંઇ ફીકર નથી; તારાથી સગ્રામ જોઈ શકાય એવી હુ યોજના કરીશ--૬૨૮.

આવા વચનથી સતોષ પામી ઘટોત્કચે રણપૂજાર્થે પોતાનું મસ્તક અતિ ભક્તિભાવ દર્શાવી છેદ્યું--૬૨૯

તે મસ્તકને શુભસ્થાને ઉંચા સ્તંભઉપર મૂકી વિષ્ણુએ કહ્યુ કે હે વત્સ અહીંથી યુદ્ધ જોઈ શકાશે--૬૩૦

પછી ઉભયે સૈન્યનું મહાદારુણ યુદ્ધ થયું, ને પાંડવો જીત્યા ત્યારે સર્વે પોતપોતાનું પરાક્રમ ગાવા બેઠા--૬૩૧

ત્યાં હરિએ કહ્યુ કે તમે બધા તમારા પરાક્રમની શી ગપ્પો મારો છો! પણ એમાં ખરી વાત જે હશે તે આ ઘટોત્કચ કહેશે માટે એને પૂછો--૬૩૨.

જઇને સર્વેએ ઘટોત્કચ્ચને કહ્યું કે ભાઈ તું સત્ય કહે કે કોણે શા પ્રકારે વૈરીને આ રણમાં હણ્યા ?–૬૩૩.

પાંડવોએ બહુ પૂછ્યું ત્યારે ઘટોત્કચે સત્ય વાત કહી કે હે સદા આનંદમાં નિમગ્ન થેવા વિષ્ણુ સહવર્તમાન પાંડવો ! સાંભળો–૬૩૪.

મેં ગદાયુદ્ધ નથી દીઠું, કે નથી દીઠી શરધારા, કે ગજ, અશ્વ કે રથ બાઝતા નથી દીઠા, કે નથી દીઠા પાળે પાળા લઢતા;–એક સુદર્શન ચક્રનેજ રવિબિંબની પેઠે ફરકતું, અને કણબીના દાતરડાની પેઠે રિપુનાં માથાં કાપતું મેં દીઠું છે–૬૩૫–૬૩૬.

એમ સાંભળીને પાંડવો પરસ્પર વાતો કરવા લાગ્યા કે શ્રીવિષ્ણુએજ અરાઢે અક્ષૌહિણી હણી એમાં સંશય નથી–૬૩૭.

એમ કહી ઇંદ્રે કહ્યું કે હે ગંગાકૃષ્ણ ચરિત જો, એણે વિનાકારણ બાલહત્યા કરી અને અરાઢ અક્ષૌહિણી કાપી નાખી–૬૩૮.

કૃષ્ણે જે પાપ કર્યું તે બધું તમારામાં આવ્યું, ને તેથીજ હું મહા-ચિંતાસાગરમાં ડુબ્યો છું–૬૩૯.

ત્યારે ગંગાએ વળી ઇંદ્રને કહ્યું કે મારૂં એક બીજું પણ સ્થાન છે ને તે કૈલાસવાસી શ્રીશંકર છે જેમનો આદિ કોઇને ખબર નથી–૬૪૦.

તે પાર્વતીના પ્રાણનાથ છે, નંદી તથા બંદીના ગણોના અધિપ છે, નાગનું ઉપવીત ધરે છે, ને સુવર્ણમાણિક્યાદિ સમૃદ્ધિના દાતા છે–૬૪૧.

ત્રિનેત્ર, ત્રિજગત્ સ્વામી, જગત્સંહારના કર્તા, એવા એ મહેશ્વર છે, ને તેમના મસ્તક ઉપર હે દેવેંદ્ર ! મારૂં સ્થાન છે–૬૪૨.

કોટિજન્મ કરેલું પાપ, મનુષ્યવધાદિ મહાપાપ, તે, તથા ગમે તે પાપ હોય તે હરશિર-સ્પર્શથી મારામાંથી કેવલ નિર્મલ થઈ જાય છે–૬૪૩.

ત્યારે પાછું ઇંદ્રે કહ્યુ હે માતા! તમે સત્ય કહ્યું પણ તમારૂં કહેવું ચતુરવિચારને યોગ્ય લાગતું નથી–૬૪૪.

નિર્મલ, શ્વેત, એવું ઉત્તમ વસ્ત્ર તેને ગળીમાં બોળીએ તો તે કાંઈ ધોળુ થવાનું નથી પણ કાળુંજ થવાનું–૬૪૫.

મેઘજલ મહામિષ્ટ છે પણ તે ક્ષાર સમુદ્રમાં પડતાં મહાક્ષારરૂપ થઇ જાય છે, કાંઈ દ્રાક્ષરસરૂપ થતું નથી--૬૪૬.

સસ્વાદ અને સરસ ઘૃત એર ડીઆના વાસણમાં નાખતાં કાંઈ દૂધ થઇ જવાતું નથી પણ ઉલટું અખાદ્ય થાય છે--૬૪૭.

તીખા અતિવિષ સંયુક્ત, જે શર્કરા તે કડવીજ થાય કદાપિ ગળી થાય નહિ--૬૪૮.

એવા હેતુ અને ફલના પ્રયોગનો વિચાર કરી, હે માતા ગંગા! મહાઋદ્ધિમતિ! જુઓ કે સ્થાને સ્થાને મહાપાપૌઘથી તમે ભરેલાં છો--૬૪૯.

જે મહેશ્વરે તમને નિર્મલ જાણી પાપ સંહાર માટેજ મસ્તકે રાખ્યાં છે તેનું વેદોક્ત વૃત્તાન્ત સાંભળો--૬૫૦.

પૂર્વે બ્રહ્માને પાંચ મુખ હતાં, એ વાત સર્વ વિદ્વજ્જનોમાં પ્રસિદ્ધ છે; તે પાંચ મુખમાંનાં ચારથી તો ચાર વેદ ભણતા હતા પણ પાંચમે મુખે ગર્દભનો ધ્વનિ કરતા હતા--૬૫૧.

સંહારમૂર્તિ એવા મહાદેવે આવું લોકલજ્જાવાળું દેખીને પાંચમું મુખ ત્રિશૂલવડે, યુક્તિ કરીને, કાપી નાખ્યું--૬૫૨.

તેથી જગદીશની કેડે બ્રહ્મહત્યા લાગી, તે કીર્વિ(?) એ નામથી ત્રિભુવનમાં વિખ્યાત છે--૬૫૩.

બ્રહ્મહત્યાના ભયથી નાશીને મહાદેવ વારાણસીમાં ગયા, ને તેમની સાથે પેલું મસ્તક પણ હાથે ચોટીને ત્યાં ગયું--૬૫૪.

એ હત્યા જતી નથી એમ જોઈ તેને વિષ્ણુએ કહ્યું કે તું શા પ્રકારે તૃપ્ત થશે તે કહે--૬૫૫.

અરાઢ અક્ષૌહિણીનું રુધિર મને આપો તો હું મહાદેવનો હાથ તજી તૃપ્ત થઇને જાઉં--૬૫૬.

તે પણે કૃષ્ણે કપટ પ્રયોગથી કર્યું, તેથી જોકે પેલું મસ્તક હાથમાંથી ગયું તો પણ હત્યા ગઈ નહિ--૬૫૭.

હત્યાના ભારથી પીડિત એવા હરે, ભયભીત થઈ, હત્યામાંથી છૂટવા માટે તને મસ્તકે ધારણ કરી--૬૫૮.

વળી લોકભાષામાં પ્રસિદ્ધ એવું બીજું વચન સાંભળો, કે આ મહાબલવાન્ મહેશ્વર તે હત્યાકોટિથકી યુક્ત છે–૬૫૯.

બ્રહ્મા સૃષ્ટિરૂપ છે, વિષ્ણુ પાલનકર્તા છે, અને લખ ચોરાશીનો સંહાર કરનાર મહેશ્વર છે–૬૬૦.

એકજ મૂર્તિના ત્રણ ભાગ–બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર છે, ને તે કર્મસાક્ષી તથા સ્થિતિ પાલન અને સંહારના કર્તા છે–૬૬૧.

એવા સુરારિથી ઉત્પન્ન થયેલી તું આ બધુ હત્યાજાલ માથે લઇ શી ગતિને પામશે ?–૬૬૨.

આવું વચન સાંભળીને જાન્હવી ઈંદ્ર પ્રતિ કહેતી હવી કે એવિના હજુ મારૂં ત્રીજું પણ સ્થાન છે જ્યાં પાપનો લેશ પણ છે નહિ–૬૬૩.

જે જગત્સૃષ્ટિનો વિધાતા છે, જગન્માતા, જગત્પિતા છે, ને વેદસાગર તથા ચતુર્મુખ અને ચતુર્વર્ણનો સૃજનાર છે–૬૬૪.

તેના કરકમલમાં જે પવિત્ર કમંડલુ છે તેમાં મારો વાસ છે ને તેથી હું સર્વ પાપનો સંહાર કરનારી છું–૬૬૫.

શક્રે કહ્યું કે હે માતા! તું આમ વિકલ કેમ બની છે ? તને તેણે કમંડલુમાં જે રાખી છે તે તો તેને સુતાસંગમનું જે પાપ લાગ્યું છે તેમાંથી છૂટવા માટે રાખેલી છે–૬૬૬.

માટે બ્રહ્માનું પાપ પણ તારામાંજ આવ્યું છે; આ જે હું કહું છું તે વજરેખા સમાન સત્ય જાણજે–૬૬૭.

આવું વચન સાંભળીને ગંગાએ ઈંદ્રને કહ્યું, કે સર્વહત્યાનિવારક એવું મારૂં કોઇ સ્થાન હોઈ શકે છે ?–૬૬૮.

ત્યારે ઈંદ્રે કહ્યું, કે પરદાર, પરદ્રવ્ય, પરદ્રોહ, એટલાંથી અત્યંત પરાંગ્મુખ એવો કોઈ હોય તે પાલન કરે. ત્યારે ગંગા કહે કે તે ક્યારે આવીને મને પાલન કરશે ?–૬૬૯.

કે જેનાથી હું નિષ્પાપ થાઉં ને તેવા સર્વગુણયુક્તને મારૂં પાપ વળગે નહિ–૬૭૦.

અગ્નિથી ધાતુ શુદ્ધ થાયછે, પણ અગ્નિ શ્યામ થતો નથી, તેજ રીતે હે સુરેન્દ્ર! મારૂં પાપ પણ તેનાથકી જશે—૬૭૧.

ત્યારે સુરેન્દ્રે કહ્યું કે જે એવો પુરુષ હશે તે હે શુભાશયવાળી! તારી યાત્રા માટે શીદ આવશે?—૬૭૨.

સર્વ તિથિ,પર્વ, ઉત્સવ, તે જે મહાત્માએ વર્જ્યાં છે, તેને સર્વે તીર્થ પોતાના ઘરમાંજ નિત્ય વિદ્યમાન છે—૬૭૩.

તેમજ જેનું મન ઉન્મનિભાવને પામ્યું છે, ને પરમશાંતિમાં વિરમ્યું છે, તેને કથરોટમાં ગંગા છે—૬૭૪.

પ્રતિમાને વિષે જેને બુદ્ધિ નથી એવા યોગીના હૃદયમાં જિન વિદ્યમાન છે, તેને વિષે જેણે સ્નાન કર્યું છે તે સર્વદા શુચિ છે—૬૭૫.

પલમેલ, પંકમેલ, ધૂળમેલ, તેથી મેલા તે મેલા નથી, પણ જે ભાવથકી મેલા છે તેજ સંસારમાં મેલા છે—૬૭૬.

અંતરમાં જે ચિત્ત અતિ દુષ્ટ છે તે તીર્થસ્નાનથી શુદ્ધ થતું નથી, ને હજારો મણ જલથી ધોવાય તો પણ દારૂના વાસણની પેઠે નિત્ય અશુચિજ છે—૬૭૭.

આવું ધર્મયુક્ત વચન ઈંદ્રને મુખેથી સાંભળી ગંગા પાછી પોતાના કાર્યને સાધવાની ઇચ્છાથી બોલી—૬૭૮.

હે દેવેંદ્ર! કાર્યવશાત્ હજારો રૂપ ધારણ કરી હું તેવા પુરુષને ત્રિભુવનમાં ખોળીશ—૬૭૯.

કુરે માણુંદ કુમાણુસહ વિનય કરંતુ મ ભજ્જ
સીસ ચઢાવી આણીઇ ઇંધણુ બાલણુ કજ્જ—૬૮૦[1].

તેવો સ્વર્ગલોકમાં નથી, નાગલોકમાં નથી, તો તે આય અને વ્યયથી સંપૂર્ણ એવા મનુષ્ય લોકમાં હશે?—૬૮૧.

---

૧. નઠારા માણસને વિનયથી નભજવો, લાકડાંને બાળી મુકવા માટે માથે મૂકીને આણીએ છીએ

દેવા વસય પસચ્છ, ને રહચત્તિ અહુ:ખ સંજુત્તા
તિરયા વિવેગ વિગલા, મણુ આણુઇ ધમ્મસામગ્ગી—૬૮૨.

એવું જાણી લઇને ઈંદ્રનું ધામ ત્યજી ગંગા ચાલી, અને તે પુરુષોત્તમને શોધતી વારાણસીમાં આવી—૬૮૩.

અશ્વસેનકુલના મુકુટ, વામાની કૂખથી થયેલા, ઈંદ્રનીલ જેવી કાંતિવાળા શ્રી પાર્શ્વનાથ જે સર્વથી સેવાયલા, એવા તેમને જોઇને ગંગા હર્ષ પામી, ને ક્ષીર અને ફીણયુક્ત પોતાનું જલ તેમના સમીપ લેઈ ગઈ—૬૮૪—૬૮૫.

તે સમયે ત્યાં કઠ નામનો મહા તપસ્વી, જે પંચાગ્નિ સાધતો હતો, તે મહા મદોદ્ધત ગંગામધ્યે આવ્યો—૬૮૬.

તેની ખ્યાતિ લોકોમાં બહુ હતી તે સાંભળવા ઉપરથી વામા દેવીએ પોતાના પુત્રને કહ્યું—૬૮૭.

હે સર્વગુણયુક્ત પુત્ર ! મારૂં કામ કર, હે પાર્શ્વ ! આ તપસ્વીનાં દર્શન કરવાં એવી મારી ઇચ્છા છે—૬૮૮.

આ મહાજગત્‌માં પણ વિધિએ એવી એકે વસ્તુ નથી કરી કે જેનાથી અકારણ વાત્સલ્યપ્રેમ રાખતી માતાનો ઉપકાર વાળી શકાય—૬૮૯.

ઉપાધ્યાયથી આચાર્ય દશગુણ છે, આચાર્યથી શતગુણ પિતા છે, ને પિતાથી માતા સહસ્રગુણ છે, માટે માતા મહાન્ છે—૬૯૦.

માટે માતાના વચન ઉપરથી પરમેશ્વર શ્રીપાર્શ્વનાથે મહાહર્ષથી પોતાનાં માતાને હસ્તી ઉપર બેસાડયાં—૬૯૧

તે ગંગામધ્યે પહોચ્યા ત્યારે કઠ તપસ્વી અગ્નિમાં મહાકાષ્ઠ ઉમેરતો હતો એમ જોયું—૬૯૨.

ચારે દિશાએ અગ્નિ સળગતો હતો, અને પાંચમો સૂર્યનો અગ્નિ હતો એમ અજ્ઞાનથી મહાકષ્ટરૂપ તપ એ બ્રાહ્મણ તપતો હતો—૬૯૩.

વામા દેવીએ પોતાના પ્રિય કુમાર શ્રી પાર્શ્વનાથને કહ્યું કે આ પંચાગ્નિ સાધતા તપસ્વીને પ્રણામ કરો—૬૯૪.

ત્રણ જ્ઞાનથી યુક્ત એવા ભગવાન્ પરમેશ્વરે આવીને કઠને કહ્યું કે ભાઈ આ વ્યર્થ કષ્ટ શા માટે કરો છો ?–૬૯૫.

તપનું અજીર્ણ ક્રોધ છે, વિદ્યાનું અજીર્ણ અહંકાર છે, કર્મકાંડનું અજીર્ણ મહા તપ છે, ને અન્નનું અજીર્ણ વિશૂચિકા છે–૬૯૬.

કુમારના આવા વચનથી ક્રોધ કરી મદયુક્ત કઠે કઠોર વચન કહ્યું કે હે નૃપપુત્ર ! તું ઘણો મૂર્ખ છે–૬૯૭.

પંચાગ્નિસાધન તેજ તત્ત્વ છે, ને જ્યેષ્ઠ માસમાં તો બહુ ફલદાયક છે, જે એ સાધના કરે છે તેમને પરમપદની પ્રાપ્તિ થાય છે–૬૯૮.

કુમારે કહ્યું કે, તત્ત્વરહિત એવું જે તે કષ્ટમાત્રજ છે, જેમ માતા-વિના સુતની ઉત્પત્તિ કહી પણ જાણી નથી–૬૯૯

તત્ત્વ તે ધર્મ છે, ને ધર્મ તે જીવદયારૂપ છે, તો જીવનો ઘાત કરવામાં કાંઈ તત્ત્વ નથીજ નથી–૭૦૦

અગ્નિ સારી રીતે સળગી રહ્યો છે, ત્યાં અતિ કોપ કરી પંચાગ્નિસાધક એવા શઠ કઠે કુમારને કહ્યું કે, હે નિંદક ! આ અગ્નિમાં જીવ ક્યાં છે તે, હે પરાપવાદદક્ષ[1], પાપી, અધમ, ક્ષત્રિયા બતાવ–૭૦૧–૭૦૨

આમ કહેતાંજ સ્વામીએ પોતાના માણસ બોલાવી અર્ધું બળેલું એક કાષ્ઠ ખેંચી કઢાવ્યું–૭૦૩

પાણી છાંટી, અને સંધિને સમજતા, તથા અભ્યાસવાળા, એવા લાકડાં ફાડનાર પાસે તેને કહેવાડાથી ફડાવ્યુ–૭૦૪

તેની મધ્યેથી અર્ધો દાઝેલો એવો મહોટો નાગ પોતાની કાયાને આમ તેમ આંબળતો, પણ હજુ જીવતો બહાર નિકળ્યો–૭૦૫

જગન્નાથ એવા પાર્શ્વનાથ જે ભવભીતિના નિવારક છે, તેમને જોઇને નાગને બહુ હર્ષ થયો–૭૦૬

તેને શ્રીપાર્શ્વનાથે નમસ્કાર કર્યો ને તે સુધ્યાનના યોગે કરીને તે નાગ મરી જઈ અસુરેશ્વર થયો–૭૦૭

---

૧. પારકાને અપવાદ દેવામા કુશલ

જેણે અગ્નિમાં બળતાં દીન મહા નાગને બળતા લાકડામાંથી બહાર કાઢયો ને પછી નાગેંદ્રપદવીએ પહોચાડ્યો તે શ્રીપાર્શ્વનાથ અમારાં દુરિતને હણો--૭૦૮

તેજ સમયે ગંગોદક ત્રિભુવનમાં પવિત્ર થયું, ને દેવતાઓએ દુંદુભિનાદપૂર્વક પુષ્પવૃષ્ટિ કરી--૭૦૯

સ્વર્ગથી આવતું, દુરિતને હરનારૂં, તરંગથી રમણીય, ખળખળાટ કરતું, હિમાચલની ગુહાથી વહેતુ, શંખજેવું શ્વેત, હરિચરણરજને પ્રક્ષાલતું, ગંગાતુંદુષ્ટ જલ પવિત્ર થયું--૭૧૦

માટે હે નૃપેંદ્ર! વિક્રમાદિત્ય! તે જે પાર્શ્વજિનેશ્વર તે આ; જેમની સેવા શેષનાગે પોતાના ફણામણિના છત્રથી કરી છે--૭૧૧

ફણાના સમૂહથી ભૂષિત છે મૌલિદેશ[1] જેનો એવા, કૃપાની પરવથકી જેમનું હૃદય અલંકૃત છે એવા, ભભકતા પ્રભાવવાળા, વિશ્વરક્ષા કરનારા, કલિકાલમાં કલ્પવૃક્ષ એવા શ્રીપાર્શ્વનાથ અમારૂં રક્ષણ કરો.--૭૧૨

આવા હજારો હેતુથી વિક્રમભૂપને બોધ થયો, ને મિથ્યા ક્લેશને ત્યજીને તે જિનધર્મમાં સ્થિર થયો--૭૧૩

તે નરનાયકે પદ્મસ્થિત પાર્શ્વનાથને નમસ્કાર કર્યો અને મનોવાક્કાયયોગથી તેમની પૂજા કરી--૭૧૪

સિદ્ધસેન ગુરુને નમન કરીને પૃથ્વીપતિએ પૂછ્યું કે, આ મંદીર પુર્વે કોનું હશે? કોણ પ્રભુ હતા? ને કોણે કરાવ્યું--૭૧૫

મહાકાલપ્રાસાદ એવુ નામ કીએ વખતે પડ્યું? મહાકાલ નામ શાથી પડ્યું? એ આદિ સર્વ વાત મને કહો--૭૧૬

તે ઉપરથી શ્રીસિદ્ધસેન સૂરિએ શ્રીમહાકાલની વાર્તા છેક મૂલથી આરંભીને કહેવા માંડી--૭૧૭

પૂર્વે આ ઉજ્જયિનીમાં સાલિભદ્ર જેવો બત્રીશ નારીની સાથે વિહારના રસમાંજ લંપટ, એવો, અવંતી દેશમાં કમાલ એ નામથી બહુ પ્રસિદ્ધ હતો, જે સદા લીલાવિલાસને લીધે દોગંદિક દેવ જેવો હતો--૭૧૮--૭૧૯.

---

૧ માથાનો ભાગ.

એકવાર સ્વસ્થિતાચાર્ય, સિદ્ધવટની સમીપ જે હરસિદ્ધિનું મંદિર છે, ત્યાં પર્યટન કરતા આવ્યા–૭૨૦.

ભવનક્ષેત્ર દેવીની સ્તુતિ જેવા તે કરે છે, તેવામાં ગીર્વાણ વાણી થઈ કે, આ મદિરમાં રહેવું નહિ–૭૨૧.

ભૂત, પ્રેત, મહાભૂત, પિશાચ, વ્યંતર એવાં આ પ્રેતવનમાં, મુનિને વિઘ્નકર્તા ઘણાં છે–૭૨૨.

માટે હે શ્રીપૂજ્ય તમારે પુરમાં જઈ કોઈ સભ્યના મંદિરમાં ઉપાશ્રય કરી-રાત ગાળવી–૭૨૩

એવું સાંભળીને સ્વસ્થિતાચાર્યે તુરત પુરમાં ગયા, ને ઉજ્જયિનીમાં અતિ માન્ય એવા કમાલને ઘેર ગયા–૭૨૪

ત્યાં "ધર્મલાભ" કહીને આંગણે ઉભા, એટલે તેની માતા જે બહુ વિવેકી હતી તે આ પ્રકારે બોલી–૭૨૫

આજ મારો જન્મ સફલ થયો, સર્વ શુભ મનોરથ પૂર્ણ થયા, ધન્યમાં પણ હું ધન્ય છું, કે મારે આજ સાધુનાં દર્શન થયાં–૭૨૬

મેઘ વિનાજ મહાવૃષ્ટિ થઈ, પુષ્પને ફલ થયાં,–મુનિના દર્શનથી મારૂં પૂર્વનું મહાભાગ્ય જાગ્રત્ થયું–૭૨૭

સાળ, દાળ, ઘી, દૂધ, પોળી, દહી, માડા, મોદક, મરકી, મંડ, કદંબ, લાપશી–૭૨૮

ચવાણુ, મગનું પાણી, નાગરમિશ્રિત રબા, એવાં ભક્ષ્ય અને ભોજ્ય-અન્ન હે પ્રભુ બહુ બહુ તૈયાર છે–૭૨૯

કાંજીથી પરિશોધિત શુદ્ધ, નિર્મલ વર્ણવાળું, ઔષધથી સ્વચ્છ કરેલું, અને ચિંચાદ્રાક્ષાદિ ક્વાથ યુક્ત જલ પણ છે–૭૩૦

ખાંડ, શાકર, દ્રાક્ષ,જીરૂં, વરીઆળી, નાળીએર, ઇત્યાદિ ખાવોનાં ઘરમાં ઘણાં ઘણાં છે–૭૩૧

મરી, પીપલીમૂલ, શુંઠ, પ્રાસક, અજમો, તજ, તમાલપત્ર, બેર, લવંગ, એલચી, હરડે, તેમજ ક્ષાર, હિંગ, ત્રેવિસા, એલા સમેતતાલી, લવંગ,એનું

તેમ ત્રિકટુનું એ બધાંનું ઉત્તમ ચૂર્ણ મારે ઘેર છે; એમજ લાક્ષતૈલ, નારાયણતૈલ, કુષ્ઠકાલાનલ, કપિધ્વજ એ આદિ તૈલ, માઘપાનીય, કર્પૂર આદિ-મારી પાસે ઘણાં છે—૭૩૨-૩૩-૩૪

આમલકાદિઘૃત, હિરણ્યગર્ભાદિરસ, પીપર આદિપાક, તથા રોહેડાદિ ઘણાક આસવ, વટિકા, ગુટિકા, ક્ષાર, અનેક અભ્યંગ, એમ અનેક ઔષધ પણ મારા ઘરમાં છે, જે જોઇએ તે, હે મુનીશ્વર, આપ લો—૭૩૫ ૩૬

ઘણાક ઉપાશ્રય પણ ભીંતો અને પાટીયાંના બનાવેલા છે, જેજે શુભ વસ્ત્રો જગત્‌માં કહેવાય તેપણ હાજર છે—૭૩૭

આપના પ્રસાદથી મારા ઘરમાં કાંઈ ન્યૂન નથી, જેની તમારે ઈચ્છા હોય તે સુખે લઈ લો—૭૩૮

આવું સાંભળી સ્વસ્થિતાચાર્યે શ્રાવિકાને કહ્યું કે હાલ તો અમારે ઉપાશ્રયનુંજ કામ છે—૭૩૯.

પંદરસો દંનલાંગલ યાનની ઘણીક કુટી હતી તે સારી શોભાવાળી આપી—૭૪૦.

પાંચસેં મુનીંદ્રના પરિવારથી સેવિત સ્વસ્થિતાચાર્ય તેને વિષે સુખે રહ્યા—૭૪૧.

સર્વે મુનીશ્વરો આવશ્યકાદિકાર્ય કરીને, સંસ્તારકી વિધિને સ્મરી પોતપોતાને સ્થાને સુઇ ગયા—૭૪૨.

ધ્યાનતત્પર એવા સ્વસ્થિતાચાર્ય નલિનીગુલ્મ નામનું અધ્યયન રાતમાં ભણવા લાગ્યા—૭૪૩.

આવું ઉત્તમ અધ્યયન સાંભળીને કમાલને, જાતિસ્મરણયોગે કરી, પૂર્વભવનું સ્મરણ થયુ—૭૪૪.

તુરત ગોખેથી હેઠો ઉતરી કમાલ આવ્યો, અને બત્રીશ નારી સંગથી થતા સુખને માત્ર પરાલકે તૂર જેવું માનવા લાગ્યો—૭૪૫.

તે ગુરુપાસે આવ્યો અને વંદના કરી પૂછવા લાગ્યો કે હે પ્રભુ આપ નલિનીગુલ્મથી ક્યારે આવ્યા—૭૪૬.

---

૧. સુવા વખતે શ્રાવકોને ભણ્યાનો વિધિ.

શ્રીયુક્ત, સુખમય, દેવદેવીશતથી પૂર્ણ, એવા નલિનીગુલ્મ વિમાનમાં આપ ક્યારે પધારશો?—૭૪૭.

આવું પૂછતાં સ્વસ્થિતાચાર્યે હિતવચન કહ્યું કે હે કમાલ અમે ઘણીકવાર અવંતીમાં આવ્યા ગયા છીએ—૭૪૮.

મને જે નલિનીગુલ્મની વાત તું પૂછે છે તે કેવું છે? અમે તો શાસ્ત્રદૃષ્ટિથકી સચરાચર ત્રૈલોક્યની વાત જાણીએ છીએ—૭૪૯.

અવંતીમાં કમાલ નામે પ્રસિદ્ધ એવા હે તુ એકચિત્તથી સાંભળ, હું તને નલિનીગુલ્મ નામનાં વિમાનની વાત કહું છું—૭૫૦.

એક રજ્જુપ્રમાણ સમભૂતલવાળા માળ હોયછે, તે બાર દેવલોક મધ્યે પ્રથમ જાણ—૭૫૧.

ભૂપિંડનું ઉચ્ચત્વ સત્તાવીસસો છે અને પાંચસો વિમાનની ત્યાં ગતિ છે—૭૫૨.

ઉપરની ભોમ ત્રિદશપ્રસ્તરવ્યામ છે ને તે બત્રીશ લક્ષ વિમાનથી પરિપૂરિત છે—૭૫૩.

ત્યાં વિમાન બે પ્રકારનાં છે અને વિશેષેકરી વિચિત્ર છે, તેમનાં નામ પુષ્પાવકીર્ણક, આવલિ, ઇત્યાદિ ઘણાં છે—૭૫૪.

ત્રણ ચાર કે વૃત્ત એવા કોણથકી આવલિબધ્ધ ત્રણ જાતનાં છે, ને વિસ્તાર અને આયામથી અસંખ્ય યોજન વિશાલ છે—૭૫૫

પુષ્પાવકીર્ણક છે તે પૂર્વને ત્યજી રહેલાં છે, ને પંચવર્ણવાળાં હોઇ નાના પ્રકારનાં છે—૭૫૬.

તિસ્રાદિક પણ જઘન્યાદિ પ્રભેદથકી ત્રણ પ્રકારનું છે. ને જઘન્યમાં પરમ સમૃદ્ધિવાળા પચાશી પ્રાસાદ આવેલા છે—૭૫૭.

મધ્યમમાં ત્રણસો એકતાળીશ આવેલા છે. અને વિમાન તેરસો રહેલાં છે—૭૫૮.

પાંસઠ કરતાં પણ વધારે સ્વર્ગવાસીના પ્રાસાદ છે, જે મહાસમૃદ્ધિપૂર્ણ છે, તેમાં દેવતા વસે છે—૭૫૯.

ત્યાં જે દેવતા મહાસમૃદ્ધિવાળા છે, તેમનો મુખ્ય ઇંદ્ર છે ને તે સર્વ તેના સેવક છે–૭૬૦.

દ્વિસાગરપ્રમાણુ, ઉત્કૃષ્ટાયુ, દેહ સ્વાભાવિકરીતે સપ્તહસ્ત ઉંચા, એવી તેમની સ્થિતિ છે–૭૬૧.

તેમાં એક ધર્મરૂપ પુરુષ બીરાજે છે, તેની આસપાસ ત્રયોદશ પંત-૨ જે આવલિકાબધ્ધ અને ચતુરસ્ર ચતુર્મુખ છે તે આવેલા છે–૭૬૨.

સુવિશાલ, આનંદમય, ઉત્તમ ધ્વજાન્વિત, વિશ્વવિખ્યાત, એવું નલિનીગુલ્મ નામનું વિમાન છે–૭૬૩.

તે વિચિત્ર છે, નાનાપ્રકારનાં રત્નના સમૂહથી બનેલું છે, નિત્ય શુભ છે. અસંખ્ય યોજન સુધી તેનો વિસ્તાર છે. ને તેવુંજ દીર્ઘ પણ છે–૭૬૪.

વિસ્કંભં આયામં પરિહીયં અબ્ભિંતરીં અબાહરીયં
યુગવંમિણંતિ છમ્માસ જાવન તહાવિતે પારં–૭૬૫.
પાવંતિ વિમાણાણં કેસિપિહુ અહ વિનિ ગુણ્યાઇએ
કમચઉરો પત્તેયં ચંડાય ગઈ ઈ જાઇજ્જા–૭૬૬.

સદ્રત્નની ભીંતોવાળા નલિનીગુલ્મ વિમાનને ચારે દિશાએ તોરણ-વાળા ગોખ છે–૭૬૭.

ને તે મ્હોટી પૂતલીઓથી, મત્ત વારણોથી, સદ્યોત સભારથાનોથી, રાતદિવસ દીપી રહેલા છે–૭૬૮.

સિદ્ધાંતાનુસાર તેનાં નામ આ પ્રમાણે છેઃ વિજય, વૈજયંત, જયંત, અપરાજિત–૭૬૯.

મહાસમૃદ્ધિમાન્ દેવલોક દ્વારે દ્વારપાલ છેઃ તુંબુરુ અસ્થિમાલા અને સખડ્ડ વિદ્યુન્માલી–૭૭૦.

સુરદ્રુમથી શોભીતાં, તથા સુગંધવાળા ફૂલવાળાં બીજાં પારિજાતાદિ વૃક્ષથી પૂર્ણ, એવાં ચાર ઉપવન ત્યાં આવી રહેલાં છે–૭૭૧.

નિર્મલ જલથી પરિપૂર્ણ, એવી ચાર વાપી ત્યાં છે, તે અનુક્રમે ગંધોદક, અમૃતોદક, દ્રાક્ષોદક, ને શતોદકથી પૂર્ણ છે–૭૭૨.

ત્યાં જિનગૃહ છે તેમાં જિનમાત્ર રહે છે તેને ત્રણ દ્વાર છે, મધ્યે સ્તૂપ છે, ને બારણા આગળ સમોસરણ છે--૭૭૩.

દિશાએ દિશાએ સત્તાવીશ જિનોત્તમ રહેલા છે, તે સ્તૂપાર્થો માટે ભેગા થાય છે ત્યારે એકસો આઠ થાય છે–૭૭૪.

સમોસરણની મધ્યે ઉત્તમ એવી બાર પ્રતિમા છે, એટલે જિન-ગૃહમાં જિનમૂર્તિ એકસો વીશ થઈ–૭૭૫.

ત્યાં દેવભવનને વિષે પાંચ વિચિત્ર સભા છે, જેનાં નામ સુજ્ઞે જાણવા યોગ્ય છે–૭૭૬.

પ્રથમ સૌધર્મી, બીજી મજ્જના, તૃતીય અલંકારણા, ચોથી દેવદૃષ્યકા, ને પાંચમી શુભાધિષ્ઠિત, એવી શુભ વ્યવસાય એ નામની છે–૭૭૭.

દક્ષિણમાં દક્ષિણેંદ્રોનાં પાંચ સભાસ્થાન છે, ઉત્તરે ઉત્તરેંદ્રોનાં છે, ને તે સર્વ સભાને ત્રણ ત્રણ દ્વાર છે, અને વિવિધ આશ્ચર્યથી તે શોભી રહી છે–૭૭૮.

સઙ્ગીત, વાદ્ય, નાટય ઇત્યાદિથી તેમ શુભવસ્ત્ર, રત્ન ઇત્યાદિના સમૂહથી એ સભાઓ પરિપૂર્ણ હોઈ પરમાનંદ આપનારી અને સર્વ કામ-ના પૂર્ણ કરનારી છે–૭૭૯.

મહર્દ્ધિવાળા દેવતા પ્રથમ સભામાં પેસે છે, ને બીજીમાં જઈ ત્યાં મજ્જન કરે છે, તૃતીયમાં સુગંધાદિ અલંકાર ધારણ કરે છે, ચોથીમાં દેવદૃષ્ય વસ્ત્ર પહેરે છે ને પાંચમીમાં પોતાનાં વ્યવહાર કાર્ય કરે છે. સભાના ત્રણે દ્વારે ત્રણ સમોસરણ છે–૭૮૦-૮૧-૮૨.

શ્રી જિનેશ્વરનીં પંદર સભા છેઃ ને પ્રત્યેકમાં ચારબિંબ છે, એમ બધાં મળી સાઠ બિંબ છે–૭૮૩.

આગળ એકસો વીસ કહેલાં છે, ને આ સાઠ એમ મળીને એકસો એંશી જિનબિંબ થયાં—૭૮૪.

ત્યાં ગોળ એવા સુવર્ણ કુંભ અમૃત ભરેલા છે તેના જલવડે જિનેં-દ્રને સ્નાત્ર કરાવે છે –૭૮૫.

વિમાનના મધ્ય દેશમાં મુખ્ય દેવની સ્થિતિ છે, તે આખો પ્રાસાદ દેવ દેવી આદિના સમૂહથી ભરાયેલો છે-૭૮૬.

વિષ્કંભથી માંડીને ત્રણ ગવ્યૂતિ તેનું માન છે અને ચારે દિશાએ એકસો તેતાળીસ આવાસ આવેલા છે.-૭૮૭.

મુખ્યાર્ધમાન તો તેમાંથી ક્રમે ક્રમે કરીને મુખ્ય દેવના સેવકના આવાસ માટે છે-૭૮૮.

મુખ્યદેવ પરિગ્રહમાં આઠ દેવાંગના છે, ને ત્રણ લાખ નવહજાર તો તેમની દાસી છે--૭૮૯.

બીજાં પણ દેવી દેવ વગેરે ઘણાં છે તે સર્વ દેવેન્દ્રની પેઠે સામ્રાજ્ય ભોગ ભોગવે છે-૭૯૦.

કદાચિત્ દેવ, યદચ્છાએ[1] સુરેંદ્રભવનમાં જાય છે ત્યારે સુરેદ્ર પોતાનું અર્ધાસન તેને આપે છે--૭૯૧

નલિનીગુલ્મમાં દ્વારે, પ્રાસાદમાં, ઇત્યાદિ સ્થાને દેવી અને સેવકો કેટલાંક છે, તેનુ પ્રમાણ તો સિદ્ધાંતના પાર જાણનારે કરી લેવું--૭૯૨

ગ્રંથગૌરવના ભયથી મેં અત્ર વિસ્તાર કર્યો નથી, પણ સર્વ વાત ધર્મકથાંગમાં પ્રસિદ્ધ છે, ત્યાંથી બુદ્ધિમાને જાણવી--૭૯૩

સ્વસ્થિતાચાર્યનું પ્રતિબિંબના જેવુંજ પ્રત્યક્ષ વચન સાંભળીને, તેમ વિમાનને સાંભળીને તથા દેખીને નમન કરી કમાલ બોલ્યો કે, હું એ વિમાનમાં સત્વર પહોચું તેમ કરો--૭૯૪--૭૯૫

ગુરુએ કહ્યું કે, હે ધીર ! કર્મક્ષય કરનાર એવો સંયમ ગ્રહણ કર, અને શ્રીવીરને મનમાં ધારણ કરી દુઃખપરીષહ વેઠ--૭૯૬

એવું સાંભળીને કુમાર એવા કમાલે તે પ્રમાણે કર્યું, પંચ મહાવ્રતો-ચ્યાર રૂપ વ્રત આરંભ્યું.-૭૯૭

નિર્મમ, નિરહંકાર, નિરીહનો શિરોમણિ, એવો થઇ ગુરુને નમસ્કાર કરી, રાત્રીએ નગર બહાર ચાલી નીકળ્યો--૭૯૮

---

૧ અકસ્માત્

શૃગાલ, સાપ, ઇત્યાદિથી પરિપૂર્ણ, શીયાળોના સાદથી ભયાનક, એવા સ્મશાનમાં જઇ કાયોત્સર્ગ માટે બેઠો—૭૯૯

એક શીયાળ જે પૂર્વ ભવમાં તેની પત્ની હોઇ તે કુષ્ટ વ્યાધિથી મરી ગઈ હશે, તે આ મુનીંદ્રને જોઇ, પૂર્વ ભવના વૈરના યોગે રોપે ભરાઇ—૮૦૦

તેણે એવું કર્યું કે, આવીને તમામ મુનિ શરીરનું માંસ ખાઇ નાખ્યું પણ મુનિ તો ધ્યાનમાંથી ચળ્યા નહિ- ૮૦૧

શુભધ્યાનથી યુક્ત એવા આ ઉત્તમ મુનિ મરણ પામ્યા પછી, નલિની ગુલ્મ વિમાનમાં ઉત્તમ દેવ થયો—૮૦૨

પેલી શીયાળ રૂપ પત્ની મરણ પામ્યા પછી રૈરવ નરકમાં પડી, એમ અતિ ઉગ્ર પુણ્ય કે પાપનું ફલ આને આજ જન્મમાં થાય છે—૮૦૩

શુભ ઇચ્છતા એવા કમાલપુત્રે અવંતીમાં આ મહાકાલ મંદિર પરમ અર્હત્‌ને સમર્પ્યું—૮૦૪

- તેમાં શ્રી પાર્શ્વનાથની ઉત્તમ પ્રતિમાની સ્થાપના કરી: એમ પોતાના પિતાના નિર્વાણસ્થાને ભૂમિશુદ્ધિ કરી- ૮૦૫

જગદીશ્વરનું આ મહાકાલતીર્થ વિખ્યાત થયું, પણ તમારા પ્રસાદથી ગર્વ પામેલા બ્રાહ્મણોએ શ્રી પાર્શ્વનાથના બિંબને મુખ્ય સ્થાનેથી ઉખાડી નાખ્યું, અને લજામણું એવું શિવલિંગ તે સ્થાને સ્થાપ્યું—૮૦૬—૮૦૭

હવણાં મે સ્તુતિ કરી તેથી જિનોત્તમ પ્રાદુર્ભાવ થયા અને હે ભૂપ ! તમારા ભાગ્યના યોગેજ તે પ્રકટ થયા—૮૦૮

આવું સાંભળવાથી પવિત્ર જેના કાન થયા છે એવો વિક્રમાર્ક ભૂપાલ મહા આગ્રહથી જિનધર્મનિરત થઇ ગયો—૮૦૯

દશ હજાર સુંદર ગામ જિનેશ્વરની અગ્રપૂજા માટે તેણે યાવત્‌ચંદ્રદિવાકરૌ આપ્યાં—૮૧૦

દ્વાદશવ્રતસંયુક્ત થઇ તે સમ્યક્‌તત્ત્વ સમજ્યો, ને ધર્માચાર્ય જે સિદ્ધસેન તેમની સ્તુતિ કરવા લાગ્યો—૮૧૧

ભવપાશથી છોડવનાર એવા ધર્મમાર્ગમાં આપે મને આણ્યો, અને પાપથીજ ભરપૂર એવા મિથ્યા ભવસાગરથી તાર્યો--૮૧૨

અહો આપની ઉત્તમ કાંતિ, આપનો ઉત્તમ યશ, ઉત્તમ ખ્યાતિ ને ઉત્તમ કવિત્વશક્તિ ! --૮૧૩

સરાણ ઉપરથી ઉતારેલાં હોય તેવી ઉજળી દ્યુતિવાળાં પદ, અર્ધનારીશ્વરની સ્તુતિ કરવામાંજ સત્કાવ્યશક્તિ ખરચવે કુશલતા, અપૂર્વ પ્રકારનીજ દિવ્ય અને ભવ્ય ઉક્તિ, ચંદ્ર મંડલને સહજ ચૂર્ણિત કરવાથી ટપકતા પિયૂષ જેવો રસ,—ખરે કોઈ, કવિકર્મના મર્મને જાણનાર છો, મિથ્યા વાગાડંબરજ નથી- ૮૧૪

પદતો સહજે કોને સ્ફુરતાં નથી ! ને શર્કરાના રસાલ મિષ્ટત્વ યુક્ત હોઇ વૈભવ પણ ક્યાં પ્રદર્શિત કરતાં નથી ? પણ એ ઉભયનો યોગ થઇ કોઇ અવર્ણ્ય અમૃતપૂરના રસતરંગમાં નવરાવે એવો તો એક કવિજ છે–૮૧૫.

સુમતિ તેજ એક શરણ છે જેમાં તેવા અસાર સંસારમાં કાવ્ય રચવામાં પોતપોતાની રુચિને અનુસરી ઘણાક કવિઓ ક્યાં મથતા નથી? પણ દુગ્ધ જેવું સ્નિગ્ધ ને મધુર રચનાવાળું વચન પેદા કરે કે બોલે એવો સરલ તો કોઇક વિરલજ થાયછે–૮૧૬.

ગુરુભક્તિપરાયણ એવો શ્રીવિક્રમભૂપતિ સિધ્ધસેન ગુરુની સ્તુતિ આ પ્રકારે નિત્ય કરતો હવો--૮૧૭.

એકવાર વિક્રમની સભામાં સૌમ્ય બુધ્ધિવાળા, કલાના જાણનાર, એવા શ્રી સિધ્ધસેનસૂરિરાજ, હિત, મિત, આનંદદાયક, મોદકારક, ઋણુચ્છેદ કરનાર, હૃદ્ય, ઉત્તમ, એવું સૂક્ત બોલ્યા--૮૧૮--૮૧૯.

જો જાતે પેદા કરી હોય તો તે પુત્રી છે, પિતાએ પેદા કરી હોય તો બહેન છે, ને જો અન્ય સંગમમાં ગઈ તો તે પરસ્ત્રી થાય છે, માટે લક્ષ્મીનો ત્યાગ (=દાન)કરવામાંજ બુધ્ધિમાન્ નિરંતર વૃત્તિ રાખેછે--૮૨૦

મર્મ સમજવામાં ઉત્તમ બુદ્ધિવાળો વિક્રમ આ વચન સાંભળીને ચમત્કાર પામ્યો ને મનમાં ચિંતા કરવા લાગ્યો--૮૨૧.

હજારો દોષથી યુક્ત એવી આ લક્ષ્મી દાન કરી દેવા યોગ્યજ છે, પણ કદાપિ ભોગયોગ્ય તો નથીજ, કેમ કે ચંચલા અને ચપલા છે--૮૨૨

મૂર્ખ લોક પણ પાલખીમાં બેસે છે, તેમના કૃપાપાત્ર હાથીઘોડે પણ ફરે છે, નટવિટ લોક તાંબૂલાદિ પણ ચાવે છે, હસ્તી આદિ પેટ પણ ભરે છે, ચકલાં વગેરે મ્હોટા મહેલોમાં રહે છે, પરંતુ તેમની કોઇની સ્તુતિ નથી. સ્તુતિપાત્રતો તેજ છે કે જે કૃતી પુરુષ લોકને તેમનાં વાંછિત પૂર્ણ કરી આપે છે--૮૨૩.

શ્રીવિક્રમે મનમાં આવું વિચારી તમામ અર્થીને હર્ષથી દાન આપવા માંડયાં--૮૨૪.

પૃથ્વીને તેણે અનૃણ કરી સુવર્ણ રત્ન આદિથી ભરી નાખી, ને સમુદ્ર-પર્યંત કહી દારિદ્ર રહ્યું નહિ, ને એમ તેણે કલિકાલને પણ હઠાવ્યો--૮૨૫

ચતુર ચિત્તવાળા તેણે પોતાનો સંવત્સર ચલાવ્યો, જે શ્રીવીર સવત્-થી ૪૭૧ વર્ષથી ચાલુ થયો છે--૮૨૬.

અનેક પ્રકારે ધર્મ કર્મના નિર્માણમાં વિક્રમ પ્રવર્ત્યો, તેથી સ્વાભાવિક એવા સુખના સંસર્ગથી પૃથ્વી ગર્વ પામી--૮૨૭.

ચંદ્રકિરણના સમૂહથી ઉજ્જવલ એવા સમુદ્રના તરંગ જેવા ગૌર અંગવાળો, અને જેના ગુણગણ તથા યશ અતિ પ્રસિદ્ધ છે, એવો વિક્રમ વિજયી વર્તો--૮૨૮.

જેની કીર્તિરૂપી કલ્લોલિની આખા વિશ્વમાં ફરીને, મહીતલ ઉપર ન માયાથી સ્વર્ગમાં ગઈ--૮૨૯.

ધર્મેન્દ્ર સભામાં બેઠા હતા ત્યાં વિક્રમનું પરાક્રમ અને પરોપકાર ચાતુર્ય જોઇને બોલ્યા--૮૩૦.

વૈભવ છતાં પણ સુરજન સ્વાર્થી હોઈ ધન આપતા નથી, તીર્થનો ઉદ્ધાર કરતા નથી, વ્યાધિને હરતા નથી, આપત્તિને ટાળતા નથી; પોતાનુંજ ભરવાનો જેને ઉદ્દેશ નથી, એવા સર્વાંગે પરોપકાર રૂપ ધન્ય મહાપુરુષોના યશથી આ જગત્ દીપે છે--૮૩૧.

શ્રીવિક્રમેંદ્રના મસ્તક ઉપર પંચદંડનું, ત્રિભુવનને આનંદ કરનાર, તથા ત્રિભુવનને વશ કરનાર, છત્ર હતું--૮૩૨.

તે છત્રની પ્રતિષ્ઠાને સમયે, શ્રીવિક્રમે સર્વે દેવતાની તેમ અર્હંતોની વિધિપૂર્વક પુજા કરી--૮૩૩.

સાધારણ ગુરુગણના ગૌરવથી બહુ પ્રકારે રોમાંચ સમેત (એવા-ઇંદ્રે) વિક્રમયોગ્ય સિંહાસન મોકલી દીધું--૮૩૪

ચદ્રકાંત એવી બત્રીશ પૂતળી તેના ઉપર હતી, ને તે આસન મણિ-મય હતું, તથા પોતાનુંજ, અતિ પ્રભાવવાળું, ને બહુ શોભીતું સ્થાન હતું--૮૩૫.

ઇંદ્રના પ્રસાદવાળા તે સિંહાસન ઉપર વિક્રમ રાજા નિત્યે ઇંદ્રની પેઠે બેસતો--૮૩૬.

શ્રીસિદ્ધસેન જેમાં મુખ્ય એવા ઘણાક તાર્કિક, વૈયાકરણ, સર્વસિદ્ધાં-તના જાણનારા, વેદ સાહિત્ય મંત્રના જાણનાર, સ્માર્ત, અલંકારજ્ઞ, પૌરા-ણિક, વૈદ્ય, જોશી, ગવૈયા, નાના પ્રકારનાં શાસ્ત્રમાં પ્રવીણ, નાના પ્રકાર ચતુરાઈ જાણનારા, વિવિધ કૌતુક કરાવનારા, આશ્ચર્ય પેદા કરનારા, બહો-તર કલા જાણનારા, ચોસઠ કલા જાણનારા, બત્રીશ લક્ષણના જાણ, એવા જુદા જુદા પંડિતો વિક્રમની સભામાં હતા--૮૩૭-૩૮-૩૯-૪૦.

નાના પ્રકારનાં શાસ્ત્રની રસિક વાર્તા કરવામાં કુશલ એવો કોઈ બુદ્ધિ-માન્ નાના પ્રકારના શાસ્ત્રરસના ઓઘથી રાજાને આ રીતે સ્તવતો હતો--૮૪૧.

શંભુએ રાત દિવસ ગંગાને પોતાને માથે રાખી છે, ને લક્ષ્મીકાંત શ્રીવિષ્ણુ તો નિરંતર ગંગાને પોતાને ચરણે રહેલી દેખતા છતા પણ સમુદ્રમાં પેશી ગયા છે, અને પોતાના કમંડલુમાં નિત્ય ગંગા વસે છે છતાં પણ બ્રહ્મા કમલમાં ભરાઈ ગયા છે--એમ હે વીર ! તમારા પ્રતાપનો અગ્નિ થશે, એમ જાણીનેજ સર્વેએ એવું કરેલું હશે--૮૪૨.

હે દેવ તમારા વિજયપ્રયાણ સમયે વાજીના સમૂહની ખરીથી ઉડેલા રજથી પૃથ્વીમાત્ર ભરાઈ ગઈ, તેથી ફણિપતિ પોતાની પાતાલસ્થિતિને

ઉત્તમ ગણવા લાગ્યો, પરંતુ ઉદ્દામકરી[1]ના ભારને ન સહન કરવાથી તેને પણ અશ્રુમોચન કરવું પડયું!–૮૪૩.

અતિશયોક્તિ કરીએ તો આપ કોપ કરો છો, મિથ્યા વાણીને માન્ય કરતા નથી, તોપણ તમારૂં કીર્તન કરવા માટે કોની જિંહ્વાને ચળ આવતી નથી? એટલે કાંઇક બોલીએ છીએ. હે દેવ! તમારા પ્રતાપદહનની જ્વાલાવલિથી શોષી નંખાયલા સર્વે સમુદ્ર રિપુસ્ત્રીનાં નેત્રાંબુથી પાછા ભરાયા!–૮૪૪.

પણે પર્વતો અતિ ઉંચે વિલસે છે, ને મેઘ વળી તેનાથી પણ ઉપર છે, એવા સર્વને ધારણ કરતી તું કેમ થાક પામતી નથી, તને નમસ્કાર છે, એમ આશ્ચર્ય પામી, વારંવાર, પૃથ્વીની સ્તુતિ હું કરૂ છુ તેવામાં આપના પ્રભાવનું સ્મરણ થતાંજ વાણી બંધ થઈ ગઈ–૮૪૫.

આવાં ગુણ રત્નની ખાણ કોઇ જુદીજ! આ શરીરના અવયવનો સંભાર પણ જુદોજ! વિધાતાએ આ યુવાનને સૃજ્યો તે કોઈ જુદીજ સામગ્રીથી! આ શ્રીમાન્‌ને જોતાંજ શત્રુના હાથમાંથી, ને સ્ત્રીના નિતંબ ઉપરથી, અસ્ત્ર અને વસ્ત્ર તુરત પડી જાય છે!–૮૪૬

દેવ! તમે દિગ્વિજયાર્થે ચઢયા ત્યારે કાંબોજ અશ્વોના સમૂહની ખરીથી ઉરાડેલી ધૂલ આકાશ પર્યંત જઇ પહોચી, જેથી સૂર્યના અશ્વોએ અંગભૂષણરસ ચાખી લીધો, ને જે બાકી રહી તે સ્વર્ગગંગાનાં કમલો રૂપે જઇને ઠરી–૮૪૭

સમુદ્ર ક્ષાર છે, સરોવરો પરસ્પરને કાંઈ આપી શકતાં નથી, નદીઓને પણ સમુદ્ર બહુ બલથી પોતાનામાં તાણી લેછે, પણ તે સર્વ જલને જે તે પ્રકારે કંઠે ધારણ કરી સર્વને સરખુ આપનાર એવા ભુવન પર્જન્ય તો આપ એકનેજ અમે માનીએ છીએ–૮૪૮

રાજા[2]ની પૂર્ણકલાથી મહાવૃદ્ધિને પામેલો, બધે અંગે લવણિમાપૂર્ણ, સ્થિતિને સાચવનારો, ગંભીર, વિબુધાશ્રિત, સકમઠ, ગોત્રપ્રતિષ્ઠા શ્રી રૂપ, સત્ત્વાંગ, મહાજિનાગમરુચિ, એવા આપ ખરેખર સમુદ્રજ છો–૮૪૯

૧. મદોન્મત્ત હાથીમા પણ મુખ્ય.

૨. અત્રનાં સર્વ વિશેષણ દ્વ્યર્થ છે સમુદ્રને તેમ જિનને ઉભયને લાગે છે. રાજા તે ચંદ્ર અને આ જિનના પિતા; લવણિમા તે લવણ અને લાવણ્ય, સ્થિતિ તે નદી વગેરેની

મેંજ બાલપણથી એને મ્હોટા કર્યો છે, છતાં હવે અમારા કથનની એ રાજકુમારને લાજ આવે છે! આમ ખિન્ન થતાંજ પુત્રે પોતાના મહા યશથી આશ્વાસિત એવા તેણે મહાનંદ માન્યો; વૃદ્ધિમાં ગુણનો પણ મહા ઉત્કર્ષ થાય છે–૮૫૦

ચલ એવી લક્ષ્મીને જેણે ત્યાગ ફલ આપનારી કરી, જેથી તેણે અર્થીનો આશ્રય કરી કીર્તિરૂપી પુત્રીને જન્મ આપ્યો; એ પુત્રી પણ સ્વેચ્છાએ ત્રણે ભુવનમાં ફરનારી થઈ!–એવી વાર્તાથી ઉત્તમ પુરૂષો કેમ ન તરે?–૮૫૧

કોઈ વિદ્વજ્જને રાજાના વિનોદાર્થે અને સભાને રંજન કરવા એક સમસ્યા કહી કે "મારા મસ્તકમાંનાં નેવું અને મારાં નયનમાંનાં એંશી કેવલ નિષ્ફલ થયાં."–૮૫૨; તેની પૂર્તિઃ–

નાગાધિરાજે પોતાનાં ૯૧૦ મસ્તકથી જિનેંદ્રને નમન કર્યું ને ઇંદ્રે ૯૨૦ ચક્ષુથી તેમનું દર્શન કર્યું–પણ તે ઉભયેનાં બાકીનાં મસ્તક ને બાકીનાં ચક્ષુ અન્ય ક્રીડામાં રહ્યાં તેથી તેમણે પોતાની નિંદા કરતાં કહ્યું કે, "મારાં મસ્તકમાંનાં નેવું અને મારાં નયનમાંનાં એંશી કેવલ નિષ્ફલ થયાં"–૮૫૩.

એ પ્રકારે નિત્ય વિદ્વજ્જનો જેનાં પરાક્રમ સ્તવે છે એવો ભૂપ નિષ્કંટક સામ્રાજ્ય સદા ભોગવતો હવો–૮૫૪.

એવા શ્રીવિક્રમાર્કના આગળ પ્રતિપ્રાતઃકાલે વિદ્વાનો નવા નવા ને ઔદાર્યગુણસંયુક્ત એવા પ્રબંધ લાવતા–૮૫૫.

દાન, તપ, શૂર, જ્ઞાન, વિનય, નય, કશામાં વિસ્મય પામવાનું કારણ નથી. કેમકે "બહુ રત્નાવસુ ધરા" છે–૮૫૬.

હે ભોજમહારાજ ! સાંભળો; ઉત્તમ પ્રકારનાં ચાર દાન તેણે જે એકજ દિવસમાં આપ્યાં તેજ મહા આશ્ચર્યકારક છે–૮૫૭.

એક વખત વિક્રમાદિત્ય સભામાં બેઠા હતા ત્યાંથી પાણી પાનારને આ પ્રમાણે વચન કહ્યું–૮૫૮.

---

અને પોતાની કુલીનતાદિ. ગોત્ર એટલે પર્વત અને કુલ મહાજિનાગમ એટલે ચંદ્રોદય અને જૈન ધર્મનાં આગમ.

સજ્જન ચિત્ત જેવું સ્વચ્છ, દીનાર્થે જેવું લઘુ, પુત્રાલિંગન જેવું શીતલ, બાલભાષણ જેવું મધુર, લવિંગ, એલચી, વીરણ, ચંદન, કર્પૂર આદિથી સુવાસિત, ગુલાબ કેવડો ઉત્પલ તેના સુગંધથી મિશ્ર, એવું જલ લાવો–૮૫૯.

નવા માટીના ઘટમાં રાખેલું, સૂર્યતાપે તપવેલું, રાત્રીએ રહેલું, ચંદ્રકિરણમાં મંદ પવને હલાવાયલું, લઘુતાએ કરીને શૈત્યવાલું નથી એમ શંકાને હરનારૂ, ગુલાબ, ઉત્પલ, કેવડો, આદિથી સુવાસિત, એવું જલ લાવો–૮૬૦.

એમ કહેવાતાં તેણે રાજાની પાસે જેવું જલ આણ્યું તેવુંજ બંદીએ અવસર જોઈને આ કાવ્ય કર્યું–૮૬૧.

તમારા વદનકમલમાં સરસ્વતી વસે છે, તમારો અધર સદા શોણ છે, તમારો દક્ષિણબાહુ રામના વીર્યને સ્મરાવતો સમુદ્ર છે, પાર્શ્વે આ વાહિની છે જે આપને ક્ષણ પણ તજતી નથી, તેમ આપનું અંતર્માનસ સદા સ્વચ્છ છે, છતાં હે અવનિપતે! આપને અંબુપાનનો અભિલાષ ક્યાંથી થયો ?–૮૬૨[1]

એજ સમયે પાંડુરાજે નજરાનો કર્યો હતો એટલે તે બધો એ વિક્રમ રાજાએ વૈતાલિકને આપી દીધો–૮૬૩.

આઠ સુવર્ણ કોટિ, ત્રાણુ મુક્તાફલ તુલા, પચાસ ઉન્મત્ત તથા જેનો મદ ભ્રમરો પીતા હતા એવા હાથી, દશ હજાર ઘોડા, ને પ્રપંચમાં ચતુર એવી સો વારાંગના, એટલું પાંડુનૃપે દંડમાં આણ્યું હતું તે રાજાએ વૈતાલિકને આપી દીધું–૮૬૪.

એટલું આપ્યા પછી વિક્રમરાજા મહાકાલમંદિરમાં રહેલા, ને પદ્મકોશમાં પ્રકટ થયેલા એવા શ્રીપાર્શ્વનાથનાં દર્શન કરવા ગયો–૮૬૫.

---

૧ સરસ્વતીથી સમુદ્ર પર્યંત બધા જલાશયના નામ છે, પણ તેમા પ્રત્યેકના બબે અર્થ છે સરસ્વતી તે નદી અને વાગ્દેવી, તેમ શોણ તે શોણનદ તેમ રક્ત, તેમજ સમુદ્ર તે જલનિધિ તેમ, મુદ્રાસહિત એમ સમજવાનુ છે. એજ રીતે વાહિની એટલે નદી તેમ સેના, અને માનસ એટલે અંતઃકરણ અને માનસ સરોવર

માર્ગમાં ચૌટામાં એક અતિ વૃદ્ધ બ્રાહ્મણ જે ફાટેલાં લુગડાં પેહેરેલો ને દૂર્બલ અંગવાળો હતો, તેને દેખીને રાજા બોલ્યો—૮૬૬.

નીચ અર પૂરણે વિહુ અસમ છાકિ મહતેહિં જાએહિં
સામથે વિહીનપરાવયારિણો તેહ વિનકિંપિ—૮૩૭.

તેહવિન કયંવિભણીએ વિક્કમરાએણ દેવ દેવેણ
મત્તગયાહાણ સયજચ્ચ સુવન્ન સ્સદોકોડી—૮૩૮.

સંધ્યાકાલે ધોબીની વહુ ધોયેલાં વસ્ત્ર લઇને આવી અને રાજા આગળ તે મૂક્યાં—૮૬૯.

રાજાએ કહ્યું હે ભદ્રે! ધોયા છતાં પણ વસ્ત્ર આટલાં બધાં શામળાં કેમ છે? એનું કારણ બતાવ—૮૭૦.

નૃપનું આવું વચન સાંભળીને પેલી ધોબણ બોલી કે, હે સ્વામી! અમે બહુએ ધોઇએ છીએ પણ ઉઝડતાં નથી—૮૭૧.

હે રાજેંદ્ર! એમાં દોષ આપનોજ છે, અમારો નથી; કેમ કે પાણી અતિશય મેલું છે તેથી ધોયેલાં વસ્ત્ર કાળાં પડે છે—૮૭૨.

દક્ષિણ સમુદ્રની વહુ જે રેવાની પ્રતિસ્પર્ધિની આ, ગોવિંદને પ્રિય ગોકુલ જ્યાં આવેલાં છે એવી ગોદાવરી નદી વિખ્યાત છે તેનું જલ મેઘ-સમય ગયો તથાપિ, તમારા ઉન્મત્ત હાથીના દંતુશલથી ઉંરાડેલી ધૂળને લીધે સ્વચ્છ થતું નથી—૮૭૩

ધોબણનું આવું વચન સાંભળીને રાજાએ પ્રસન્ન થઈ પોતાનાં આભરણ તથા વસ્ત્ર સમેત કોટિ સુવર્ણ આપ્યું—૮૭૪

એમ ત્રીજું દાન આપી તે રાત્રીએ શ્રી વિક્રમ ઇંદ્રભુવન જેવા પોતાના અંતઃપુરમાં ગયો—૮૭૫

( તે સમયનો વૃત્તાન્ત કહેવા માટે થોડો વૃત્તાન્ત કહેવાનો છે) કાશ્મીર દેશ જે ઘણા વિદ્વજ્જનોથી પરિપૂર્ણ છે, જ્યાં નિત્યે લોક કેવલ ગીર્વાણથીજ વદે છે, જ્યાં શ્રીસરસ્વતી સાક્ષાત્ સ્વદેહે વસેલાં છે, ને જ્યાં સૂર્યકાન્ત પાષાણ અતિ નિર્મલ તેજઃપુંજ છે, ત્યાં સારસ્વત પુરમાં

નરવિક્રમ નામે રાજા રાજ્ય કરતો હતો, તેને અતિ ઉત્તમ રાણી હતી ને તેમનો પુત્ર સુરવિક્રમ નામે હતો-૮૭૬-૭૭-૭૮

બાલપણમાં તેને પિતાએ અભ્યાસ કરાવેલો તેથી તે વિદ્વાનોમાં મુખ્ય થયો, પણ તેને જુવાનીમાં દ્યૂત રમવાનું દુર્વ્યસન લાગ્યું.-૮૭૯.

રાજાએ બહુ બહુ પ્રકારે વાર્યો પણ તેણે કેવલ કોઈની દરકાર ન કરી ને વ્યસન મૂક્યું નહિ, ત્યારે તેને રાજાએ દેશપાર કર્યો. તે રખડતો રખડતો ઉજ્જયિનીમાં આવ્યો-૮૮૦.

ત્યાં ધૂતકાર સાથે સુખે નિરંતર રમવા લાગ્યો, ને કદાપિ સુવર્ણાલંકાર ધારણ કરે ને કોઈવાર નાગો થઇને ફરે એવે હાલે રેહેવા લાગ્યો-૮૮૧.

જુવારી થરિ રિધ્ધડી, માંકડ કોટઈ હાર
ગહિલી માથઈ બહેડલૂં છાજઈ કેતીવાર-૮૮૨.

એકવાર રમતાં તેણે દશ હજાર સુવર્ણ હાર્યા, ને જુગારીઓ અતિ વિકરાલ થઈ તેની પાસે તે માગવા લાગ્યા-૮૮૩.

ત્યારે તેણે જુગારીઓને કહ્યું કે કોઈકના ઘરમાં ચોરી કરીને રાત્રીએ તમને જરૂર લાવી આપીશ-૮૮૪.

આવું વચન આપીને ચોરી કરવા માટે પુરમાં પેઠો, ત્યાં એક મદોન્મત્ત સ્ત્રીને શૃંગાર ધારણ કરેલી દેખી, તેની કેડે ગયો ને તે ઘરમાં પેઠી ત્યારે બહાર ઉભો રહ્યો, અને વિચાર કરવા લાગ્યો કે ઉંઘે તો હું ઘરેણાં લેઈ જાઉં-૮૮૫-૮૬.

પણ પેલી તો સાયત ઉંઘે ને વળી ઉઠી ને બારણા આગળ આવે, ને વળી જરા આડી થાય, એમ ચિંતાતુર જણાવા લાગી-૮૮૭.

પેલો ચોર વિદ્વાનનો અગ્રણી હતો એટલે મનમાં વિચારવા લાગ્યો કે આ જરૂર કોઈ વેશ્યા છે, માટે એનુ ધન તો લેવાય નહિ-૮૮૮.

ધનની ઈચ્છાથી મહાકુષ્ઠીને પણ સ્મર સમાન માનતી અને કૃત્રિમ સ્નેહ વિસ્તારતી એવી નિઃસ્નેહ ગણિકાને દૂરથી તજવી-૮૮૯.

એવો નિશ્ચય કરીને ચોર ચૌટામાં નિકળી ગયો, તો ત્યાં એક ધનદત્ત નામનો અતિકૃપણશિરોમણિ વાણીઓ રહેતો હતો-૮૯૦.

તેને ઘેર અઢાર કરોડ સુવર્ણ હતું પણ તે ન ખાતો કે ન પીતો, માત્ર ધનનો રક્ષક થઇને રહેલો હતો–૮૯૧.

એ ધનદત્તનો એક પુત્ર વ્યવહારમાં કુશલ એવો હતો, તે બારીએ બેઠેલા પોતાના પિતા આગળ વાત કરતો હતો કે, હે પિતા મેં એકસો એક સુવર્ણ પ્રાપ્ત કર્યા ને તેમાંથી પાંચ રૂપિયા વાપર્યા–૮૯૧–૯૨.

કૃપણે પોતાના પુત્રને કહ્યું અરે! તેં આશો અસદ્વ્યય કર્યો! વાલ તળતાં તેલ વધ્યું તેમાંથી મેં શાક તળ્યું ને હજી છાલામાં છે!–૮૯૩.

મારા મિત્રો મળ્યા તેમના કહેવાથી તેમની સાથે બાગમાં ગયા, ને ત્યાં ક્રમકીપલપત્ર લીધાં–૮૯૪.

આવું તેનું વચન સાંભળી અતિ ક્રોધ કરીને વૃદ્ધે પોતાના પુત્રને માથા ઉપર કાંઈ માર્યું–૮૯૫.

ચોર આ વૃત્તાન્ત જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ કૃપણનું ધન પણ મારે જોઇએ નહિ–૮૯૬.

જે લોક અતિ મલિન એવાં વસ્ત્ર ઢીચણ સુધી પેહેરે છે, મિત્ર પાસેથી પણ પ્રથમથીજ ભાગ માગે છે, પુત્ર કરતાં પણ એક કોડીને વધારે પ્રિય ગણે છે, એવા નીચ કૃપણનું ધન કોણ હરે?–૮૯૭.

તેનું મંદિર પણ આ ઉપરથી તજીને ચોર રાજભવન આગળ ગયો ને એક ફાલ મારીને ઉપર ચઢ્યો–૮૯૮.

ત્યાં સોનાના પલંગ ઉપર વિક્રમનો પુરોહિત જે ઉત્તમ બ્રાહ્મણ તે સુવર્ણનાં આભરણાદિ સમેત સુતો હતો–૮૯૯.

ત્યાં કહીકથી ભમતો ભમતો એક કૂતરો આવી ચઢ્યો તે સુતેલા બ્રાહ્મણના હાથમાં મૂતર્યો–૯૦૦.

તે તેને જલ જેવું શીતલ લાગ્યું તેથી તેણે ધાર્યું કે કોઈક મારા હાથમાં દાનનો સંકલ્પ મૂકે છે; અને એમ સમજીને તેણે "સ્વસ્તિ" એવું કહ્યું–૯૦૧.

અને પૂછ્યું કે નિર્વાપાર્થે ક્યાં આવવું તે કહો, જે બધો વૃત્તાન્ત સાંભળી ચોર બોલ્યો કે અહો લોભનું શું ચેષ્ટિત છે!–૯૦૨.

પોતાનો વધ થતા સુધી ક્રોપ, બહુમાન, શવપણુ યજમાન, માય અને લોભ તેજ કુલીનતા, ને પ્રેતાન્ન ખાતાં પણ ક્ષોભ નહિ!–૯૦૩.

મહાક્રોધ, મહામાન, મહામાયા, કુલીનતા, મહાલોભ, અશુચિત્વ, અને પ્રેતાન્ન ખાતાં પણ ક્ષોભ નહિ–૯૦૪.

ક્ષુધાપીડિત એવા બ્રાહ્મણને પાંચ યોજન તે કાંઈ દૂર નહિ અને દક્ષિણાનો લોભ હોય તો તો દશ યોજનનો પણ હીસાબ નહિ–૯૦૫.

હે પુત્ર ! પારકું મળે તો ખુબ ખા, પ્રાણ ઉપર દયા લાવવાનુ કારણ નથી, કેમકે પ્રાણ તો જન્મોજન્મ મળશે પણ પારકો માલ હાથ આવવાનો નથી–૯૦૬.

એ ઉપરથી વિચાર કરી બ્રાહ્મણનું ઘર તજીને, ચોર, ભંડાર ચોર્યો વિના કાંઇ વળવાનું નથી એમ સમજી, રાજાના ઘરમાં ગયો–૯૦૭

ત્યાં ગોખમાં જ્યાં શૃંગારમંજરી રાણી સુતેલી છે ત્યાં છાનોમાનો પેલો ચોર ચતુરાઇથી છુપાયો–૯૦૮

તેજ સમયે વિરહાતુર એવા શ્રી વિક્રમાર્કે ફરતે ફરતે ચંદ્રને જોઇને કાવ્યનાં બે પદ કહ્યાં–૯૦૯

ચંદ્રની મધ્યે આ જે મેઘના કટકા જેવું શોભે છે તેને કેટલાક મૃગ એમ કહે છે પણ મને તેમ લાગતું નથી; (ત્યારે ચોરે ઉમેર્યું કે) મને તો એમ લાગે છે કે, તમારા વિરહથી બળતી રમણીઓનાં કટાક્ષની જ્વાલાથી એનુ હૃદય દાઝીને કાળું થયુ છે–૯૧૦

ચોરે ગુપ્ત સતે આવું કહી દીધું; અહો ! ધન, વિદ્યા, અને કુષ્ટ, એ ત્રણ ગુપ્ત રહી શકતાં નથી–૯૧૧

તેવુંજ રાજાએ પ્રતીહારોને કહ્યુ કે જુઓ ઘરમાં ચોર છે, તેને પકડો પણ મારશો નહિ, કેમકે તેનું કાંઇ કામ છે–૯૧૨

પરાક્રમથી તરવાર હાથમાં લઇ ભેગા થઇ ગયેલા એવા ઘણાકે ને એકલાને પકડયો, ઘણાક કાકરા ભેગા થાય તેથીજ ઘર ઉભું થાય છે–૯૧૩

અસાર હોય પણ ઘણાક ભેગા થાય તો તેમનો સમુદાયજ જય પેદા કરી લે, તૃણથીજ દોરડું થાય છે પણ તેનાથી મ્હોટા હાથીને પણ બાંધી શકાય છે—૯૧૪

ચટકા, લક્કડખોદ ને મક્ષિકા, તેમની સાથે પણ વૈર થવાથી કુંજરનો પ્રલય થયો—૯૧૫

પ્રભાત થતાં પેલા ચોરને થથરતે માથે લાવીને સેવકોએ શ્રી વિક્રમ આગળ ઉભો કર્યો—૯૧૬

વિક્રમે પ્રસન્ન થઇ તેને બધો વૃત્તાન્ત પૂછયો તો તે ઉપરથી પ્રસન્ન થઈ તેણે પણ અથથી ઇતિ સુધી બરાબર કહી બતાવ્યો—૯૧૭

જેણે મૃત્યુનો ભય દૂર મુકેલો એવા આ ચોરને, ઉત્તરાર્ધ બનાવવા માટે, સ્વામીએ પ્રસન્ન થઇ કોટિ સુવર્ણ, દશ ગામ, અને ભ્રમર જેના કપોલે ગુંજારવ કરી રહ્યા છે એવા આઠ હાથી આપ્યા—૯૧૮

એ પ્રકારે રોજ રોજ એ રાજા નિત્ય દાન આપતો, એના જેવો રાજા હે ભોજ ! થયો નથી કે થવાનો નથી—૯૧૯

હે ભૂપ ! પ્રતિષ્ઠાનપુરમાં શાતવાહન નામનો રાજા રાજ્ય કરતો હતો પણ તે કોઇને પોતાનો દંડ આપતો ન હતો—૯૨૦

એક વખત કર્મયોગે વિક્રમાર્ક ભૂપાલ ચતુરંગ સેના લઇને તેના પ્રતિ ચાલ્યો—૯૨૧

ઉભય સૈન્યનું મહા સંહારકારક યુદ્ધ થયું તેમાં શ્રી વિક્રમાદિત્ય પડયો—૯૨૨

દેવ, દાનવ, સુદર્શનધર વાસુદેવ પોતે, ગમે તે હોય તે પણ આયુષ ક્ષીણ થતાં ક્ષય પામે એમાં શોક કરવાનું કાંઈ કારણ નથી—૯૨૩

વિક્રમાર્ક મહીપતિ, શતાયુ જીવિત ભોગવીને, જીવથી સ્વર્ગે ગયો પણ નામથી તો જગત્માંજ રહ્યો—૯૨૪

જે પુણ્યશરીર ધારણ કરીને યશ શરીરને પૃથ્વી ઉપર મૂકી સ્વર્ગે ગયા છે તેમના અસાર કલેવરના નાશથી બુદ્ધિમાન્ ને શોક થતો નથી—૯૨૫

વિક્રમને પુત્ર ન હોવાથી રાજ્ય શૂન્ય થયું, તેથી ગાયને રૂપે રાજ્ય લક્ષ્મી અતિશય રોવા લાગી–૯૨૬

વિક્રમાદિત્યને પુત્ર તો બહુએ થયા હતા પણ રાજાના જીવતાંજ તે સર્વે મરણ પામ્યા હતા–૯૨૭

સમુદ્રની જેને મેખલા છે એવી આ વિશાલ પૃથ્વીને હવે કોણ પાલશે, એવી શંકા ઉભી થઈ ત્યાં રાજાની પટરાણીએ કહ્યું કે સાત માસનો પૂર્ણ થયેલો એવો પુત્ર મારા ઉદરમાં છે, તે હું તમને આપુછું –૯૨૮–૯૨૯

તેણે કૂખ ચીરીને પુત્ર કાઢી પ્રધાનોને આપ્યો અને પોતે પતિ-વિયોગના દુઃખનો અંત લાવવા સતી થઇ–૯૩૦

વિક્રમસેન નામના એ પુત્રને રાજ્યાભિષેક થયો. તે સમયે પેલા સિંહાસન આગળ આકાશવાણી થઇ–૯૩૧

કે આ સિહાસન ઉપર કોઇને પણ બેસવાનું નથી, અને મહાપ્રભાવ વાળા એને પૂજ્ય ગણી સર્વેએ હવેથી પૂજવું જોઇએ–૯૩૨

એ ઉપરથી સિંહાસનને એક પવિત્ર સ્થાને યોગ્ય ભોયરૂં બનાવી તેમાં, કુંકુમ અગર કર્પૂર પુષ્પ આદિથી પૂજા કરીને મૂક્યું–૯૩૩

સારો પવિત્ર દિવસ જોઇને મંત્રીઓએ તેને ભોયરામાં મૂક્યું, તેજ આજ કેટલોક વખત ગયા પછી સદ્ભાગ્યના યોગે તમારે હાથ આવ્યું–૯૩૪

હે ભોજરાજ ! આ પ્રકારે સિંહાસનની ઉત્પત્તિ તમે સાંભળી, હવે વિક્રમના મહા ઔદાર્યની વાર્તા મારે મોઢેથી સાંભળો–૯૩૫

અવંતિમાં વિક્રમભૂપ સર્વત્ર રાજ્યપ્રતાપ વિસ્તારી રહ્યા હતા તેવામાં કોઈ દીન મનુષ્ય સભામાં આવીને ઉભો–૯૩૬.

તે કાંઈ સ્પષ્ટ બોલતો ન હતો, ને માત્ર પથ્થરના સ્તંભની પેઠે ઉભો, તે ઉપરથી રાજાએ મનમાં વિચાર કર્યો–૯૩૭.

ગતિભંગ, દીનસ્વર, ગાત્રસ્વેદ, મહાભય એ ઇત્યાદિ ચિન્હ જે મરણમાં સ્પષ્ટ જણાય છે તેજ યાચકમાં પણ દેખાય છે–૯૩૮.

તેને રાજાએ એક હજાર દીનાર અપાવ્યા, તોપણ તે ત્યાંથી ખસ્યો નહિ ત્યારે રાજાએ તેને બોલાવ્યો–૯૩૯.

અરે! તું મૂક છે, બધિર છે? તુ શા માટે બોલતો નથી. ત્યારે પેલાએ કહ્યું કે મહારાજ! હું મૂક નથી, આપ જે પૂછોછો તે સાંભળો–૯૪૦

લજ્જાવારે ઈમં અસપયા ભણુ ઈમ ગિરે મગિ
દિન્હં માણુક વાડં દેહત્તિ ન નિગાયા વાણી–૯૪૧.

એમ તેણે કહ્યું તે ઉપરથી પ્રસન્ન થઈ રાજાએ બીજા દશ હજાર અપાવ્યા અને પૂછ્યું કે હે નરોતમ! તમે શું આશ્ચર્ય જોયું તે કહો–૯૪૩.

એમ ભૂપાલે પૂછ્યું ત્યારે તે જેના ગૂઢાર્થમાં સત્કીર્તિ રહેલી એવું તથ્ય અને હિત વચન બોલ્યો–૯૪૩.

ઘરમાંથી જરાએ ડોકીયું બહાર કરતી નથી છતાં અન્ય લોકની કીર્તિ અસતી કહેવાય છે, ને આપની કીર્તિ ત્રણે લોકોમાં સ્વૈરે ભમે છે છતાં સતી[1] કહેવાય છે–૯૪૪.

એ ઉપરથી પ્રસન્ન થઈને રાજાએ તેને લાખ અપાવ્યા, ત્યારે તે પાછો ફરીથી રાજાને રંજન કરવાનું વચન બોલ્યો–૯૪૫.

રાજાઓ કુલીનનો સંગ્રહ કરીને રાજ્ય કરે છે, કેમકે આદિ મધ્યે કે અવસાને તે કદાપિ વિકૃતિને પામતા નથી–૯૪૬.

એટલા માટે હે રાજા હું એક કથા કહુ તે સાભળો, તે કથા આશ્ચર્યકારક છે, બુદ્ધિમાન્ એવા બહુશ્રુત મંત્રીની છે–૯૪૭.

ભરતક્ષેત્રમાં વિશાલા નામની પુરી છે, ને તે સુવિશાલ જનોથી ભરેલી હોવાને લીધે વિશાલા છતાં અવિશાલા હતી–૯૪૮.

તેની ચારે તરફ સુવિશાલ શાલાઓ આવેલી હતી, ને પરાક્રમથી સ્તબ્ધ થઈ ગયેલા શત્રુ કદાપિ તેને ઘેરી શકયા નહતા–૯૪૯

---

૧. સતી અને અસતી શબ્દોનો અર્થ સ્ત્રી પરત્વે લઇએ તો વિરોધ જણાય છે, પણ અસતી એટલે હયાતીમાંજ નહિ અને સતી એટલે હયાત, વિદ્યમાન, એ અર્થ લઇએ તો વિરોધનો પરિહાર થાય છે.

તેમાં ત્રિભુવનને આનંદ પમાડનાર નંદ નામે રાજા રાજ્ય કરતો હતો, તેને પટ્ટરાણી ભાનુમતી એ નામે હતી—૯૫૦.

તેમને સર્વ ગુણનો ભંડાર, બહોતર કલાનો જાણ, સર્વ વિદ્યામાં પ્રવીણ, એવો વિજયપાલ નામે પુત્ર હતો—૯૫૧.

પંચમુદ્રાધારી, ધીમાન્, બુદ્ધિ અને જ્ઞાનનો સાગર, એવો તેમનો મંત્રી બહુશ્રુત એ નામે હતો ને જેવું નામ તેવા તેના ગુણ હતા—૯૫૨.

રાજા તો ભાનુમતીમાં આસક્ત થઈ ગયો હતો, એટલે રાજકાર્ય મંત્રી ચલાવતો; રાજા પોતાની સુંદર પ્રિયાને મૂકીને બોલતો પણ નહિ કે ખાતો પણ નહિ, દેશ કે ગામનું કામ પણ કરતો નહિ, મંત્રી સાથે વાત પણ કરતો નહિ ને કદાપિ સભામાં બીરાજતો નહિ—૯૫૩—૯૫૪

માત્ર ભાનુમતીજ તેના ચિત્તમાં બીજો આત્મા હોય તેમ વસી રહી હતી, ને એના હૃદયમાં તેના વિના બીજું કશું ઉતરી શકતું નહતું—૯૫૬.

જો આવી ચકોરાક્ષિ પ્રિયા છે તો સ્વર્ગલોકનું સુખ પણ તુચ્છ છે, જો તેવી પ્રિયા ન હોય તો સ્વર્ગલોક પણ નિરર્થક છે—૯૫૭.

કદાપિ સભામાં આવે તોપણ ભાનુમતીને સાથે ને સાથે લાવે, ને તેને ડાબા અર્ધાંગે રાખીને સિંહાસને બેસે—૯૫૮.

લાજ નહિ, પ્રતિષ્ઠા નહિ કેવલ સર્વદા ભાનુમતીને શિવ જેમ પાર્વતીને તેમ અર્ધાંગેજ રાખે—૯૫૯.

કામાતુરને ભય કે લજ્જા નહિ, અર્થાતુરને પિતા નહિ કે નહિ બંધુ, ચિંતાતુરને સુખ નહિ નિદ્રા નહિ, ક્ષુધાતુરને બલ નહિ કે તેજ નહિ—૯૬૦.

દિવસે ઘુવડ દેખતો નથી, કાગડા રાતે દેખતા નથી, પણ કામાન્ધ તો એવો કોઈ મહા પાપી છે કે દિવસે ને રાતે કદાપિ દેખતો નથી—૯૬૧.

એક વખત એકાંતમાં ઉત્તમ મંત્રીએ નંદને વિજ્ઞાપના કરી કે હે મહારાજ ! લજ્જા એજ પુરુષનું ભૂષણ છે પણ તમે તો નિર્લજ્જ થઈ તે વિનાના થઈ રહ્યા છો—૯૬૨.

અતિશય પ્રસંગ કરવાથી વિનાશ કરે, દૂર રહેવાથી ફલ ન આપે, માટે રાજા, અગ્નિ, ગુરુ, અને સ્ત્રી, તેમની સેવા મધ્યમ ભાવે કરવી—૯૬૩.

અતિ રૂપથી સીતાનું હરણ થયું, અતિ ગર્વથી રાવણ હણાયો, અતિદાનથી બલિ બંધાયો, માટે હરેક વાત અતિ ન કરવી—૯૬૪.

વૈદ્ય, ગુરુ, મંત્રી, જે કોઈ રાજાના શરીર, ધર્મ કે કાર્યમાં નિરંતર પ્રિયજ કહ્યાં કરે, તે તેવા રાજાનો વિનાશ કરે—૯૬૫.

અમાર્ગે લાગેલા રાજાને મંત્રી વારે નહિ, તે રાષ્ટ્રહા જાણવો, કેમકે તેનાથી રાષ્ટ્ર (રાજ્ય) અને રાજા ઉભયનો વિનાશ થાય છે—૯૬૬

માટે હે રાજા! હું તમને કેટલીક અપ્રિય વાત કહુ છું પણ તે પરિણામે લાભકારી છે, અતિવિષ અગ્રે કટુ છે પણ પરિણામે અમૃતરૂપ ફલ આપે છે—૯૬૭.

હે રાજન્! આપને રાણી સાથે સ્નેહ છે તે યુક્ત છે, પણ જે પ્રકારે ધર્મ, અર્થ ને કામની હાનિ ન થાય, તેમ કરવું ઉચિત છે—૯૬૮.

હું જે આ કઠોર વાકય કહું છું તે સાંભળવા કૃપા કરો. આપ સભામાં (રાણી સાથે આવો અને તેમને) સાથે બેસાડો, તે શોભતું નથી—૯૬૯.

મંત્રીનું આવું વાકય સાંભળીને નંદ બોલ્યો કે, હે મંત્રી! તેં યોગ્ય કહ્યું, એ કહેવું મારા હિત માટે છે ને એથી મારો યશ છે—૯૭૦.

પણ હું શું કરૂં, ક્યાં જાઉં, હે મંત્રી! ભાનુમતી વિના એક ક્ષણ પણ આખા દિવસમાં મારાથી રહેવાતું નથી—૯૭૧.

રાત્રીએ પણ નિદ્રામાં હુ એને અર્ધાસને બેઠેલી દેખું છું, અને આખું જગત્ ભાનુમતીમય દેખી ચકરે ચઢું છું—૯૭૨.

હું વિશેષજ્ઞ છું, દક્ષ છું, તત્ત્વનો જાણનાર છું, પણ હે મંત્રીશ્વર પરભવના કોઈ અપૂર્વ સ્નેહથી હું એની સાથે બંધાયો છું—૯૭૩.

ત્યારે સદ્બુદ્ધિના સાગર અને વિદ્વાન્ એવા મંત્રીઓએ ભેગા મળી વારંવાર વિચાર કરી નંદ રાજાને આ પ્રમાણે વિનતિ કરી—૯૭૪.

હું આપને જો એમ હોય તો ભાનુમતીનું રૂપ ચિત્રપટે આલેખાવીને આસન ઉપર વામ ભાગે તેને સ્થાપવું-૯૭૫.

એમ થવાથી કોઈનોમાનભંગ નહિ થાય, કોઇને લાજ પણ નહિ આવે, આપને વિરહ નહિ રહે, ને સભા સર્વદા સનાથ રહેશે-૯૭૬.

આવું તેમનું સુંદર વચન સાંભળી ચતુર એવા નંદરાજાએ ચિત્તમાં હર્ષ પામી ઘણો વિચાર કર્યો-૯૭૭.

કે અહો! આ બધાની બુદ્ધિ કેવી સારી છે, એમના જ્ઞાનની કુશલતા કેવી છે! એમના વિચાર કેવા ઉત્તમ છે! એમની ચતુરાઈ ધન્ય છે-૯૭૮

એક તરફ ગામ અને રાજ્યનું રક્ષણ અને રિપુનું નિવારણ કરવાનું છે ને 'એક તરફ સ્નેહના સર્વોપરી રાજ્યના જલમાં કેલિ કરવાનું કુતૂહલ છે-૯૭૯.

માટે વિચારીને નંદે કોઈ સારા ચિત્રકારને બોલાવ્યો અને ભાનુમતીનુ રૂપ પટાંતરે તેને દેખાડ્યું-૯૮૦.

તેણે તે ઉપરથી અનુમાન બાંધી તેજ રૂપનું ચિત્ર તૈયાર કર્યું ને તેને સુવર્ણરત્નપુષ્પાદિથી અલંકૃત કર્યું-૯૮૧.

એ પ્રકારે ચિત્ર તૈયાર કરી રાજાની પાસે મૂક્યું તો સભામદોએ તે સ્વાભાવિકજ ભાનુમતીનું રૂપ છે, એમ ધાર્યું-૯૮૨.

તેવામાં સર્વ ગુણનું સ્થાન અને જ્ઞાનવિદ્યાદિ સર્વમાં નિપુણ એવો શારદાનંદન નામનો નંદ રાજાનો પૂજ્ય ગુરુ ત્યાં આવ્યો-૯૮૩.

તેને રાજાએ પેહું ચિત્ર બતાવી પરીક્ષા કરવાને કહ્યું-૯૮૪.

તે જ્ઞાનીએ પણ ચિત્રેલુ રૂપ જોઇને નંદ રાજાને કહ્યુ કે, ચિત્ર તો બહુ ઉત્તમ અને આબેહુબ છે-૯૮૫.

પરંતુ કોના કુલમાં કાંઈ પણ ખામી નહિ હોય? કોણ સર્વજ્ઞ હશે! પણ આ અધમ ચિત્રકારે તો આપનાં રાણી ભાનુમતીનું ચિત્ર યદ્યપિ ઉત્તમ કાઢ્યું છે તથાપિ વામ ઉરૂ ઉપર જે ગુહ્ય લાખું છે તે કાઢ્યું નથી, એ દોષ છે-૯૮૬-૯૮૭.

રાજા ચાર મારફત જુવે છે,' જ્ઞાનીઓ જ્ઞાન ચક્ષુથી જુવે છે'ને બીજા લોક માત્ર આંખેજ જુવે છે–૯૮૮.

એ સાંભળીને રાજાનો ભીજાજ ફરી ગયો, ને સભામાં બેઠે બેઠેજ એને અનેક સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા–૯૮૯.

જાંઘે રહેલું લાખું આ વિપ્ર શી રીતે જાણી શકયો! એણે નકી તે જોયેલું હોવું જોઇએ–૯૯૦.

ક્રોધથી અંધ થયેલા રાજાએ મનમાં એવો વિચાર કર્યો કે, આમારા રિપુ એવા શારદાનંદનને મારી નાખવો જોઇએ–૯૯૧.

તેજ વખતે બહુશ્રુત મંત્રીને બોલાવ્યો અને એકાંતે લઈ જઈ કહ્યું કે, જો તું મારો ખરો સેવક છે, તો તારે મારા વચન પ્રમાણે કરવું જોઇએ, ને તે એવું કરવું કે કોઈ જાણી શકે નહિ–૯૯૨–૯૯૩.

બહુશ્રુતે માથુ નમાવી હાથ જોડીને કહ્યું કે, આપ આજ્ઞા કરો. ત્યારે રાજાએ શારદાનંદનને મારવાની પાપ ભરેલી વાત કહી–૯૯૪.

મંત્રીએ કહ્યું સ્વામિન્! હું એ પ્રમાણે કરીશ કે, જેથી આપને સમાધાન થાય અને વાત કોઈ જાણે નહિ –૯૯૫.

એમ આજ્ઞા કરીને રાજા સત્વર ભાનુમતીના ગૃહ તરફ ગયો, ને મંત્રીએ વિચાર કરવા માંડયો કે, અહો! સંસારની શી લીલા છે!–૯૯૬.

કાલિંદીના, ઘસેલા ઈંદ્રિ નીલમણી જેવા શ્યામ જલમાં છુપાઇ રહેલા અને અંજન જેવા કાળા નાગનું ક્યાં પકડાવું! જો તારા જેવો ચળકતો ફણીશનો અતિ તેજસ્વી મણિ ન હોત તો તે બનતજ નહિ – અહો! જેનાથી ગુણીની શોભા છે તેનાથીજ કોઇવાર તેનો નાશ થાય છે!–૯૯૭.

પછી તે વિચારવાન્ મંત્રીએ ઘેર જઇ શારદાનંદનને એકાંતે બોલાવ્યો અને તેને બધો વૃત્તાન્ત પોતાની બુદ્ધિ અનુસાર પૂછયો –૯૯૮.

તે મહા જ્ઞાનીએ મંત્રીને ચિત્ર જોવાથી માંડીને તે લાખાની ખામીની વાત પર્યંતનો બધો વૃત્તાન્ત કહો–૯૯૯.

મંત્રીએ વિચાર કર્યો કે, મારે હવે શું કરવું? આ બ્રાહ્મણ તો ત્રિકાલદર્શી છે ને તેથી સર્વ વૃત્તાન્ત જાણે છે; બાકી અત્યંત સુશીલ છે – ૧૦૦૦

એટલે 'આવા પુરુષરત્નનો વિનાશ કરવો ઉચિત નથી; એટલુંજ નહિ, પણ રાજાને તેમ મને આવા નરના વધથી મહા હત્યા લાગે, એમાં સંશય નહિ–૧

સારા ગુણવાળું કે નઠારા ગુણવાળું ગમે તેવું પણ કાર્ય કરતી વખતે જે પંડિત છે, તેણે તો અતિ પ્રયત્નથી તે કાર્યનો પરિણામ વિચારવો; કેમકે અવિચારથી એકદમ કરી નાખેલા કામનો, હૃદયમાં દરરોજ સાલ્યાં કરે, એવા કાંટા જેવો પરિણામ આવી પડે છે–૨

અધુરા જાણવાથી, અધુરી સ્મૃતિથી, અધુરા પ્રત્યક્ષથી, અધુરી પરીક્ષાથી, પુરુષે કાંઇ પણ, પેલા હજામની પેઠે કરવું નહિ–૩

તે વૃત્તાન્ત એવો છે કે એક વખત કોઇને સ્વપ્નમાં આવીને લક્ષ્મીએ કહ્યું કે, હે વણિક્! હું તારા ઘરમાંથી જાઉં છું–૪

તેણે કહ્યું હે માતા! મારા ઘરમાં એક પાંચ દિવસ રહી જાઓ; તે ઉપરથી લક્ષ્મી સાત દિવસ રહી, તેટલામાં વાણીઆએ તેનો સદુપયોગ કરી નાખ્યો–૫

ત્યારે પાછી સ્વપ્નમાં આવીને લક્ષ્મી કહેવા લાગી કે, હું તારા ઘરમાં રહેવા ઇચ્છું છું, ત્યારે વાણીઆએ કહ્યું કે મારા ઘરમાં તો ખાવાના કુશકા સરખા પણ નથી–૬

લક્ષ્મીએ કહ્યું કે હે વત્સ! હું જે મંદીરમાં રહી ત્યાં એક ક્ષણમાં સર્વ સંપત્તિ હાજર જાણવી–૭

તું પૂર્વ દિશા તરફ જા, તો ત્યાં એક ઉત્તમ વટેમાર્ગુ તને મળશે, તેને ઘેર લાવી જમાડીને એક ડંગોરો માથામાં મારજે–૮

એમ કરવાથી તે આખોને આખો સુવર્ણપુરુષ થઇ જશે, એજ મારો પ્રભાવ જાણજે, અને વળી તને હત્યા લાગશે નહિ–૯

એ પ્રમાણે વાણીઆએ પ્રભાતમાં કર્યું, તે બધું 'એક મૂર્ખ અને અવળી બુદ્ધિના હજામે દીઠું–૧૦

તેણે પાધરાક જઇને પોતાને ઘેર એક યોગીને બોલાવી આણ્યો અને તેને જમાડી કરીને એક જાડું લાકડું લઇ તેના માથામાં માર્યું–૧૧.

તે ઉપરથી પેલાએ બૂમો પાડી, એટલે રાજપુરુષોએ આ
હજામને પકડયો, અને આવું તેનું કાર્ય જોઇ તેને શૂલીએ પરોવ્યો—૧

કુજ્ઞાયં કુસૂયં વાપિકુદિટ્ઠં કુપરિચ્છીયં
પુરુષેણુ ન કાયવ્વં જહં વઇવં અ બહુ નખઇણા—૧

કોઈ દેવે પ્રસન્ન થઇ સર્વ રોગ નિવારક એવી કેરી કોઇ ભૂપને
આપી, ને તેનો ગોટલો રાજાએ વાવ્યો—૧૪

સમય જતાં વૃક્ષને ફૂલ આવ્યાં અને તે ફૂલ પાક્યાં. તે જોઇ સૌ
બહુ હર્ષ પામ્યા—૧૫

એવામાં એક સર્વ રોગહર એવી કેરી ભોંયે ખરી પડી, તેવીજ
સર્પે તેને દંશ કર્યો જે કોઇએ જાણ્યું નહિ—૧૬

તે કેરી રોગહર અને શુભ છે, એમ સમજી રાજ પુત્રે ખાધી
તેજ વખતે તેના પ્રાણ ગયા, જે ઉપરથી રાજાએ આજ્ઞા કરી કે, જેણે
આખો આંબો જરા બાકી ન રહે તેમ છેદી નાંખો. આ ઉપરથી
આંબો છેદી નાખવામાં આવ્યો, પણ તેનાં ફૂલ બીજા રોગીઓએ
તો તે સર્વે તો રોગમુક્ત થયા. તે જોઇને રાજાને આશ્ચર્ય લાગ્યું,
આંબાનું તો એક બીજ સરખું પણ કહીં મળતું ન હતું. એટલે
બહુ પશ્ચાતાપ થવા લાગ્યો—૧૭—૧૮—૧૯

કુજ્ઞાયં કુસૂયં વાપિ કુદિટ્ઠં કુપરિચ્છીયં
પુરૂષેણુ ન કાયવ્વં જહ વઇયંસૂયનર વયણા—૨૦

કોઇ રાજા અશ્વના દોડવાથી મહા અરણ્યમાં જઇ પડયો અને
તૃષા પીડિત હોઈ એક વૃક્ષની છાયામાં વિશ્રામ લેવા બેઠો—૨૧

તેવામાં વૃક્ષ ઉપરથી મંદ મંદ જલબિંદુ પડતાં જોઇ,
રાજાએ પોતાની પાસેનો ઉત્તમ પ્યાલો ધર્યો—૨૧

તે વૃક્ષ ઉપર એક ઘણો પરોપકારી એવો પોપટ રહેતો હતો.
ખબર હતી કે, આ જલ તે સર્પવિષ છે; તેથી તેણે ઝપટ મારી
ઢોળી નંખાવ્યો—૨૩

ત્યારે રાજાએ વળી બીજીવાર પ્યાલો ભર્યો, તો ફરી પણ પોપટે
ફી નાખ્યો; એટલે રાજાએ ક્રોધ કરી પોપટને મારી નાખ્યો--૨૪

પણ પછી વિચાર કરી ઝાડ ઉપર ચઢ્યો તો ત્યાં એક મહાસર્પ
ને આ જલ તે તેનું વિષ છે એમ જાણી મહા પશ્ચાત્તાપ કરવા
ગ્યો--૨૫

કુન્નાય કુસૂયં વાકુ દિઠંકુ પરિચ્છીયં
પુરૂષેણ ન કાયવ્વં જહં વઇયં બહૂયનરવયણા- ૨૬

એક રાજાને એક બટુ જે અતિ ગુણવાન્ હતો, તેના ઉપર બહુ
ાર હતો, એટલે તેને લઇને એકવાર પાપ કર્મ કરવા વનમાં ગયો--૨૭

ત્યાં અતિ કોપે ચઢેલો એવો એક મહા વ્યાઘ્ર રાજાની ઉપર આવ્યો.
ે પેલા બટુએ હણ્યો; એટલે તે બટુને રાજા કહેવા લાગ્યો કે, હે બાલ !
ર એમ કહેવું કે આ રીતે આ વાઘને જે માર્યો તે રાજાએજ માર્યો છે.
ા એમ તું ન કહે તો તને મારા સમ છે--૨૮--૨૯

એ પ્રસંગ રાણી પોતાના મહેલને સાતમે માળથી જોતી હતી; એટલે
તો જાણ્યું કે વાઘને બટુએજ માર્યો--૩૦

રાજા ઘેર આવ્યો તો તેજ વખતે રાણીએ કહ્યું કે; હે સ્વામી! આપના
ે આજ આપનું સારૂં રક્ષણ કર્યું--૩૧

આવું સાંભળતાંજ રાજાએ પેલા બટુને મારી નાખ્યો, અને રાણીને
ા લાગ્યો કે, આ વાત તને કોણે કહી ? તો તેણે કહ્યું કે, મે સાતમે
ી દીઠું છે--૩૨

વગર વિચારે પાપ કર્યું, તે રાજાને વજ્રઘાતની પેઠે સાલવા લાગ્યું
ારવાર સાંભરી હૃદયમાં વાગેલા કાંટાની પેઠે તે તેને રાત્રિ-
ે ખટકવા લાગ્યું--૩૩

વગર વિચારે કરેલું કામ આ લોકમાં પણ દુઃખ પેદા કરે છે, અને
ોકમાં તો હત્યા નરકે લઇ જાય છેજ--૩૪

---

૧. એટલે શીકાર,જૈન લખનારા એ વાતને કેવા શબ્દથી લખે છે તે જોવા જેવું છે.

રામે સુવર્ણ મૃગની પરીક્ષા ન કરાઇ, નહુષે પાલખી બ્રાહ્મણની કાંધે ાવી, રાવણની બુદ્ધિ પરદારહરણ કરવાની થઇ, સહસ્રાર્જુનને ાદર્જુનને મારવાની મતિ થઇ, શખે હાથ કાપી નાખ્યા, શ્રેણિક યતમા બાળી નાખી, પ્રાય. એમજ થાય છે કે વિનાશસમયે સત્પુરુ-ની પણ બુદ્ધિ ખશી જાય છે–૩૫

માટે આ બ્રાહ્મણને હું કેટલાક દિવસ ગુપ્ત રાખું, કે જેવી રીતે ભોજ રાજાને રુદ્રાદિત્યે રાખ્યો હતો–૩૬

તે એવી રીતે કે ભોજને ભોંયરામાં રાખી રુદ્રાદિત્યે મુંજને કહ્યું કે, મેં કુમારને માર્યો–૩૮

ત્યારે મુંજે પૂછ્યું કે, તેણે મરતી વખતે તમને કાંઈ કહ્યું છે? ત્યારે રુદ્રાદિત્યે કહ્યું કે, હે રાજન્! તેણે આ એક કાવ્ય હસીને મને આપ્યું છે–૩૮

માંધાતા જે મહીપતિ કૃતયુગનો અલંકાર હતો તે પણ ગયો, જેણે મહાસમુદ્ર ઉપર પાળ બાંધી તે દશમુખનો હણનાર પણ ક્યાં છે! બીજા પણ યુધિષ્ઠિરાદિથી છેક તમારા સુધીના પણ ગયા, પણ આપજ એક એવા ભૂપાલ આજ છો કે જેમની સાથે, તે બધાં રાથે જે નથી ગઈ તેવી વસુમતી, જવાની જણાય છે–૩૯

પોતાના કુલનો અંત આવ્યો જાણી મહાદુઃખ પામી, યશસ્વી એવો મુંજ રાજા મરવા તૈયાર થયો–૪૦

તેજ વખતે રુદ્રાદિત્યે ભોજને આણીને તુરત બતાવ્યો; જેથી જયજય-કાર થઈ રહ્યો–૪૧

આવું આ સંબંધને આ રીતે લાગું પડે તેવું વૃત્તાન્ત જ્ઞાનીને મોઢેથી સાંભળી શારદાનંદને મંત્રીએ પોતાના ઘરમાં રાખ્યો–૪૨

બહુશ્રુત મંત્રીએ રાજાને તો એમજ કહ્યું કે મે બ્રાહ્મણને માર્યો; આવી રીતે પૂર્વાપર અર્થ વિચારી કામ કરનારા રાજસેવક થોડાજ હોય છે–૪૩

એક દિવસ નંદરાજાનો પ્રાણ કરતાં પણ વધારે પ્રિય એવો પુત્ર નામે વિજયપાલ તે પાપકર્મ માટે, અનેક રીતે વાર્યા છતાં, સારા માણસોએ ના કહ્યા છતાં, શિકારીઓને તથા બહુશ્વાનને સાથે લઈ, વનમાં ગયો-૪૪-૪૫

ચો તરફથી હોકારો કરાવ્યો તો તેમાં એક મોટો વરાહ, આદિ-વરાહજ સાક્ષાત્ હોય તેવો વિકરાલ, નીકળી આવ્યો-૪૬

તેની કેડે દોડતાં મહાઘોર અરણ્યમાં નીકળી ગયો અને ત્યાં એ રાજકુમારને ક્ષુધા તૃષાની પીડા થવા લાગી-૪૭

નિદ્રા કાવ્યથી હારે, કાવ્ય ગીતથી હારે, ગીત સ્ત્રીવિલાસથી હારે, સ્ત્રીવિલાસ બુભુક્ષાથી હારે -૪૮

લવણ સમાન રસ નથી, વિજ્ઞાન સમાન બંધુ નથી, મરણ જેવો ભય નથી ને ક્ષુધા જેવી વેદના નથી-૪૯

ક્ષુધા એવી ઘોર કવિતા છે કે, થોડેક કાલે પ્રાણ હરે, પણ તૃષા તો તેથી પણ ઘણી રૌદ્ર છે કે સાક્ષાત્ તુરતજ પ્રાણ હરે છે-૫૦

કેવલ નિર્જન એવા ઘોર વનમાં ક્ષુધા ને તૃષાથી પીડાતો રાજકુમાર જલસ્થાનની શોધમાં વને વને ભમવા લાગ્યો-૫૧

એમ કરતાં એક સરોવર તેની નજરે પડ્યું, તેમાં અમૃત તુલ્ય જલ ભરેલું હતું તે પેલા તૃષાર્ત કુમારે પીને કંઠ શીતલ કર્યો-૫૨

પાણી પીને સરોવરની પાળે એક વૃક્ષની છાયામાં બેઠો ને વીસામો લેવા લાગ્યો-૫૩.

તેવામાં તે ઠેકાણે એક વાઘ, સાક્ષાત્ યમ જેવો, પહોળુ મો કરીને તથા ભયંકર ઘુઘવાટો કરતો, ને વિકરાલ આંખો બતાવતો, આવી લાગ્યો-૫૪

વાઘને જોઇને અતિશય ભયથી વ્યાકુલ થઈ જીવ લઇને કુમાર નાઠો અને એક મ્હોટા ઝાડ ઉપર ચઢી ગયો, પરંતુ પેલો વાઘ પણ એની પાછળ ગયો-૫૫

કુમારે વિચાર કર્યો કે હુ આ ઝાડની આગળની ડાળે જાઉં તો ત્યાં વાઘ આવી નહિ શકે, એનું બલ તો માત્ર જમીન ઉપરજ છે-૫૬

એમ કરીને મૂલને તજી કુમાર ડાળીઓ ઉપર ચઢયો તો ત્યાં એક ઘરડો વાનર બેઠેલો દીઠો—૫૭

અહો! મારૂં કર્મ શું વિચિત્ર છે! કેવો દુસ્તર અંધકાર મારા ઉપર વીંટાયો છે! વાઘ અને વાનરની વચમાં મારા પ્રાણ સંશયમાં આવી પડયા છે!—૫૮

એ વૃક્ષમાં એક ઘણો સમર્થ વ્યંતર રહેતો હતો. તેના પ્રભાવથી વાંદરો બોલ્યો કે હે કુમાર! કાંઈ બીહીક રાખીશ નહિ, સ્વસ્થ થા અને આ વૃક્ષના પત્રથી અતિ કોમલ એવા મારા સ્થાનમાં આવીને બેશ—૫૯-૬૦

કુમાર ઉંચે ચઢયો અને વાનરને કહેવા લાગ્યો કે હે ભાઈ! વાઘના ભયમાંથી તેં મને ઉગાર્યો—૬૧

પછી સંધ્યાકાલે વાઘ ત્યાં પાછો આવ્યો તો તે વખતે કુમાર પેલા વાનરના ખોળામાં માથું મૂકી ઉંઘતો હતો—૬૨

વાનર તેને કહેતો હતો કે જો ભાઈ વાઘ કે કશાની તારે ભીતિ રાખવી નહિ, આ વૃક્ષમાં મારૂં સ્થાન છે ને તેને દેવતાની ચોકી છે—૬૩

એમ કરતાં રાજપુત્ર સારી રીતે ઉંઘ્યો, એટલે વાઘને યક્ષના પ્રભાવથી વાચા થઈ કે હે વાનર! આ છોકરાનો વિશ્વાસ ના કર, માણસમાત્ર જુઠા બોલા અને કુડના ભરેલા હોય છે—૬૪—૬૫

માટે એને તું નીચે નાખી દે જેથી મને ભક્ષ મળે, ને એકજ સ્થાનમાં રહેનાર આપણ બેની પરમ મૈત્રી છે તે ચાલતી રહે—૬૬

બુદ્ધિમાન્ વાનરે વાઘને ઉત્તર આપ્યુ કે હે ભાઇ! હું એવું વિશ્વાસઘાતનું પાપ કદાપિ કરવાનો નથી—૬૭

વાનરનું આવું કહેવું સાંભળીને વાઘ ચૂપ રહ્યો, અને થોડીક વાર પછી પેલો કુમાર જાગી ઉઠયો—૬૮

પછી વાનર કુમારના ખોળામાં સુઇ ગયો, એટલે તેને ઉંઘતો જોઇને વળી વાઘે કહેવા માંડયું—૬૯

હે કુમાર! મારૂં હિતકારક વચન સાંભળ. આ દુરાત્મા વાનરનો વિશ્વાસ તારે કરવો નહિ—૭૦

નખી, નદી, શૃંગી, શસ્ત્રધારી, એટલાંનો તેમ સ્ત્રી અને રાજકુલ તેનો વિશ્વાસ ન જ કરવો -૭૧

ક્ષણમાં તુષ્ટ, ક્ષણમાં રુષ્ટ, એમ ક્ષણે ક્ષણે રુષ્ટ તુષ્ટ થાય, એવા-અવ્યવસ્થિત ચિત્તવાળાની કૃપા પણ ભય કર છે–૭૨.

શત્રુ હોય પણ તે પંડિત હોય તો સારો, બાકી મૂર્ખ હિતકારક હોય તથાપિ સારો નહિ, જો કે વાનરે રાજાને માર્યો અને વિપ્રને ચોરોએ રક્ષ્યો[1]–૭૩.

માટે સુતેલા એવા આ પાપી વાનરને નાખી દે કે જેથી મને આહાર મળે ને તું નિર્ભય થાય–૭૪.

ભયથી ભમી ગયેલા ચિત્તવાળા કુમારે વાનરને નાખી દીધો, અને મિત્રનો વિશ્વાસઘાત કરવારૂપી ઘોર પાતક કર્યું–૭૫.

ભલ્લા ભલ્લુ પરિ ણમઈ, લામાંલામુ હોઈ
લચ્છક ચ્યોડા મૃગ ઘણા પીય પટ્ટ તર જોઈ–૭૬

પડતાં પડતાં, પોતાના કર્મના પ્રભાવથી, વાનર વૃક્ષની એક શાખામાં ભરાઈ રહ્યો અને સાવધાન થઈ ભયથી બચી ગયો–૭૭.

પોતાનું ક્રૂર કર્મ સંભારી કુમારને બહુ લાજ આવી, એમ દેખી વા-નર બોલ્યો કે ભાઇ મારા તરફથી કશુ ભય રાખીશ નહિ –૭૮.

હું દીન અને શરણાગત એવાને હણતો નથી, તેમાં પણ વિશેષે જે મહા ભયથી ભ્રાન્ત છે તે યદ્યપિ પિતૃઘાતક હોય તોપણ હું તેને હણ-તો નથી–૭૯.

આક્રોશમાં પણ સુજન અવચન વદતો નથી, જેમ પીલાતાં પણ શેલડી ગળપણજ આપે છે, પણ જે નીચ છે તે તો હજારગણા ગુણથી ઉપકૃત છતાં પણ જે વાત કલહમાં બોલાય તેવી હસતાં પણ બોલી નાખે છે–૮૦.

---

1. એ કથા પંચતન્ત્રાદિમાં સુપ્રસિદ્ધ છે.

મન, વચન અને કાયા ત્રણેમાં પુણ્યરૂપી અમૃતથી પરિપૂર્ણ, ત્રણે ભુવનને ઉપકારની પરંપરાથી આનંદ કરતા, પારકા ગુણના એક કણને પણ પર્વત જેવડો કરીને માનતા, નિત્યે પોતાના હૃદયમાં આનંદતા, એવા સત્ પુરુષો તો વિરલાજ હોય છે—૮૧.

જે સુજન છે તે પોતાના વિનાશસમયે પણ વિકાર પામતો નથી, છેદાતાં પણ ચંદનવૃક્ષ પોતાને છેદનાર કહોવાડાનું મુખ સુગંધવાળું કરી આપે છે—૮૨

બેજ જણથી પૃથ્વી ઉભી છે, ને પૃથ્વીએ પણ તે બેનેજ ધારણ કર્યા છે,— એક જેની બુદ્ધિ ઉપકાર ઉપર છે તે, અને બીજો જે ઉપકાર સમજે છે તે—૮૩

દોઉ પુરુસેહિં ધરૂ ધારા અહવા દોહંપિ ધારીયા ધરણી
ઉવઆરે જસ્સ મઇ ઉવઆરિઅં જો ન સંકુસઇ—૮૪

વાનરે કહ્યુ કે હે કુમાર! એ વાતમાં કશો ખેદ મા કર; જેની જેવી કર્મરતિ તેવી તેની મતિ થાય છે—૮૫

પોતાનું દુઃખ અને કર્મદુઃખ સંભારીને નંદનો પુત્ર મરી ગયો હોય તેમ અચેતન થઇને પડયો—૮૬

તેવામાં સર્વજનને આનંદ આપનાર એવું પ્રભાત થયું અને કમલવનનો વિકાસ કરનાર હજાર કરનો ધણી સૂર્ય ઉદય પામ્યો—૮૭

વ્યોમશ્રીના કુચકુંકુમના પંકથી તરુપલ્લવને છાંટતો, અને તિમિરવનનો દાવાનલ એવો ભગવાન્ સૂર્ય ઉદય થયો—૮૮

સંગમની આશાથી સામસામેના તીર ઉપર બૂમો પાડતાં ને ત્યાં ભમતાં એવાં ચક્રવાકયુગલોને દિનપતિ ભેગાં કરે છે—૮૯

સૂર્યોદય થતાં વાઘ ગિરિગુફામાં સંતાઈ ગયો, એટલે વાનરે કુમારને કહ્યું કે, હવે તારે જવું હોય ત્યાં જા--૯૦.

મારૂં કે વાઘનું કોઈનું ભય તારે આ વનમાં ધરવું નહિ, કેમકે જે જે દુષ્ટ પ્રાણી છે તે સૂર્યનું દર્શન થતાં ચો તરફ વેરાઈ જાય છે--૯૧

કુમારના મનમાં પેલી વેદના હતી તેથી તે, વાનરને પગે પડયો અને કાંઈ બોલ્યા ચાલ્યા વિના કે ત્યાંથી ખશ્યા વિના કેવલ ચોધાર રોવા લાગ્યો-૯૨.

સર્વ શાસ્ત્રમાં ગુપ્ત ધર્મ બુધલોકે એમ કહ્યો છે કે, પાપીનું પાપ માણસો જાણે એમ પ્રકટ કરવું કે જેથી લોકસાક્ષીને લઇને તે પાપથી છૂટે--૯૩-૯૪.

તેથી કુમારને પોતાની બાથમાં લઇને વાનરે કહ્યું કે તારે રાત્રી દિવસ " વિશેમિરા " એ શબ્દનું ધ્યાન રાખવું--૯૫.

આ ધ્યાનયોગથી તું પાતકથી છૂટશે. એટલે મંત્રાર્થ સમજી ધર્મસંગ્રહ કરજે--૯૬.

આલિંગન દઈ, ક્ષમા આપી, બરડે હાથ ફેરવી અને વાનરે તેને શાન્ત કર્યો એટલે તે " વિશેમિરા " એટલું સંભારતો નીચે ઉતર્યો--૯૭.

ત્યાંથી ઉતરીને વનમાં ભમતો તથા " વિશે મિરા " એટલા શબ્દ બોલતો ચતુર એવો નંદનદન વિકલાંગ[1] થઈ ગયો--૯૮.

સસલો, સાબર, સુવર, વાનર, શીઆળ, મૃગ, નાહર, મહિષ, ગમે તેને દેખે તો પણ વિશેમિરા એટલુંજ બોલે--૯૯.

ફલાદિ કાંઈ ખાય નહિ, કહી બેસે નહિ, બીજું કશું બોલે નહિ, વસ્ત્રનું પણ ભાન નહિ, ને મોઢે પાણી પણ અડાડે નહિ. એવો થઇ ગયો --૧૦૦

વારવાર વિશે મિરા, વિશે મિરા એનું એ બોલ્યાં જાય, ને કદાપિ લાંબે સાદે રુવે ને કદાપિ ખડખડાટ હસે--૧

આ તરફ આવું થયું ત્યાં પેલી તરફ તેનાં ગજતુરંગમાદિ તથા રથ બળદ વિગેરે વાઘના ભયથી નાશીને વિશાલામાં જતાં રહ્યાં--૨

તેમને દેખીને નંદરાજા સકુટુંબ મહાદુ ખાબ્ધિમાં ડુબ્યો અને સુતવિયોગનો શોક તેને બહુ પીડવા લાગ્યો--૩.

---

૧. વિકલ છે અંગ જેનાં તેવો

સુતસંયોગનો વિયોગ થતાં અમૃતે નથી કે વિષે નથી, ટાઢે નથી કે તાપે નથી-૪

જગત્માં ચંદન શીતલ કહેવાય છે, ને તેથી ચંદ્રમા અધિક શીતલ કહેવાય છે, પણ પુત્રનાં અંગનો સ્પર્શ તે ઉભય કરતાં અતિ શીતલ છે-૫

જેઠને આષાઢનો તાપ ઘણો કહેવાય છે, ને તેથી પણ અધિક તાપ સાક્ષાત્ અગ્નિનો છે, પણ તે ઉભય કરતાં પુત્રવિયોગનો તાપ સો ગણો છે-૬

અપુત્રનું ગૃહ શૂન્ય છે, અબંધુને દિશામાત્ર શૂન્ય છે, મૂર્ખનું હૃદય શૂન્ય છે, દરિદ્રને સર્વ શૂન્ય છે-૭

શૂન્યાત્મા અને શૂન્યચિત્ત થઈ, રાજા પુત્રને શોધવા માટે સેના લઈ, હરિનું નામ સભારી વનમાં જવા નિકળ્યો-૮

કેટલાક રથમાં બેઠા, કેટલાક હાથીએ કે ઘોડે ચઢયા, ને એમ પગલું કાઢનારને આગળ કરી સર્વે સેના દોડતી ચાલી-૯

શૂન્ય જેવો થઇ ગયેલો અને રુદન કરતો રાજા વનના પ્રદેશોમાં ભમવા લાગ્યો, ને એમ બૂમો મારવા લાગ્યો કે "હે મારા પુત્ર વિજયપાલ તું કયા ગયો"-૧૦

એમ કરતાં ભાગ્યના બલે વનમાંથી પુત્ર જીવતો હાથ આવ્યો, પણ તેની દશા વિકલ અને વિહ્વલ હતી, અને તે માત્ર વિશેમિરા એટલુ જ બોલ્યાં કરતો હતો-૧૧

તે સમયે માત પિતા બંધુ સર્વે તેને ભેટયાં, અને પાંચે વાદિત્રન વાદ સમેત જયજયકાર થઇ રહો-૧૨

હર્ષાશ્રુના પૂરથકી ભૂતલ કચરાવાળું થવા લાગ્યું અને બંદીજનોનાં કુલ સુવર્ણપૂર્ણ થવા લાગ્યાં-૧૩

કુમાર ઉપરથી ઉતારી ઉતારીને વસ્ત્ર, ગજ, અશ્વ, રથ, રત્ન, મોતી, આભરણ, એમ દાનમાં આપવા લાગ્યાં-૧૪

રાજાએ પૂછ્યું હે કુમાર! તમારૂં શરીર કુશલ છે! ત્યારે કુમારે કહ્યું વિશેમિરા, અને ફરી જે જે પૂછ્યું તેનું પણ ઉત્તર તેનું તેજ આપ્યું-૧૫

પછી હસ્તીના કુંભસ્થલે બેસારી, ઉપર ઉત્તમ છત્ર ધરાવી, ગંગાજલના ફીણજેવા શ્વેત ચામરો ઢોળાવી, તૈયાર રાખેલી સ્ત્રીઓ પાસે મોતીથી વધાવરાવી, અને બંદીજનો પદે પદે સ્તુતિ ઉચ્ચારે એવી રીતે, અનેક વાદિત્ર, ગીત, સમેત, તથા નાના દેશથી આવેલા રાજાઓ પગે પ્રણામ કરતા જાય એમ મહોટા મહોત્સવથી ઉત્સવ થઇ રહ્યો છે જ્યાં એવી વિશાલા પુરીમાં એક લાખ માણસો સમેત રાજપુત્રને આણ્યો-૧૬-૧૭-૧૮ ૧૯

નંદે કુમારને ઘરમાં લાવી ઉત્તમ જલથી સ્નાન કરાવરાવ્યું, ને ખવરાવવા માંડ્યું, પણ એ તો વિશેમિરા એટલુજ બોલ્યાં કરતો હતો-૨૦

કોઈને ઓળખે નહિ,અક્ષર ઓળખે નહિ, ને અંતઃપુરમાં કેવલ ભડકેલા મૃગ જેવો ફર્યાં કરે-૨૨

મણિ, મંત્ર, ઔષધ, દાન. દેવતારાધન. એવા ઘણા ઉપાયથી; તેમ હાથથી, દીવાથી, ઉતાર ઉતારવાથી: હોમ. જપ. અગ્નિહોત્ર, લક્ષ બ્રાહ્મણનાં ભોજન, એ બધાંથી; ને એવાજ અનેક વિધિ પ્રમાણેના ઉપાયથી તથા પિંડપાતનથી, ભૂત પ્રેત પિશાચાદિની પૂજાથી; બલિદાનથી તેમ વનમાં વસતી શાકિની આદિને ઉતાર મૂકવાથી, અવલેહ, પક્વ ઘૃત, પક્વ તૈલ, વટિકા, ગુટિકા. આસવ, ચૂર્ણ, પાક, ઈત્યાદિ ઔષધથી: અભ્યંગાદિ સ્નાનથી; રાજાની આજ્ઞાથી આવેલા અનેક વૈદ્યોના ઉપચારથી; મંત્રજ્ઞોથી; યોગીઓથી; કશાથી રાજપુત્ર સાજો થયો નહિ-૨૩-૨૪-૨૫-૨૬-૨૭

ત્યારે નંદરાજાનું ચિત્ત મહાચિંતાર્ણવમાં ડુબ્યું, કે અરે! આ મારા એકના એક પુત્રને મહાકષ્ટ પેદા થયુ-૨૮

વાત, પિત્ત, કે કફ, આતે શું છે! કાંઈ સમજાતું નથી, એમજ લાગે છે કે કોઈ દુષ્ટ ધૂર્તરાજે કોઇ દુષ્ટ મંત્રથી એને બાંધી નાખ્યો છે-૨૯

નંદે પોતાના મુખ્ય મંત્રી બહુશ્રુતને બોલાવ્યો, ને તે પણ બોલાવતા વેત તુરત આવ્યો-૩૦

નૃપના ચરણે મસ્તક નમાવી તે પાસે બેઠો, એટલે નંદરાજાએ ગદ્ગદ કંઠે તેને કહેવા માંડયું—૩૧

હે મંત્રી! રાજ્યના ભારને ઉપાડી લે તેવો મારો પુત્ર વિજયપાલ સર્વ વિદ્યાનો જાણ છતાં કોઇ રીતે ભરાઇ પડયો છે—૩૨

શારદાનંદન મહાજ્ઞાની જે ત્રણે વિશ્વની વાત જાણતો અને દેખતો તેને તો મેં પાપીએ હણ્યો છે—૩૩

જો એને માર્યો ન હોત તો પુત્રની કશી ચિંતા હતી નહિ, પણ ભાવિની કર્મરેખા બલવાન્ હોય ત્યાં ઉપાય સૂજતો નથી—૩૪

સૂર્ય પશ્ચિમ દિશાએ ઉગે, પર્વતમસ્તકે શિલાતલમાં કમલ ઉગે, મેરુ ચલે, અગ્નિ શીતલ થાય, તોપણ ભાવિની કર્મ રેખા ચલતી નથી—૩૫

કેરડાને ઝાડે પાંદડાં નથી તો તેમાં વસંતનો દોષ શો? ઘુવડ દિવસે દેખે નહિ તેમાં સૂર્યનો દોષ શો? ચાતકના મુખમાં ધારા ન પડે તેમાં મેઘનો દોષ શો? વિધિએ પ્રથમથીજ લલાટે જે લેખ લખ્યા હોય તેને કોઇ ઉખાડી શકે એમ છે[1] ?—૩૬

જામઇ પછઇ સંપજઇ, સા જઇ પહિલી હોઇ,
કજ્જ ન વિણસઇ અપ્પણઉ, દુજ્જણુ હસઇ ન કોઇ—૩૭

હે મંત્રીશ! શારદાનંદનનો શોક કરૂં કે સુતનો, એક ગુરુ ગુણપૂર્ણ હતો, બીજો પ્રાણવલ્લભ છે—૩૮

અત્યંત પાપ જેણે કરેલું એવા મેં આ લોકમાંજ પાપનું ફલ ચાખ્યું, હવે મારે જીવવાની જરૂર નથી, મારે મરવુંજ સારૂ છે—૩૯

ત્યારે બહુશ્રુતે રાજાને કહ્યું કે મહારાજ! શારદાનંદનને માર્યો તે હવે કાંઈ ન માર્યો થવાનો નથી—૪૦

ગઈ વાતનો શોક કરવો નહિ, ભવિષ્યની ચિંતા કરવી નહિ, એમ કેવલ વર્તમાનમાંજ વિચક્ષણો વર્તે છે—૪૧

---

૧ આ શ્લોક ભર્તુહરિકૃત નીતિશતકમા છે.

ગયું તે ગયુંજ, મુવેલું કોઇ જીવતું થતુ નથી, પણ કુમારના ઉપ-ચાર માટે દાંડી પીટાવો, તે એવી કે આ પ્રકારે ભરાઇ પડેલા સર્વાવયવ-સુંદર કુમારને વિશેમિરા એમ લવ કરવામાંથી જે કોઇ વિદ્યાથી સારો કરશે તેને નંદરાજા અર્ધ રાજ્ય આપશે. એમ કરવાથી કદાપિ કોઈ અર્ધ-રાજ્યના લોભે ઉપચાર કરવા આવે તો આવે—૪૨—૪૩—૪૪

મંત્રીનું આવું વચન સાંભળીને રાજાએ દાંડી પીટનારને બોલાવ્યા ને તે તુરત નગારૂં અને દાંડી લઇને આવ્યા—૪૫

તેમને કહ્યુ કે તમે ચોરાશી ચૌટામાં સર્વત્ર આખા પુરમાં આ પ્રમાણે દાંડી પીટો—૪૬

રાજાનું વચન સાંભળી, તેમ કરીશું એમ આજ્ઞા માથે ચઢાવી, સર્વે દાંડી પીટનારા રસ્તે ગયા—૪૭

બહુશ્રુત પણ, રાજાનું કાર્ય સાધવાની ઈચ્છાથી, નંદરાજાની રજા લઇ શારદાનંદન પાસે ગયો—૪૮

શારદાનંદન ભોયરામાં હતો ત્યાં જઈ સર્વજ્ઞ એવા તેને રાજાની સર્વ વાત દાંડી પીટાવા સુધીની કહી બતાવી—૪૯

શારદાનંદને કહ્યુ કે હે મંત્રી! મારી વાત સાંભળો, હું કુમારને તમારી આજ્ઞાથી રોગરહિત કરીશ—૫૦

તમે મારા માતા છો, પિતાસ્થાને છો, તમે ગુરુ છો, બંધુ છો, તમે જીવિતના દાતા છો, તમેજ મારા મહત્ત્વના વધારનાર છો, હું તમારો છું—૫૧

જન્મ આપનાર, ઉપનયન આપનાર, જે વિદ્યા ભણાવે તે, અન્ન આપ-નાર, અને ભયથી બચાવનાર, એટલા પાંચ પ્રકારના પિતા શાસ્ત્રમાં કહેલ છે—૫૨

વીતરાગ કરતાં બીજો કોઇ દેવ નથી, બ્રહ્મચર્ય કરતાં બીજુ તપ નથી, જે ચારિત્રવાળા છે તેમને બીજું કરવાનું નથી, અભયદાનથી બીજું નથી.—૫૩

હે મંત્રી હું શા પ્રકારે તમારો અનૃણી થાઉ ? રાજાના રાજ્યનો અર્ધ મળે એવું તમારૂં ઇષ્ટ હું કરીશ–૫૪

તમારે સાત વર્ષની અતિ કૌતુકવાળી એવી એક પુત્રી છે, તે વિદ્યામાં કુશલ છે, ને તેનું નામ ધન્યા એવું છે તેમ તેના ગુણ પણ તેવાજ છે–૫૫

તેને પટાંતરિત કરી, અને જ્ઞાનપ્રભાવથી જાણી, હું વિશેમિરા એમ લવતા કુમારને મટાડીશ–૫૬

તમે નગારાને હાથ અડકાડીને રાજ સભામાં જાઓ, ને નંદરાજાને કહો કે સ્વામી મારી સાત વર્ષની દીકરી સરસ્વતીના પ્રસાદથી વિદ્યામાં અતિ કુશલ છે, તે આ પ્રમાણે ભરાઇ પડેલા કુમારને તમારા ને મારા ભાગ્યના યોગે સારા કરી શકશે, પટાંતરે ભારતીને રાખી એમ કર્યા વિના બીજી રીતે એ થવાનું નથી– ૫૭-૫૮-૫૯

મંત્રીનું આવું વચન સાંભળીને રાજાના કાનમાં અમૃત રેડયું હોય તેવી શાન્તિ વળી, ને હર્ષપૂરથી રાજાને અતિ આનંદ થયો–૬૦

રાજાએ મંત્રીને કહ્યું કે તમારી પુત્રીને હું મારા રાજ્યનું રક્ષણ કરનારી પ્રત્યક્ષ કુલદેવતા માનું છું–૬૧

ને વળી બીજી રમ્ય વાત તો એ છે કે દૂધ અને તેમાં શાકર મળી, સુવર્ણ અને તેમાં સુગંધ થઇ, માલપૂડા અને ઘીભર્યા, ખોળનો ગર ખાંડતાં તૈલનો લાભ, ખેતરમાંજ નિધિગૃહની પ્રાપ્તિ. પુષ્પ વિના ફલપ્રાપ્તિ થઈ, આંગણામાંજ કલ્પવૃક્ષ થયું–મેઘ વિનાજ શષ્પનિર્વૃતિ થઇ, સંઘમાં સાધુનો સમાગમ થયો, કે મારૂં અર્ધરાજ્ય કોઇ અન્યને નહિ જાય–૬૨-૬૩-૬૪

હે બહુશ્રુત! આખું રાજ્ય તમારે આધીન છે, તમારા વચનનેજ પાધીન છે, તેમાં પણ વળી મને પુત્ર આપીને ખરીદી લેશો તેમાં કોઈ ...ીજ શી ? –૬૫

પછી રાજા કુમારને પરિવાર સમેત લઇને મંત્રીની સાથે મંત્રીને ઘેર ...યો–૬૬

કેવલ પોતાની શક્તિ અનુસાર, મંત્રીએ, આસનાદિ યુક્તિ રાજાને માટે ...ર્વ રાજવર્ગ માટે ભક્તિપૂર્વક કરી–૬૭

———
૧

ત્યાં એક પાસા સુંદર અને મજબુત કનાત બાંધેલી હતી, ને તેમાં સુખાસન ઉપર શારદાનંદનને બેસારી રાખ્યો હતો—૬૮

પેલી વિદ્યામાં નિપુણ એવી મંત્રીપુત્રી તેને પણ સર્વાભરણ વિભૂષિત કરી સુવર્ણાસને અંદર બેસાડેલી હતી—૬૯

ગોમય તથા અક્ષતાદિથી ભૂમિને શોધી પવિત્ર કરી ત્યાં મુક્તાફલના સ્વસ્તિકપૂર્યા, ને તે ઉપર સુવર્ણનું સિંહાસન માંડી તેમાં સર્વજ્ઞ શ્રીજિનની પવિત્ર મૂર્તિ સ્થાપી—૭૦-૭૧

તેની અષ્ટ પ્રકારે પૂજા કરીને રાજાએ સ્તુતિપૂર્વક નૈવેદ્ય મૂક્યું—૭૨

પેલી કનાતના મો આગળ શિખા મુદ્રા સમન્વિત એવું શ્વેત વસ્ત્ર પહેરાવેલા પોતાના પુંત્રને બેસાર્યો—૭૩

ધૂપ, અક્ષત, પુષ્પ, સુવર્ણ, માણિક્ય, મોતી, ઈત્યાદિથી ત્રણે લોકના નાથને વધાવી મંત્રીપુત્રીને સેવકો સમેત પંચાંગથી નમસ્કાર કરી મહા આનંદથી રાજા બોલ્યો કે જગદ્ગુરુના પ્રસાદથી તથા શ્રી સરસ્વતીની કૃપાથી મારા રાજ્યનો ધારણ કરનાર આ મારો પુત્ર સાજો થાઓ—૭૪—૭૫—૭૬

તે વખતે, શારદાનંદને શીખવેલો શ્લોક વિદ્યાવિશારદ એવી મંત્રીપુત્રી સારે સ્વરે બોલી—૭૭

વિશ્વાસ રાખનારનું વંચન કરવું એમાં શી ચતુરાઈ છે, ખોળામાં સુતેલાને મારવામાં શું પરાક્રમ!—૭૮

હે કુલને આનંદ આપનાર કુમાર! નંદરાજાના નંદન! તારા કરેલા દુષ્કૃત માટે હવે પશ્ચાતાપ ન કર—૭૯

"વિસેમિરા" એ વાક્યનો પરમાર્થથી તાત્પર્યાર્થ ચાર શ્લોક વડે એ પ્રકારે કહું છુ કે જેથી તું પાપમુક્ત થશે—૮૦

આવું તેનુ વચન સાંભળીને રાજાના કુમારને કાંઈક સાન આવી અને પેલી કુમારીકાને "સેમિરા" "સેમિરા" એમ કહેવા લાગ્યો—૮૧

તે વખતે મહા આશ્ચર્ય સર્વને લાગ્યું કે અહો! આનો જ્ઞાનવૈભવ કેવડો છે! કુમારને એક ભાગનો તો ગુણ થઇજ ગયો—૮૨

વળી દેવેશની પૂજા કરી, મંત્રીપુત્રીને વધાવી, ને નંદે કહ્યું કે હે ભારતિ! મને જે હિત છે તે કહો--૮૩

ત્યારે વળી શારદાનંદને બતાવેલો બીજો શ્લોક મંત્રીશ્વરની વિચક્ષણ પુત્રી બોલી--૮૪

સેતુ આગળ ગંગા અને સાગરનો સંગમ છે ત્યાં જઇને સ્નાન કરતાં બ્રહ્મહત્યા છૂટે છે પણ મિત્રદ્રોહનું પાપ છૂટતું નથી--૮૫

એ શ્લોક સાંભળીને કુમારને વધારે હર્ષ થયો, ને નંદરાજાસમેત સર્વને પણ બહુ આનંદ થવા લાગ્યો--૮૬

અહો આ કુમારીનું જ્ઞાન શું છે! કહી ન શકાય તેવી વિદ્વત્તા કેટલી છે! કે જેણે સર્વાંગોપાંગે કુમારને શુદ્ધિમાં આણ્યો- ૮૭

ત્યારે પાછો કુમાર, કુમારીના પ્રતિ "મિરા" એટલું બોલવા લાગ્યો, તે જોઈ સભાસદોએ કહ્યું કે અર્ધોઅર્ધ તો ફેર પડયો--૮૮

વળી જગદીશ્વરને પ્રણામ કરી નંદરાજાએ કહ્યું કે હે મંત્રીપુત્રી હવે આગળ વદો--૮૯

પછી શારદાનંદને સંજ્ઞા કરી એ પ્રમાણે ત્રીજો હિત અને સધ્ધર્મયુક્ત શ્લોક તે વિદ્યાનિપુણ કુમારિકા બોલી--૯૦

મિત્રદ્રોહી કૃતઘ્ન અને જે વિશ્વાસઘાતી છે તે ત્રણે ચંદ્ર અને સૂર્ય તપે ત્યાં સુધી નરકમાં રહે છે--૯૧

એ શ્લોકનો અર્થ મનમાં લઈ કુમારે નમસ્કાર કરીને રાજાને તથા સર્વ લોકને કુશલ સમાચાર પૂછ્યા--૯૨

તે જોઇ રાજમંડલમાં બહુજ આશ્ચર્ય થયું કે અહો નંદરાજાનો પુત્ર રોગરહિત થયો--૯૩

ત્યારે મંત્રીપુત્રી પ્રતિ કુમારે "રા" એટલુંજ કહ્યું, તે જોઇ લોક કહેવા લાગ્યા કે ત્રણ ભાગનો રોગ ગયો--૯૪

ત્યારે નંદરાજાએ જિનની આગળ નૃત્ય કરીને પેલી વિદુષી કુમારિકાની પૂજા કરી વિનતિ કરી કે હે માતા! મારૂં હિત કહો--૯૫

જ્ઞાની એવા પેલા અંદર રહેલા બ્રાહ્મણે ધર્મધ્યાનયુક્ત વાક્ય કહ્યું, તે મંત્રીપુત્રી ચોથા શ્લોક રૂપે બોલી--૯૬

રાજા જો રાજપુત્રનું કલ્યાણ ઇચ્છતો હોય તો સુપાત્રને દાન આપ, પાપથી ભરાઈ ગયેલા એમજ શુદ્ધ થાયછે--૯૭

કુમાર આ ચાર શ્લોક સાંભળીને નવે અવતાર આવ્યો હોય તેમ, જલ પાવાથી ઝાડ તાજું થાય તેવો તાજો થયો--૯૮

સ્વજનો સાથે વાત કરવા લાગ્યો, ગુરુજનને ઓળખવા લાગ્યો, દેવને નમસ્કાર કરવા લાગ્યો, પાત્રને દાન આપવા લાગ્યો, ને કુપાત્ર પ્રતિ ભાષણ પણ ન કરવા લાગ્યો,--૯૯

તૂર્યત્રિકથી, મંગલ વાદિત્રોથી, માગણોના જય જય કારથી, વારાંગનાનાં ગાનથી, આખું નગર નાદમય થઇ ગયુ--૧૨૦૦

નંદરાજા પોતાના પુત્રને ખોળામાં લઈ પૂછવા લાગ્યો કે હે કુમાર. મને બધી ખબર હવે કહે કે તને શું થયું હતું ?--૧

તને આવો શો ગ્રહ થયો હતો, ને તું "વિસેમિરા" એમ શાથી બોલતો હતો, તથા ચાર શ્લોક સાંભળી સાજો કેમ થયો ?--૨

કુમારે સર્વના સાંભળતાં સ્પષ્ટ રીતે પોતે કરેલા મિત્ર વિશ્વાસઘાતનું પાપ કહી બતાવ્યું--૩

પાપકર્મ માટે જવું, વાઘને મળવુ, ઝાડે ચઢવું, વાનરના ખોળામાં સુવું, વાનરે વાઘને ન આપવું, પણ પોતે વાનરનું વાઘને આપવુ. વાનરનો પરોપકાર, "વિસેમિરા" એ મંત્ર વાનરે બતાવવો, એ બધું રાજાને કહ્યું--૪--૫

સાજો છતાં પણ આ પાપકર્મથી હું ગ્રહગૃહીત[1] થયો, ને આ મંત્રી પુત્રીએ તે પાપનું કારણ બતાવ્યું--૬

હે પ્રભુ! મારૂ પાપ સુપાત્રને દાન આપવાથી જશે એમ છે તેથી હું તમારી કૃપાવડે સુપાત્રને દાન આપવાનો ઉદ્યોગ માંડીશ--૭

---

૧. ગ્રહ એટલે કાંઈ વળગાડ વગેરે તેથી ગૃહીત, તેને તાબે,

કુમારનું ચરિત સાંભળીને, તથા અર્થપૂર્વક ચારે શ્લોકનો વિચાર કરીને, નંદરાજા મંત્રીપુત્રી પ્રતિ બોલ્યો કે હે કુમારિ! તમે તો ગામમાં રહો છો ને આ વૃત્તાન્ત જે વાનર, વાઘ અને મનુષ્ય વચ્ચે બન્યો તે તો વનમાં બન્યો છતાં તમે કેમ જાણ્યો ?--૮-૯

આવું સાંભળતાંજ કનાતમાં બેઠે બેઠે શારદાનંદન સાહસ્રથકી આ શ્લોક સ્ફુટ રીતે બોલ્યો--૧૦

દેવગુરુના પ્રસાદથી મારા જિહ્વાગ્રે સરસ્વતી વસે છે, તેના થકી હું, ભાનુમતીનું તિલક જેમ જણાયું તેમ, જાણી શકું છું--૧૧

આ શ્લોક સાંભળતાંજ રાજાને મૂર્છા આવી, ને ક્ષણ વારે સચેત થતાં વિચારમાં પડ્યો કે જે શારદાનંદન જ્ઞાનીમાં શ્રેષ્ઠ જ્ઞાની હતો તેનું આ વચન છે એમ મને લાગે છે, તો હવે હું એને શું મો બતાવું ?--૧૨-૧૩

આ મંત્રીરાજ મારો પિતા છે, ને આ વિપ્ર મારો પિતામહ છે, કેમ કે એ બે મારા રાજ્યની રક્ષાને લીધે મારા પૂર્વજ છે--૧૪

કનાતને આઘી કરીને ઉત્તમ રાજા શ્રીનંદે ક્ષમા યાચતે યાચતે શારદાનંદનને દંડવત્ પ્રણામ કર્યો--૧૫

નંદરાજાએ આનંદ પામી મંત્રીની બહુ સ્તુતિ કરી કે મને હત્યા લાગતાં તમે અટકાવી અને પુત્રના પ્રાણ પણ તમે ઉગાર્યા-- ૧૬

રાજાએ અર્ધ રાજ્ય શારદાનંદનને આપ્યું ને શારદાનંદને તે મંત્રીપુત્રીને આપ્યું, અને મંત્રીએ પોતાની પુત્રી તુરતજ મહામહોત્સવ સમેત નૃપકુમારને પરણાવી, ને આ બધા ઉપરથી નંદરાજાની કથા લોકમાં પ્રવર્તી- ૧૭-૧૮

માટે હે રાજા વિક્રમાદિત્ય! શુભસંગ્રહ કરવો, જેવો કે નંદરાજાએ બહુશ્રુત મંત્રી સંગૃહ્યો હતો-- ૧૯

એ કથાને યથાર્થ સાંભળીને વિક્રમાર્ક ભૂપે તેને હર્ષ પામી એક કોટિ દીનાર આપ્યા-- ૨૦

કોઇ દુઃખાર્ત્ત દર્શન માટે આવે તો એક હજાર, ને આવીને કાંઇ સારૂ બોલે તો દશ હજાર, અને સુંદર વાણી વિસ્તારે તેને લક્ષ, ને જે મહા-

કવિ હોય તેને કોટિ, એ પ્રમાણે નિષ્ક કોશાધીશે આપવા એમ વિક્રમ-રાજાએ પોતાના ઔદાર્યનો નિયમ કરી રાખ્યો--૨૧

દર્શનથી સહસ્ર, આલાપથી દશ સહસ્ર, હાસ્ય કરાવતાં લક્ષ, ને પરિતોષ પમાડતાં કોટિ, વિક્રમ આપે છે -૨૨

આવી આજ્ઞા કોશાધીશને આપી મૂકી અને કહ્યું કે તારે આ પ્રમાણે લક્ષ રાખી કર્યા જવું એમાં મને કદાપિ પૂછવું નહિ--૨૩

એ પ્રકારે હે ભોજરાજા ! વિક્રમાદિત્ય ભૂપતિનું ઔદાર્ય અને સહજ સત્ત્વતે મેં તમને કહી બતાવ્યુ -- ૨૪

એના કરતાં અધિક દાન કરો, કે કાંઇક ન્યૂન, અથવા તેની સમાન કરો તો વિક્રમના સરખું ઔદાર્ય કહેવાય અને આ આસને બેસાય, નહિ તો નહિ --૨૫

આવી શ્રવણ ને અમૃતરૂપ કથા સાંભળી રાજાને મનમાં બહુ ચમત્કાર લાગ્યો, અને એમ થયું કે આવા મહાવિક્રમાર્ક ભૂપતિ બરાબર આ કલિયુગને વિષે હું શી રીતે થાઉં?--૨૬

જયા પૂતળીએ કહેલી આ કથા સાંભળીને ભોજ રાજેંદ્ર તે દિવસે તો સભામાંથી સપરિવાર ઉઠી ઉભો થયો --૨૭

વિક્રમાદિત્ય ભૂપતિની આ શ્રીરામચંદ્રપ્રયુક્ત પ્રથમ કથા, સિંહાસન પ્રબંધમાં પૂર્ણ થઇ--૨૮

## ઇતિ સિંહાસન બત્રીશીની પ્રથમકથા સંપૂર્ણ.

બીજે દિવસે કાર્યનો મર્મ જાણનાર ભોજરાજા રાજ્યાભિષેકયોગ્ય ઉત્તમ સામગ્રી કરાવી, પોતે ક્રૂર કર્મથી દૂર રહી, મણિ, અંજન, ઔષધ, મંત્ર, ઇત્યાદિથી ઉત્તમ રક્ષા બંધાવી, સર્વ સભાસદોને લઇ, સ્વશક્તિ અનુસાર-રાજ્યાધિષ્ઠાત્રી દેવતાની પૂજા કરી, સારા મુહૂર્તમાં, સ્થિર લગ્નમાં, ચંદ્રગુરુ અને રવિ શુભ હતા તે યોગમાં, રાહુ છઠ્ઠો હતો, શનિ લગ્ને હતો, અષ્ટમસ્થાનમાં કોઈ ગ્રહ ન હતો, લગ્નાધીશ, ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હતી, અને લગ્નેશ ક્રૂરગ્રહ વર્જિત હતો તેવામાં, બત્રીશ રાજ યોગવાળા યુક્ત-

લગ્ને, યુક્તદિવસે, યુક્તક્ષણે, વરસ્ત્રીથી વધાવાને વધાવાતે, સભામાં આવ્યો—૧—૨—૩—૪—૫

તગર, અગર, કર્પૂર, કસ્તૂરી, શિલારસ, ઇત્યાદિ મિશ્રિત ધૂપ રાજાએ કરાવ્યો—૬

ઉત્તમ સુગંધવાળા જલથી બધી પૂતળીઓને નવરાવી અને નાના દેશથી આણેલાં વિચિત્ર વસ્ત્રથી તેમનાં દીલ લોયાં—૭

શીતલ અને સુગંધીમય એવાં ચંદનથી તેમને લેપ કર્યો અને ચંપક, અશોક, જુઇ વગેરે પુષ્પ તેમને ચઢાવ્યાં—૮

બત્રીશ થાળ અને વાટકામાં નૈવેદ્ય, જલ, ફલ સમેત ભક્તિપૂર્વક મૂક્યું—૯

એમ માનપૂર્વક પૂજા કરીને બત્રીશે દેવતાને જુદા જુદા પ્રણામ કર્યા, અને સ્તુતિપાઠ, હાથ જોડીને, રાજા કરવા લાગ્યો—૧૦

ઇંદ્રને માન આપનાર તમને નમસ્કાર, ઉત્તમ આસનની રક્ષા કરતાં તમને નમસ્કાર, દેવલોકનાં આભૂષણ તમને નમસ્કાર, મને વાંછિત ફલ આપનાર એવાં તમને નમસ્કાર—૧૧

આવી યથાયોગ્ય સ્તુતિ કરીને ભોજરાજા સિંહાસને બેસવા માટે જેવો પ્રાસે આવ્યો કે બીજી પૂતળી વિજયા નામની બોલી ઉઠી કે હે નૃપ! આ આસને તમારે બેસવું નહિ—૧૨-૧૩

તે દેવતાના પ્રસાદથી મનુષ્યભાષામાં યથાર્થ વાર્તા ત્રણે લોકને આનંદ આપવાવાળી કેહેવા લાગી—૧૪

જ્યારે તમે શ્રીવિક્રમાદિત્યના જેવા થશો ત્યારે આ પવિત્ર સિંહાસનને તમે યોગ્ય થશો—૧૫

'તે સાંભળી ભોજરાજાએ વિજયાને કહ્યું કે નમન, પ્રાર્થના, મહાભક્તિ એનાથી સર્વે દેવતા પ્રસન્ન થાયછે—૧૬

તો તમે શા માટે પ્રસન્ન થતાં નથી? માન છે તેજ મહાપુરુષોનું ધન છે, અને દેવતાઓ એક પુષ્પના અર્પવાથી પણ મ્હોટું રાજ્ય આપી દેછે—૧૭

અથવા કેવલ ભાવરૂપ ભક્તિથી શ્રી જિનદેવ છેક સ્વર્ગ મુક્તિ પર્યંત પણ આપી દેછે, તો તમે આવા કઠોર હૃદયવાળાં થઈ મારા ઉપર કેમ કૃપા કરતાં નથી-૧૮

આ પ્રમાણે વચન સાંભળીને વિજયા બોલી કે ભોજરાજ! સાંભળો, ભાવથી તો સર્વે દેવતા પ્રસન્ન થાયછેજ, પણ અભિમાનથી થતા નથી-૧૯

ચોર, સ્ત્રીથીજ જીવનારા, વિપ્ર, શ્વાન, કુસેવક, કુશિષ્ય, નઠારી સ્ત્રીઓ, કૃતઘ્ન, પરવંચક, લાંચ લેનાર, તલરક્ષક, કુમિત્ર, કૂટ બોલનારા, સ્વકાર્યસાધક, સ્વામિદ્રોહ કરનારા, કુમંત્રી, એ સર્વ જેવાં છે તેવાં, હે ભોજરાજ! અમે સ્વામિવંચક નથી, અમે તો શ્રી વિક્રમાર્ક ભૂપાલના ગુણમાત્રનુંજ કીર્તન કરનાર છીએ-૨૦-૨૧-૨૨

બલિ, પૂજા, ઉપહાર, માયાવચન, એ સર્વથી કે કશાથી અમે વિક્રમાર્કના ગુણોત્કર્ષને તજીએ તેમ નથી-૨૩

ગુણજ્ઞ એવા સ્વામીને તજી જે અધમ સેવકો અગુણજ્ઞનો આશ્રય કરે છે તેમનું સાતે સૂત્રમાં કહી પણ સ્થાન કહ્યું નથી-૨૪

વિક્રમાદિત્ય રાજા જે ઔદાર્યગુણનો ભંડાર હતો, અને જેણે આખા ભૂમંડલનું દારિદ્રય ફેડયું તેની વાત ક્યાં!-૨૫

તેનાં સૌભાગ્ય, ઔદાર્ય, દાન, શાંતિ, પરાક્રમ, ગાંભીર્ય, સાહસ, એ તેનાં તે તેનાંજ, બીજામાં તેવાં હોઈ શકે નહિ-૨૬

ત્યારે ભોજરાજે જયકારિણી એવી જયાને કહ્યું કે એવા શ્રી વિક્રમભૂપાલનું ઔદાર્ય કેવું હતું?-૨૭

તેનું વર્ણન તમે કરો, કેમ કે મને તે સાંભળવાનું કૌતુક છે. એવું સાંભળી પૂતળીએ ભોજરાજાને કહેવા માંડયું-૨૮

હે ભોજ મહારાજા! સાંભળો. શ્રી વિક્રમનું ચરિત્ર અતિ અદ્ભુત છે, જે કાને પડતાં ત્રણે લોક માથું હલાવે છે-૨૯

કહ્યું છે કે દેવીના આગળ સો વર્ષથી કોઈ યજ્ઞ હોમ્યાં કરતો હતો છતાં દેવી પ્રસન્ન થતી ન હતી, તેની વિનતિ સાંભળતાં રાજાને એવી

કૃપા થઈ આવી કે ત્યાં જઇ પોતાનું મસ્તક હોમવા તૈયાર થયા, પણ દેવીએ વાર્યા ને વર માગવા કહ્યું તો તે વર પણ પેલાનેજ અપાવ્યો--૩૦

ઉજ્જયિની નામની મહાપુરીમાં ઇંદ્રસમાન વિશ્વવિખ્યાત રાજેશ્વર શ્રી વિક્રમાદિત્ય રાજ્ય કરતો હતો–૩૧

એક દિવસ તે ભૂપાલે વિદ્વાનોની સભામાં વિદ્વાન્‌ને મોઢે નીતિગર્ભિત આવો શ્લોક સાંભળ્યો–૩૨

ગાયો ગંધથી જુવે છે, જ્ઞાનીઓ જ્ઞાનથી જુવે છે, રાજાઓ ચારથી જુવે છે, ને બીજા લોક તો માત્ર આંખેજ જુવે છે-૩૩

એ શ્લોક સાંભળીને રાજાએ, પૃથ્વી ઉપરનાં મહાશ્ચર્ય સર્વત્ર જોઇ લાવવા માટે ચાર મોકલ્યા -૩૪

તે નિત્યે દેશ દેશ ભમવા લાગ્યા, ચારે દિશાએ, વિદિશાઓમાં, નદી, તીર્થ, પર્વતાદિ, સર્વસ્થાનોમાં ફરવા લાગ્યા–૩૫

દીસઇ વિવહ ચરીઅં જાણીજ્જઈ સુજણ દુજ્જણ વિસેસો,
અપ્પાણ ચ કલિજ્જઇ હિડિજ્જઇ તેણ પુહવિએ–૩૬

તેમનામાં એક સુભદ્ર નામે ઘણો વિદ્વાન્ હતો તે ૭ માસ સુધી એ પ્રમાણે ફરીને પાછો આવ્યો–૩૭

નમસ્કાર કરનારને વત્સલ એવા રાજાને સભામાં જઇ તે નમ્યો, તે વખતે રાજાએ પોતાના સેવકને કુશલસમાચાર પૂછ્યા–૩૮

તમે કીયા કીયા દેશ જોયા? કીયાં તીર્થ જોયાં? કીયા પર્વત જોયા?, અને એમ ફરતાં શુ આશ્ચર્ય કયાં દીઠું?–૩૯

ત્યારે સર્વતોભદ્રે કહ્યુ કે હું ફરતો ફરતો કર્ણાટમાં ગયો તો ત્યાં જે લોક મેં દીઠા તેમના કાન બહુ વિંધેલા જણાયા–૪૦

તે લોક બને કાનને ઉંચા કરીને રાતે સુવે છે, ને દિવસે દોરાથી મેળવીને મસ્તક ઉપર નાખે છે–૪૧

ત્યાંથી ગંગા અને સાગરના સમીપે ઘણાંક તીર્થ અને તેમાં પણ શુકલતીર્થ મે જોયું તો તે તો ઘણું આશ્ચર્યકારક જણાયું–૪૨

તે તીર્થના જલમાં સારામાં સારૂ, ગળીએલ વસ્ત્ર બોળતાં તુરત શુદ્ધ શ્વેત થાય છે એ મહા આશ્ચર્ય છે—૪૩

ત્યાંથી સુરાગિરિરત્નનિષ્પન્ન, નિરાલંબ, અને નિરાશ્રય એવા શ્રી પાર્શ્વનાથનાં દર્શન કરવા માટે અંતરિક્ષ ગયો—૪૪

ત્યાં પદ્માસનસ્થ શ્રી પાર્શ્વનાથ તરફ પાણીઆરીઓ નીચેથી ભરેલા ઘડા લઇને જાય છે એમાં સંશય નથી—૪૫

ત્યાંથી ગજ અને વાહનથી પૂજિત જે ગજપદતીર્થ ત્યાં ગયો, જે ત્રણે ભુવનમાં કલિકુંડ એ નામથી વિખ્યાત છે—૪૬

જેની અર્ચા ગજેંદ્રે પોતાના મિત્ર જાણી કલિકુંડતીર્થમાં વન કમલોથી કરી એવા તપોનિધિ શ્રી પાર્શ્વનાથ જે એ તીર્થના નાથ છે તે વાંછિતાર્થ પૂરો—૪૭

ત્યાંથી શત્રુંજય તીર્થ જે સુખ આપનાર અને મુક્તિદાયક છે ત્યાં ગયો, એ અનંત સિદ્ધોનું પરમ સ્થાન છે એમ પ્રસિદ્ધ છે—૪૮

અતિ અલૌકિક અને ઉંચામાં ઉંચો આ પર્વત છે, જેના ઉપર વસતા યતિઓ સુખે મુક્તિને હાથથીજ લઈ લે છે—૪૯

ત્યાં કામધેનુ સમાન એક ક્ષીરિણી વૃક્ષ છે જે તીર્થયાત્રાએ આવતા લોકો ઉપર ક્ષીરની વૃષ્ટિ કરે છે—૫૦

પ્રાસાદને પાછલે ભાગે મહાશ્ચર્યકારી એવું ઉદચકા નામનું કાલોદંચક જેવું પાણીનું સ્થાન છે—૫૧

પાણી કરકમાત્ર, નિર્જીવ, નિર્મલ, છે અને લાખો ઘડા ભરી લેવાય તોપણ વધતું ઘટતુ નથી—૫૨

તત્ત્વજ્ઞો એમ કહે છે કે કોઇ વખત કોઇ ધર્મઘોષ નામના, પોતાના પરિવાર સમેત અત્ર આવ્યા હતા—૫૩

શિષ્ય સમેત તે વનમાં શરીર ચિંતાર્થે ગયા હતા ત્યાં શિષ્યે પાણીનો પડીયો જમીનપર મૂકીને વનપ્રદેશ જેવામાં જીવ ઘાલ્યો—૫૪

સાગ। વૃક્ષ ઉપરથી ઉડીને એક કાગડે પડીયો ઢોળી નાખ્યો તેથી પાણી શિલામાં, નીચા સ્થાનને લીધે, જઇને ઠર્યું—૫૫

ગુરૂએ શિષ્યનું આ કામ જોઈ મનમાં રોષ કર્યો કે પાણી સુકાઈ જશે ત્યારે આ કામે બહુ જીવની હાનિ થશે—૮૭

ગુરૂનું વચન સાંભળીને તે વખતે શિષ્યે શાપ દીધો કે જો મારૂં તપ નિર્મળ હોય તો આમાંથી પાણી ખૂટશો નહિ—૮૮

આ તીર્થમાં આગંતુક અને જળમાં કાળંદ એ કદાપિ થશે નહિ. તે પ્રકારે એ સ્થાનનું પાણી અદ્યાપિ જોવાને તેવું આજે પણ છે—૮૯

ગજ ઉપર પુષ્પમાળાયુક્ત એક મહા દેવતા છે ત્યાં તે સ્થાનિક જગત્‌ને આશ્ચર્ય પમાડનારૂં મહા દિવ્ય ધામ છે—૯૦

જે સત્યવાદી હોય, પરદારપરાઙ્‌મુખ હોય, દુષ્કર્મનિર્મુક્ત હોય, પરદ્રવ્યને ન હરનાર હોય, તે નિર્ભય થઈ દરિતનિમિની વચમાં જઈ શકે છે. બાકી પાપકારક પાપાત્મા તો વચમાંજ મરી જાય છે—૯૧-૯૨

શત્રુંજય તીર્થને નમન કરીને હું દેવપત્તન જ્યાં ચંદ્રપ્રભાસ નામનું ત્રિભુવનવિખ્યાત ક્ષેત્ર છે ત્યાં ગયો—૯૨

ત્યાં તેત્રીશ કોટિ દેવ નિરંતર વાસો વસે છે, સોમેશ્વર મહાદેવ વિદ્યમાન છે અને સરસ્વતી અને જળનિધિનો ત્યાં સંગમ છે—૯૩

વળી ચંદ્રકાંતની બનાવેલી એવી ચંદ્રપ્રભ જિનેંદ્રની ત્યાં પ્રતિમા છે જે વિપદ્દય વિનાશિની છે, તેની પૂજા મેં ભક્તિપૂર્વક કરી—૯૪

તેના સ્નાનના જળથી સ્થાવર અને જંગમ દરેક જાતનું વિષ, સૂર્યોદયથી અંધકારની પેઠે, તુરત નાશ પામે છે—૯૫

ત્યાંનાં તીર્થમાત્રને નમસ્કાર કરીને હું મંગલપુર કે જ્યાં શ્રી પાર્શ્વનાથનો પર્વતતુલ્ય પ્રાસાદ છે ત્યાં ગયો—૯૬

નવપલ્લવ દેવની, ત્યાં પાપનાશિની પ્રતિમા છે જે અતિ તેજોમય છે, અને પોતાના ઉત્તમ પ્રભાવે કરીને સંસારના ભયનો નાશ કરવાવાળી છે—૯૭

તેની મેં પરમાનંદથી પૂજા કરી ને ત્યાંના અર્ચકને પૂછ્યું કે આ નવપલ્લવ કેમ છે?—૯૮

તેણે કહ્યું સદ્ધર્મ નામનો શ્રાવકશ્રેષ્ઠ, હે પાંથ! અત્રનોજ રહેનાર જિનપૂજામાં ઘણો તત્પર હતો, તે એક દિવસ સ્નાન કરાવતો હતો તેવામાં તેના હાથમાંથી કલશ ખશી પડયો, ને જિનેશના અંગુઠા ઉપર પડયો જેથી તુરત અંગુઠો ભાગી ગયો–૬૯–૭૦

ત્યારે સુધર્મે વિચાર્યુ કે હું કેવો પાપી છું કે મેં જગદીશ્વરનું બિંબ ખંડિત અને અપૂજ્ય કર્યું–૭૧

જ્યાં સુધી મને પાપનું સ્મરણ રહે ત્યાં સુધી મારે આહાર કરવો નહિ એમ આગ્રહ લેઇને તે હઠ કરી બેઠો–૭૨

ધરણેંદ્ર એવા સુરેશ્વર તેની ભાવભક્તિથી પ્રસન્ન થઇને પ્રત્યક્ષ થયા અને બોલ્યા કે હુ તારા ભાવથી, સત્વથી, તપથી, પ્રસન્ન છું, તું પારણું કર, બિંબને અંગુષ્ઠ આવશે–૭૩–૭૪

સ્નાન કરાવી ઘણાંક પુષ્પાદિથી પૂજા કરી દીપ ધરીને દ્વાર બંધ કરજે–૭૫

અને હે ભાગ્યશાલી! ઉત્સવપૂર્વક સંઘને લઇને સવારે બારણાં ઉઘાડવા આવજે–૭૬

સદ્ધર્મે તે પ્રમાણે કર્યું તો જિનેન્દ્ર કદલીના અંકુરની પેઠે પૃથ્વીમાંથીજ નવપલ્લવ થઈ રહ્યા–૭૭

એવા આશ્ચર્યકારક તીર્થને નમસ્કાર કરીને હું રૈવતાચલ ગયો અને યાદવોના અધીશ્વર એવા શ્રી નેમિનાથને નમ્યો–૭૮

વજ્રરત્નમય, શ્યામ, શાશ્વત, સર્વકામપ્રદ, મહાપ્રભાવસંયુક્ત અને મંદિરના ઉમરા ઉપર રહેલા એવા તેમને મેં નમન કર્યું–૭૯

ત્યાં જિનાધીશનો એક ગોષ્ઠિક જે સુંદર ભાષણ કરવાવાળો હતો તેને પૂછયું કે શ્રી નેમિનાથનું મંદિર વિપરીત કેમ છે?–૮૦

તેણે કહ્યું કે પાંથ, સાંભળ જ્યાં શ્રીનેમિનાથનાં ત્રણ કલ્યાણિક થયાં છે એવું રૈવતાચલ તીર્થ વિખ્યાત છે–૮૧

તે ત્રણ તે દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ, જે આખા જગત્‌ને આશ્ચર્ય કરનાવાળાં છે, ને જેમને લીધેજ આ તીર્થ શત્રુંજયકરતાં ચતુર્ગુણ છે–૮૨

નિખ્ખમણુ નાણુનિધાણુ નિવ્વાણુ જમ્મભુમી ઉવંદઇ જિણાણુ
નઇ વસઈ સાહુજણુ વિરહીયંમિ દેસે બહુ ગુણેવિ-૮૩

એક શત્રુંજય શૃંગ છે, તે ત્રણ કલ્યાણોદ્‌ભવ છે; માટે આ તીર્થ ચતુર્ગુણ છે-૮૪

જ્યાં જિનનાં જન્મ નિષ્ક્રમણ હોય, જ્ઞાન હોય કે નિર્વાણ હોય, અથવા જે જિનપાદથી સંસ્પૃષ્ટ પણ હોય, તેજ તીર્થ એમ બુધલોક કહેછે-૮૫

જીવિત સ્વામીને પૂજવા માટે આ સ્થાનમાં તે મહાસમૃદ્ધિવાળાએ નેમિનાથની શંકુગર્ભિત પ્રતિમા બેસારી-૮૬

જલથી સ્નાન કરાવતા એવા શ્રાવકાગ્રરત્નથી સ્વામીનું બિંબ ગળી ગયું--જે ભાવિ છે તે અન્યથા થતું નથી!-૮૭

અતિ ધાર્મિક એવો રત્ન, તીર્થવિધ્વંસનું પાપ લાગ્યું જાણી, અતિ શાંત ચિત્ત રાખી, ઉપવાસથી પોતાનો દેહ શોષવા લાગ્યો-- ૮૮

રૈવતાચલની અધિષ્ઠાત્રી, શ્રી નેમિનાથના વિઘ્નને હરનારી, એવી અંબિકા બેમાસ પછી, તપના પ્રભાવે પ્રસન્ન થઇ બોલી-- ૮૯

હે રત્ન! તેં મારા ઉપર શામાટે તપ માંડ્યું છે? ઉઠ, મારૂં વચન માન, અને ભોજન કર--૯૦

અંબિકાનું આવું વચન સાંભળીને તે ધાર્મિકોત્તમ નમસ્કાર કરી બોલ્યો કે હે માતા હું તપમાં કાંઈ જાણતો નથી, હું બ્રાહ્મણ કુલનો નથી, હું પાપી છુ, મહા ઘોર કર્મનો કર્તા છું, ઉત્તમ તીર્થનો ધ્વંસ કરનાર છું, હું જીવતાંજ મુવેલો છું, હું શું કરૂં, મારૂં મો શી રીતે બતાવી શકુ?--૯૨.

અંબિકાએ કહ્યું કે, હે વત્સ? તારા સાહસથી હું પ્રસન્ન થઇ છું, તું તારૂં કાર્ય ઝટ કરી લે, અને જે ઇચ્છા હોય તે વર માગ--૯૩

જે સ્રીકોટિમાં હોઇ દ્વિજપતિની દયિતા હતી, જેણે અપમાન પામતાં સર્વનો ત્યાગ કરી નેમિધ્યાનનો આદર કર્યો, તે રૈવતાચલ ઉપરની પરમ દેવતા વ્યાઘ્રપાશ અંકુશ આદિ સમેત, સિંહયાના તમારૂં રક્ષણ કરો--૯૪

હું આપની સમક્ષજ તીર્થોદ્ધાર કરીશ, માટે મને સર્વ લક્ષણસંપૂર્ણ એવી પ્રતિમા આપો --૯૫

એવું તેનું વચન સાંભળી પ્રસન્ન થઇ રત્નને પોતાના કરકમલે ઝાલીને અંબિકા તુરત વ્યોમમાર્ગે સુવર્ણ બલાનકમાં ગઇ--૯૬

સુવર્ણ, વજ્ર, અને માણિક્ય એ ત્રણેની ચોવીશે અર્હત્‌ની, ભૂત ભવિષ્ય ને વર્તમાન એમ ત્રણે પ્રકારની પ્રતિમા, જે ચક્રવર્તી શ્રી યુગાદિ-પુત્રે કરેલી, તે સર્વે બહોતર અર્ચાને રત્ને ભાવ પૂર્વક વંદના કરી -૯૭-૯૮

કદાપિ લોભી લોક અજ્ઞાનથી મણિ અને રત્નની પ્રતિમાનો નાશ કરે, એવી શંકા પડવાથી વિચાર કરીને રત્ને શ્રીનેમિનાથની વજ્ર રત્નથી બનેલી જે જગત્‌માં બહુ મૂલ્યવાળી ગણાય તે પ્રતિમા લીધી--૯૯-૧૦૦

અંબિકાએ કહ્યું કે જો રત્ન! કુમારને કાચે તાંતણે બાંધ ને આગળ થઇ જ્યાં એમને લઈ જવા હોય ત્યાં ચાલવા માંડ--૧

જો દૈવયોગે કદાચિત્ પાછુવાળીને જોઇશ, તો જ્યાં હશે ત્યાંની ત્યાં પ્રતિમા અટકી જશે એમાં ફેર નહિ પડે--૨

બહુ સંભાળ રાખી રત્ન માર્ગે જિનનું સ્મરણ કરતો ચાલ્યો, ને ચાલતાં ક્ષણમાત્ર પાપ નિવારક એવા જિનમંદિર આગળ આવ્યો--૩

જેવી મૂર્તિ ઉમરા આગળ આવી કે રત્ને પાછું વાળી જોયું કે, સ્વામીનાથ આ ઉંચા ઉમરા ઉપર શી રીતે ચઢશે!--૪

જગત્પતિની પ્રતિમા તો એમ થતાં ત્યાંજ અટકી, અને મેરુની પેઠે નિશ્ચલ થઈ હલાવી હાલે નહિ--૫

ત્યારે એ બિંબને ત્યાંજ સ્થાપન કરી, રૈવતાચલ ઉપર સંઘે જિન-મંદિરને ઉલટાવી નાખ્યું--૬

શ્વાસઘાતથી જે ઉખડ્યા નહિ, શીતલ નદીના પૂરથી લોપાયા નહિ, કામાગ્નિથી પ્રજળ્યા નહિ, યૌવનના પ્રતાપથી વિદલિત થયા નહિ, વાક્ શસ્ત્રરૂપ લાવણ્યવિદ્યુત્‌થી પણ જે ભેદ પામ્યા નહિ, રાજેમતિથી વિક્ષિપ્ત થયા નહિ, એવા શ્રી નેમિનાથ ચિત્તરૂપી વનમાંહેલા શમ તરુને અક્ષત રાખો--૭

જેના વામબાહુદંડે વિશ્વશક્તિથકી વળગેલા કેશરીને વૃક્ષશાખાને વળગેલા વાનરબાલની પેઠે નચવ્યો તે નેમિનાથ તમારી વૃદ્ધિ કરો--૮

જેમના વામાંગે બાહુદંડને વળગેલા મહાસિંહને પોતાના ભુજબલની અગાધ શક્તિથી એવો કરી નાખ્યો કે, તે થથરવા લાગ્યો, એટલે તેને જેમણે વાનરાનું બચ્ચું ઝાડને ડાળે લટકે તેમ લટકાવ્યો, ને આમ અનેકવાર જેણે કૌતુક કર્યાં એવા શ્રી નેમિનાથ આપને કલ્યાણકારી થાઓ--૯

પૃથ્વીનો ભાર અંગે લાગવાથી ત્રાડતા આદિવરાહનો શું એ ઘોર છે! કે સુવર્ણગિરિ (મેરુ) ના નમવાથી પીડાતા દિગ્ગજનો ધ્વનિ છે! કે કલ્પાંતે ક્ષોભ પામેલા મહા સમુદ્રનો ઘરઘડાટ છે? કે સ્વર્ગઘંટાનો નાદ છે! એમ જેને માટે વિવિધ વિતર્ક થાય છે એવો શ્રી નેમિનાથના શંખનો ધ્વનિ આપને કલ્યાણ આપો--૧૦

રાયમઇ રાયમઇ રાયમઇ જણ પરિયત્તા
ધણુવન્નો ધણુવન્નો ધણુવન્નો સૌજયુ નેમી--૧૧

તે પર્વત ઉપર આવા શ્રી જિનેશ્વરને નમન કરીને ગજેંદ્રપદકુંડને હું જોતો હવો--૧૨

ત્યાં હે પ્રભુ! આકાશગંગાનો પ્રકટ સ્રોત છે, ને સર્વપાપને નિવારણ કરનાર જલ ક્ષીર જેવું શ્વેત છે--૧૩

નમસ્કાર સમાન મંત્ર, શત્રુંજય સમાન ગિરિ, અને ગજેંદ્રપદનું નીર, એટલાં ત્રિભુવનમાં અદ્વિતીયજ છે--૧૪

સ્વર્ગ સમાન સૌરાષ્ટ્ર દેશમાં હે ભૂપ! અનેક તીર્થ છે, તે સર્વ મેં જોયાં--૧૫

ત્યાંથી વળતાં જાહરનામના ઉત્તમ પુરમાં આવ્યો ને ત્યાં વાલુકાની પ્રતિમાને મેં, હે સ્વામી! નમસ્કાર કર્યો--૧૬

વેલાતટે નવખંડ એવા જિનપાર્શ્વનાથને નમન કર્યું અને ત્યાંથી મેદપાટના ભૂષણ રૂપ નાગહ્રદ એવું જે તીર્થ છે ત્યાં આવ્યો--૧૭

ત્યાં મેં મહા આશ્ચર્યે દીઠું કે, મેરુ સમાન એક મંદિરમાં અક્ષ્ણ પાર્શ્વનાથ છે--૧૮

મૂલ નાયકના સ્થાન આગળ ભક્તિ નિર્ભરથકી વરાશપ્રાપ્તિભૂપતિ થકી ગોદુગ્ધ ઝર્યાંજ જાય છે--૧૯

ત્યાં સુધી શ્રી પાર્શ્વનાથની ફણાથી શોભીતી નીલરત્નછવિવાળી પ્રતિમાનાં દર્શન થાય છે, ને પછી કશું જણાતું નથી--૨૦

જેને શલાટોના ટાંકણાએ ઘડયા નથી, જે ખાણમાંથી થયા નથી, જેમની કોઇએ પ્રતિષ્ઠા કરી નથી, એવા હૃદાધિવાસી નિરંજન નામના જિન આપનાં વાંછિત પૂર્ણ કરો--૨૧

અગ્નિ નહિ, શેષ નહિ, વિષમ વિષ નહિ, શાકિની ચંડી કાંઈ નહિ, ।.।।।--૨૨

મહેશની પ્રતિમાવાળું એકલિંગ નામનું તીર્થ જોઇને હું આશ્ચર્યકારક એવા સીતારામક ગામમાં ગયો--૨૩

ત્યાં પ્રકટ દિવ્ય કરાવવાવાળો સીતાનો કુંડ છે; જેમાંથી કોટિ ઘડા ભરી જવા છતાં પણ જલ ખૂટતું નથી--૨૪

ભાવનાદાન ક્ષણિક છે તપ પણ કાંઇ નિયત રહેતું નથી, પણ જીવને જીવતા સુધી શીલ પાલવું એજ દુષ્કર છે--૨૫

દુરપવાદની ભીતિથી સીતાએ પોતાના શરીરને અગ્નિમાં હોમ્યું, તો તેજ વખતે અગ્નિ જે જલ રૂપ થઈ ગયો એજ ખરા શીલનો મહિમા પ્રસિદ્ધ જાણવો--૨૬

તે ગામથી હે રાજન્! હું ચિત્રકૂટ પર્વત ઉપર ગયો, તો ત્યાં ચિત્રાગારપુર, વિશાલ અને શાલા સંયુક્ત, અસંખ્ય જિનાલય સમેત, અને શિવાલય, તથા ગણતાં પાર પણ ન આવે એટલાં વિષ્ણુ બ્રહ્માદિ દેવનાં દેવલ સમેત, તથા વાવ કૂવા, તળાવ, મઠ, આશ્રમ, નદી, પરવો, વન, કુંડ, એ આદિ જ્યાં અસખ્ય આવેલાં છે, એવું જોયું--૨૭-૨૮-૨૯

---

૧. આશ્લોક આટલોજ મૂલમાં છે, ઉત્તરાર્ધ નથી.

પૃથ્વીનું આ ચિત્રકૂટ તે એક લોચન છે; માટે બીજું લોચન પ્રાપ્ત કરવાને પૃથ્વી તપ તપે છે-૩૦

ત્રાંબુ, રૂપું, સોનું, કલાઇ, સીસું, લોઢું આદિ ધાતુની ત્યાં ખાણો પણ આવી રહેલી છે-૩૧

સર્વપાપને હરનારી સુવર્ણકાન્તા નામની નદી ત્યાં આવેલી છે, ને તેની ડાબી બાજુએ રામે કરાવેલું ચૈત્ય શોભી રહેલું છે-૩૨

તેના આગળ ઉત્તમ કુંડ ટાઢાને ઉના પાણીના આવી રહેલા છે. જેમાં શીત જલ તે હિમ જેવું શીત છે, ને ઉષ્ણ તે ઉના કલાઇના રસ જેવું સસડે છે--૩૩

તેની આગળ વજ્રાકાર બે દ્વાર છે, એ કુંડનું જલ જનોને મહા આશ્ચર્ય પેદા કરે છે--૩૪

એક કુંડમાં ગળી જેવા રંગનું જલ છે, બીજામાં દૂધ જેવું છે, ને તેની આસપાસ ચારે દિશાએ બબે યોજનનુ વન આવી રહેલું છે -૩૫

ત્યાં કાલમેઘ નામનો ક્ષેત્રપાલ રક્ષક છે, ને એ કુંડ સીતારામકુંડ એ નામે પ્રસિદ્ધ છે--૩૬

તેનો પ્રભાવ એવો છે કે, જે પુરુષ શીલવાન્, ઉભયકુલવિશુદ્ધ, પરદ્રવ્યપરાઙ્મુખ, એવો હોય, તે જો કુંડમાં પેસે ને કૃષ્ણ જલથી સ્નાન કરે તો તે જલ એકદમ દૂધ જેવું થઇ જાય, ને પેલો પુરુષ સર્વ વ્યાધિથી મુક્ત થઇ દિવ્યદેહવાળો બની રહે -૩૭-૩૮-૩૯

- પછી જો પેલા કલાઈના રસ જેવા જલના કુંડમાં નહાય તો શરીર તુરત ચંદન રૂપ થઇ રહે,--૪૦

અને એક એક યોજન સુધી તેના દેહનો ગંધ વ્યાપે; આવો એ કુંડનો મહા આશ્ચર્યકારક મહિમા છે--૪૧

નિર્મલ એવા શીતલ કુંડમાં જો કોઇ સ્નાન કરે તો તેનું રૂપ ઇંદ્રનાથી પણ અધિક પ્રભાવાળું થાય--૪૨

કોઇ માયાવી બહારનોજ ડોળ રાખવાનું પાખંડ કરનારો તો ત્યાં

કદાપિ પેસવાજ પામતો નથી, ઘણાંક તપ અને કષ્ટ કરે પણ તેનું ત્યાં વળતું નથી–૪૩

પણ કદાચિત્ દૈવયોગે કુડમાં પેશી જાય તો જો નિર્મલ કુંડમાં જાય તો તે જલ શ્યામ થઇ જાય ને શ્યામમાં જાય તો શ્યામ જલ દશગણું શ્યામ-થાય–૪૪

અને જો એવો અધમાધમ પ્રાણી શીતલ કુંડમાં સ્નાન કરે તો તેનું જલ એના ભાગ્યના યોગે તમત્રપુ જેવું થઇ રહે છે–૪૫

તેમછતાં પણ જો તેમાં એવો ધૂર્ત સાહસ કરીને ઝંપલાવે તો ત્યાંજ તેનું મરણ થાય છે, ને તેની ગતિ નરકમાં થાય છે–૪૬

હે મહીશ વિક્રમાદિત્ય! મેં આ વાત નજરે દીઠી છે, સાંભળી છે કે વિચારથી ગોઠવી કાઢી નથી, એટલે કદાપિ અસત્ય હોવાનો સંભવ નથી–૪૭

મહોનુ સુઅ ગાહી માપતીય જેન દિઠ પચ્ચખ્ખં.
પચ્ચ ખ્ખેણ વિદિઠે જુત્તાજુત્તં વિઆરેહિ–૪૮

તેની પાસેના વનમાં વિદ્યાનો સાધક એવો એક ઉત્તમ પુરુષ છે, તે જાપ હોમાદિ કરીને ઘોર તપ તપેછે.–૪૯

તેને એવું કષ્ટ કરતાં સો કરતાં વધારે વર્ષ થઇ ગયાં, તો પણ કુંડની દેવતા તેને પ્રસન્ન થઇ નહિ–૫૦

જ્યારે વનમાં નીકળે ત્યારે તે કશું દેખી શકે નહિ ને કુંડ આગળ બેસે ત્યારે કદાપિ તે મયૂરબંધથી બંધાય–૫૧

કોઇના સમજ્યામાં હતું નહિ પણ પોતાના દુષ્ટ ચિત્તને લીધે તેને ફલ થતું નહતું, તેનાં પૂર્વ કર્મજ તેને ફલતાં હતાં–૫૨

આવું તેનુ વચન સાંભળીને વિક્રમાર્ક ભૂપાલ આ કૌતુક જોવા માટે ચિત્રકૂટ પ્રતિ જવા નીકળ્યો–૫૩

પોતાના પરાક્રમમાત્રને સાથે રાખી એકલોજ હાથમાં ખડ્ગ લઇને

વેગે ચિત્રકૂટ પ્રતિ, પોતાના બલ ઉપર આશ્રય કરનાર સિંહની પેઠે, જઇ પહોચ્યો-૫૪

એકજ સુપુત્રવડે સિંહણ નિર્ભય ઉંઘે છે, અને દશપુત્રવાળી છતાં પણ ગધેડી ભાર વહે છે-૫૫

સીહન સુણઇ ચંદબલ ન જોઇ ધણ રિદ્ધિ
એકલુ ગયઘડ દલઈ જિહિં સાહસ તિહિં સિદ્ધ-૫૬

એક છતાં પણ જે સકલ કાર્ય કરવા સમર્થ છે તે સત્ત્વાધિક હોય તેજ ઘણો છે. ચદ્ર છે તે સર્વ દિશાનાં મુખને પ્રકાસે છે, બાકી તારાના બધા સમૂહથી પણ કાંઈ તેમાંનું થઈ શકતું નથી-૫૭

સાહસપૂર્ણ, સ્વબલાધિષ્ઠિત, શ્રીવિક્રમ એ ઘોર વનમાં ગયો, અને ક્ષેત્રના અધિષ્ઠાતા, એવા મેઘકાલને વિનતિ કરી કે તમારી આજ્ઞા હોય તો હું કુંડમાં સ્નાન કરવા જાઉં. હે મહાત્મા! જે કાંઇ છિદ્ર, ઉપદ્રવ, ઘાત, આદિ હોય તે તમે નિવારણ કરજો-૫૮-૫૯

બન્ને કુંડમાં સ્નાન કરી પ્રભાવ અનુભવીને શ્રી સીતારામનો જે કુંડ ત્યાં સાહસવાન્ ભૂપાલ ગયો--૬૦

તમત્રપુસમાન કુંડમાં ભૂપે સ્નાન કર્યું તો તુરત તે જલ ગાયના દૂધ જેવું થઇ રહ્યું અને સુગંધી તથા ટાઢું શીતલ બની ગયું-૬૧

પછી હિમ જેવું શિતલ જે ઉદક હતું તેમાં રાજાએ પ્રવેશ કર્યો તો તેના પ્રભાવથી પોતે ઇંદ્ર કરતાં પણ અધિક થઇ ગયો-૬૨

શ્રી રામ અને સીતાની મૂર્તિને પ્રણામ કરીને રાજાએ, મઠ આશ્રમ પર્વતાદિથી પરિપૂર્ણ એવા સમીપમાં આવેલા વનને જેવા માંડ્યુ-૬૩

વનમાં વિંધ્યવાસિની દેવીનું સ્થાન જે મહા બીભત્સ અને રૌદ્ર હતું, તેમાં કૌતુકથકી રાજા પેઠો-૬૪

એક પાસે કંકાલ, વેતાલ, ઉત્તાગ્ર ગણ સમેત ઉભો છે, એવી મહારૌદ્ર, બુભુક્ષાથી બેશી ગયેલી કૂખવાળી, મત્રપાનથી ઉન્મત્ત, ક્રૂર, સંહારકારિણી, પુણ્યાત્માના નહિ પણ પાપીઓના પ્રાણની હણનારી, પેલા કુંડની રક્ષા કર-

નારી, લંકેશ્વરના ગોત્રની, વ્યાઘ્ર સિંહાસન વાળી, તિક્ષ્ણ ત્રિશૂલ ધરનારી, એવી માતાને ત્યાં રાજાએ દીઠી—૬૫-૬૬-૬૭

તેને દેખીને રાજા ઉમરા બહારના મંડપમાં ઉભો તો એક પુરુષને એકજ પગે ઉભો રહી કાંઇ સાધન કરતો, નારી રહિત, એકલો, રાગદ્વેષવિવર્જિત, જિતેંદ્રય, મહામૌની, સમાધિસ્થ, એવો દીઠો—૬૮-૬૯

વિક્રમે તેને પૂછ્યું કે, હે પુરુષોત્તમ! તમે કોણ છો! અત્ર તમારે શું કારણ છે? કોણે તમને મોકલ્યા છે?—૭૦

કોને સ્વસ્તિ કહેવા માટે, શા કારણથી આ કષ્ટ કરોછો? અને આ મંદિરમાં ક્યારે શા સંધિથી તમે આવ્યા છો!—૭૧

આવું પૂછતાં તે વિદ્યાસિદ્ધ પરાક્રમી વિક્રમાર્ક પ્રતિ બોલ્યો કે, હું કાશ્મીર દેશનો બ્રાહ્મણ તીર્થયાત્રા કરતો અહીં આવ્યો છું—૭૨

પણ આ વિંધ્યવાસિની દેવી મને તુષ્ટ થતી નથી, અને એમ ધ્યાન કરતાં મને લગભગ સોવર્ષ અત્રને અત્ર થયાં છે—૭૩

આ તીર્થયાત્રા થયા વિના હું શું મો દેખાડું? માટે હવે આજ હું અગ્નિપ્રવેશ કરીને મારો દેહ પાડીશ—૭૪

સ્વજનોએ મને પૂર્વે વાર્યો પણ અહંકાર કરીને હું મૂર્ખ આટલે આવ્યો તે હવે પાછો શી રીતે જાઉં? —૭૫

અનુચિત ફ્લની આકાંક્ષા રાખતાં અધમ પુરુષને વિધિજ નિવારે છે, દ્રાક્ષનો પાક તૈયાર થવા વેલે કાગડાને મુખપાક થાય છે—૭૬

વિઘ્નના ભયથીજ નીચ પુરુષો પ્રારંભ કરતા નથી, પ્રારંભ કરીને વિઘ્ન નડ્યાથી મધ્યમ પુરુષો વિરમે છે, પરંતુ વિઘ્નથકી વારવાર પરાહત થયા છતાં પણ ઉત્તમ પુરુષો પ્રારંભેલું તજતા નથી—૭૭

અભાગીઆનો શિરોમણિ એવો મૂર્ખ, અવિચારથી કામ કરવા જતા સોવર્ષ સૂધી કષ્ટ વેઠીને છેવટ નિષ્ફલ થયો—૭૮

આવું દીનતા ભર્યું બોલવું સાંભળીને વિક્રમ ભૂપાલ તેના દુઃખાર્થ

પોતાના મનમાં દુઃખ ધરવા લાગ્યો અને તેને તીર્થદાન કરવાનો સંકલ્પ કરી બેઠો–૭૯

વિરલા જાણંતિ ગુણા વિરલા પાલંતિ નિદ્ધના નેહા
વિરલા પરકજ્જકરા પરદુઃખી દુઃખીયા વિરલા–૮૦

પ્રાણ તો અવશ્ય જવાનાજ છે, મૃત્યુ મૂકનાર નથી, જેટલો પરોપકાર થયો તેટલુંજ મરણ ન નીપજ્યું, એમ જાણવું–૮૧

પેલા વિદ્યાસાધકનો હાથ ઝાલી સાહસીકશિરોમણિ શ્રીવિક્રમ મંદિરથી બહાર નીકળ્યો–૮૨

જેવો બારણા આગળ આવ્યો તેવુજ બારણું બંધ થઇ ગયું, ને વજ્રની ભીંત જેમ ખડી થઇ હોય તેમ કેમે ઉઘડ્યું નહિ–૮૩

ત્યારે રાજાએ મુક્કી અને લાતો મારી બલાત્કાર કરવા માંડયો તો ત્યાંના અધિષ્ઠાયકે કહ્યું કે, આ વૃથા માથાકૂટ શીદ કરો છો' –૮૪

આ માણસને મૂકીને હે નરોત્તમ! તમે સુખે જાઓ, બાકી એવાને તો આ તીર્થમાં કદાપિ સ્નાન મળવાનું નથી–૮૫

જે કરવા યોગ્ય છે તે કામ, પ્રાણ કંઠે આવ્યા હોય તો પણ કરવું, જે કરવા યોગ્ય નથી તે પ્રાણ કંઠે આવ્યા હોય તો પણ ન કરવું–૮૬

હે ચૈત્યરક્ષક! સાંભળો' આ માણસને કુંડમાં સ્નાન કરાવવું, એમ મેં પ્રતિજ્ઞા કરી છે, એવું પરાક્રમી શ્રીવિક્રમે કહ્યું–૮૭

પ્રાણાંત થાય તો પણ એને સ્નાન કરાવવુ, એમાં ફેર નપડે, ને હે અનઘ! દેવીસમીપે જઇને મારા પ્રાણ તજીશજ–૮૮

રાજ્ય જાઓ, ધન જાઓ, કુટુંબ પણ જાઓ, પણ મેં જે વચન મોઢેથી કહ્યું તે થવુંજ જોઈએ–૮૯

અમલ બુદ્ધિવાળા માણસોની પ્રતિજ્ઞા યુગાંતે પણ ચલતી નથી, અગસ્ત્યના વચનથી બાંધેલો વિંધ્યાચલ અદ્યાપિ વૃદ્ધિ કરતો નથી–૯૦

ત્યારે રક્ષકે કહ્યું, હે રાજેન્દ્ર! પારકાના કાર્ય માટે તમારા પ્રાણ શાને

કાઢો છો? માટે હે મૂઢ જે તે રીતે તારો દેહ સાચવ-૯૧

રઘુવંશમાં ધેનુના અધિપે દિલીપ રાજાને જે કહેલું છે તે સંભાર-૯૨

એકજ છત્ર નીચે આખું રાજ્ય એવું પ્રભુત્વ, નવું વય, સુંદર શરીર, એટલાં બધાં કોરે મૂકી, એક તુચ્છને માટે બહુ તજવા તૈયાર થયેલો તું મને કેવલ મૂઢ છે એમ જણાય છે-૯૩

ત્યારે રાજાએ કહ્યું ધન, રજ્ય, લક્ષ્મી. ભૂમિ, પ્રાણ, બધું ચલ છે, પણ નિર્મલ મનવાળાએ જે પ્રતિજ્ઞા કરી છે તે યુગાંતે પણ અચલ છે.-૯૪

પારકાના પ્રાણથી પોતાના પ્રાણનું રક્ષણ કરવું, એ તો જંતુમાત્ર કરે છેજ, પણ પોતાના પ્રાણથી પરકા પ્રાણ રક્ષ્યા, તે તો એક જીમૂતવાહનેજ-૯૫

આવાં વચનથી ક્રોધ પામીને દ્વારપાલે કહ્યું કે, ત્યારે તો જો એવો તું પરાક્રમી હોય તો આને લેઇને બારણામાં થઈ કુંડ આગળ જા-૯૬

એવું સાંભળી શ્રી વિક્રમ તુરત દેવીના આગળ ગયો, ને કાર્ય શું છે તે જાણનાર પરાક્રમીએ પોતાનું માથું તરવારથી ઝટ કાપી નાખ્યું-૯૭

જેવું માથું છેદ્યું, તેવોજ દેવીએ હાથ ઝાલ્યો, ને દેવી બોલી કે હું તારા ઉપર પ્રસન્ન થઇ પ્રત્યક્ષ થઇછું, તારે જે વરની ઇચ્છા હોય તે માગ-૯૮

રાજાએ કહ્યું હે કલ્યાણકારિણિ દેવિ! મને પ્રથમ તો એજ બતાવ કે મને આમ તુરત પ્રસન્ન થઇ ને આને સો વર્ષે પણ ન થઇ તેનું કારણ શું!-૯૯

ત્યારે દેવીએ રાજાને સ્ફુટ વચન કહ્યું કે, તારા હૃદયમાં જેવો ભાવ છે તેવો એના હૃદયમાં નથી-૨૦૦

અંગુલીના અગ્રથી જે જપ કરાયો, મેરનું ઉલ્લંઘન કરીને જે જપ કરાયો. વ્યગ્ર ચિત્તે જે જપ કરાયો, તે બધો નિષ્ફલ છે-૧

મંત્ર. તીર્થ, ગુરુ, દેવ, દૈવજ્ઞ, સ્વપ્ન, ઔષધ, એટલા ઉપર જેવી ભાવના તેવી સિદ્ધિ જાણવી-૨

દેવીનું આવું બોલવું સાંભળી રાજાએ ચિત્તમાં વિચાર કર્યો કે, દેવીએ સત્ય વાત કહી કે દેવતા તો ભાવનાજ ભુખ્યા છે–૩

કાષ્ઠમાં દેવ નથી, કે નથી પથરામાં કે માટીમાં, દેવતો ભાવમાં છે; માટે ભાવ એજ મુખ્ય વાત છે–૪

વિંધ્યવાસિનીને, પરોપકારના ભંડાર, સદ્ભાવપૂર્ણહૃદયવાળા, દાક્ષિણ્યગુણપૂર્ણ, એવા રાજાએ કહ્યું કે, હે માતા! જો તું પ્રસન્ન થઇ હોય તો એટલો વર આપ કે, ચિરકાલથી ખિન્ન એવા આ બ્રાહ્મણનું વાંછિત સિદ્ધ થાઓ–૫-૬

દેવીએ તે વાતનું "તથાસ્તુ" કહ્યું ને બ્રાહ્મણની આશા પૂરી, ને બ્રાહ્મણ પણ સૌભાગ્યરાજ્યસંપૂર્ણ થઇ ઘેર આવ્યો–૭

શિરચ્છેદથી પ્રાપ્ત થયેલું આવું વરદાન વિક્રમાદિત્યે બ્રાહ્મણને આપી દીધું અને પોતે પોતાના નગરમાં આવ્યો–૮

ગામનાં હાટ ચૌટાં શણગારી, લોકે, સમુદ્રાન્ત પૃથ્વીના પતિ શ્રી વિક્રમ પાછા આવ્યાથી, મહોત્સવ કર્યો–૯

શ્રી ભોજને વિજયાએ કહ્યું કે, હે ધારાધીશ! જો તમારામાં આવી ઉદારતા હોય તો આ સિંહાસન ઉપર બેસો–૧૦

વિજયાનું આવું સકલ કૌતુકકેલિકલાન્વિત કહેવું સાંભળીને, એકદમ, વિમલ મુખવાળો ભોજરાજા સભામાંથી ઉઠી પોતાના મહેલમાં ગયો–૧૧

શ્રીરામચંદ્ર કૃત વિક્રમાદિત્ય ભૂપતિના સિંહાસનપ્રબંધની દ્વિતીયા કથા સત્શ્લોકકદમ્બથી પૂર્ણ થઇ–૧૨

## ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાયાં દ્વિતીયા કથા.

શ્રી ભોજરાજા, પાછો ઘણાક પંડિતોને ભેગા કરી, રાજયોગવાળું ઉત્તમ મુહૂર્ત શોધતા હવા–૧

શુભ દિવસે, શુભલગ્ને, તમામ સામગ્રી તૈયાર કરી, સામંત, મંત્રી,

તથા ઘણાક લોક સમેત, શુભ એવા પાંચે શબ્દ થઇ રહ્યા છે, તેવે સમયે, મહા ઉત્સવપૂર્વક માલવાધિપતિ સભામંડપમાં આવ્યો–૨-૩

જેવો સિંહાસન ઉપર બેસવા જાય છે તેવીજ જયંતી નામની પૂતળી જે તૃતીય છતાં રૂપથી અને વાણીથી અદ્વિતીય હતી, તે સભાના લોકને મહા આશ્ચર્ય પમાડતી, મનુષ્ય ભાષાથી બોલી–૪-૫

હે માલવાધીશ! મારૂં હિતકારક વચન સાંભળો. તમે આ સિંહાસને બેસવા યોગ્ય નથી–૬

જો જિતી યસ્સ અછસ્સ ભાયણં તસ્સ તિત્તિઅં હુન્તી
વુઠે વિ દોણમેહે ણ ડુંગરે પાણીયં ઠાઇ–૭

કર્પૂર ચંદનમાંજ શોભે, જાતિરત્ન સોનામાં શોભે, પાંચજન્ય હરિનેજ શોભે, ને ઐરાવત ઇંદ્રનેજ શોભે–૮

ષટ્ખંડાધિપતિને ચક્ર, ત્રિજગદ્ગુરુને ઉષ્ણિક્, ને ચોત્રીશે અતિશય તીર્થંકરને, શોભે–૯

કૌસ્તુભસમેત લક્ષ્મી યાદવોના અધીશ્વરને શોભે; તેમ આસનને યોગ્ય તો હે ભોજરાજ! એક વિક્રમ નૃપતિજ છે–૧૦

જો વિક્રમ ભૂપતિના જેવું સત્ત્વ અને ઔદાર્ય હે રાજા! તમારૂં હોય તો આ સિંહાસને શીઘ્ર બેસો–૧૧

આવુ સાંભળીને ભોજરાજાએ જયંતી પૂતળીને પૂછ્યું કે હે કલ્યાણિ! વિક્રમનું ઔદાર્ય કેવુક હતુ તે કહો–૧૨

જયંતીએ કહ્યું, હે રાજેંદ્ર! વિક્રમ રાજાનું જે અલૌકિક અને ઉત્તમ ઔદાર્ય તેની કથા મારે મોએ સાંભળો–૧૩

રાજાએ પુણ્યમહોત્સવમાં બ્રાહ્મણદ્વારા રત્નાકરને બોલાવ્યો, તો તેણે પ્રસન્ન થઈ કનક, અન્ન, શૃંગાર, અને સેના એ ચાર થાય તેવાં ચાર રત્ન આપ્યાં. તે જોઈ રાજાએ બ્રાહ્મણને કહ્યું, આમાંથી ગમે તે એક લો; પણ

તેણે કહ્યું કે, મારા કુટુંબમાં એ બાબત કલહ થાય છે ત્યારે ચારે આપી દીધાં–૧૪

માલવામાં સ્વર્ગપુરી સમાન અને નયનને આનંદ આપનારી એવી ઉજ્જયિની નામની પુરી છે–૧૫

ત્યાં વિક્રમ નામનો ભૂપાલ હતો, જે સ્વરૂપથી ને સ્વગુણના સમૂહથી શોભતો હતો અને સત્કારથકી દાન આપી સ્વર્ગનો માર્ગ સાધનો હતો–૧૬

સત્ત્વ, સાહસ, સદ્બુદ્ધિ, બલ, વીર્ય, ગુણસમૂહ, એ બધાં શ્રી વિક્રમ ભૂપાલમાં એવાં હતાં કે તેનાથી દેવ પણ ડરતા હતા–૧૭

ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બલ, બુદ્ધિ. અને પરાક્રમ, એટલાં જેનામાં હોય તેનાથી દેવ પણ પાછા હઠે–૧૮

નિશ્ચય કરીને આરંભ કરતાં પુરુષને દેવ પણ સહાય થાયછે. જેમ સાળવીને ઘેર વિષ્ણુને પોતાનાં ગરુડ અને ચક્ર મોકલવાં પડયાં હતાં–૧૯

એક વખત એ વિક્રમભૂપતિ જે સર્વ શત્રુને જીતી તેમને માથે થયો હતો તે સમાધિધ્યાન સમયે મનમાં એમ વિચારવા લાગ્યો કે મારી રાજ્યલક્ષ્મીમાં તો મણા નથી, એવી કોઇને નહિ હોય, ને ગૃહમાં ને કોશમાં ઉભયત્ર તે સ્થિર જણાય છે; પણ તત્ત્વજ્ઞો એમ કહે છે કે, લક્ષ્મી તો સ્વભાવથી ચંચલ છે, અને પ્રાસાદ ઉપરની ધજાની પેઠે, ક્ષણમાં આવે છે ને જાય છે–૨૦–૨૧–૨૨

મેઘચ્છાયા, પરાળનો અગ્નિ, સંધ્યાકાલનો રાગ, પાણીનો પરપોટો, મેઘધનુષ, નદીનું પૂર, ઠારી નાખે તેવો દૃઢ હિમ, કુસ્ત્રીનો સ્નેહ, અંગુષ્ઠ વાઘ, કુધાન્ય, વાલુકાજલ, એ બધાં જેવાં સ્થિર છે, તેના જેવી લક્ષ્મી પણ સ્થિર જાણવી–૨૩–૨૪

વળી, અસ્થિર એવી લક્ષ્મીનું જવું આવવું સમજાય તેમ નથી, ક્યાંથી આવેછે? ને પાછી ક્ષણમાં ક્યાં જતી રહે છે?–૨૫

આ હરિપ્રિયા કોના ઘરમાં જંપીને વસે છે? એક તેને સધ્ધર્મકાર્યમાં વાપરે છે, બીજો ભોંયમાં પૂરે છે;–૨૬

તેને દેહ સૂધી ઉંડી ઘાલે છે, ને મોઢા ઉપર ધૂળ નાખે છે, ને નથી કોઇને આપતો કે નથી જાતે ખાતો, તેના ઘરમાં પણ એનો વાસ જણાય છે–૨૭

અધમ સ્થાનમાં પણ જાય છે, ઉત્તમને આંગણે પણ જણાય છે, સુરક્ષિત છતાં જતી રહે છે, અરક્ષિત છતાં રહે છે–૨૮

ગમે ત્યાંથી આવીને ભેગી થઇ જાય છે, ગમે તેમ ગરબડાટ ઉભો કરી ને જતી રહે છે, એમ લક્ષ્મી અને મેઘમાલા ઉભયની ગતિ પૂરેપૂરી સમજાય તેમ નથી–૨૯

આવા વિચાર ઉપરથી વૃદ્ધોને બોલાવી ને ભૂપતિએ લક્ષ્મીની ગતિ અને સ્થિરતા વિષે પૂછ્યું, તથા વિપત્તિનું નિશ્ચંચલત્વ અને શ્રીપતિનું શ્રીપતિત્વ પણ પૂછ્યું–૩૦

તે વૃદ્ધોએ કહ્યું કે, હે વિક્રમનરેશ! સાંભળો; આ સુરૂપા તેમ અરૂપા છે, બલવતી તેમ અબલા છે–૩૧

બલાત્કારથી કે ભીતિથી લક્ષ્મી અચલ વિલસે છે, લોકો એમ સ્પષ્ટ કહે છે કે ચિત્તોપ્યા છે તેજ મદહેતુ છે–૩૨

સર્વે ભૂષોમાં સુરૂપ, ભૂમિમધ્યે અરૂપ, એમ જણાય છે; તથા ધર્મકાર્યમાં જણાય છે, પાપકર્મમાં કદાપિ જણાતી નથી–૩૩

દાન ભોગ કે નાશ એમ વિત્તની ત્રણ ગતિ થાય છે, તેથી જે મનુષ્ય દાન કરતો નથી કે ભોગવતો નથી તેના વિત્તની ત્રીજી ગતિજ થવાની–૩૪

અને દુઃખે ભેગી કરેલી અને પ્રાણથી પણ પ્રિય એવી લક્ષ્મીની એકજ ગતિ છે ને તે દાન, બાકી બધી તો વિપત્તિ છે–૩૫

વળી તે વયોવૃદ્ધોએ કહ્યું કે, હે સ્વામિન્! એકવાર શુભાશયવાળી લક્ષ્મી સ્વર્ગને વિષે ઈંદ્રસભામાં ગઈ–૩૬

ત્યાં અન્ય કાર્યમાં વ્યગ્ર ચિત્તવાળા ઈંદ્રે તેને દીઠી નહિ, એટલે તેનો

૧. આભૂષણ

સત્કાર પણ કર્યો નહિ—૩૭

તે ઉપરથી લજવાઈ જઈ પોતાનું અપમાન થયું માનીને, ક્ષણ વારમાંજ પાછી વળી—૩૮

તે ગભરાટથી પાછી વળતી હતી, એવામાં ગુરૂે તેને દીઠી, એટલે તે ગજગામિનીને પગે પડીને તેમણે ઉભી રાખી—૩૯

પછી તેને સિંહાસને સ્થાપી ને ઇંદ્રે કુશલસમાચાર પૂછયો, ને કહ્યું કે, હે માતા! તમે આ પ્રમાણે હું જે તમારો પુત્ર તેને તજીને કેમ ચાલી જતાં હતાં?—૪૦

લક્ષ્મીએ કહ્યું, હે દેવેન્દ્ર! તું મદોન્મત થઈ ગર્વે ચઢી ગયો છે, એટલે હું આવી તેને તેં સત્કાર ન કર્યો કે ધ્યાન પણ ન આપ્યું—૪૧

લોક કહે છે તે સત્યજ છે, અન્યથા હોય નહિ, કે ગરજ સરી એટલે વૈદ્ય વેરી—૪૨

જેને આર્તિ હોય તે દેવતાને ભજે છે, રોગીઓ તપ આદરે છે, નિર્ધન વિનયી બને છે. ને વૃદ્ધ સ્રી પતિવ્રતા થાય છે—૪૩

તારે હવે સંપૂર્ણ સમૃદ્ધિ થઇ ગઇ છે, એટલે તારે મારી શી ગરજ રહી! આવાં વચન સાંભળીને દેવેંદ્ર બોલ્યો કે હે માતા! મને તમારીજ ચિંતા થતી હતી—૪૪

તમે કુલત્રયવિશુદ્ધ છો, તમારો પિતા રત્નાકર છે, ને ચૌદે રત્નમાં તમે મુખ્ય છો—૪૫

લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વંતરી, ચંદ્રમા, કામધેનુ, ઐરાવત, રંભા, સમમુખી અશ્વ, વિષ, હરિધનુ, પાંચજન્ય, અમૃત, એવાં મંથનકાલસમયે પ્રાપ્ત થયેલાં ચતુર્દશ રત્ન તમને મંગલકારી થાઓ—૪૬

માતા ગંગા, ભર્તા હરિ, ચંદ્રમા ભાઇ, નિર્મલ પંકજમાં વાસ, એવાં તમે સર્વને સદા સુખદા છો—૪૭

તમે આવાં છતાં અનાચારથી વર્તો છો તે શું તમારા પુત્રના હૃદયમાં ગુણ રૂપ લાગે છે!—૪૮

કૃપણને ઘેર જાઓ છો, વળી તેને તજી ઉદારને ઘેર વળો છો, કુલીન અકુલીન સર્વને હે રમા! તમે ભજો છો—૪૯

ક્ષણ ક્ષણ રહીને નવા નવા મનુષ્યને શોધો છો, વ્યંતર, દેવ, વિદ્યાધાર, કલાચાર્ય, જડ, મૂર્ખ, બુદ્ધિમાન્, ઢેડ, બ્રાહ્મણ, રાજા, રંક, કુકર્મા, સત્કર્મી, રોગી, નીરોગી, સર્વત્ર વાયુ વન્હિ કે મેઘની પેઠે ભમો છો, ને એક ઠેકાણે સ્થિર રેહેતાં નથી, તેમ આવી જા આવ કરવાથી લજવાતાં નથી—૫૦-૫૧-૫૨

નવનવ રાજ નિરખઇ નર્યાણ નિતુ નિતુ નીલજિનારિ
પ્રવહણિ પૂરીય પુરિસ પરિ પરહરિ પરપુરપારિ—૫૩

આવી ચિંતાના સમુદ્રમાં નિમગ્ન હોવાથી હે પરમાનંદદાયિનિ! જગદીશ્વરિ! તમારૂં સ્વાગત મેં કરાયું નહિ—૫૪

આવું ઇંદ્રનું બોલવું સાંભળીને લક્ષ્મીએ કહ્યું કે હે વત્સ! હું જે સત્ય અને હિત વચન કહુ તે સાંભળ—૫૫

હું અસ્થિર કે ચંચલ નથી, જે મારૂં વૃત્ત તે હું તજતી નથી પણ મારા સ્થાનમાંજ ઘણાક પાળા જેવા મનુષ્યો છે, જે નિત્ય પોતાનાં પાપ કર્મથી પ્રેરાયલા સતા હું જાઉં ત્યાં આવે છે, કેમ કે હું તેમની શેઠાણીછું ને તે કૃપણો મારા કિંકર છે—૫૬

જે લોક મૂર્ખતાથી લક્ષ્મીને ચંચલપણાનું કલંક લગાડે છે તે પોતેજ અવિવેકી અને અપુણ્યવાન્ હોઇ પોતાનું સમજતા નથી—૫૭

જ્યાં ગુરુજનની પૂજા થાય છે, જ્યાં ધાન્યસંચય છે, ને જ્યાં દંતકલહ નથી, ત્યાં હે ઇંદ્ર! મારો વાસ છે—૫૮

જે દાનશીલસમન્વિત એવો પુણ્યાત્મા તેનેજ હું વરૂં છુ, બીજે કહીં હું સ્થિર થતી નથી, લક્ષ્મી પુણ્યાનુસારિણીજ છે—૫૯

આવું શક્રવચનપ્રસંગનું ભાષણ થતાં હે વિક્રમાદિત્ય ભૂપતિ! એ હરિપ્રિયા તમારા ઘરમાં વસી છે—૬૦

શાસ્ત્ર જાણનારા વયોવૃદ્ધોએ આવું કહ્યું તે સાંભળીને રાજાએ વિચારવા માંડયું કે શા ઉપાયથી લક્ષ્મી સ્થિર થાય-૬૧

દારિદ્રની જે રેખા વિધિએ ગરીબના કર્મમાં લખી છે તેને પ્રથમ તો ભુંસે છે, પ્રાચીન અને ભૂતકાલના જે ઉદાર પુરુષો તેમને પ્રત્યક્ષ દર્શાવે છે, દુષ્ટ કલિકાલમાં પણ સત્યયુગ બતાવે છે, પ્રકૃતિથી ચલ એવી લક્ષ્મીને ચંદ્ર દિવાકર તપે ત્યાં સુધી અચલ બનાવે છે, એમ દાનથી જેસિદ્ધ કૃતકૃત્ય થયો છે તે કરે છે-૬૨

પીતરાઇ સ્પૃહા કરે છે, ચોર ચોરી જાય છે, રાજા છલ કરીને હરિલે છે, દેવતા પલકમાં બાળી નાખે છે, જલ ડુબાવી દે છે, દાટયામાંથી યક્ષ લેઇ જાય છે, નઠારા પુત્ર નાશ કરે છે,—એમ ઘણાંકને અધીન એવા ધનને ધિક્કાર છે-૬૩

નીચના આગળ પણ ઘણીવાર સુધી ગરીબાઇથી બોલે છે, અતિ નીચને પણ મળે છે, શત્રુ હો કે નિર્ગુણ હો તેવાની પણ ગુણકીર્તિ ગાય છે, ગમે તેવો સેવાક્રમ આચરતા સતા નિર્વેદ પામતા નથી, અરે! વિત્તની ગરજવાળા મનસ્વી પુરુષો પણ શું શું નથી કરતા!-૬૪

નીચગમનના સ્વભાવવાળા સમુદ્રજલના સંબંધે કરીનેજ જાણે લક્ષ્મીને નીચગમનનો સ્વાભાવ પડયો છે, ને કમલિનીમાં વાસ હોવાથી જાણે ત્યાંનો કાંટા વાગ્યો હોય તેમ કહીં પગ માંડતી નથી, ને જાણે વિષની સોબતને લીધે તુરતજ જેને વળગે તેનું ચેતન હરવાની શક્તિવાળી છે,— માટે ગુણવાન્ પુરુષે આવી લક્ષ્મીનું ફલ, તેનો ધર્મકાર્યમાં નિયોગ કરીને, લેઇ લેવું-૬૫

આવો વિચાર કરીને પારાની પેઠે ચંચલ લક્ષ્મીને સ્થિર કરવા વિક્રમાદિત્યવૈદ્યે દાનરૂપી ઔષધ શોધી કાઢયું-૬૬

સર્વને ઉચિત દાન આપવાનો રાજાએ આરંભ કર્યો, અને એવા પુણ્યકાર્યનો મહોત્સવ અતિહર્ષથી આરંભ્યો-૬૭

કોઇ જ્ઞાનમય પાત્ર, કોઇ તપોમયપાત્ર,એમજે કોઇ પાત્ર આવશે તે તારશે-૬૮

આવું ધારીને સર્વદા દાનશાલામાં દાનનો આરંભ ચાલુ રાખ્યો, જે સાંભળીને આઠે દિશાથી લોક પુરમાં આવવા લાગ્યા—૬૯

દિજજઈ ધણુ મગાંત હહપત્ત પરખે હકાઈ
જિમ વરસાલુ અંબહર ન ગિણઇસન વિસમાઇ—૭૦

જ્ઞાનપાત્ર, ક્રિયાપાત્ર, ત્રીજું તપઃ પાત્ર, ને ચોથું કલાપાત્ર, એ સર્વની પૂજા ધર્મપરાયણ અંતઃકરણવાળો રાજા કરવા લાગ્યો—૭૧

અનાથ, દીન, દુર્બલ, જે જેટલું ધારે તે કરતાં પણ અધિક યથા વિધિ આપવા લાગ્યો—૭૨

મેહાણુ જલં ચંદાણું ચંદિણું દિણુય રાણુ કર પસરો
સુપ્પરિસેહિ વુઢિતઈ સાભન્નં સયલ લોયસ્સ—૭૩

પ્રથમે શાંતિ કરીને શ્રી જિનેંદ્રની પૂજા કરવા માટે એકસો આઠ ઘડાથી પોતે તેમને સ્નાન કરાવ્યું—૭૪

સર્વત્ર દેવ, દેવી, આદિનાં મંદિર જ્યાં જ્યાં હતાં ત્યાં પુષ્પ, અક્ષત, ફલ, જલ, ઇત્યાદિથી રાજાએ પૂજા કરાવી—૭૫

ભૂત, પ્રેત, પિશાચ, સિદ્ધ, કિંનર, ગુહ્યક, વિદ્યાધર, વ્યંતર, નદી, કૂવા, ઈત્યાદિના અધિષ્ઠાતા, સ્વર્ગ પાતાલના દેવ, જલસ્થલવાસી, નગરપાલ, દિક્પાલ, ને વિશેષે લોકપાલ, યક્ષ, યક્ષણી, ક્ષેત્રરક્ષક, અંતરિક્ષરક્ષક, શાકિની, ડાકિની, ગ્રહ, તે સર્વની યથાવિધિ પૂજા કરાવી—૭૬-૭૭-૭૮

બે પ્રકારના વૈમાનિક, પાંચ પ્રકારના જ્યોતિષ્ક, આઠ પ્રકારના સર્વ વ્યંતર, દશ દિક્પાલ, તે પ્રત્યેકનું મંત્રસાધનપૂર્વક આવ્હાન કરાવીને યથાવિધ તેમની બલિપૂજા કરી—૭૯-૮૦

પાંચસેં કોટિ દેવીનો પૂજા પણ વિધિપૂર્વક કરી, અને સુરા તથા માંસવર્જિત એવું નૈવેદ્ય તેમને આપ્યું—૮૧

હરિ, હર, ઈત્યાદિ દેવતાનું, ગણોનું, સર્વનું પૂજન કર્યું, ઋષિઓને વિનય સમેત દાન આપી સંતોષ્યા—૮૨

૭ એ દર્શનીને વસ્ત્ર, અન્ન, જલ, ઔષધ, પુસ્તક, આશ્રમ, શાલા, ઇત્યાદિ દાનેશ્વર રાજાએ આપ્યાં–૮૩

બીજા લોકના પણ અરાઢ જાતના કર કાઢી નાખવાનો, સમચિત્ત-વાળા અને શુભહૃદયવાળા રાજાએ હુકમ કર્યો–૮૪

દાણ, પૂઠી, હળ, મોભ, ભાગ, ભેટ, તલારક, વધાઇ, મલ્લોમંદ, વલ્ર, લાંચ, ચારિકા, ગઢ, વાટી, છત્ર, ઓલાણ, ઘોટક, કુમારોનો સુખાસ્વાદ, એ અરાઢ જાતના કર હતા–૮૫-૮૬

સવ્વ પુરીય કરણ ગુણ્ય નરા ઉમએહિ સદ્દહણ
અગુણેસુઅ ભથ્થો સમ્મદિઠસ્સ લિંગાઇં–૮૭
કર ઉપરિ કરિકરુ કરતલિ કર મકરિજ્જ
જિણિ દિણિ કરતલિ કરઇ તે ખલ ઇમ ગણિજ્જ–૮૮

સર્વત્ર, સર્વદેશમાં, સર્વ તીર્થમાં, દેવના પૂજન માટે રાજાએ ઘણાં માણસો મોકલ્યાં–૮૯

મંદિર, મઠ, શાલા, સરોવર, કોઇ પડી ગયાં છે, કોઇ જર્જર થયાં છે, તે સર્વને રાજાએ નવાં કરાવી આપ્યાં–૯૦

જેટલું પુણ્ય જીર્ણોદ્ધાર કરાવવામાં છે, તેટલું નવું કરાવવામાં નથી, કેમકે નવામાં જીવહિંસા ઘણી થાય છે, ને જૂનામાં થોડી થાય છે–૯૧

સુવર્ણ, રત્ન, મણિ, ધાન્ય, ગૃહ, ચતુષ્પદ, પુર, દેશ, ગામ, કૂવા, ઈત્યાદિ વિવિધ દાન રાજા આપતો હવો–૯૨

આડાં ઉડનારાં પક્ષી, ઉંચે ચાલનારા દેવ, પાતાલમાં વસનારા નાગ, સર્વને બલિપૂજાપ્રદાનપૂર્વક ભક્તિથી નૃપે સંતોષ્યાં–૯૩

વનમાં રેહેનાર જીવોને માટે ફાંસા ઘલાતા બંધ કરાવ્યા, અને તેવા ધંધાથી જીવનારને જલ અન્ન આપવા માંડયું–૯૪

સર્વ જલાશાયોમાં માછલાં મારવાં બંધ કરાવ્યાં, ને પક્ષીઓ ઉપર જાલ નંખાતી અટકાવી–૯૫

---

૧ અર્થાત્-તે તે દર્શનના અનુયાયીને,

સર્વને ચેણ પાણી અપાવરાવવા માંડયું અને વૃક્ષ વેલી ઈત્યાદિને પણ અમૃતતુલ્ય જલ સિંચાવા માંડયું-૯૬

વૃક્ષનું છેદન બંધ કરાવ્યું, મોતી કાઢવાં બંધ કરાવ્યાં, પાષાણ ખોદવા, ભૂમિખનન, આદિ જીવહિંસાનાં નિદાન બંધ પડાવ્યાં -૯૭

ઘોડા, બળદ, એ આદિને ખાસી કરવાનું પણ વિક્રમાર્ક નરેશે બંધ કરાવ્યું-૯૮

દારિદ્ર, દુઃખ, દુર્ભાગ્ય, વિપત્તિ, કષ્ટ, ઋણ, ઇત્યાદિનો ભય ત્રિભુવનમાં નથી, એમ સર્વત્ર રાજાનો હાથ છે-૯૯

ત્રણે લોકને શરણ આપી, સર્વ જીવનો ઉત્તમ સત્કાર કરી, ને રાજા કેવલ નિશ્ચિંત થયો-૧૦૦

સ્વર્ગના મહેલ જેવા, અને લક્ષ્મીના સદન જેવા સુંદર, એવા મહેલમાં સુંદર મૃદુ શય્યામાં રાજા સુતો હતો-૧

બે પહોર રાત ગઇ ત્યાં જાગ્યો તો રત્નાકરના અધિદેવતા સ્વસ્તિકને સુવર્ણાભરણભૂષિત, મણિમુક્તારત્ન આદિથી ઝળઝળાટ, નવનિધિ સહવર્તમાન, દીઠા-૨-૩

તે જોઇ રાજાને વિસ્મય થયો, અને જલધીશ્વરના પ્રતિ બોલ્યો કે હે સ્વામિન્! પધારો, આ આસને બીરાજો-૪

હે રત્નાકરાધીશ! દેવ! શા કાર્યને લઇને આપનું મને દર્શન થયું છે તે કૃપા કરીને કહો-૫

સ્વસ્તિક દેવે વિક્રમાર્કને કહ્યું કે હે નૃપ! મારૂં સત્ય વચન સાંભળો, તમે પંક્તિભેદ કર્યો છે-૬

તેં સર્વ દેવ દેવીની પૂજા શક્તિ પ્રમાણે કરી, પણ અમને કેવલ જડાધીશ જાણીને અમારી ઉપેક્ષા કરી-૭

રાવણે દશ શિરથી દશ રુદ્રને સંતોષ્યા પણ એક અગીઆરમો રૂદ્ર રહી ગયો તેથી હનૂમાનનો અસુર ઉપર કોપ થયો, માટે હે ભૂપ! પંક્તિભેદથી લાભ નથી-૮

એમ કેહેતાંજ વિક્રમ બોલ્યો કે હે સ્વામી! મારી કસુર થઈ છે, પ્રભાતમાંજ હું આપની સર્વ પૂજાદિ ક્રિયા કરીશ–૯

વિક્રમ શ્રીસ્વસ્તિકદેવને પગે પડ્યો એટલે તેણે પણ પ્રસન્ન થઈ એને માથે હાથ મૂક્યો–૧૦

હે વિક્રમ! તને સર્વદા યશ, ધન, સંપૂર્ણ રહેજો એવો આશિર્વાદ આપીને સ્વસ્તિક દેવ ચાલતા થયા–૧૧

જે આળસુ છે તેને વિદ્યા ક્યાંથી, વિદ્યા નહિ તેને ધન ક્યાંથી, ને ધન નહિ તેને મિત્ર ક્યાંથી, ને મિત્ર નહિ તેને બલ ક્યાંથી?–૧૨

બલ વિનાને માન કયાંથી, માન નહિ તેને યશ ક્યાંથી, ને જે યશ-રહિત ખોળીયું છે તેને જીવ્યા કરતાં મરવુંજ સારૂ છે–૧૩

પ્રભાત થતાંજ રાજાએ, સર્વ વિદ્યામાં અને ક્રિયામાં કુશલ એવા વિશ્વ-નાથ પુરોહિતને બોલાવ્યા–૧૪

તે છ કર્મમાં નિરત, પાપરહિત, ધર્મપરાયણ, સદા અગ્નિહોત્ર પાળ-નારો, ત્રિકાલ સ્નાન સંધ્યા કરનાર, ગંગા દેવીએ પોતાના પુત્ર રૂપે માનેલો. મહાન્, નિર્લોભી, વિનયી, વચનચતુર, સુશીલ, સર્વદા શુધ્ધ, એવો હતો–૧૫–૧૬

તે બ્રાહ્મણને વિક્રમભૂપાલે કહ્યું કે પાપનાશન એવા સમુદ્રતીર ઉપર જાઓ, અને જ્યાં, હે બ્રાહ્મણોત્તમ! ગંગાના સગમનું તીર્થ છે ત્યાં સ્વ-સ્તિક દેવનું મ્હોટું મંદિર છે તે ઠેકાણે સમુદ્રનું પૂજન કરવું, અને તેને ભોગ ધરાવવા, માટે એક કોટિ સુવર્ણ સાથે લઈ જાઓ–૧૭–૧૮–૧૯

ભોગ સામગ્રી લઇને દ્વિજોત્તમ વિશ્વનાથ, રાજાની આજ્ઞાથી ચાલ્યો ને થોડાજ વખતમાં સમુદ્રના ગંગાતીર્થ ઉપર આવ્યો–૨૦

સમુદ્રતટે જઇ તેણે વિધિપૂર્વક, ગંધાક્ષતપુષ્પ ફલ નૈવેદ્ય દીપક આદિથી, પૂજન કર્યું–૨૧

જલના અધિષ્ઠાતાની પૂજા કરીને પછીથી જલદેવતાને પૃથક્ પૃથક્ બલિ આપી સ્તુતિપાઠ કર્યો–૨૨

જલધિની શી શોભા કહીએ! લક્ષ્મીની જન્મભૂમિજ છે! તમારો મહિમા પણ શો કહી શકાય! તમારો એક દ્વીપ તેજ આખું ભૂમંડલ છે એમ સભળાય છે! જેનો પાર કોઇ પામતું નથી, જેના યાચક મેઘ છે, અને જેની શક્તિ એવી કોઇ અદ્ભુત છે કે જેના ક્ષોભથી કલ્પાંત થઇ રહે છે! –૨૩

મણિ જેના કાંકરા છે, હરિ જેના જલચર છે, લક્ષ્મી જેનાં જલમાનુષ છે, મુક્તા જેનો ઓસ છે, પરવાળાંની લતાઓ જેની રેતી છે, અમૃત જેની શેવાળ છે, જેને તીરે કલ્પવૃક્ષ આવી રહ્યાં છે, તેને શું બાકી છે! નામે પણ રત્નાકર છે, અને આખું જગત્ જેનાથી જીવે છે, તેવા જલનું દાન મેઘને આપનાર પણ તેજ છે!–૨૪

આવી સ્તુતિ કરીને બ્રાહ્મણ જરાક વાર પાસે ઉભો હતો તેવામાં સમુદ્રદેવ સાક્ષાત્ પ્રકટ થયા–૨૫

વિક્રમે મોકલેલી આવી મહાપૂજા સ્વીકારીને અંબુધીશ્વર શ્રીસ્વસ્તિક સુંદર વચન બોલ્યા–૨૬

વિક્રમાદિત્યની મહાભક્તિથી હું પ્રસન્ન થયો છું, એ અમારા હૃદયનો ઇશ્વર એવો રાજા દૂર છતાં અમને અતિપ્રિય છે–૨૭

દર્શન થાય તો ઉત્કંઠા થાય છે, દર્શન થતાં વિરહનો ભય લાગે છે, જે પ્રિય છે તેનું દર્શન થતાં કે દર્શન ન થતાં એકે રીતે સુખ પડતું નથી–૨૮

વહુરૂ વયરી વલ્લહુ હીય દખ દુંખ ઇ તિન્નિ
વીસારતાં ન વીસરઇ વસતાં ડિવસી રન્નિ–૨૯

ગુણનિધિ એવા સજ્જનોનો વિયોગ કદાપિ પણ પ્રેમના વિધ્વંસનું કારણ થતો નથી, ધનથી ઢકાઇ ગયેલો અને દૂર રહેલો એવો પણ ચંદ્ર શું પોયણી ઉપરથી પ્રેમ ઉઠાવી લે છે! –૩૦

આપેછે લે છે, ગુહ્ય પૂછેછે કહે છે, જમે છે જમાડે છે, એ છ પ્રેમલક્ષણ છે–૩૧

હે વિપ્ર! શ્રી વિક્રમને યોગ્ય એવાં વાંછિતાર્થ આપનારાં આ ચાર રત્ન લઇ જાઓ એમ સ્વસ્તિકે કહ્યું–૩૨

હે વિપ્ર! પ્રાણપ્રિય એવા વિક્રમ ભૂપાલને આ જુદા જુદા પ્રભાવ-વાળાં રત્ન તમારે સત્વર આપવાં–૩૩

એમનો જગત્‌ને આશ્ચર્ય કરવાવાળો પ્રભાવ સાંભળોઃ એકથી જેટલી ઇચ્છા હોય તેટલું દ્રવ્ય થાય છે, બીજાથી ભોજન નીપજે છે, ત્રીજાથી સૈન્ય પેદા થાય છે, ને ચોથાથી આભૂષણ થાય છે, આ પ્રમાણે બતાવીને જલાધીશ અંતર્ધાન થઇ ગયા–૩૪-૩૫

બ્રાહ્મણ એ રત્નો લેઇને રાજા પાસે સત્વર ગયો, અને રત્નો મો આગળ મૂકી તેનો પ્રભાવ સમજાવવા લાગ્યો–૩૬

રાજાએ મહોત્સવપુરઃસર બ્રાહ્મણનું સન્માન કર્યું, અને સોનાના પાટ ઉપર મૂકીને રત્નની પૂજા કરી–૩૭

વિક્રમે વિચાર્યું કે આ બ્રાહ્મણે મહા અદ્દભુત કાર્ય કર્યું માટે એને સારી દક્ષણા આપવી ઘટે–૩૮

હે વિપ્રરાજ! મારી વાત સાંભળો, ને આમાંનું એક મહારત્ન મન-વાંછિત આપવા વાળું જે ગમે તે તમે લો–૩૯

બ્રાહ્મણે વિચાર કર્યો કે જો મારી મરજી પ્રમાણે એક લઇ જઇશ તો ઘેર કલહ થયા વિના રેહેવાનો નથી–૪૦

મારી વહૂ છે, મારા દીકરાની વહૂ છે, ને મારો પુત્ર વિચક્ષણ છે, માટે એમને બધાંને પૂછીને એક રત્ન નક્કી કરી લેઈશું–૪૧

એમ થવાથી કુટુંબમાં કલહ પેસશે નહિ, બાકી કુટુંબકલહ બહુ નઠારો છે તેનાથી પૂર્વે કૌરવોનો પ્રલય થયો છે–૪૨

ચકલી, લક્કડખોદ, માખી, અને દેડકો, એવાં ઘણાં સાથે વિરોધ કરવાથી હાથીનો વિનાશ થયો–૪૩

જેના ઘરમાં નિત્ય કુટુંબકલહ થાય છે, તેને ઘેર કે બહાર કહીં પણ સુખ થતું નથી–૪૪

સર્વને આનંદ આપનારૂં સુખ તો શાન્તિમાંથી થાય છે, ને શાન્તિ કુટુંબમાં મેળ રાખવાથી બને છે, માટે કુટુંબકલહ કદાપિ કરવો નહિ–૪૫

આવા વિચારમાં પડેલો, રાજાએ બ્રાહ્મણને દીઠો ત્યારે પૂછ્યું કે મનવાંછિત આપનાર એવું રત્ન કેમ તમે લેતા નથી ?–૪૬

બ્રાહ્મણે કહ્યું હે સ્વામી! મારે ઘેર મારી વહૂ, મારો પુત્ર, અને પુત્રની વહૂ એવાં ત્રણ જન છે, તેમને જે રુચે તે હું લેઉ એમ વિચાર કરૂં છું–૪૭

નહિ તો મારા ઘરમાં નક્કી કંકાસ થયા વિના રહે નહિ, ને તેમ થાય ત્યારે તો મરણ પર્યંત દુઃખ પેદા થાય –૪૮

જ્યાં ઉચ્ચસંગ નથી, જ્યાં નાનાં બાલ નથી, ને જ્યાં ગુણગૌરવનો વિચાર નથી, તે ઘરને ઘર ન જાણવાં–૪૯

બ્રાહ્મણનું આવું કેહેવું સાંભળીને રાજાએ કહ્યું કે આ ચારે રત્ન ઘેર લઇ જઇને નિશ્ચય કરો–૫૦

બ્રાહ્મણ તે પ્રમાણે રત્ન લઇને ગયો તો ઘરધણીને આવતો દેખીને, તથા હર્ષ ભર્યો દેખીને, તેનું કુટુંબ આલિંગનાદિ દેવા લાગ્યું–૫૧

પછી બ્રાહ્મણે પેલા રત્નનો પ્રભાવ એક પછી એક એ ત્રણેના આગળ કહી બતાવ્યો ને દળદર ફેડી નાખે એવાં તે પ્રત્યેક છે એમ સમજાવ્યું–૫૨

આ ચારમાંથી હવે તમને જે રુચે તે એક રાજાએ આપણને આપી દીધું છે માટે કહો કીયું રાખીશુ ?–૫૩

બ્રાહ્મણે પોતે કહ્યું કે મારે મન તો દ્રવ્ય આપનાર રત્ન સારૂ છે, કેમ કે દ્રવ્યથકીજ કુલ, રૂપ, સુખ, યશ, બધું પેદા થાય છે–૫૪

જેને વિત્ત છે તેજ નર કુલીન છે, તેજ પંડિત છે, તેજ શ્રુતિસંપન્ન છે, તેજ ગુણજ્ઞ છે, તેજ વક્તા ને તેજ કાન્તિમાન્ છે–સર્વે ગુણ સોનામાં વસે છે–૫૫

ગોવાળીઆનો નાયક છતાં, કૃષ્ણ છતાં, હલધરનો ભાઈ છતાં, લક્ષ્મીથી અલંકૃત હતો તો તે પુરુષોત્તમ કહેવાયો–૫૬

ત્યારે પુત્રે કહ્યું કે એ વાત ઠીક પણ મારે તો જેનાથી સેના પેદા

થાય તે રત્ન રાખવું કેમ કે દેશ, ગામ, પુર, ઈત્યાદિ સમેત જે રાજ્ય તે સેનાથીજ મળે છે–૫૭

લક્ષ્મીનું જે તેજ છે તે રાજતેજ આગળ કાંઈ નથી, જેમ સૂર્યના તેજ આગળ આકાશમાં વિદ્યમાન એવા પણ તારા જણાતા નથી–૫૮

ત્યારે બ્રાહ્મણની વહૂ બોલી કે જેનાથી ભોજન થાય તે મારે રાખવું કેમ કે, રાજ્ય કરીને પણ ખોળવાનું તો તેજ છે–૫૯

પૃથ્વી ઉપર રત્ન તો ત્રણજ છે–જલ, અન્ન, ને સુભાષિત–બાકી પથ્થરાના કટકાને તો મૂર્ખ લોકે રત્ન ઠરાવ્યા છે–૬૦

ધાન્યની ઉત્પત્તિ દુર્લભ છે, વ્યય નિરંતર છે, માટે સર્વ રત્નનું પ્રધાન જે અન્ન તે જેને ઘેર છે તેને ઘેર સર્વ કુશલ છે–૬૧

પુત્રપત્નીએ છેવટ કહ્યું કે એમાં કાંઇ માલ નહિ જેનાથી આભૂષણ થાય તે રત્નજ મારે તો રાખવું છે–૬૨

મ્હોટા ઈંદ્ર સરખા, તેમ મનુષ્યો, જિનપ્રતિમાદિ, સર્વ અને વિશેષે નારીઓ તો આભૂષણથીજ શોભે–૬૩

એમ ચારે જણને પરસ્પર કલહ સળગ્યો, એટલે બ્રાહ્મણે ક્રોધ કરીને બધાંને હાકી કાઢયાં–૬૪

ને ચારે રત્ન લઇને રાજા પાસે આવી મો આગળ રત્ન મૂકીને બોલ્યો કે મહારાજ! આ રત્ન આપના ભંડારમાં મૂકાવો–૬૫

રાજાએ કહ્યું હે બ્રાહ્મણ આ ચારે કેમ પાછાં આણ્યાં? એક રાખ્યું શા માટે નહિ?–૬૬

બ્રાહ્મણે કહ્યું મારા કુટુંબમાં રત્ન કોઇને પણ ગમતું નથી, ને કદાપિ કોઇને એકાદ રુચે છે તો મહા કલહ થાય છે–૬૭

હું, મારી પ્રિયા, પુત્ર, ને પુત્રવધૂ, ચારેનો અભિપ્રાય જુદો થાય છે. શાસ્ત્રવચન મિથ્યા નથી –કે ગજ, છત્ર, ઉત્તમ રંભા, નોબત, સિંહાસન, ચામર, એટલાં રાજાને ઘેરજ શોભે–૬૮–૬૯

સ્ત્રીરત્ન, અશ્વરત્ન, સમુદ્રમેખલાવાળી પૃથ્વી, બહુ મૂલ્યવાળાં રત્ન, એ બધું રાજાને ઘેરજ શોભે-૭૦

લોકોક્તિ પણ છે કે ભિક્ષુકને ઘેર રત્ન હોય નહિ, કૂતરાના પેટમાં દૂધપાક રહે નહિ-૭૧

બ્રાહ્મણકુંડ નામના ગામમાં વિષભ નામનો બ્રાહ્મણ હતો, તેની ઉત્તમ પ્રિયા દેવને આનંદ આપનારી રત્નધરા નામની હતી-૭૨

તેની કૂખે કર્મયોગથી શ્રી વીર પેદા થયા, પણ ભિક્ષુકના કુલમાં અવતાર સારો નહિ એમ જાણી હરિણગમેષીએ ઇંદ્રની આજ્ઞાથી સલાની સત્‌કુક્ષિમાં તે ગર્ભને મૂક્યો, જે ઉપરથી હે રાજન્ એમ કહેવાય છે કે ભિક્ષુકના ઘરમાં રત્ન ન શોભે-૭૩-૭૪

કાગ કહે કિં કરઈ માકડ નાલીઅરેહિ
કિવિણ સપત્તિં કિં કરઈ મુણિવર બહુ અધહિં-૭૫

એવું બ્રાહ્મણનું કહેવું સાંભળીને, તથા કુટુંબકલહની વાત જાણીને રાજાએ રત્ન તેને આપી દીધાં-૭૬

બ્રાહ્મણ બહુ ખુશી થતો ઘેર આવ્યો, અને તેણે પ્રત્યેકને પોતાના મન ગમતુ એકેક રત્ન આપ્યું-૭૭

તેથી બ્રાહ્મણનું સર્વ કુટુંબ બહુ હર્ષ પામ્યું, અને બધાં પોતાના મનતું જે વાંછિત હોય તે સહજે સાધવા લાગ્યાં-૭૮

જયંતી પૂતળીએ કહ્યું કે, હે રાજા! આવું વિક્રમાર્કનું અદ્ભુત અને ઉત્તમ ઔદાર્ય જુઓ-૭૯

એવુ જે તમારામાં કદાપિ પણ હોય તો સિંહાસને બેસો, નહિ તો ઘેર જઇને ધંધો કરો-૮૦

શ્રી વિક્રમાર્ક ભૂપાલના આવા ઔદાર્ય અને ગાંભીર્ય ભરેલા સત્ય ગુણ સાંભળીને, પોતાનાં સ્વજનને લઈ ભોજ ઘર તરફ ગયો-૮૧

વિક્રમાદિત્ય ભૂપતિના સિંહાસનદ્વાત્રિંશિકાપ્રબંધની, શ્રીરામચંદ્ર સૂરિએ ઉત્તમ શ્લોકથી યોજેલી તૃતીયા કથા સમાપ્ત-૮૨

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની તૃતીયા કથા.

બીજે દિવસ પાછો ભોજરાજા ઉત્તમ સામગ્રી કરાવીને શુભ મુહૂર્તે શુભ લગ્ને સભામાં આવ્યો–૧

જેવો સિંહાસને બેસવા જાયછે, ને પાંચે વાદ્ય વાગી રહ્યાં છે, તેવી અપરાજિતા નામની ચોથી પૂતળી બોલી–૨

અમે જેનાં અધિષ્ઠાતા છીએ એવા સિંહાસને તેજ બેસવા યોગ્ય છે કે જે વિક્રમથી પણ અધિક હોય–૩

અથવા કાંઈ નહિ તો કૃતજ્ઞતાગુણયુક્ત હોઈ તેની તુલ્ય પણ હોય, અને પરોપકારનિપુણ અને ઔદાર્ય ગુણનો સાગર હોય–૪

બીજો ગમે તેવો જાણ હોય કે રાજાધિરાજ હોય કે છત્રીશ ખંડનો સ્વામી હોય, વિદ્યાધર હોય કે ઇંદ્ર હોય તે એના ઉપર બેશી ન શકે–૫

અમે દેવતા જેનાં અધિષ્ઠાતા છીએ, એવા આ મનોહર સિંહાસન વાસ્તે શા માટે નિરંતર વ્યર્થ પ્રયત્ન કરે છે?–૬

આવું સાંભળીને રાજાએ અપરાજિતાને કહ્યું કે વિક્રમની એવી શી કૃતજ્ઞતા હતી, તે તું મને બરાબર કહી બતાવ–૭

રાજાએ આવું પૂછતાં અપરાજિતા સાવધાન થઇ બોલી કે,હે માલવાધીશ! વિક્રમની કૃતજ્ઞતાની વાત સાંભળો–૮

એકવાર વનમાં ભમતાં કોઇ બ્રાહ્મણે એને રસ્તો બતાવ્યો તે ઉપરથી પોતાને માર્ગ જડચો, એટલે તેને જોઇ પોતે કહ્યું કે હુ તારો ઋણી છું, પછી પુત્રને મારી નાખી અલંકાર કાઢી લીધા તેથી તેને પોતાના સુભટોએ પકડયો તો પણ વનમાં કરેલો ઉપકાર સંભારીને તેને રાજાએ છોડી મૂકાવ્યો–૯

સત્ત્વવાન્નો શિરોમણિ એવો વિક્રમાધીશ દાનેશ્વરીપ્રતાપથી સ્વર્ગપર્યંત પ્રસિદ્ધિ પામેલો અવંતિમાં રાજ્ય કરતો હતો–૧૦

તે ધર્મીનો સોમ, દુષ્ટનો યમ, કરુણાબ્ધિનો વરુણ, અર્થીનો કુબેર, એવો હતો–૧૧

સમુદ્ર જેવો ગંભીર, પરોપકારનિરત, દયાવાન્, વિનયી, ધીર અને પરસ્ત્રીનો ભાઇ હતો–૧૨

અરિષડ્વર્ગનો જય કરનાર, જગદ્વિખ્યાત, મેરુની પેઠે નિશ્ચલ, એવો સર્વ રાજાનો શિરોમણિ હતો--૧૩

ત્યાગી, ભોગી, નીતિજ્ઞ, જ્ઞાની, શૂર, વિદ્વાન્, મદમોહવિમુક્ત, ને ત્રણે લોકને આનંદ આપનાર હતો--૧૪

હજારો ગુણ કરતાં દાનગુણ મ્હોટો છે, ને તે સાથે જો વિદ્યાનું વિભૂષણ હોય તો તો કહેવાનુંજ શું? તે ઉપરાંત વળી શૂર હોય તો તો મહા પવિત્રતાની વાત! અને એ ત્રણે છતાં જરાએ મદ નહિ એવાને તો અનેક નમસ્કાર!!--૧૫

ત્યાં બહુ વિદ્યામાં નિપુણ અને વિચારજ્ઞ, ધર્માર્થકામને મોક્ષ ચારેના શાસ્ત્રનો જાણનાર, એક બ્રાહ્મણ હતો--૧૬

ષડંગ સહિત ચારે વેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ, એ ચતુર્દશવિદ્યા તે જાણતો હતો--૧૭

બે ભ, બે મ, ત્રણ વ, ત્રણ બ, અપલિંનાસ્કકૂગાસી એમ અઢાર પુરાણ જાણતો હતો[1]--૧૮

મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્ક્ય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, વશિષ્ઠ, એટલાંનાં ધર્મશાસ્ત્ર, તથા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, અને ૭ અંગ, તથા મીમાંસા અને ન્યાય, એ પણ તે જાણતો હતો–૧૯–૨૦–૨૧

એમ ચૌદ વિદ્યાનો જાણ તે પુરુષરૂપે સરસ્વતીનો અવતાર હતો, ને તે ભાગ્યવાન્નું નામ પૃથ્વી ઉપર ભૂધર એવું પ્રસિદ્ધ હતુ–૨૨

વિદ્યા છે તેજ પુરુષનું ઉત્તમ રૂપ છે, પ્રછન્ન અને ગુપ્ત ધન છે,

૧ બે ભ તે ભાગવત અને ભવિષ્યોત્તર, બે મ તે માત્સ્ય અને માર્કંડેય, ત્રણ વ તે વૈષ્ણવ, વારાહ, વામન; ત્રણ બ તે બ્રાહ્મ, બ્રહ્મવૈવર્ત, બ્રહ્માંડ, ને આ તે આગ્નેય, પ તે પાદ્મ, લિ તે લૈંગ, ના તે નારદીય, સ્ક તે સ્કાન્દ, કૂ તે કૌર્મ, ગ તે ગારુડ, અને સી તે શૈવ

વિદ્યાજ ભોગ, યશ, સુખ, સર્વ આપનારી છે, વિદ્યાજ ગુરુની ગુરુ છે, વિદ્યા પરદેશગમનમાં બંધુ છે, વિદ્યા પરમ દૈવત છે–વિદ્યાજ રાજાઓથી પૂજાય છે ધન નહિ, માટે વિદ્યાહીન તે પશુ છે--૨૩

ચોર હરતા નથી, રાજા લઇ શકતો નથી, પરદેશ જતાં જેનો ભાર ઉચકવો પડતો નથી, તેજ ધન સર્વ ધનમાં પ્રધાન છે, ને તે વિદ્યારૂપી છે જેને પુરુષો સર્વદા વહે છે–૨૪

વિદ્વત્તા અને રાજ્ય એ બે કદાપિ સરખાં ન ગણાય, કેમ કે રાજાને તો પોતાના દેશમાંજ માન મળે, પણ વિદ્વાન્‌ને તો સર્વત્ર મળે--૨૫

તે વિદ્વાન્‌ને શાંત, શીલવતી એવી નામે તેમગુણે કરીને ભરમાદેવી પત્નીહતી--૨૬

પરઘરગમણાલસિણી પરપુરિસવિલોયણે યજઅંધા
પર આલાબે બહિરા ઘરવ લછીસમા મહિલા–૨૭
સુપ્પઈ સુત્તમિ પીઇએ ભુજ ભત્તમિ પરિચાણ સયલે
પઢમ ચે વવિબુઝઇ ઘરસ્સ લછ્છી ન સા મહિલા–૨૮

તે સર્વ ગુણે સંપૂર્ણ હતી, રૂપ લાવણ્યવતી હતી, અને દાન શીલ તપને સાચવનારી હોઇ ઉત્તમતાને પામેલી હતી--૨૯

સુશીલ હતી, સજ્જનોને આનંદ આપનારી હતી, પતિપાદની પૂજા કરનારી હતી, નિષ્કલંક હતી, પણ તે ઇંદુમુખીને માત્ર એકજ કલંક હતું--૩૦

સમુદ્ર ખારો છે, ચંદ્ર ક્ષયરોગી છે, શંકર ભિક્ષાચર છે, શુક્ર કાણો છે, કામદેવ અશરીર છે, દામોદર શ્યામ છે, શેષ વિષધર છે, હર બઠર છે, કલ્પદ્રુમ કાષ્ટ છે, એમ સર્વને કાંઈ કાંઇ દોષ છે, પણ સર્વમાં સર્વથા નિર્દોષ, એવા તો એક શ્રી વીતરાગજ વિજયી વર્ત્તેછે--૩૧

વિદ્યા, દ્રવ્ય, સુરૂપ, પતિનું માન, આરોગ્યતા, એમ સર્વ સુખ હતું, માત્ર પુત્રનું મુખ જોવાનું નહતું--૩૨

નારી પતિથી નથી શોભતી, શૃંગારથી નથી શોભતી, ગુણથી નથી

શોભતી,--જેવી કેડે રમતા ને કાલું બોલતા પુત્રથી શોભે છે તેવી કશાથી નથી શોભતી--૩૩

વિધવા છતાં પણ પુત્રથી દીપિત નારી શોભે છે, જેમ અમાવાસ્યા પણ દીપદીપિત હોઈ સિદ્ધિદા જણાય છે--૩૪

એકવાર ભરમાદેવી ઘરમાં, હરિને ખોળે જેમ લક્ષ્મી, તેમ પતિના વામાંગે બેઠી હતી- ૩૫

તેવામાં એક કૂકડી મ્હોટાં નાનાં થોડાં વધેલાં નહિ વધેલાં એવાં ઘણાંક બચ્ચાં જે ઉડાઉડ કરતાં હતાં તેમને લઇને અકસ્માત્ આવી--૩૬

બચ્ચાંને પાંખમાં ઘાલતી જાય, કાઢતી જાય, ને ચાંચે કરીને તેમની ચેણ પૂરતી જાય--૩૭

આ પ્રમામે પોતાનાં બાલકનું લાલન કરતી તેને જોઇને ભરમાદેવી જેને વંધ્યાપણાનું દુઃખ હતું, તેનું દીલ ભરાઇ આવ્યું-૩૮

તેના મનમાં આવ્યું કે આ જનાવર પણ પોતાને આનંદ આપનાર બાલકો સમેત હોઈ મારા કરતાં સારૂ છે -૩૯

હું શાથી વાંઝણી છુ ! અભાગિણીમાં મુખ્ય છું ! ને એમ રણ-ભૂમિ, કે વાલુકાભૂમિ, કે દગ્ધભૂમિ, તેના જેવી છું--૪૦

ફલ વિનાની વેલી, જલ વિનાની નદી, ધર્મહીન ધની, બુદ્ધિહીન વાગ્મી, કલાહીન ચંદ્ર, ક્રિયાહીન મુનિ, દયાહીન ધર્મ, એટલાં જેમ કદાપિ શોભતાં નથી, તેમ સત્યહીન રાજા, જલસેકહીન વનસ્પતિ, પુત્રહીન નારી, એ પણ કદાપિ શોભતાં નથી--૪૧-૪૨-૪૩

આવું વિચારીને પતિ આગળ આંખ ભરીને મ્હોટે સાદે રડવા લાગી, ને આંસુ પાડી નહવાઇ ગઇ--૪૪

પતિએ તેનાં આંસુ લોહી નાખી ને કહ્યું કે, પ્રાણવલ્લભા ! તું મારા હર્ષની વનવેલીને દાવાનલ રૂપ થઇ કેમ રોવા લાગી છો!--૪૫

શા માટે આવી અશ્રુવૃષ્ટિ કરી મૂકી છે? આ અંબુ મારા હર્ષરૂપી કર્પાસુને બાળી નાખવાવાળું છે, એ વિચિત્ર છે--૪૬

હે વિદુષીઓમાં શ્રેષ્ઠ! મને કહો કે તમારી આજ્ઞા કોણે લોપી? શું મેં મન કર્મ વાણીથી કાંઈ હે કૃશોદરિ! તારો અપરાધ કર્યો! ૪૭

કે તને કાંઇ રોગનું દુઃખ અકસ્માત્ થયું, કે ન સાંભળી શકાય એવી તમારાં પિતાભ્રાતા કોઇની વાત સાંભળી? --૪૮

અથવા ચાકર દાસી કોઇએ તારી આજ્ઞા ન પાળી? કે કોઇ ભૂત વળગ્યું? કે કોઇની તને નજર લાગી? --૪૯

હે પ્રાણેશ્વરિ! સુનયને! પ્રાણદે! પ્રાણવલ્લભે! શોભને! સુંદરિ! જીવદે! જીવિતેશ્વરિ! વિનોદ કરાવનારાં વચન બોલ, ને આવું વિહ્વલ રુદન તજ, અને તારા હાસ્યરૂપી સૂર્યથી મારા મનરૂપી કમલને ખીલવ--૫૦-૫૧

ભૂધરે આ પ્રમાણે કહ્યું ત્યારે તેની પત્ની બોલી કે, હે સ્વામી! મારી આજ્ઞા કોઇએ લોપી નથી, મારા પીઅરમાં કાંઇ અશુભ નથી, મારા શરીરને કાંઇ રોગ નથી, તેમ મને કોઇભૂત પ્રેત પિશાચ કાંઇ વળગ્યું નથી, મને તો માત્ર પુત્ર નથી એજ મનોવ્યાધિ છે--૫૨-૫૩

ભૂધરે કહ્યું કે હા પ્રિયે! મને પણ એ દુઃખ તો છે, કેમકે જે અપુત્ર છે તેને કદાપિ સ્વર્ગ પ્રાપ્તિનથી--૫૪

મેઘહીન દેશ નિર્મૂલ થાય છે, પૂત્રહીન કુલનિર્મૂલ થાય છે, વસ્ત્રહીન રૂપ લજામણું થાય છે, ને નાયક વિનાનું સૈન્ય મરાય છે--૫૫

પિતાને પું નામના નરકમાંથી સુત તારે છે, માટે સર્વ વિદ્યામાં નિપુણ એવા પૂર્વ મુનિઓએ તેને પુત્ર કહ્યો છે--૫૬

ભાંડૂં ભરીઉ દૂખડે જે પુણ ફ્દ્દિ વિજંત
લોયહલી કડૂયાતણી જઇ ઉઅટ નહિ હુંતિ--૫૭
વહ કલક તુ બાલુઉં ઠારઇ દુન્નિ વિઠામ
અમીય તણી પરિ આંખડી હીઉં ધાવઇ હામ--૫૮

પછી ભૂધર પણ હૃદયમાં દુઃખની પીડા ન વેઠાવાથી લાંબે સાદે રોવા-લાગ્યો કે અરેરે! મારા કુલનો અંત આવશે! --૬૦

ત્યારે તેની પ્રિયાએ કહ્યું સ્વામિન્! તમે પણ આમ રુવો છો શાને? જે બાલક છે કે સ્રી છે કે અનાથ છે તેમને રોવાનું છે–૬૧

પુરુષો તો પૌરુષાકાર છે, શોકવર્જિત છે, ને એવા હોઇ દેવને પણ વશ કરે તેવા પૃથ્વી ઉપર પેદા થાય છે–૬૨

જે વાત પરાક્રમથી સાધ્ય નથી તે વાત ઉપાયે કરીને ઘડવી જોઇએ, માટે તેવો ઉપાય કરો કે જેથી આપણને પુત્રની પ્રાપ્તિ થાય–૬૩

દશરથ ભૂપાલે ગુરુનું આરાધન કર્યું તેથી પૃથ્વીના ભૂષણરૂપ રામાદિ ચાર પુત્ર પ્રાપ્ત થયા–૬૪

શ્રી અનાદિ દેવે ધારિણીનો વિઘ્નસંચય હરિ તેને મુક્તિસ્થ એવા જંબુ સ્વામી પુત્રરૂપે આપ્યા–૬૫

શ્રી હરિણગમેષીએ સુલસાના અંતરાય હરિ બત્રીશ પુત્ર થાય તેવી ગુટિકા તેને આપી–૬૬

ઇલાતીને ગોત્રજે ઇલાતી પુત્ર નામે પુત્ર આપ્યો તેમજ ચિલાતીપુત્રનો પ્રભવ પણ ભગવત્પ્રપૂજનથી થયો–૬૭

કર્મને ઉપક્રમ ઉભયે ફલે છે, ને ભાગ્ય તેમતે સાથે મિશ્ર જે અભાગ્ય તે અંતરાય રૂપ થાય છે–૬૮

માટે એવું કાંઇ આરાધન કરો કે જેનાથી પવિત્ર પ્રભાવાળો, નયનને આનંદ આપનાર અને વંશનો નાયક એવો પુત્ર પ્રાપ્ત થાય–૬૯

ભૂધરે પ્રિયાપ્રતિ થોડાકમાં કહ્યું કે ઉપક્રમ કરવાથી ઘર, કર્ષણ, પૃથ્વી ને ધન, બધું નવું પેદા થાય–૭૦

ગુરુસેવાથી, વિદ્યાથી, દેવપ્રસાદથી, તેમ મહાપુણ્યથી યશ તેમ પુત્ર ઉભય પ્રાપ્ત થાય, બાકી થાય નહિ–૭૧

કુંતાને પાંચે ભોગવી ને તેની વહૂ પણ તેવીજ મળી છતાં તે સતી કહેવાઇ એમ યશ તો પુણ્યથી મળે છે–૭૨

રાવણે સીતા હરી પણ રામે તો તાટકાને હણી છતાં રામ ધર્મી ને રાવણ પાપી એમ યશ તો પુણ્યથી મળે છે–૭૩

મક્ષિકા પણ ક્ષીર અને નીરનો વિવેક તો જાણે છે છતાં પ્રસિદ્ધિ રાજહંસ પામ્યા છે, એમ યશ તો પુણ્યથી મળે છે—૭૪

એમ છતાં પણ બ્રાહ્મણે પોતાની કુલદેવીનું આરાધન કર્યું, ને એકજ ધ્યાનથી કુલદેવી તેને પ્રસન્ન થઇ—૭૫

તારા મનની ઈચ્છા પૂર્ણ થાય એવું જે વરદાન હોય તે માગ, એમ કહેતાંજ ભૂધર બોલ્યો કે મારા કુલને યોગ્ય એવો પુત્ર આપો—૭૬

કે જેના વડે આપની પૂજા ચાલતી રહે ને મારો વંશ પણ કાયમ રહે, ને મારાં ગુરૂજન તથા સ્વજનને મહા આનંદ થાય—૭૭

દેવતાએ કહ્યું, હે વિદ્વન્! મેં તને પવિત્ર વાણીવાળો પુત્ર આપ્યો, પણ તારે એ પુત્રનું નામ દેવદત્ત પાડવું, એટલી મારી આજ્ઞા છે—૭૮

એટલું કહીને અતિ વિશારદ એવી તે કુલદેવી અંતર્ધાન થઇ ગઈ, ને પુણ્યના યોગે બ્રાહ્મણને ઘેર પુત્રનો પ્રસવ થયો—૭૯

ક્રમે ક્રમે તે પુત્ર ઘણાક દર્ભના સમૂહની પેઠે વધવા લાગ્યો, તેમ તેનો જન્મ પણ રાજયોગવાળા શુભ લગ્નમાંજ થયેલો હતો—૮૦

ભૂધરે તેનું નામ દેવદત્ત પાડ્યું, ને પોતાના ઘરની શક્તિ પ્રમાણે જન્મનો મહોત્સવ પણ કર્યો—૮૧

તેવામાંજ શૃંગારમંજરી નામની વિક્રમરાજાની રાણીએ હજારો મનોરથ ઉપજાવવા રૂપી આનંદ વિસ્તારતા પુત્રરત્નને જન્મ આપ્યો—૮૨

શ્રી વિક્રમભૂપાલે ગામનાં હાટ વગેરે શણગારાવી પંચશબ્દાદિપૂર્વક મહામહોત્સવ કરાવ્યો—૮૩

કોઇ યાચક છે? જેને દાન આપવાનું બાકી હોય; કોઈ બંધનવાળા હજી અમુક્ત છે? જેને છોડાય—૮૪

એવો કોઇ કર નથી કે જે સુતહર્ષથી કાઢી નાખવામાં ન આવે, પરંતુ આશ્ચર્ય એ છે કે કન્યાનો કર તો નિર્ભય થઇને ગ્રહવામાં આવેછે-૮૫

ચારે દિશામાં ઘણાક દિવસ સુધી આનંદ વ્યાપી રહ્યો, મહોત્સવ ઉપર મહોત્સવ થયો—૮૬

તેના રાજ્યમાં આખું જગત્ મહાસુખ પામ્યું--સુગંધ કેશર અને વળી ચંદન મિશ્રિતા--૮૭

પૌરજન અમાત્યાદિને રાજપુત્ર પ્રિય થઇ પડયો, અને વિક્રમને તો પ્રાણથી પણ અધિક વલ્લભ થયો--૮૮

ચંદન, ચંદ્રિકા, ચંદ્ર, કર્પૂર, અમૃત, મણિ, એટલાં બધાંએ તેવાં આનંદ આપનારાં નથી કે જેવું પુત્રાલિંગન છે--૮૯

* * * * ૯૦*

* * * * ૯૧*

શ્રી વિક્રમનો પુત્ર વીરસેન એવો વાધવા લાગ્યો કે જેવી સત્પુરુષની મૈત્રી વાધે છે કે વળતા પહોરની છાયા વાધે છે--૯૨

આરંભે લાંબી ને પછી ધીમેધીમે ક્ષય પામનારી, અને પ્રથમે ટુંકી પણ ધીમે ધીમે વધનારી, એમ આગલા પહોરની ને પાછલા પહોરની છાયાના જેવી ખલ અને સજ્જનની મૈત્રીને જાણવી -૯૩

આણી તરફ ભૂધરનો દેવદત્ત પણ માતાપિતાથી અનેક લાલનપાલનપૂર્વક લાડ લડાવાય છે--૯૪

ધીમે ધીમે જાતકર્મ, સૂર્યદર્શન, નામકરણ, અન્નપ્રાશન, પગમંડન, કર્ણવેધ, શિખાકર્મ, યજ્ઞોપવીત દાન. એ આદિ સંસ્કાર પણ થયા--૯૫-૯૬

વળી તે બહુ સારી રીતે વેદાદિશાસ્ત્રને પણ ભણ્યો, અને પછી સુગુણવાળી ને સુરૂપવતી તથા કુલીન કન્યાને પરણ્યો--૯૭

ષટ્કર્મમાં કુશલ અને બ્રાહ્મણનાં સર્વ કર્મનો જાણનાર થયો, અને યૌવનપૂર્ણ છતાં પણ કામ તેને ચારિત્રથી ડગાવી શક્યો નહિ--૯૮

જે યૌવનમાં ચારિત્ર સાચવે છે, તેમનીજ સત્પુરુષમાં ગણના થાય છે,

* આ ઠેકાણે આવા બે શ્લોક છે:--धूलीधूसरमुखंमगदेवसम्यमीलनय नारुणमासितअतरे वपुरिदसुपपूरितकियदतीवद्दिसुः॥ दुर्लभामिदिविदेविमहेलावा ल्लालनमुखानिनिपेव्यः। स्वशांगुरशानिदेशंस्वांविहारपारिहार परेहा ॥ જેનો અર્થ પદાન્વયસમેત યોગ્ય રીતે સ્ફુરતો નથી.

તેજ ખરા તારનારા નીવડે છે, ને નદીના પૂરમાં પડી શકે છે કે જે તરવાનું બરાબર જાણતા હોય છે--૯૯

પિતાની ભક્તિવાળા, માતાનું વચન પાળનારા, ને કુલાચારમાં નિરત, તેજ પુત્ર જાણવા, બીજાતો કરમીઆ સમજવા--૧૦૦

એમ સમજીને ત્રણે કાલે માતાપિતાનું પૂજન તે કરતો, તથા સંધ્યાતર્પણ જપ અગ્નિહોત્રાદિ પણ સાચવતો- ૧

પિતાને પૂછીને ઘરનાં પણ સર્વ કાર્ય પોતે ઉઠાવતો હતો- પુત્ર, શિષ્ય, અને સારા સેવક તે પોતાની મેળેજ કાર્ય ઉઠાવી લેછે--૨

યૌવનવાળા, શુભાશુભ સમજનારા, એવા પુત્રોને પિતાની લક્ષ્મીનો ઉપભોગ કરવો યોગ્ય લાગતો નથી--૩

પીયર વિઢત્તરૂ દિવડઈ વિષર કો ન કરાઇ
સઇ વિઢત્તરૂ સઈ હવઈ વિરલા જણુણિ જણેઇ--૪

પછી ભૂધરે મનમાં વિચાર કર્યો કે આ મારો પ્રિય પુત્ર ઘરનો ભાર ઝીલે તેવો થયો--૫

એટલે હવે હું મારે પુણ્યકાર્ય કરીશ, કેમ કે વૃધ્ધપણું આવ્યુ ત્યારે ધર્મસંચય કરવો ઘટે--૬

પ્રથમ વયમાં વિદ્યા ન મેળવી, દ્વિતીયમાં ધન ન સંપાડયુ, તૃતીયમાં ધર્મ ન પ્રાપ્ત કર્યો--તો તેવો મનુષ્ય જન્મીને શુ કરી ગયો?--૭

બાલપણે જે વિદ્યા ભણ્યા છે, તે યૌવનમાં વિષયભોગમાં પડી, વૃધ્ધાવસ્થામાં સાધુત્વ ગ્રહી યોગથી શરીર તજે છે--૮

જઈ પૂગી પચાસ ૦ ૦ ૦[1]--૯

યૌવનમાં તો વિદ્વાનો પણ કામવશ થાય છે, પણ કેટલાક એવા મૂર્ખ છે કે જેમને વૃધ્ધપણમાં પણ તે ભાવ જતો નથી--૧૦

ચાલીણુ કામ કહા.કાકા લો ઘેર ચંક વયસ્સ,
માયગ કૂઅતિ વારણાયસીસે સુમવીયા વિહુરા--૧૧

---

૧ આ શ્લોક મૂલમા આટલોજ આપેલો છ

'સકલ લોકને માથે ચઢી ચઢીને પળીયાં રૂપી દૂત ભુમો પાડીને કહે છે કે ભાઈઓ! જરા ને મરણ તમારો પરાભવ કરે છે, માટે ધર્મ સંભાળો, પાપ તજો-૧૨

પોતાના પુત્રનું કલાને વિષે કૌશલ્ય જોઇને ભૂધરે તેને ઘરનો બધો ભાર સોપ્યો અને પોતે તીર્થ કરવા નીકળ્યો-૧૩

ભૂધરનો પુત્ર દેવદત્ત અને વિક્રમાદિત્યનો પુત્ર વીરસેન તે ઉભયને ધર્મગોષ્ઠી કરવા જેવી બહુ મૈત્રી થઈ-૧૪

સભામાં, ધર્મશાલામાં, ઉત્તમ તીર્થમાં, વનાદિમાં, તેમ સર્વ ધર્મસ્થાનમાં, કહી પણ તે એકેકાથી વિખૂટા રહેતા નહિ-૧૫

દેવદત્ત બ્રાહ્મણ નિત્યે વિશ્વદેવ નામનો હોમ કરતો, તે માટે નિત્યે જાતે જઇને શત સમિથ્ લાવતો-૧૬

એમ વ્યવહાર ચાલે છે ત્યાં એકવાર વિક્રમરાજાએ કોઇ સારો જાતવાન ઘોડો લીધો, ને તેની ગતિ કેવા વેગવાળી છે એ પોતે અજમાવવા માંડ્યું-૧૭

ઘોડાનું વિભૂષણ વેગ છે, લજ્જા નારીનું વિભૂષણ છે, કૃશતા તપસ્વીનું વિભૂષણ છે, વિદ્યા બ્રાહ્મણનું વિભૂષણ છે, ક્ષમા મુનિનું વિભૂષણ છે, અને શસ્ત્રોપજીવીનું ભૂષણ પરાક્રમ છે, -૧૮

તે અશ્વ ઉચ્ચૈઃશ્રવા તુલ્ય હતો, ટુંકા કાન વાળો, ને મ્હોટા મોઢાવાળો, પાણીદાર, જબરી ખાંધવાળો, ને તેજમાં સૂર્યના અશ્વ જેવો હતો-૧૯

કુબ્બલ કત્ત ઉવ ક્રમહૂ ચંપજેત સરોસ
તુરીયા એહજ તિન્નિ ગુણ તેતા સામિય દોષ-૨૦

સિંધુ દેશના, સીતમુખ સહોદર, ઉચ્ચૈઃશ્રવાની શોભાની બરાબરી કરનાર એવા હય ઉપર અંગલક્ષ્મીથી સર્વને જીતનાર પૃથ્વીંદ્ર ચઢયો-૨૧

રાજાએ ચલાવ્યા છતાં પણ તે ચાલ્યો નહિ, ને ઉભો રાખવા માંડયો તો ઉલટો વાયુવેગે દોડવા લાગ્યો—૨૨

વિક્રમે તેને આવો અવળી શિક્ષા લીધેલો જાણ્યો નહિ, એટલે ઘોડો તો રાજાને મહાવનમાં તાણી ગયો—૨૩

રાજાની તો ભૂખે ભુખે ચઢી ગઇ, અને તૃષાએ ગળુ સૂકાવા માંડયું, એટલે ઘોડાને મૂકીને ઝાડની ડાળીએ પોતે બાઝી પડયો—૨૪

ત્યાંથી ઉતરીને રાજા રસ્તો શોધવા લાગ્યો તો વાંસ અને તાડનું મહાવન દીઠુ—૨૫

તે, ઘુવડના શબ્દથી ભયાનક, શીઆળના હુંકારથી દારુણ, વાઘના ઘુઘવાટથી રૌદ્ર અને સાપના છુંછવાડાથી ભરપૂર, હતું—૨૬

આવુ વન જોઇને રાજાએ મનમાં વિચાર કર્યો કે આ અશ્વ જરૂર મારો પૂર્વનો વૈરી નીકળ્યો, કેમ કે તે આટલે લઇ આવ્યો—૨૭

અથવા પૂર્વનાં કર્મ ફલવાનાં થયાં તેજ મને અહીં લાવ્યાં, જેણે જેવું કર્યું હોય તે તેવું ભોગવે—૨૮

કહ્યું છે કે સુખ કે દુઃખનો કોઇ દાતા નથી, કોઇક તેમાંનું કાંઇ કરે છે આપેછે એમ માનવું એતો કુબુદ્ધિ છે, જે પૂર્વથી કરેલું કર્મ છે તેજ ભોગવવાનું છે; માટે હે શરીર! જે તેં કર્યુ હોય તે ભોગવ—૨૯

મનમાં સાહસ ધારણ કરીને, આવા નિર્જનવનમાં રાજા વિચારવા લાગ્યો કે ધર્મનુંજ હવે ધ્યાન કરવું—૩૦

સુખમાં, દુ:ખમાં, ભયમાં, વ્યાધિમાં, સંકટમાં, શસ્ત્રસમયમાં, કોઇ આંટીમાં, ને અંતકાલે, ધર્મ એજ સદા મનુષ્યને શરણ છે—૩૧

રાજાએ પાંચ નમસ્કાર કર્યા, ને જ્યાં દશ કર્યા, ત્યાં દેવદત્તે સાંભળ્યું—૩૨

આટલામાં શ્રી વિક્રમનૃપ છે એમ જાણીને પાધરો ત્યાં આવ્યો, અને રાજાને ફલજલ આદિના દાનથી સ્વસ્થ કર્યા—૩૩

પછી તેમને બ્રાહ્મણે રસ્તો બતાવ્યો, ને રાજાને પોતાનું સૈન્ય પણ આવી મળ્યું -૩૪

રાજા મહામહોત્સવસમેત પોતાના પુરમાં પેઠો, અને જેમ પુનર્જન્મ થયો હોય તેમ લોકોએ રાજ્યાભિષેક કર્યો--૩૫

દેવદત્ત બ્રાહ્મણને રાજાએ પાંચસો ગામ, દશકોટિ સુવર્ણ, અને દશ હજાર ઘોડા આપ્યા--૩૬

તેમજ વસ્ત્ર, આભરણ, રત્ન, રથ ઈત્યાદિ બહુ બહુ વસ્તુ આપીને રાજાએ તેને નમસ્કાર કર્યો--૩૭

અહો! આ જન્મમાં તો હું તમારા ઉપકારના ઋણથી છુટું તેમ નથી, તમે મને પ્રાણદાન કરીને ખરીદી લેઈ તમારી મારા ઉપર મેહેર કરી છે--૩૮

રાજા સભામાં બેઠો બેઠો હમેશાં એમ કહેતો કે, આ બ્રાહ્મણનો અનૃણી થવા હું મારો જીવ સુદ્ધાંત પણ આપું --૩૯

દેવદત્તે આવું સાંભળી મનમાં વિચાર કર્યો કે, આ રાજા જે વાત હમેશાં કહ્યાં કરે છે, તે સાચી કે ખોટી?--૪૦

હૃદયે દુષ્ટ પણ મોઢે મીઠા એવા અગ્ન્યસ્રના જેવા લોક, હે રાજન્! ઘણા હોય છે, અને શેલડી જેવા તો ઘણા થોડાજ હોય છે--૪૧

બાહ્યાકારમાં મધુરતાયુક્ત સતે અતઃકષાય એવા હે સહકારવિટપ બહિર્ લોકમાં તું ક્ષિમ છે તે યોગ્યજ છે--૪૨

આ રાજાનું કૃતકત્વ, અને ઉપકાર કરનારને ઉપકાર કરવાપણું, જે કહેવાય છે તે ખરૂં છે કે ખોટું, એ પણ જણાશે--૪૩

એમ ધારીને પરીક્ષા કરવા સારૂ બ્રાહ્મણે એક વાર રાજાના પુત્ર વીરસેનને લાવીને એકાન્તગૃહમાં છુપાવ્યો--૪૪

વિક્રમભૂપાલે ચોતરફ દુત મોકલ્યા ને આજ્ઞા કરી કે નદી, વન, ગુફા, ગામ, નગર, પર્વત, સર્વે રાજધાની, જોઇ આવો, જે આજ્ઞાને

અનુસરી બધે ફરીને દૂતો પાછા આવ્યા, ને સર્વે કરમાયલે મોઢે તથા આંસુભરી આંખે કહેવા લાગ્યા કે કુમાર તો કહીં જણાતા નથી–૪૫-૪૬-૪૭

કશું જણાતું નથી કે ક્યાં ગયા!. કોઇ વાઘ કે સિંહ ખાઇ ગયો! કોઇ ધરામાં પડયા! કે નદીમાં તણાઈ ગયા!–૪૮

કે કોઇ વિદ્યાધર, ભૂત, વ્યંતર હરી ગયો! કે કોઇ પિશાચ કુમારનો ભક્ષ કરી ગયાં!–૪૯

આખું ગામ અમે ફર્યા, ઘરે ઘર, ને ખુણે ખુણા જોયા, પણ કુમાર કહીં જડતા નથી–૫૦

રાજાએ બધા ગામમાં નોબત કરાવી અને વિદ્યાવિશારદ એવા અષ્ટાંગજ્ઞાનવાળા સર્વને ભેગા કરી નિર્ણય કરાવ્યો–૫૧

લાભ, અલાભ, સુખ, દુઃખ, જીવિત, મરણ, જય, પરાજય એ બધું અજ્ઞાત જ્ઞાન છે–૫૨

તેમણે કહ્યું કે હે સ્વામિન્! આપનો પુત્ર શુક્રવારે શુક્રની રાશિમાં ગયો છે તે ધ્રુવ પાછો આવશે–૫૩

રોહિણીથી આદિ લેઇને ચાર ચાર નક્ષત્રના પ્રત્યેકને આ ચાર સંજ્ઞા અનુક્રમે જાણવી: અંધદૃક્, કેકરાક્ષ, ચિપટાક્ષ અને દિવ્યદૃક્–૫૪

અંધનક્ષત્રમાં ન્યસ્ત, નષ્ટ, કૃત, એવું જે ધન તે પારકાને જડે છે, ચિપટમાં તેમ થયેલું હોય તેની ખબર મળે છે, ને દિવ્યમાં તેમ થયેલાની તો ખબર પણ મળતી નથી–૫૫

અંધમાં પૂર્વ દિશાએ, કેકરમાં દક્ષિણે, ચિપટમાં પશ્ચિમે, ને દિવ્યમાં ઉત્તરે, ગયું જાણવુ–૫૬

દત્ત, પ્રયુક્ત, વિનષ્ટ, નિક્ષિપ્ત, એ આદિ મિશ્ર. કે ધ્રુવ, કે દારુણમાં થયુ તો પુન મળવાનુ નહિ–૫૭

અઠકાઇ છયેરા નંચ બાલા બાર ચેવતહતરુણા ઘેરાઠાણા હતવિચલઇ, કાણાવલ આવ તિ પુરુણાહિ જિહિ ગય પણ પછા ન વલ તિ–૫૮

લગ્ન દ્વિસ્વભાવ હોય, ચંદ્રમા દ્વિસ્થ હોય, લગ્નાધીશ પાંચ. બે કે દશમે હોય, તો ભવ્યફલ થાય–૫૯

હે રાજા! તમારો પુત્ર આવશે, થોડાજ દિવસમાં આવશે, કેમકે ચંદ્રમા ચર લગ્નમાં છે-૬૦

ચર લગ્ન, અને ચરાંશમાં ચતુર્થે ચંદ્રમા હોય તો પ્રવાસી શીઘ્ર ઘેર આવેછે એમ જાણવું-૬૧

પાંચ દિવસમાં દેવદત્તની સાથે આવશે, ગમે ત્યાંથી પણ આવશે, માટે વૃથા શોક ન કરવો-૬૨

આખા પુરસમેત અંતઃપુર અતિદુઃખરૂપ થઇ રહ્યું, અને સુતદુઃખથી દુઃખ પામતો રાજા પોતાનો જન્મ પણ નિંદવા લાગ્યો-૬૩

ગોભદ્ર, સગર, દશરથ, શ્રીમાન્ શ્રેણિક, નાગ નામનો રથિક, પ્રસન્ન નૃપતિ, શય્યંભવ સૂરિ, જ્ઞાનાઢ્ય હરિભદ્રસૂરિ, મુનિપ, ધાત્રી ધવકોણિક, એ સર્વે મહા ગાંભીર્યવાળાં છતાં પુત્રપ્રેમથી મોહ નથી પામ્યા શું?-૬૪

સુતસંયોગથી વધારે સારૂ અમૃત પણ નથી, ને તેના વિરહથી બીજું વિષ પણ નથી-૬૫

પોતાના ઉત્તમ સુતને માટે બહુ વિલાપ કરતો રાજાને જોઇ વિદ્વાનોએ તેને સમજાવ્યો કે જે સત્પુરુષ છે તેને આવો શોક ન ઘટે-૬૬

સંપત્તિમાં જેને હર્ષ નથી, વિપત્તિમાં શોક નથી, ને રણમાં ભીરુતા નથી, એવા ત્રિભુવનના અલંકાર રૂપ પુત્ર તો જનની વિરલજ જણે છે-૬૭

નાળીએરમાં જલની પેઠે જે થવાનું તે થાયજ છે, હાથીના પેટમાં ગયેલા કોઠાના ગરની પેઠે જે જવાનું તે જાયજ છે-૬૮

વાંછાની પરિપૂર્તિ થતી નથી, એ મારા કર્મનો દોષ છે, દિવસે ઘુવડ દેખતો નથી એમાં સૂર્યનો દોષ નથી-૬૯

અમને અમારા ધાર્યા પ્રમાણે મળતું નથી તેમાં હે પ્રભુ! તમારો દોષ નથી પણ અમારાં કર્મનો દોષ છે, દિવસ છતાં પણ જો ઘુવડને સુઝતું નથી તો તેમાં સહસ્રકિરણવાળા સૂર્યનો શો દોષ છે!!-૭૦

વસંતમાસ પ્રાપ્ત થતાં વનમાત્ર લીલાં થાય છે, પણ કેરડાને પત્ર ન આવે તેમાં વસંતનો શો દોષ ?–૭૧

અણુ પરે વમા વહતા વિયવચા તસ્સ ઉસવાહુંતિ
સુખ દુઃખખવાય હરણે જસ્સ ક્યાંતે વહઈ પખ્ખાં-૭૨

વિધિનોજ આવો ક્રમ હશે એમ સમાધાન માનીને શ્રીવિક્રમ નૃપે શોક તજી આંસુભરી આંખે રાજ્યનું પાલન કરવા માંડ્યું–૭૩

કેટલોક કાલ ગયો ત્યારે તેમના પુત્રનાં ઉત્તમ આભરણ દેવદત્ત બ્રાહ્મણે બજારમાં મોકલ્યાં –૭૪

કોટિમૂલ્યનાં તે મહાઋદ્ધિમાન્ આભરણો થોડે મૂલ્યે વેચવા માટે કોઇ નિર્ધન અને હીનભાગ્યના હાથમાં ગયાં–૭૫

તેને શંકા થઈ એટલે તેણે વહેવારીઆને તે બતાવ્યાં ને તેમને ગુપ્ત રીતે કહ્યું કે, આ આભરણ તમે લો અને રાજવર્ગના કોઈ લોક એમ ન જાણે કે મેં આપ્યાં છે તેમ કરજો–૭૬–૭૭.

આવું કહેતાં સાંભળીને વાણીવિદ્યાના જાણ એવા તેમણે વિચાર કર્યો કે આ ચોર અથવા ચોરસેવક હોવો જોઇએ–૭૮.

કહ્યું છે કે આકાર, ઇંગિત, ગતિ, ચેષ્ટા, ભાષણ, નેત્રના કે મુખના ચાળા, તેનાથી અંદરનું મન જાણી જવાય છે–૭૯.

ચોર, ચોરનો મંત્રી, ભેદજ્ઞ, કાણો, વેચાનાર, સ્થાનદ, ભક્તદ એમ ચોર સાત પ્રકારના છે–૮૦.

ચોરના સમૂહમાં જવું નહિ; ચોરની સોબત કરવી નહિ; એમાં-નું કશું ડાહ્યા પુરુષે કરવું નહિ, કેમકે મરણ કદાપિ ન થાય તો ધરણ એટલે પકડાવાપણું તો થાયજ થાય–૮૧.

તપાસીને ઘરેણાં તો વહેવારીઆઓએ હેઠાં મૂકી દીધાં, કેમકે જાણી બુજીને સાપના મોમાં કોણ હાથ ઘાલે ?–૮૨.

એવામાં ત્યાં કેટલાક રાજપુરુષો ફરતા ફરતા આવ્યા ને તેમણે પરસ્પર વાતો કરતુ લોકનું ટોળું દીઠું—૮૩.

ચંદકલા બુરમુઠી ચોરી રમીયા ઈછાઇ પાવાઈ
સુઠવિગો વિજજંતો તીયદિણે પાયડા કુંતિ—૮૪.

એ ઉપરથી તેમણે સર્વને હાંકી કાઢ્યા ને કહેવા લાગ્યા કે આની પાસે શું છે? આની પાસે કાંઇ છે? અહો! આનું મોઢું કેમ કરમાયુ?—૮૫.

આવુ થયું એટલે વાણીઆ પરસ્પર તાલીઓ આપીને કહેવા લાગ્યા કે અમે કાંઈ જાણતા નથી, એને અમે આ મૂકી દીધો; એને તપાશી જુઓ—૮૬.

એ અમારો સગો નથી, અમારે ને એને બોલવાનો વ્યવહાર નથી, સેવક નથી, કાગળ પત્ર લેઈ જનારો નથી, અમારો પાશવાન નથી, કે અમારે એનું ઓળખાણ નથી—૮૭.

એનુ સ્થાન, ગૃહ, વિત્ત, કુલ, જાતિ, નામ, અમે કાંઈ જાણતા નથી, ને એ ક્યાંથી આવ્યો કે ક્યાં જાય છે તે પણ જાણતા નથી—૮૮.

આવું સાંભળીને પેલા પારકી પીડાની દરકાર ન કરનારા ને ક્રૂર એવા રક્ષકોએ તેને દૃઢ બંધનથી બાંધ્યો—૮૯.

ચોરાચિહ્ન કાવીય દંડીય બૂયાયતહ પાહુણયા
વેસાભૂય નરિંદા પરસ્ત્રી પીડં ન જાણંતિ—૯૦.

વીરસેનના નામવાળું, પુત્રાભરણ દેખીને, પેલા પુરુષને તે વિક્રમરાજાની પાસે, ચોરની પેઠે લેઈ ગયા—૯૧.

રક્ષકોએ કહ્યું કે, હે સ્વામિન્! અમે આ પાપીને આભરણસમેત આપના આગળ રજુ કર્યો છે—૯૨.

કુમારના જવા વગેરેની જે વાત હોય તે એને યથાર્થ પૂછો, ને આ આભૂષણ ક્યાંથી આણ્યાં કોણે આપ્યાં તે પણ પૂછો—૯૩.

રાજાએ તે ચોરને પૂછ્યું કે. તું મારા આગળ સત્ય કહે કે પૃથ્વી ઉપર રખડતાં તેં મારો પુત્ર કહીં પણ દીઠો?—૯૪.

તેણે કહ્યું કે હે જગદીશ્વર જો મને અભય આપો તો હું સત્ય વાત કહું—૯૫.

રાજાએ વચન આપ્યું એટલે તેણે સત્ય કહ્યું કેમકે મરણાંતે કે. ભય પ્રાપ્ત થાય ત્યારે માણસો શું નથી કરતાં?—૯૬.

કેમકે આપત્તિ માટે ધન સાચવવું, સ્ત્રીને ધન આપીને પણ રક્ષવી, પણ આત્માને તો સ્ત્રી ધન સર્વે આપીને પણ ઉગારવો—૯૭.

હે સ્વામી શ્રી વિક્રમાદિત્ય! હું ચાલ્યો ચાલ્યો અહીં આવ્યો અને બહુ ભુખ્યો હતો તેથી દેવદત્ત બ્રાહ્મણને ઘેર ગયો—૯૮.

તેણે મને દીન અને ક્ષુધાર્ત જોઇને સારૂ ભોજન આપ્યું ને કહ્યું કે હું તને એક સારૂં વસ્ત્ર આપું પણ તું મારૂં એક કામ કર કે જલદીથી આ આભૂષણ બજારમાં વેચીને મૂલ્ય મને આણી આપ—૯૯–૨૦૦.

તેણે જે મૂલ્ય મને કહ્યું હતું તે મેં વાણીઆને કહ્યું પણ કોઇએ મારા હાથમાંથી આભૂષણ લીધાં નહિ—૧.

એવામાં રક્ષકોએ આવીને મને આપની અગાડી પકડયો, ને આપની આગળ આણ્યો. હવે જે યોગ્ય હોય તે આપ કરો—૨.

આવી આશ્ચર્યકારક અને અદ્ભુત વાત તેને મોઢેથી સાંભળીને રાજાને વિચાર થયો કે આ વાત યુક્તિવાળી નથી ને ખોટી હોય એમ લાગે છે—૩.

મોહો ઉભ્ભૂય ગાહી માયનીયજંતં દિક્ક પચ્ચખં
પચ્ચક્ખેણ વિહિરૂં જુત્તં જુત્તં વયારેહિ—૪

રાજાએ વિદ્વાનોની આગળ કહ્યું કે આ વાત જો સત્ય હોય તો તો જલમાંથી અગ્નિ પેદા થાય, ને અગ્નિમાંથી જલ થાય—૫.

હે પંડિતો! દેવદત્ત તો વીરસેનનો પરમ મિત્ર છે, તો આવી કૂડી વાત સાચી શી રીતે હોય?-૬

રાજાની આજ્ઞાથી દૂતો દેવદત્તને ઘેર ગયા તો ધનધાન્ય સંપૂર્ણ ઘર શૂન્ય હતું-૭.

યમરૂપ એવા દૂતોએ પડોશીને પૂછ્યું કે, આ દેવદત્ત એના કુટુંબ સમેત ક્યાં ગયો?-૮.

લોકોએ કહ્યું કે અમે તો કાંઈ જાણતા નથી, ઘર અડકાવીને એ હમણાંજ જતો રહ્યો-૯.

પછી પેલા દૂતોએ પડોશીઓની સમક્ષ બારણું તાળું તોડીને ઉઘાડયું-૧૦

ઘરમાં જઇ મંજુસ, પડભીંતીયું વગેરે તપાસ્યું, તો તેમાંથી કુમારનાં વસ્ત્રાભૂષણ જડયાં-૧૧

તે સઘળું લઇને દૂતો રાજા પાસે આવ્યા ને કહેવા લાગ્યા કે, સ્વામિન બ્રાહ્મણ તો ઘર મૂકીને ક્યાંએ જતો રહ્યો છે-૧૨

આવું સાંભળીને રાજાએ મનમાં વિચાર કર્યો કે મારા પુત્રને હણીને પુરમાંથી ક્યાં જવાનો છે?-૧૩

સેવકોને નૃપે કહ્યું કે સર્વત્ર તપાસ કરો, ગમે ત્યાં પણ આ પુરમાંજ કહીં ભોંયરામાં કે તેવી જગાએ સંતાયો હશે-૧૪

આવી આજ્ઞા મળતાંજ સેવકો ચારે દિશાએ છૂટયા, ને કુમારનો વધ કરનાર બ્રાહ્મણને શોધવા લાગ્યા-૧૫

સંધ્યાકાલે દેવદત્ત વેષ બદલીને હાથમાં સૂપડું અને સાવરણી લેઇ જતો હતો તેવો વિક્રમના સેવકોએ પકડયો-૧૬

રાજમાર્ગમાં અનેક લોકાપવાદનો પ્રહાર તેના ઉપર પડતો ચાલ્યો ને એમ તેને તેઓ રાજા આગળ લાગ્યા-૧૭

ત્યાં તે નીચે મોઢે ઉભો, ને તેને વિક્રમે પૂછયું કે તું સત્ય કહે મારા પુત્રનું તેં શું કર્યું?--૧૮

ધૂજતે ધૂજતે તેણે કહ્યું ભૂપ! મેં પાપ કર્યું, ને લોભથી ચિત્ત વશ ન રહ્યું એટલે તમારા પુત્રને હણ્યો--૧૯

કહ્યું છે, મહા અગમ્ય ભૂમિમાં રખડે છે, વિકટ દેશાંતરમાં જાય છે, ગહન સમુદ્રને ખેડે છે, મહા ક્લેષકારી કૃષિ કરે છે, ગજઘટાના સંઘટ્ટથી જેની પાસે પણ ન જઇ શકાય એવા કૃપણની સેવા કરે છે, અને આંધળા થઈ ગયેલા નીચ મોતને પણ ભેટે છે, એ બધું લોભનું પરાક્રમ છે--૨૦

વિષદ્રુમનું મૂલ છે, સુકૃતસમુદ્રનો કુંભોદ્ભવ મુનિ[1] છે, ક્રોધાગ્નિની અરણિ છે, પ્રતાપસૂર્યનો મેઘ છે, ક્રીડાસદ્મનો કલિ છે, વિવેકચંદ્રનો રાહુ છે, આપત્તિની નદી છે, કીર્તિલતાને ખાનાર ઉંટ છે, એવો જે લોભ તે સર્વનો પરાભવ કરે છે--૨૧

મિત્રદ્રોહનું પાપ હે સ્વામી! મને લાગ્યું છે, ને ઉગ્ર પુણ્ય પાપનું ફલ અત્રજ મળે છે--૨૨

માટે આપ એમ કરો કે મારા જેવા પાપાત્માનો વધ થાય, હું તો મારા પાપે કરીનેજ આપના સેવકોથી બંધાયો છું--૨૩

ત્યારે રાજાએ સભામાં પૂછયું કે આનું શું કરવું? તો વિદ્વાનોએ કહ્યું કે બ્રાહ્મણ, સ્ત્રી, ગાય, ને તાપસ, એટલાં તો અવધ્ય છે--૨૪

કલાઇ ઉની કરીને એના કાનમાં રેડો, કે એમ થવાથી એને કોઇ માનયોગ્ય ન ગણે--૨૫

અથવા આ અધમ વાડવને સંગમારે[2] કરવો, પાંડવોએ પણ યુદ્ધમાં દ્રોણાચાર્ય, કૃપાચાર્યને હણ્યા નથી--૨૬

---

૧. અગસ્ત્ય ૨. સંગમાર એ પદ અસગમાર એમ પણ કાઢી શકાય તેવું છે, પણ એનો અર્થ બેસતો નથી, તેમ કોઇ પરિભાષા પણ જાણવામા નથી.

આવું તેમનું વચન સાંભળીને રાજાએ કહ્યું કે અહો લોકો ! આના આ પ્રસંગથી હું આજ અનૃણી થઇશ--૨૭

મે આખું જગત્ ઋણદોષવર્જિત કર્યું, ને આ બ્રાહ્મણ પણ મને એના ઋણમાંથી આજ મુક્ત કરશે--૨૮

આ વિપ્રરાજે મને વનમાં જીવ આપેલો છે, એટલે મારૂં રાજ્ય, મારૂં ઘર, મારૂ વિત્ત બધું એનુંજ છે--૨૯

આમ બોલીને વિક્રમરાજાએ તેને ભૂષણ વસ્ત્ર આપી અને પાલખીમાં બેસારી ઘેર મોકલી દીધો--૩૦

પ્રભાતસમયે તે બ્રાહ્મણ વીરસેનને લેઇને આવ્યો, તે જોઈ ને લોકો મહા આશ્ચર્યમાં પડયા--૩૧

સર્વે લોકોએ વિક્રમની સભામાં જઇને વિનતિ કરી કે હે ભૂપાલ ! આ તમારો સર્વાભરણભૂષિત પુત્ર રહ્યો--૩૨

રાજાએ કહ્યું કે તમારા જેવા ઉપકારીને મેં આવો અપકાર કરવો ધાર્યો ! અહો ! મારા જેવો કોઇ થયો નહિ હોય કે થશે નહિ !--૩૩

આ પૃથ્વી તો બેજ જણથી ધારણ થઇ રહી છે, ને પૃથ્વીએ પણ બેજ જણને ધારણ કર્યા છે,--એક તો પરોપકારનો કરનાર, અને બીજો પરોપકારનો જાણનાર--૩૪

દેવદત્તે નૃપને કહ્યું કે મેં મહારાજ ! આપના સત્ત્વની પરીક્ષા કરી, આપ ચિરંજીવો, ચિર આનંદ પામો, ને ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી વિજયી થાઓ--૩૫

આટલી વાત કહીને ભોજરાજાને અપરાજિતાએ કહ્યુ કે હે રાજા ! શ્રી વિક્રમાદિત્યની કૃતજ્ઞતા આવા પ્રકારની હતી- ૩૬

માટે હે નૃપોત્તમ ! તમારામાં પણ કદાપિ એવું સામર્થ્ય હોય તો આ રમ્ય સિંહાસને બેસો--૩૭

આવું અપરાજિતાનું યથાર્થ વચન સાંભળીને, ભોજરાજા તુરત

પોતાના સ્વર્ગપુરી સમાન મહેલમાં પ્રજા અને પરિકર સમેત પાછો ગયો--૩૮

વિક્રમાદિત્ય ભૂપતિના શ્રી રામચદ્રસૂરિકૃતસિંહાસનપ્રબંધની ચતુર્થી કથા--૩૯

ઇતિ શ્રી સિંહાસન પ્રબંધે ચતુર્થી કથા

---

વળી માલવાધીશ શ્રીભોજભૂપાલ, પ્રાતઃકાલે સર્વ સામગ્રી તૈયાર કરાવીને સભામાં આવ્યો-૧

તે સમયે પંચશબ્દ વાદિત્રથી આકાશ પણ ફૂટી જવા લાગ્યું, અને પુરસ્ત્રીઓનાં ધોળ વગેરેથી આખું પુર મહોત્સવમય થઇ ગયું-૨

નાંદિધ્વનિ કરીને, બજાવનારા, ઝાંઝ વગેરેથી કરીને લોકાને બોલવવા લાગ્યા-૩

ઝઝા મયંગ મદૂલ ઝલ્લરિ પડહો અઢક્ક કંસાલા
કાહલ તિસ મા વંસો સંખ પણવોય બાર મૂગે-૪

વીણા પ્રભૃતિ તંતુવાદ્ય, ઘણાંક તાલવાદ્ય, વાંસળી આદિક મુખવાદ્ય, ચામડે મઢેલાં મૃદંગાદિક. એમ મુખવાદ્ય, કરાઘાતવાદ્ય, દંડઘાતવાદ્ય ઇત્યાદિ દ્વદશ પ્રકારનાં વાદ્ય વાગવામાંડ્યાં-૫-૬

વાદિત્ર અને ગીતના નાદથી મહોત્સવ કરાવી, સિંહાસનને પંચરત્નથી વધાવી, સ્થિરકાર્ય કરવાની ઈચ્છાથી હૃદયે સ્થિર આરંભ ધારણ કરી, સ્થિર બુધ્ધિ એવો ભૂપાલ, સ્થિર લગ્નને વિષે સિંહાસન સમીપે ઉભો-૭-૮

ભોજરાજે જેવો પગ ઉપાડયો ને સિંહાસન ઉપર માંડવા માંડયો, તેવીજ જયઘોષા નામની પાંચમી પૂતળી, જે પ્રજ્ઞાયુક્ત અને જ્ઞાનરૂપ હતી, તે બોલી ઉઠી-૯-૧૦

હે ભોજરાજા! આ સિહાસને બેસશો નહિ, એ તો ફક્ત શ્રી વિક્રમનેજ યોગ્ય છે, તમારે યોગ્ય નથી--૧૧

નામથી તો તમે પણ રાજા છો, ને વિક્રમ પણ રાજા હતો, દેવતા-યુક્ત પણ આ સિંહાસન છે, તેમ લાકડાનું પણ સિંહાસન તો હોય છે-૧૨

તમે રાજા છો, દાતા છો, એમ લોક તમારી સ્તુતિ ગાય છે,પણ નામ-માત્રથી કાંઈ મળતું નથી, ગુણથી વાત સિદ્ધ થાય છે-૧૩

એક ટુકડો ભોગવનાર ને નારક રાણા પણ કેહેવાય છે ને દશ હજાર ગામના ભોગવનાર તે પણ રાણા કેહેવાય છે-૧૪

કાકબ, સાકર, દ્રાક્ષ, બધાંએ ગળ્યાં છે એમ કેહેવાય છે, તેમ ગળો પણ તેજ નામથી કહેવાય છે, પણ બધાં નામ માં કાંઈ ફેર હોવોજ જોઈએ-૧૫

સુવર્ણ પણ કનક કહેવાય છે, ને ધંતુરો પણ કનક કહેવાય છે, લવણ પણ મિષ્ટ કેહેવાય છે ને અમૃત પણ મિષ્ટ કેહેવાય છે-૧૬

કમલા એવું નામ દેવતાનું છે તેમ ચિટિકાનું પણ છે, ઈશ્વિર પણ ભરટ કેહેવાય છે ને એક જાતનો જીવડો પણ તે નામથી સમજાય છે-૧૭

અજ એવું લક્ષ્મીપતિનું નામ છે, તેમ બોકડાનું પણ છે, પ્રજાપતિ એવું બ્રહ્માનું નામ છે તેમ કુંભારનું પણ છે-૧૮

અમૃત તે પણ રસ છે, કાલકૂટ વિષ પણ રસ છે, * * * *-૧૯[1]

વિજયા એવી મહાદેવી છે, ને ભૃંગી પણ વિજયા છે, મૃદુ તે લોહનું પણ નામ છે, ને ભૂરિ એવું ચંદ્ર અને સુવર્ણ ઉભયનું નામ છે-૨૦

સત્જ્ઞાનયુક્ત તે પણ પાત્ર અને લોકો વેશ્યાને પણ પાત્ર કેહે છે, તેમ કલ્પદ્રુમ તે પણ વૃક્ષ અને કંકાહ તે પણ વૃક્ષજ છે-૨૧

જિનોક્ત તે પણ દર્શન અને નાસ્તિકમત તે પણ દર્શન, ચિંતામણિ પણ પથ્થર ને કાકરો પણ પથ્થર-૨૨

કામધેનુ પણ ગાય, અને ગાય તે પણ ગાય, કૃષ્ણાગુરુ તે પણ કાષ્ટ અને પિપ્પલ પણ કાષ્ટ-૨૩

---

૧. બાકીનો અંશ એવો છે કે देव श्री वीतरा गश्चजातचोपो पिवर्तते ॥ એનો અર્થ સ્પ-ષ્ટ થતો નથી.

ચક્રધર તે પણ ચક્રી, અને તલ પીલનાર પણ ચક્રી, ધર્મરાજ તે યમ પણ ખરો ને જિનેશ્વરનું પણ તેજ નામ--૨૪

માટે હે ભોજરાજા! નામથી તો પૃથ્વી ઉપર ઘણાએ પડયા છે, પણ ખરો ભાગ્યવાન્ તો શ્રીવિક્રમ વિના બીજો થયો નથી--૨૫

ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય, દક્ષતા, દાક્ષિણ્ય, એ આદિ ગુણ થકી તમે જો શ્રીવિક્રમની બરાબર થાઓ તો સિંહાસને બેસો--૨૬

આવું સાંભળીને ભોજરાજાએ જયઘોષાને કહ્યું કે તેમનું ગાંભીર્ય કેવુંક સંભળાય છે?--૨૭

તે ઉપરથી જયઘોષાએ કહ્યું કે હું યથાર્થ અને અમૃતતુલ્ય વૃત્તાન્ત કહેવા માંડું છું તે લક્ષપૂર્વક સાંભળો--૨૮

સામાન્ય મણિ રાજાએ લીધેલા, તે પછી કોઇ વાણીઆએ ઉત્તમ રત્ન આપ્યું; તે વાણીઆને પૂછ્યું કે કેટલાં છે? વાણીએ કહ્યું કે દશ છે, ને તેનું મૂલ્ય દશ કોટિ છે. ત્યારે રાજાએ તેને તુરત દશ કોટિ સુવર્ણ પ-હોચાડી દીધા અને વાણીઓ ચોથે દિવસ રત્ન લેઇ આવવાનું કહી ને ગયો. સત્વર પોતાના ગામમાંથી રત્ન લેઇને આવ્યો પણ નદીએ પૂર હતું એટલે ત્યાં તરવાના મૂલ્યરૂપે ચાર રત્ન આપ્યાં ને જે રહ્યાં તે રાજા આગળ જઇ વાયદા પ્રમાણે મૂકી બાકીના સુવર્ણ પાછા આપવા કહ્યું, પણ રાજાએ સુવર્ણ અને રત્ન બધું તેને આપ્યું એમ કહી ને કે તેં વચન પાળ્યું એજ તારી મહત્તા છે--૨૯--૩૦

અવંતિપુરીમાં વિક્રમાર્ક નરેશ્વર જે સત્વાત્મા અને સહસ્રકિરણથી અધિક હતો તે રાજ્ય કરતો હતો--૩૧

ત્યાં શ્રીધર નામનો શીણોરક નિવાસી એક વેહેવારીઓ હતો, જે ધન-વાન્, ધર્મનિષ્ઠ, વિવેકવાળો, વિનયી, અને નયી, હતો--૩૨

પંચમાં પ્રતિષ્ઠા પામેલો, પંચાચાર પાળનારો, પંચેદ્રિયનો જેતા, અને પોતાની લક્ષ્મીનું દાન કરનાર એવો તે વહેવારીઓ હતો--૩૩

રિદ્ધિ, વૃદ્ધિ, કીર્તિ, તે થકી, તેમ પ્રભુપ્રસાદથી તથા સ્વજનવૃંદથી યુક્ત, પંચમાં પ્રતિષ્ઠિત એવો તથા પંચાવસ્થાવિમુક્ત, તે હતો–૩૪

પંચની સાથે જવું, પંચની સાથે રહેવું, પંચસાથે સંયોગ રાખવો, પંચભેગા કશું દુ:ખ નથી–૩૫

સૌભાગ્યગુણવાળી તથા રૂપલાવણ્યયુક્ત એવી થાવર ને પત્ની ધનશ્રી નામની હતી–૩૬

તે સતી હતી, શાંત હતી, સદાચારવાળી હતી, પાપાચારપરાઙ્મુખ હતી, યાચકોને સન્મુખ હતી, ને પરવંચનથી વિમુખ હતી–૩૭

તે જોડાને પ્રથમવયમાંજ ચાર સત્પુત્ર થયા, ને સુશીલ, સદ્ગુણવાળા, સૌમ્ય, શોભન અને સુખપ્રદ હતા–૩૮

પ્રથમ વયમાં જે પુત્ર થાય તે પિતાને સુખ આપનારા થાય છે, ને મ્હોટા થતાં, ભૂમિમાં ઉગેલા કર્ષણની પેરે, ફલપ્રદ થાય છે–૩૯

વીસે તીસે જેહ નવિ પૂતા, જેઠ આશાઢહિ જે નવિ સુતા
પોસિહિ માહિં જે નવિ ભૂતા, તેહ નર સૂત ન પૂત ન ભૂતા–૪૦

એકવાર ધન્ય અને બુદ્ધિશાલી એવો થાવર વહેવારીઓ ગૃહકાર્ય કરીને રાત્રીએ શય્યામાં સુતો–૪૧

સુવાનો મહેલ સુધાધવલ હતો, સુગંધમય દીપયુક્ત હતો, અને પલંગ ઉભય પાસાથી યથાર્થ નત ઉન્નત હોઈ સુકોમલ હતો–૪૨

રજાઇ, તલાઇ, નરમ અને સુગંધીમય હતાં, તથા પલંગમાં બે ઉસીકાં ગાલમસૂરીઆ સમેત આવી રહ્યાં હતાં–૪૩

આવા સુખરૂપ પલંગમાં રાત્રીએ, ધર્મશાસ્ત્ર સંભારી, પાંચ નમસ્કાર કરીને, તે સુતો–૪૪

સ્તોકકર્મવાળા પુરુષોને લઘુચેતના નિદ્રા થાય છે. ક્રૂરકર્મવાળાને સારી નિદ્રા થતી નથી–૪૫

એક નિદ્રા સુખાવબોધિની અને બીજી દુર્બોધા, ને જે ઉત્થાપિત થતાં જાય તે ચલા-૪૬

યાનમાં પણ જે આવે તે નિદ્રા પ્રચલા, તે દિનચિંતિતકાર્યની સમૃદ્ધિ કરી આપનારી છે-૪૭

સિદ્ધિ, સ્વર્ગ, તિર્યગ્, શુચિ, સૌખ્યપદપ્રદા, સમૃદ્ધિકારી, અને સાતમી બલદા છે-૪૮

બહુ ખાવું, અલ્પથી સંતોષ માનવો, સુખે નિદ્રા લેવી, છતાં જાગતા રહેવું, સ્વામિભક્તિ રાખવી, શૂર રાખવું, એ છ ગુણ શ્વાનના લેવા જેવા છે-૪૯

શ્રીધર વણિજોત્તમ સુખનિદ્રામાં પડ્યો ત્યાં એના ઘરની દેવી ગૃહમધ્યે આવી-૫૦

તેનો ભૂમિ ઉપર ખખડાટ થવાથી વાણીઓ જાગ્યો, અને સશંક તથા ભયભ્રાંત થઇને મનમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો-૫૦

સુંદર વેષવાળી, રૂપરેખાથકી નિર્દોષભૂષણયુક્ત, રાત્રીપૂર્વના પ્રદોષ જેવી, આ સ્ત્રી કોણ હશે !-૫૨

આ કોઇ સ્વર્વધૂ રીસાઇને સ્વર્ગમાંથી આવી હશે! કે મંત્રસાધનમાં તત્પર એવી કોઈ વિદ્યાધરી હશે !-૫૩

અથવા વિષોદ્વિગ્ન એવી કોઇ પાતાલકન્યા આવી પડી હશે! કે કંટકથી ઉદ્વિગ્ન એવી સાક્ષાત્ પદ્મા અત્ર આવી હશે-૫૪

અથવા ઋષિશાપથી શાપિત સતી અરુંધતી હશે! અહો! મારા ભાગ્યનો વિસ્તાર એકાએક આ શો થયો !-૫૫

કહ્યું છે કે શુ આ તારુણ્યવૃક્ષની મંજરી છે, કંદર્પસંજીવની છે, લાવણ્યના ભંડારની ભૂમિ છે, સંપૂર્ણ ચંદ્રાવલિ છે, નારી છે, કિન્નરી છે, અમરવધૂ છે, વિદ્યાધરી છે, કે અધિદેવતા છે, કોણે, કેવાં ઉપકરણથી, કેવે પ્રકારે, શા માટે, આનું નિર્માણ કર્યું છે !-૫૬

મારી સ્ત્રીથીજ સંતુષ્ટ એવો હું તેના આગળ એ શા માટે આવી હશે? પરસ્ત્રી, વિધવા, વેશ્યા, એટલાં મારે મન માતા, ભગિની, ને સુતા જેવાં છે-૫૭

કહ્યું છે કે—

સીહડ શશિહર વારમુ જે વંછઈ પરનારિ
કુલહ કુલંછણુ કલહ ખઉ લહૂ યત્તણુ સંસારિ-૫૮

કોઈ દેવી, વ્યંતરી, સિદ્ધા, કે ઉત્તમ ગોત્રાધિષ્ઠાત્રી, એવી કાંઇક આ હોવી જોઇએ, મનવાંછિતને આપનારી એ માનુષી તો નથીજ-૫૯

એનાં ચક્ષુ ઉન્મેષત્રિહીન છે, એના પગ પૃથ્વીથી અધર છે, માટે સિદ્ધાંતોક્ત રીતિપ્રમાણે જરૂર એ કોઇ મહાદેવી છે, ને મને કાંઇક કેહેવા આવેલી છે-૬૦

અણુપિસુ નયણા મકણુજ્જ સાહણા પુફ્ફદામ અમલાણા,
પઉરગુલેણ ભૂમિ નવવિતિ જિણાવિંતિ-૬૧

નક્કી આ દેવાંગના છે, એમ નિશ્ચય કરી ઝટ ઉઠયો, અને એક સોનાનો બાજોઠ લાવીને તેમના આસન માટે મૂકયો-૬૨

હે માતા! મારા ઉપર કૃપા કરો ને આ આસને બીરાજો, એમ કેહેતો કેહેતો શ્રીધર ઝટ લેઇને તેમને પગે પડયો-૬૩

આપ ક્યાંથી પધાર્યાં? શા કારણથી પધારવું થયું છે? તે મને કેહેવાની કૃપા કરો એમ નમસ્કારપૂર્વક વાણીઆએ વિનવ્યું-૬૪

તેણે કહ્યું હે વત્સ! મારા આગમનનું કારણ એ છે કે હું તારા ગોત્રની લક્ષ્મી છું, નામ તેમ ગુણ સર્વથી તારા કુલની રક્ષક છું-૬૫

તારૂં પુણ્ય હતું ત્યાં સુધી હું તારા ઘરમાં સ્થિર થઇને રહી, હવે તારા પૂર્વપુણ્યનો ક્ષય થયો છે માટે હું જાઉં છું તે વાત તને કેહેવા આ- વી છું-૬૬

ગમે તેના પણ ઘરને આંગણે એક દિવસ પણ રહિએ તો તે ઘરના ધણીને પૂછ્યા વિના ત્યાંથી જવાય કેમ!-૬૭

ઘરધણીની રજા લીધા વિના તો ચોર, નઠારા સેવક, નઠારી સ્ત્રી, નઠારા ભૃત્ય, નઠારા શિષ્ય, એવાં જે દ્રોહ કરનાર તે રાત્રીએ છાને માને જાય–૬૮

તારી સાત પેઢીએ મારૂં પાલન લાલન કર્યું, અને ધર્મતત્પર એવા તેમણે સુપાત્ર, દીન, અને તીર્થ તેમને વિષે મારો વ્યય પણ કર્યો–૬૯.

તેં પણ સાતક્ષેત્રમાં મને વાવી છે, અને કદાપિ પણ નઠારા કાર્યમાં, કે હીનસ્થાનમાં મને નાખી નથી–૭૦.

પ્રાસાદના શિખર ઉપર ઉચ્ચ આસને, નગમસ્તકે, મને તેમણે સ્થાપી હતી, ને સુવર્ણકુંભ, ધ્વજા આદિથી શણગારી હતી--૭૧

જે કૃપણ લોક મને કેડ સમા ખાડામાં ઘાલીને મારે મોઢે ધૂળ નાખે છે, ને એમ મને રુંધી નાખે છે, ને જાતે પણ ઉપભોગ કરતા નથી, તેમના ઘરમાંથી ધનમાત્ર લેઇને, રજા લીધા વિનાજ ગગનમાર્ગે હું જતી રહું છું--૭૨--૭૩

અદાતા પુરુષજ ખરો ત્યાગી છે કેમ કે અર્થને (=ધનને) તજીને મરે છે, દાતા છે તેજ કૃપણ છે કેમ કે મરતાં પણ અર્થ (=પુરુષાર્થ–મોક્ષ) તજતો નથી–૭૪.

દાન ન આપનારો દરિદ્રી થાય છે, ને દરિદ્રી થવાથી પાપ કરવામાં વળે છે, પાપ કરીને નરકમાં જાય છે, તે પાછો દરિદ્રો અવતરે છે ને પાપ કરે છે–૭૫.

માટે હું તારા ઘરમાંથી હવે જવાની છું–પૂર્વપુણ્યોદય થતાં લક્ષ્મી આવે છે, ને પુણ્યક્ષય થતાં પાછી જાય છે–૭૬.

કીર્તિ દાનાનુસારિણી છે, બુદ્ધિ કર્માનુસારિણી છે, વિદ્યા ભાગ્યાનુસારિણી છે. ને લક્ષ્મી પુણ્યાનુસારિણી છે–૭૭.

શ્રીધરે વિચાર કર્યો કે મારા ઘરમાંથી લક્ષ્મી જતી રેહેશે તો હું ધનહેનાનો થઈ જવાથી, સર્વથા ભ્રષ્ટ થઈ જઇશ–૭૮.

મહત્ત્વ, પાંડિત્ય, સૌભાગ્ય, સુવિવેક એ બધું ત્યાં સુધીજ ગણાય છે કે જ્યાં સૂધી સમુદ્રતનયા ઘરમાં સ્થિર રહી ખેલે છે–૭૯.

ધનહીન માણસ સર્વત્ર મુવા જેવો ગણાય છે, પણ જે દારિદ્ર્યરૂપી દાવાનલમાં પડયો છે તે તો મુવા કરતાં પણ અધિક જાણવો-૮૦.

હે મિત્ર! જરા ઉઠ, ને એક ક્ષણભર આ અતિ દુર્ઘટ એવો દારિદ્ર્યનો બોજ ઉચકી રાખ કે મરણથી પ્રાપ્ત થતું જે સુખ તને પ્રાપ્ત થયું છે તેનો ઉપભોગ હું પણ લગાર વાર કરી લેઉં-કોઈ ધનરહિત પુરૂષે શ્મશાનમાં જઈ એક મુડદાને આ પ્રમાણે કહ્યું, પરંતુ દારિદ્ર્યકરતાં મરણ ઉત્તમોત્તમ છે એમ જાણીને પેલા મુડદાએ તો મૌનજ ધારણ કરી રાખ્યું-૮૧.

પુત્ર કદાપિ કુપુત્ર થાય પણ માતા કુમાતા થતી નથી, એમ વિચારીને શ્રીધર લક્ષ્મીને પગે પડ્યો-૮૨.

બહુ દીન વચન બોલીને કેહેવા લાગ્યો કે હે માતા કૃપા કરો, ભૂમિએ લાગેલા પગનું અવલંબન તો ભૂમિજ છે-૮૩.

તમે મને તજી જશો ત્યારે હું અધમ અને હીસાબ વગરનો થઈ જઈશ, ને દારિદ્ર્યદુઃખાભિભૂત ઘરમાં હું શું કરીશ!-૮૪.

માટે હે માતા! મારા જીવતા સુધી આ ઘરમાં વાસો વસો કે મારા મુવા પછી જાઓ તો લોક એમ તો કેહે કે જે ભાગ્યશાલી હતો તેની સાથે લક્ષ્મી ગઈ-૮૫.

ત્યારે લક્ષ્મીએ કહ્યું હે ભદ્ર! તારા ઘરમાં હવે મારાથી રહેવાય તેમ નથી, પાણી સૂકાઈ જાય એટલે માછલાં મરીજ જાય-૮.

એજ પ્રકારે જ્યારે પુણ્યનો ક્ષય થાય છે ત્યારે ગમે તેટલું રક્ષણ કરે તો પણ લક્ષ્મી રેહેતી નથી, એનું આવવું જવુ તો ટાઢ તડકો વરસાદ તેના જેવું નિયત છે-૮૭

આવો લક્ષ્મીનો નિશ્ચય જાણીને શ્રીધરે કહ્યુ કે હે માતા! એમ હોય તો પણ સાત દિવસ સુધી તો મારા ઉપર કૃપા કરો-૮૮.

તે વાત સ્વીકારીને લક્ષ્મી ગગનમાર્ગે પોતાને સ્થાને ગઈ, અને શ્રીધર પણ ચિંતાસમુદ્રમાં મગ્ન થઈ શય્યામાં લોટવા લાગ્યો-૮૯.

પ્રભાત થયું ત્યારે પુત્રો પિતાને નમન કરવા આવ્યા, ને પુત્રોને સાથે લેઈ પોતાની પ્રિયાપણ ત્યાં આવી-૯૧.

શ્રીધરે લક્ષ્મીના જવાની વાર્તા કહી, ને સાત દિવસ રેહેવાની કબુ-લત પણ તેમને સમજાવી—૯૨.

આપણા ઘરમાંથી સાત દિવસ પછી તો અવશ્ય લક્ષ્મી જતી રેહેશે, માટે આપણે આપણે હાથેજ દીન, અર્થી, તથા સ્વજનને આપી દઇએ તો સારૂ—૯૨.

પિતાનું આવું પરમ અમૃતતુલ્ય વચન સર્વેએ સ્વીકાર્યું ને કહ્યું કે આપ પૂજ્ય જે કહો તે અમારે માથા ઉપર છે—૯૩.

પોતાના પુત્રો પાસે દેશાવરમાં જે લક્ષ્મી હતી તે શ્રીધરે પત્ર લખી લખી ને ધર્મસ્થાનાદિકમાં અપાવી દીધી—૯૪.

ઘર આગળ પોતાના ધર્મના લોકોનો ઉત્તમ સતકાર કર્યો, ને પછી પોતાનો જ્ઞાતિવર્ગ, સંઘ ઈત્યાદિની પૂજા અર્ચા કરી—૯૫.

ચૈત્ય બંધાવવામાં, જીર્ણોદ્ધાર કરવામાં, પ્રતિમાદિને વિષે, તેમ દયા પાત્ર એવાં જન તેમ જંતુમાત્રને, તેણે સર્વ દ્રવ્ય આપી દીધું—૯૬

ઘરનો સારમાત્ર, અલંકારાદિ, ઘર, ધાન્ય, ધન, કાષ્ઠ, રૂપું, તાંબુ, ઘડા, વાસણ, સર્વનો વ્યય કરી નાખ્યો—૯૭

બીજાં પણ જે જે નવીન વસ્ત્રાદિ તે સર્વ આપી દીધાં, એમ છેવટ ઘરમાંથી જવા જેવું કાંઈ રાખ્યું નહિ—૯૮.

સુવર્ણ ન રહ્યું, રસ ન રહ્યો, વસ્ત્ર ન રહ્યું, વસ્તુ ન રહી, ઘૃત, તૈલ, અન્ન, કશું મોમાં મૂકવાનું ન રહ્યું—૯૯.

ધનવર્જિત થઈ નિશ્ચિંત થઇને તે રાત્રીએ સૂતો, અને નિર્ભય હોઈ બારણાં પણ બંધ કર્યાવિના પોઢયો—૧૦૦.

ઉત્તમ વાણીઓ શ્રીધર કાંઈક ઉંઘવા લાગ્યો તેવામાં એના ભાગ્યની સાંકળે બાંધેલી શ્રીલક્ષ્મીદેવી આવી—૧૦૧.

તેને દેખીને વાણીઓ જાગ્યો, પણ જૂઠે જૂઠુ ઉંઘવાનું મિષ કરીને પડયો, અને ખુબ નસકોરાં બોલાવવા લાગ્યો, એમ વિચારીને કે હવે જશે તો મારૂં શું લેઈ જનારી છે—૨.

તે વખતે ગોત્રજા દેવી લક્ષ્મીએ કહ્યું હે શ્રીધર ! કેમ જાગતો નથી, હું આવી છું તેને જાણતો કેમ નથી, ને આસન પણ કેમ આપતો નથી ?–૩

શ્રીધરે કહ્યું હું તો ઉંઘું છું, તમારે જવું હોય તો નીરાંતે જાઓ, કોઈ ઠેકાણે એક બારણું બંધ નથી–૪.

આવું સાંભળી ગોત્રજાએ કહ્યું કે મારૂં હિતવાક્ય સાંભળ, હું સાત દિવસ સુધી તારા ઘરમાં રહીશ–૫.

તેણે કહ્યું હે ગોત્રજા લક્ષ્મી ! મારા ઘરમાં એવું કાંઈ નથી કે જે ખાવાના ખપમાં આવે, એટલે રહીને શું કરશો ?– ૬

ગોત્રજાએ કહ્યું કે જ્યાં હું ત્યાં સર્વ છે એમ જાણવું, જેમ સૂર્યોદય થતાં અજવાળાને આવવાપણુંજ છે નહિ–૭

અંધકાર અકસ્માત્‌જ જતો રેહે છે તેમ તારૂં દારિદ્રય શીઘ્ર ગયું એમ જાણ અને તને ઘણું ધન મળ્યું સમજ–૮.

તને હું એવો ઉપાય બતાવીશ કે જે કરવાથી તેં જે વાપરી નાખ્યું છે તે કરતાં દશગુણ દ્રવ્ય તારા ઘરમાં થશે -૯.

અહીંથી દક્ષિણ દિશાએ ઉત્તમ ગોમયાદ્રિ આવેલો છે ને ત્યાં એક હજારો ધરાવાળી રેવતી નામની નદી છે–૧૦.

ત્યાં વજ્રચંચા નામનો પદ્મનદ જેવો એક ધરો છે, તેમાં લક્ષ પત્રનું લાખો પદ્મથી પરિવૃત એવું પદ્મ હશે–૧૧.

તેની હું અધિષ્ઠાતા છું, ને મારો વાસ ત્યાંજ છે, ને અંદર જલનો અધિષ્ઠાતા મારો ભાઈ છે–૧૨

પુણ્યપ્રભાવથી મારી દિકરી થઈ છે, ને સાત સાંકળથી બાંધી × × × × × × ×–૧૩.+

મારી પાસે, તે ભાઇએ આપેલાં કોટિ મૂલ્યનાં દશ રત્ન છે, ને તે ઘરમાં છે, ત્યાંથી આવીને તારે લઈ જવાં–૧૪

---

+ રિઙ્ખાપાસત્પ્રિયાવધિ. આવો બાકીનો અંશ છે તે અગમ્ય છે.

તારે હીમત લાવીને એ ધરામાં ઝંપલાવવું અને શેવાલમાંથી દશ રત્નસહિત સીપ ઉપાડી લેવી--૧૫.

તે રત્ન આણીને વિક્રમાદિત્યને, તારે દશ કોટિ દ્રવ્ય લેઈને આપવાં–૧૬.

એ દશ રત્નોનો જે પ્રભાવ છે તે હે ભદ્ર! મારે મોઢેથી સાંભળ. એકનું નામ તમોહર છે, બીજાનું સુખદાતા છે, ત્રીજાનું કોશરક્ષાકર છે, ચોથાનું કોશવર્ધન છે, પાંચમાનું વિષહર છે, છઠ્ઠાનું અગ્નિશામક છે, સાતમાનું શત્રુભયહર છે, આઠમાનું જલમર્દક છે, નવમાનું રોગહર છે, દશમાનુ કામવર્ધન છે–૧૭-૧૮-૧૯.

આ દશ રત્ન જે વ્યંતરાધિષ્ઠિત છે તે શ્રીવિક્રમનેજ યોગ્ય છે અન્યને યોગ્ય નથી--૨૦.

એટલું કહીને મહાલક્ષ્મી વેગે અદૃશ્ય થઈ ગઈ, અને શ્રીધર સવારે ઉઠીને દક્ષિણ દિશા ભણી ચાલ્યો–૨૧.

વેગે ગોમયાદ્રિએ પહોચ્યો, ને રેવતીને તટે જતાં ત્યાં વજ્રચંચ નામનો ધરો જોયો -૨૨.

શ્રી દેવીને નમસ્કાર કરીને તેણે સાહસ કરી ઝંપલાવ્યું–અહો! દ્રવ્યને માટે શું શું દુર્ઘટ પણ પુરુષો કરતા નથી–૨૩.

કેમકે વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, વૃદ્ધ, બહુશ્રુત, તે બધા ધનવૃદ્ધને બારણે કિંકરવત્ ઉભા રહે છે–૨૪.

ભુખ લાગે તો કાંઈ વ્યાકરણને બચકાં ભરાતાં નથી, તૃષા લાગે ત્યારે કાવ્યરસ પીવાતો નથી, વિદ્યાથી કોઇએ કુલને તાર્યું નથી, સુવર્ણ મેળવવા યત્ન કરો, ક્રિયામાત્ર વ્યર્થ છે--૨૫.

સૂર્ય દેવ છતાં પણ સુવર્ણાદ્રિની આસપાસ ભમે છે, અન્યત્ર જતો નથી, અને પતંગ દીપમાં પડી તુરત મરણ પામે છે--૨૬.

સુવર્ણથી નાક તૂટી જાય તો પણ સ્ત્રીઓ તેને ફરી પેહેરે છે, દ્રવ્યાર્થે પોતાના ગાત્રને પણ પાંડવોએ મહાકષ્ટ દીધું છે--૨૭.

પેલાં દશ રત્નવાળી સીપ તેણે લીધી, અને શુભ દિવસે શુભ લગ્ને, પોતાને ઘેર આણી--૨૮.

આનંદપૂર્વક શ્રીધરે રત્નોની પૂજા કરી, ને તેમાંથી પ્રથમ રત્ન લેઇને ઉજ્જયિની ગયો--૨૯.

જેવો ગામના દરવાજામાં પેઠો કે વાદળાં ચઢી આવ્યાં અને વીજળીઓના ઝબકારા સમેત વરસાદ થવા લાગ્યો--૩૦

ક્ષણવારમાં રાત્રી જેવો અંધકાર બધે થઈ રહ્યો, અને ગ્રહણ થયું હોય તેમ સોયથી ભેદાય એવો અંધકાર જામી ગયો--૩૧.

વહેવારીઆમાં શ્રેષ્ઠ એવા શ્રીધરને તો પુરમાં કશું સુઝવા પણ ન માંડયું, એટલે તેણે પેલું તમોહર રત્ન હાથેલીમાં રાખ્યું--૩૨.

તે રત્નના તેજથી, દિવસે જેમ જતો હોય તેમ ચાલતો, તે વાણીઓ રાજાના આંગણામાં જઈ પહોચ્યો--૩૩

ત્યાં જે ચોકીદાર બેઠા હતા તે એવો ભય પામીને નાઠા કે આતે કોઇ રાક્ષસ છે, કે ભૂત છે, કે કોણ છે?--૩૪

બૂમો પાડતા તે સર્વે શ્રીવિક્રમ પાસે ગયા, ને કેહેવા લાગ્યા કે હે સ્વામિન્! કોઇ વેતાલ કે કોઇ અગ્નિની મૂર્તિનેજ સાક્ષાત્ સાથે રાખનારો એવો આવ્યો છે--૩૫

આવું ધન અંધકાર વ્યાપી ગયુ છે ત્યાં આપના મહેલ આગળ કોઈક, હાથમાં સૂર્યને લેઇનેજ આવ્યો જણાય છે--૩૬

એથી અમે ભયભીત થઇ નાઠા ને આપની પાસે આવ્યા, અમે ઓળખી નથી શકતા કે એ તે માણસ છે, દેવ છે, કે રાક્ષસ છે--૩૭.

આવું તેમનું બોલવું સાંભળીને કૌતુકથકી વિક્રમરાજા હાથમાં તરવાર લેઇને આંગણાના બારણા આગળ આવ્યો--૩૮

રાજાને આવતો જોઇને શ્રીધરે તેને નમસ્કાર કર્યો, અને સૂર્યબિંબ જેવું તેજસ્વી રત્ન તેમના મો આગળ મૂક્યું--૩૯

આવું અદ્ભુત રત્ન જોઇને રાજાને બહુ ચમત્કાર લાગ્યો, એટલે વાણીઆને આસન આપી પૂછવા લાગ્યો--૪૦

હે વહેવારીઆ! તમે ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓ છો? ને આ તમોહર એવું મનોહર રત્ન ક્યાંથી લાવ્યા?--૪૧

એનું જે મૂલ્ય તમે માગો તે હું આપવા ખુશી છું; ત્યારે શ્રીધરે કહ્યું એક કોટિ સુવર્ણ આપો--૪૨

આવું સાંભળી વિક્રમે કહ્યું હે વણિજોત્તમ! આવાં રત્ન, હે જવેરી! તમારા ઘરમાં બીજાં કેટલાંક છે-?૪૩

શ્રીધરે કહ્યું હવે મારી પાસે નવ રત્ન છે, ને હે નરનાયક! તે અમુક અમુક પ્રભાવવાળાં પણ છે--૪૪

તે રત્નો જોયા વિનાજ ઉદાર ગુણવાળા વિક્રમે દશકોટિ સુવર્ણ વાણીઆને અપાવ્યા--૪૫

આપી તે વાણીઆને કહ્યું કે તમે સુખે ઘેર જાઓ, અને થોડાક દિવસે તે ઉત્તમ રત્ન તમે અહીં મોકલી દેજો--૪૬

આવું મહારાજાએ કહ્યું એટલે શ્રીધરે રાજાને કહ્યું કે પાંચ દિવસમાં રત્નો આવી મળશે--૪૭

આ જે હું કહું છું તે સત્ય છે એમ આપે માનવું એટલે જો એટલા દિવસમાં ન આવું તો નક્કી જાણવું કે મારૂં મોત થયું--૪૮

વાયુ સત્યથી વાય છે, રવિ સત્યાધારે તપે છે, પૃથ્વી સત્ય ઉપર ઉભી છે, બધું સત્યને આધારે રહ્યું છે--૪૯

કર્ણ, નાક, ઇત્યાદિ અંગ ઉપાંગ સર્વે છેદાય પણ વાચા છેદાતી નથી, વાચાહીન જે હોય તે મુવોજ સારો--૫૦

તિત્તીય મિત્તં જં પહનિ ત્તિયમિત્તંસ હોઈ નિવાહો
વાયા મુઆણ નાસઈ જીવંતા મા મુઆ હોઉ--૫૧

રત્નનાયક શ્રીધર, રાજા આગળ આવી પ્રતિજ્ઞા કરીને, દશકોટિ સુવર્ણ લેઈને ઘેર ગયો--૫૨

દશ રત્નોને કેડે દૃઢ બાંધી તે ચતુર વાણીઓ ઉજ્જયિની ભણી ચાલ્યો--૫૩

જતાં જતાં ચાર દિવસ તો નિકળી ગયા અને એમ કરતાં પોતે કરેલી અવધિનો પાંચમો દિવસ આવ્યો—૫૪

પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થશે એમ જાણીને એ ધીર વાણીઓ જલદી ચાલવા લાગ્યો, અને વન અને વૃક્ષોથી વીંટાયલી તે પુરી આગળ આવી પહોચ્યો—૫૫

ત્યાં આગળ ક્ષિપ્રા નામે નદી આવી તેમાં પૂર આવેલું હતું, અને તેમાં પાણી એટલું બધું આવ્યું હતું કે તળીએ પગ પહોચે નહિ અને મોજાં ગગને પહોચે—૫૬

શ્રીધરે વિચાર કર્યો કે પાંચ દિવસનો વાયદો થઈ ગયો, અને આ નદીએ તો આવું પૂર આવ્યું છે તો પાર શી રીતે જવાય ?—૫૭

આવો વિચાર કરે છે ત્યાં એને સ્મરણ થયું કે મારી પાસે એવું રત્ન છે કે જેના પ્રભાવથી પાણી પણ માર્ગ દે એટલે શી ફીકર છે—૫૮

સત્યપ્રત્યય કરાવનાર એવા તે રત્નને કાઢીને સારી ભક્તિપૂર્વક, બુદ્ધિસાગર શ્રીધરે તેની પૂજા કરી—૫૯

તે રત્નની પૂજા કરીને જેવો નદીતટે જાય છે તેવોજ શિપ્રાનો અધિષ્ઠાયક દેવ પુરુષરૂપે આવ્યો—૬૦

તેણે શ્રીધરને વાર્યો ને કહ્યું કે હે મૂર્ખ! સાહસ ના કર, નદી, અગ્નિ, સર્પ, અને સ્ત્રી એટલાંનો વિશ્વાસ ન કરવો—૬૧

મહા નદીને તરી જવી, મહા પુરુષ સાથે વિગ્રહ કરવો, મહાજન સાથે વિરોધ, એ ત્રણ વાનાં દૂરથીજ તજવાં—૬૨

શ્રીધરે કહ્યું હે પુરુષોત્તમ! તમે સત્ય કહો છો, પણ મારે એટલી ઊતાવળનું કામ છે કે જરા પણ ખોટી થવાય તેમ નથી—૬૩

સામાન્યશાસ્ત્ર કરતાં વિશેષશાસ્ત્ર બલવાન્ છે, અને પરથકી પૂર્વનો બાધ થાય છે એમ પણ સ્પષ્ટ જણાય છે—૬૪

નિશીથ મધ્યાન્હ કુયોગ અને સંધ્યા એને તજીને વિવેકીએ શુભ લગ્નાદિ વિચારવાં પણ સંગ્રામ, ચૌર્ય, આતુરકાર્ય, દીક્ષિકાર્ય, તેમાં તો રાત્રીકાલજ ઉત્તમ છે—૬૫

પૂર્વોક્ત કરતાં પર તે નિત્ય, ને નિત્ય કરતાં જે અનવકાશ હોય તે વધારે નિત્ય, તે કરતાં પણ અંતરંગ બલવાન્, એમ નિયમ છે–૬૬

ને પ્રમાણે જોતાં મારી પાસે હે બલબુદ્ધિવિશારદ ! અતિ ઉત્તમ રત્ન છે, જેનાથી આ જલ હમણાંજ મરુસ્થલ જેવું થઇ રેહેશે–૬૭

જ્ઞાનનો સાર પ્રત્યય છે, એટલે એની શક્તિ આવો અજમાવીએ, એમ વાત કરતાં બંને નદીમાં પેઠા–૬૮

તેવુંજ નદીનું પૂર તો બમણું વધવા લાગ્યું ને અતિભય આપવા લાગ્યું. એટલે પેલા નયવિજ્ઞાતાએ શ્રીધરને કહ્યું–૬૯

ભાઇ ! તારા રત્નમાં જે જલની પાર કરવાનો પ્રભાવ હતો તે ક્યાં ગયો ? એટલે શ્રીધરે કહ્યું, ત્યારે શું દેવતા પણ અસત્ય ભાષણ કરે છે ?–૭૦

નયવિશારદે ત્યારે શ્રીધરને કહ્યું કે તું સામાન્યવિશેષનું તાત્પર્ય જાણતો નથી, બાકી દેવતા તો કલ્પાંતે પણ અસત્ય ભાષણ કરે નહિ, ખરેખરો જુઠો તો તુંજ છે કેમ કે આ રત્ન કાંઇ તારાં નથી–૭૧–૭૨

ચોર, વંચક, પરદારાપહારી, દાસ, સેવક, નિ:સ્વ, તેમને દેવતા પ્રસન્ન થતા નથી–૭૩

અસત્યવાદી, હત્યા કરનાર, કુકર્મી, અન્યગૃહીત, તેમને પણ દેવ પ્રસન્ન થતા નથી–૭૪

માટે હે પાંથ ! હું એમ જાણું છું કે આ રત્ન પણ તારાં નથી, કોઇ બીજોજ ભાગ્યશાલી એમનો માલીક છે–૭૫

તું કાંતો વેચનારો છે, ચોર છે, થાપણ રાખનારો છે, કાર્યકર્તા છે, ભૃત્ય છે, ગમે તે છે પણ એ રત્નોનો સ્વામી નથી–૭૬

શ્રીધરે આવું સાંભળી તેને કહ્યું કે તમે સત્ય કહ્યું, મેં આ રત્નનું મૂલ્ય આગળથી લીધેલું છે–૭૭

એમનો સ્વામી તો શ્રીવિક્રમાદિત્ય છે, હું તો ભારવાહક છું, ને મેં એ રત્ને પહોચાડવાની પ્રતિજ્ઞા કરી છે, તે આજ પૂરી છે–૭૮

જો આજ સાંજ સુધીમાં વિક્રમાદિત્ય પાસે જઇ શકાય તો મારું વચન રહે; બાકી તો ગયું–૭૯

માટે હે પાંથ ! જો કોઇ મને પાર ઉતારે તો તેને જે માગે તે આપું—૮૦

એમ શ્રીધરે કહ્યું ત્યારે પેલા પુરુષે કહ્યું કે હે વાણીયા ! તું મૂર્ખ દેખાય છે, તું તારે માર્ગે ચાલ્યો જા, હવે રાજાનું તારે શું કામ છે ?—૮૧

ત્યારે શ્રીધરે કહ્યું કે હે વિદ્વન્ ! આવું ના બોલો. જો મારી પ્રતિજ્ઞા ભાગે તો મને હીનપણુ લાગે—૮૨

વિઘ્નના ભયથી જે પ્રારંભ કરતા નથી તે નીચ છે, પ્રારંભ કરીને વિઘ્નનો સપાટો થતાં પાછા હઠે તે મધ્યમ છે, પણ જે ઉત્તમ છે તે તો વારંવાર વિઘ્નના ઘા ખાધા છતાં પ્રારંભેલું કદાપિ તજતા નથી—૮૩

માટે હે મહાપુરુષ ગમે તે પ્રકારે પણ મારે જવું તો ખરૂંજ, મારાં રત્ન ને મારા પ્રાણ જવાના હોય તો જાય, પણ મારૂં વચન રહે એટલે બસ—૮૪

આવું તેનું બોલવું સાંભળીને નદ્યધિષ્ઠાયકે કહ્યું કે મને પાંચ રત્ન હમણાંજ આપ, તો હું તને આ નદીને સામે પાર પહોચાડું; બાકી તો રત્ન અને જીવ બન્ને ખોઇશ—૮૫-૮૬

સર્વનાશ પ્રાપ્ત થાય ત્યારે જે પંડિત છે તે અર્ધનો નાશ વેઠીને પતવે છે, ને જે અર્ધ બચે તેથીજ નિર્વાહ કરે છે, કેમ કે સર્વનો નાશ થાય ને બહુ કઠિન થઈ પડે—૮૭

શ્રીધરે કબુલ કર્યું કે પાંચ રત્ન આપું, એટલે પેલા પુરુષે કહ્યું કે પ્રથમથીજ લાવો—૮૮

દાણં દાણગહીયં હુંચા ભાડી સુહાસીયં વયણં
સહ સતિ જન્ન ગહીયં પછાતં દુલ્લહંહોઇ —૮૯

એમ કહ્યું ત્યારે શ્રીધરે તુરત પાંચ રત્ન કાઢી આપ્યાં, એટલે પેલા પુરુષે તેને આકાશમાર્ગે નદી પાર કર્યો—૯૦

આ પ્રમાણે મહાનદીની પાર ઉતરી તે વિક્રમસમીપે ગયો. અને ચાર રત્ન મો આગળ મૂકી રાજાને તેણે પ્રણામ કર્યો—૯૧

ત્યારે વિક્રમે કહ્યું કે બીજાં પાંચ રત્ન કયાં છે ? તેનું વાણીએ ઉત્તર આપ્યું કે જે વૃત્તાન્ત થયો તે કૃપા કરી સાંભળો--૯૨

અહીં આવતાં ક્ષિપ્રાને તીરે મને પ્રતિજ્ઞાનો ભંગ થવાની ભીતિ લાગી, એટલે પાર ઉતારવાના મૂલ્ય રૂપે પાંચ રત્ન મેં આપ્યાં--૯૩

માટે હે નરનાયક ! આ તમારા પાંચ કોટિ પાછા લો, સુવર્ણ તો ભવે ભવ ઘણું મળશે, પણ પ્રતિજ્ઞા મળવાની નથી--૯૪

આજ્ઞાનું ફલ રાજ્ય છે, બ્રહ્મચર્યનું ફલ તપ છે, પરજ્ઞાનનું ફલ વિદ્યા છે, ને દત્તભુક્તનુ ફલ ધન છે--૯૫

નરેંદ્રનો આજ્ઞાભંગ, મહાત્માનું માનખંડન, ને લોકને મર્મવચન, એટલાં વાનાં શસ્ત્રવિનાનો વધ છે--૯૬

લક્ષ્મી, રાજ્ય, રૂપ, બલ, બધું ભાગ્યાધીન થાય છે, પણ પ્રતિજ્ઞા પાલવી એ તો પુરૂષનેજ સ્વાયત્ત છે--૯૭

પાંચ રત્નના પાંચ કોટિ મારે ઘેર રહો ને બીજા પાંચ કોટિ આપના ભંડારમાં રહેવા દો--૯૮

આવું તેનું વચન સાંભળીને રાજા બહું પ્રસન્ન થયો અને શ્રીધરને વચનવાળો માણસ જોઇ બહુ ખુશી થઇ બોલ્યો, કે હે શુભાશય ! દશ કોટિ તમારા છે, અને હે શ્રીધર હું તારા ઉપર પ્રસન્ન છું માટે પાંચ રત્ન પણ લેઇ જા--૯૯--૧૦૦ (૨૦૦)

રાજા અને શ્રીધર આવી વાત કરે છે ત્યાં પેલો નદ્યધિષ્ઠાતા આવી પહોચ્યો--૧

તેણે વિક્રમને કહ્યું હે સ્વામિન્ ! મારી પાસે પાંચ રત્ન છે, તે લેવાં હોય તો આપ લો, મેં તેમને મારા પરાક્રમથી પ્રાપ્ત કર્યા છે--૨.

રાજાએ પાંચ કોટિ સુવર્ણ આપીને રત્ન લેઈ શ્રીધરને પાછાં આપ્યાં--૩.

ત્યારે પેલા પુરૂષે કહ્યું હે રાજેન્દ્ર ! મેં તમારૂ તેમ શ્રીધરનું મહા સાહસ જોયું, માટે હું પ્રસન્ન છું, મારે તમારૂં સુવર્ણ જોયતું નથી, તમારે જે ઇચ્છા હોય તે વર માગો. હું સ્વસ્તિકદેવનો કિંકર છું--૪--૫

આ ઉત્તમ વાણીઓ શ્રીધર પ્રથમે કોટિધ્વજ હતો, પણ એણે તમામ લક્ષ્મી સાત દિવસમાં વાપરી નાખી—૬.

એજ પુણ્યપ્રભાવે લક્ષ્મી એને પાછી પ્રસન્ન થઈ, એટલે આ દશ રત્નના પ્રભાવથી એ દશકોટીશ્વર થયો—૭.

માટે આ દશ રત્ન તમે લો અને એને મૂલ્ય આપો, હાથી તો રાજદરબારેજ શોભે બીજે નહિ—૮

એ ઉપરથી શ્રીધરને દશ કોટિ સુવર્ણ આપી રાજાએ રજા આપી અને પોતે પોતાનાં રાજકાર્યમાં પ્રવૃત્ત થયો—૯

માટે હે માલવાધીશ્વર! ભોજરાજ! જયઘોષાએ કહ્યું, આવું જે ઔદાર્ય હોય તો આ સિંહાસને બેસો—૧૦

શ્રી ભોજરાજ આવી જયઘોષા પૂતળીની પાંચમી કથા સાંભળીને, વિક્રમ ભૂપતી-દ્રને નિત્ય સંભારતો પોતાનાં રાજકાજમાં પ્રવૃત્ત થયો—૧૧.

વિક્રમાદિત્ય ભૂપતિનો સિંહાસનપ્રબંધ જે શ્રી રામચંદ્ર સૂરિએ રચ્યો છે તેની પાંચમી કથા સમાપ્ત—૧૨.

## સિંહાસન દ્વાત્રિંશિકાની પંચમી કથા.

---

વળી માલવાધીશ શ્રી ભોજ નરેશ તમામ સામગ્રી કરીને સભામાં આવ્યો—૧.

ઘણા લોક તેને વધાવ્યો, નાનાદેશથી આવેલા રાજાઓએ પાદાબ્જે નમન કરવા માંડ્યાં, જેથી તેને બહુ હર્ષ વ્યાપ્યો—૨

શુભદિવસે, શુભલગ્ને, શુભાંગાધિષ્ઠિત મુહૂર્તે, અને શુભશકુનસમેત, તથા ચંદ્રનિવૃત્તિસ્થાને હતો તે સમયે, સિંહાસને રાજા બેસવા ગયો, અને ઘણાંક નરનારી કૌતુકથી ઉંચાં નયન કરી તેને આતુરતાથી નિરખવા લાગ્યાં—૩-૪

વિશેષે કરી વિદ્વજ્જનોના વિવિધ શ્લોકચાતુર્યથી, તેમ કાવ્યકલ્પલતાથી, તે બહુ શોભી રહ્યો હતો—૫

મહાબલ, મહારિદ્ધિ, મહાશક્તિ, એ સર્વથી યુક્ત એવો શ્રી ભોજરાજ સિંહાસન પાસે આવ્યો—૬

શશિપ્રવાહ સત્ત્વસ્થ તથા સ્થિર એવા શકુનને વખતે રાજાએ સિંહાસન ઉપર માંડવા માટે પગ ઉપાડયો--૭

જેવો રાજા સિંહાસને બેસવા જાયછે કે છઠ્ઠી પૂતળી મંજુઘોષા નામની બોલી ઉઠી--૮

તમે તે કોઇ મુગ્ધ છો, મોહિત છો, આવો માનભંગ થતાં પણ લજવાતા નથી, જે જ્વરિત છે તેને ખાંડવાળો પાયસ કેમ પથ્ય આવે? --૯

બાલક છો, ગ્રસ્ત છો, વિકલાંગ છો, કે ત્રિદોષવાળા છો, --ખર, ઉષ્ટ્ર સારમેય તેમનું પય યોગ્ય ગણાતું નથી--૧૦

તેમજ હે નરાધિપ! આ સિંહાસનને તમે યોગ્ય નથી, એવી ખોટી આશા છોડો, અને મારૂં વચન સાંભળો--૧૧

દેવતાથી અધિષ્ઠિત અને બત્રીશ પૂતળીયુક્ત, એવા આ સિંહાસને બેસના ઔદાર્યગુણયુક્ત એવો શ્રી વિક્રમજ યોગ્ય છે બીજો કોઇ નથી--૧૨

મંજુઘોષાએ આવું કહ્યું એટલે શ્રી ભોજ બોલ્યો કે શ્રી વિક્રમની ઉદારતા એવી કેવીક હતી તે કહો--૧૩

મંજુઘોષાએ ભોજભૂપતિ આગળ કેહેવા માંડ્યું કે તેનું લોકપાવન ઔદાર્ય હું ટુંકામાં કહું તે સાંભળો--૧૪

ઉદ્વિગ્ન એવા તપસ્વીએ ભક્તિને મિષે દેવીની આરાધના કરી, ત્યાં રાજા તે સ્થાને જઇ ચઢયો ને તેને પૂછ્યુ કે શી ઇચ્છા છે? તેણે નવીનપુર પોતાને માટે સ્ત્રીવર્ગસમેત માગ્યું તે રાજાએ તેને આપ્યુ, જેથી દેવતા પ્રસન્ન થઇ--૧૫

ભક્તિમિષે કરીને દેવીની સેવના કરતા તપસ્વીએ રાજાને કહ્યું હે ભૂમિરમણ! મને દેવીએ તમારી પાસે મોકલ્યો છે, માટે મારી વાંછના પૂર્ણ કરો; તે ઉપરથી પોતે રચાવેલું નગર સ્ત્રીવર્ગસમેત તથા રાજ્ય અને સમૃદ્ધિ તેને તેણે આપ્યાં--૧૬

ઇંદ્ર જેવો શ્રી વિક્રમરાજા અવંતીમાં રાજ્ય કરતો હતો, તે અતિ સત્ત્વવાન્, દાતા, અને પરાક્રમી હતો--૧૭

ત્યાં વૃક્ષો સદૈવ ફલપૂર્ણ રહેતાં, મેઘ ઇચ્છા થતાં વર્ષતા, વસુધા કલ્પવેલી જેવી હોઇ સદા પુષ્પફલાન્વિત રહેતી–૧૮

ધનવાન્ કુબેર જેવા, નિર્વિકાર અને સમૃદ્ધ, તેમ અનેક કોટિધ્વજ પણ ત્યાં પડેલા હતા. :–૧૯

વહેવારીઆમાત્ર પુત્રપૌત્રાદિ વર્ગથી સારી વાડીવાળા હતા, એટલે ધનધાન્યસંપૂર્ણ છતાં નગરમાં સમાવા લાગ્યા નહિ- ૨૦

એક વખત ઘણા પ્રસિદ્ધ વહેવારીઆઓએ આવીને વિશ્વમાત્રને ઉપકાર કરનાર પૂજ્ય શ્રી વિક્રમને વિનતિ કરી કે, હે સ્વામિન્ ! આપના પ્રસાદથી અમારી હજારો ગણી વૃદ્ધિ, અવસરે રોપેલાં બી જેમ જલ અને માવજતથી ઉછરી આવે છે તેમ, થયેલી છે–૨૦-૨૧

પણ અમારા પુત્રપૌત્રાદિને માટે વસવાનો ઠામ નથી, ઉંચે, નીચે, આડે, અવળે. કહીં નથી, આકાશનો માર્ગ પણ રુંધેલો છે–૨૨

હે અવનિનાથ! તમારા પ્રસાદથી શતેશને ઘેર લક્ષદીપ બળે છે, સહસ્રેશને ઘેર ધ્વજા ફરકે છે. ને લક્ષેશ કુબેર જેવા થયા છે–૨૩

અફલ તે સફલ થઇ ગયાં, સફલ સદાફલ થયાં, સદાફલ બહુફલ થયાં એમ આપની સૌમ્યદૃષ્ટિના પ્રભાવથી થયું છે–૨૪

કમઠી ન દેઇ દુધ્ધં ન પંખચાયં ન પેમલં વયણં
તહ વિ હુ જીવંતિ સૂયા પલોઇયા સોમદિઠીએ–૨૫

તમેજ માતા છો, પિતા છો, હે સ્વામીન્! તમેજ ગુરુ છો, દેવતા છો, માટે એવું કરી આપો કે જેથી અમારાં પુત્રપૌત્રાદિને નિવાસ મળે–૨૬

આવું વચન સાંભળી રાજાએ મનમાં વિચાર કર્યો કે અમરપુરી જેવી એક નગરી સ્થાપું–૨૭

તે ઉપરથી રાજાએ પોતાના કર્મમાં પ્રવીણ, વિશ્વકર્માના અવતાર જેવા, ને વાસ્તુવિદ્યાના જાણ, એવા સૂત્રકારોને બોલાવ્યા–૨૮

તે સર્વે હાથમાં કંબિકા લઇને વિક્રમની પાસે આવ્યા, અને હાથ જોડી નમન કરીને બોલ્યા કે હે સ્વામિન્! અમને બહુ આશ્ચર્ય લાગ્યું છે કે, અમો સર્વને આપે શા કાર્ય માટે આજ્ઞા કરવા તેડ્યા છે ?–૨૯–૩૦

શ્રી વિક્રમે સૂત્રધારોને સ્પષ્ટ રીતે કહ્યું કે, હે સૂત્રધારો તમે ધંધો જાણો છો? મારી વાત સાંભળો; અને લંકા કે અલકા કે અમરાવતી, જેના આગળ કાંઇ હીસાબમાં ન રહે એવું પૃથ્વીરૂપી ભામિનીના ભાલના તિલકરૂપ નગર બાંધો–૩૧–૩૨

વિસ્તાર અને દીર્ઘતાએ કરીને બાર યોજન હોવું જોઇએ, તેને બત્રીશ દરવાજા જોઇએ, ને તેમાં ત્રણ શાક્ષા શોભી રહેવી જોઇએ–૩૩

વાડી, કૂવા, તળાવ, પ્રપા, દેવગૃહ, સારા મહેલ, ને ઉત્તમ સરોવરથી તે શોભી રહેવું જોઇએ–૩૪.

ચોરાશી ચૌટાં ને ગજશાલા, રથશાલા, હયશાલા, બ્રહ્મશાલા, આદિ પણ તેમાં યોજવાં–૩૫.

એક માલથી તે વીશ માલ સુધી એવાં સ્વર્વિમાનસમાન મહાલયોથી પરિભૂષિત તેને કરવું–૩૬

વળી મેરુના ઉંચા શિખર જેવાં પ્રાસાદશિખરથી શોભતા રાજદ્વારથી તેને શોભાવવું, અને લક્ષ્મીના ભવન જેવું કરી આકાશને શોભાવે તેવું યોજવું–૩૭

માટે વાસ્તુશાસ્ત્રના જાણ એવા તમે સર્વેએ મળી એવા પ્રકારનું ઉત્તમપુર તૈયાર કરી દેવું–૩૮

જે જે વસ્તુ આ કામ માટે જોઇએ તે કોશમાંથી તમારે લીધાં જવી, પણ પછીથી મને આવીને એમ ન કહેવું કે, આમાં આટલું ન્યૂનાધિક થયું–૩૯

આવું સાંભળી સર્વે સૂત્રધારો માલવેશ્વરને નમન કરી કાર્ય કરવાની હા કહીને કાર્યસિધ્ધ્યર્થે નિકળ્યા–૪૦

તેમણે ફલસહિત, સર્વત્ર સુખરૂપ, સબીજ, સધન, સજલ, સર્વપ્રકારની લીલોતરીથી છવાયલી, એવી ઉંચી ભૂમિ પસંદ કરી–૪૧

વળી માણિક્ય, રત્ન, સુવર્ણ, આદિની સાત ખાણો સમેત, રાફ, કીડી, કીટ, સર્પ, વીછી, કશું જ્યાં હોય નહિ તેવી, તથા મોટા

વૃક્ષ, તેમ મહાજલવાળી નદી તેનાથી શોભી રહેલી એવી, ચારે રૂપથી ભદ્રરૂપ તે ભૂમિ જોઇને સૂત્રધારો બહુ પ્રસન્ન થયા—૪૨—૪૩

+ × + ને સર્વ વિસ્તાર યુક્ત નગર સ્થાપ્યું—૪૪

કોટ, ખાઇ, મહેલ, વાડી. કૂવા, વાવ, સરોવર, આશ્રમ, મઠ, ઇત્યાદિ તમામ તૈયાર કરીને રાજા પાસે ગયા—૪૫

હે વિક્રમાદિત્ય સ્વામિન્! આપની આજ્ઞાનુસાર મહાનગર અમે સ્થાપ્યું છે, હવે શુભ દિવસ જોઇને આપના ચરણ ત્યાં થવા જોઇએ એમ બોલ્યા—૪૬

તે ઉપરથી વિક્રમાદિત્ય તમામ સેના વગેરે લઇને તે મહા નગરને જોવા ગયો—૪૭

તેને સ્વર્ગતુલ્ય જોઈ, તેમાં તેણે ધનધાન્ય પૂરાવ્યાં, અને બધાં હાટ શણગારાવી, ને પછી તેમાં લોકોને વસાવ્યા—૪૮

પછી રાજા પોતે પણ સ્વવર્ગને લેઈ, રાણી તથા સેવકોને સાથે લઇ, ઉજ્જયિનીથી ત્યાં રહેવા આવ્યો—૪૯

કોટીશ, કોટિકોટીશ, લક્ષાધીશ, એવા મોટા વેહેવારીઓ સાક્ષાત્ કુબેર જેવા છતાં નિર્વિકાર અને લાજવાળા ત્યાં ઠીકાણામાં આવવા લાગ્યા—૫૦

હસ્તિ, અશ્વ, રથ, માણિક્ય, સુવર્ણ, રત્ન, તેના સમૂહથી, તેમ પુણ્યના ઓધથી તથા નાનાદેશાગત જનોથી, નગર ભરાઈ ગયું—૫૧

એક વાર શ્રીવિક્રમાદિત્ય સભામાં બેઠો છે ત્યાં આવીને હાથ જોડી માલીએ વિનંતિ કરી—૫૨

ઋતુરાજ, જયપ્રદ, કંદર્પભૂપનો મંત્રી, માનિનીના માનનો મર્દન કરનાર, એવો વસંતસમય આવ્યો—૫૩

નારંગી, પુન્નાગ, કેશર, લવંગ, કણવીર, આમ્ર, બદર, બીજપૂરક, ચંપક, અશોક, જાસૂસ, કેતકી, સ્વર્ણકેતકી, જુઇ, સેવન્તિકા, કર્મદી, દાડિમ, કેળ, રાજાદની, રાજચંપકા, ચારુ બીજીકા, કંકોલ, કર્પૂર, કરેણી,

* राजवार पर कत्वा कुधाद विल सकुल એવો પૂર્વાર્ધ છે તે સ્પષ્ટ થતો નથી

કુંદ, કુબ્જકા, તમાલ, તાલ, હિંતાલ, તજ, તમાલપત્રિકા, જાયફલ, વરીઆળી, જાંબુ, જંબીર, એમ અરાઢ ભાર વનસ્પતિ પત્ર પુષ્પ ફલથી ચોતરફ ખીલી રહી છે, ને પૃથ્વી નવી થઈ રહી છે--૫૪-૫૫-૫૬-૫૭-૫૮

સારી છાયાવાળાં, રસપૂર્ણ, પલ્લવથી શોભતાં, અતિસુંદર, મહાવૃક્ષો પક્ષિગણથી પરિપૂર્ણ હોઈ મહા આનંદ આપે છે–૫૯

હે સ્વામિન્ આ ઋતુમાં વસંતની ક્રીડા જોવા જોગ છે, મને આજ્ઞા આપો તો હું તૈયારી કરાવું –૬૦

બિબ્બુ વે બહુલં નદિ તિમયણુંનો ગંધ તિલ્લાવિલા,
વેણીઉ વિરલં તિલે તિન નહા અગમ્મિ કુપ્પા સયં,
જંબાલાં બહુ કુંકુમં મિવયણે વટ્ટંતિ ઢિલ્લા પરા,
તં મંત્રેશ શરંવિણજિજયબલા પત્તો વસંતોછવો.–૬૧
બુલ્લતિ દંતરયણા ઇંગદેઉસારેઇ સેસ ચંદણ રસંમિમણં
હુંતિ ઇન્હિ સૂર્યંતિ ધરમજ્ઞીમ માલયાસુ પાયંતુ પૂજ્ય
પડમ્મિ હુણાંઇ પિછ–૬૨

માલીનું આવું બોલવું સાંભળીને રાજાએ વસંતઋતુના ખેલ માટે સામગ્રી તૈયાર કરાવી–૬૩

પટરાણીઓનો સાથ, દાસીઓનાં ટોળાં, દાસેરકગણ, તેમ ગંધર્વ-વિદ્યામાં કુશલ એવો નાટકગણ; તેમજ વિચિત્ર વાદ્યના કામમાં ચતુર એવા નાના દેશથી આવેલા જનો, કલાચાર્ય, કલાવંત, જ્ઞાન વિજ્ઞાનનાં જાણ, સામંત, દેશપાલ, દેશાધીશ, મંડલાધીશ, મંત્રી, વારાંગનાગણ, તેમ બીજાં પણ જે જે પુરવાસીની ઇચ્છા હોય તે સર્વે ચિત્ર વિચિત્ર લોક, પોતાની દારા સમેત; સર્વ શૃંગાર ધરીને પાલખીમાં બેઠેલા વહેવારીઆઓ, મયૂર, કુક્કુટ, સારસ, હંસ, શુક, સારિકા, કોયલ, કપિંજલ, એ આદિ જનાવરોનાં પાંજરાં લીધેલા માણસો; મૃગ, બકરા, મર્કટ, વૃષભ, એ આદિ જે નૃત્ય કરનારાં તે સર્વે, તેમજ પોતાના દેશમાંના અન્ય પણ જે કાંઇ ચિત્ર વિચિત્ર વાનાંના જાણ તે સર્વ; એમ લાખો માણસને લેઈ સેનાધીશ સમેત રાજા વસંતસમયે ક્રીડા કરવા વનમાં ગયો–૬૪-૬૫-૬૬-૬૭-૬૮-૬૯-૭૦

પુષ્પમાલા કરનારી સ્ત્રીઓ રાજાને પદે પદે વધાવતી હતી અને બંદીઓ તેના ઔદાર્ય ગુણનાં બિરુદ ઉચ્ચારતા હતા—૭૧

રાણીઓના વૃંદસમેત, અતિ હર્ષ પામતો, શ્રીવિક્રમાદિત્ય વન મધ્યે પહોચ્યો—૭૨

ત્યાં સુવિશાલ અને મનોહર તથા રમ્ય અને લક્ષ્મીનું ક્રીડાસ્થાન હોય તેવા આવાસમાં રાજા ઉતર્યો—૭૩

ચંપક, અશોક, કુંદ, માકંદ, સૌવીર, જાતિ, બકુલ, ઈત્યાદિ પુષ્પથી પૃથ્વી ત્યાં ભરી દીધેલી હતી—૭૪

ત્યાં, ઉત્તમ શૃંગાર ધારણ કરેલી, ચાર પ્રકારની નારીઓ ઓવારણાં લેતાં લેતાં રાજાને માર્ગ બતાવવા તત્પર રહી—૭૫

પદ્મિની, હસ્તિની, ચિત્રિણી, શંખિની, એ ચાર પ્રકારની સ્ત્રીઓ ભાત ભાતના હાવભાવથી રાજાનું રંજન કરવા લાગી—૭૬

અન્યોક્તિ, શ્લેષ, કાવ્યલિંગ, વક્રોક્તિ, છેકોક્તિ, ઈત્યાદિ અલંકાર-યુક્ત ભાષણથી, કુશલ નર નારી, રાજાને વધાવવા લાગ્યાં—૭૭

કામદેવ જેવા રૂપાળા પુરલોક શૃંગાર ધારણ કરી, પોતાના વડીલોને સાથે લઈ, તેની પાસે ટોળાં થઇ આવવા લાગ્યા—૭૮

એવે પ્રસંગે તે વનમાં એક ઠેકાણે કોઈ સજ્જન, વારસ્ત્રી પાસે નાટક કરાવતો હતો—૭૯

બીજે ઠેકાણે રમ્ય સંગીત થતું હતું, ત્રીજે ઠેકાણે કદલીગૃહની રમત ચાલતી હતી, ને ચોથે ઠેકાણે આંદોલનક્રીડા ચાલવા માંડી હતી—૮૦

શ્રીવિક્રમાદિત્ય નારીકુંજરની મધ્યે રહી, સોવિશસ્ત્રી સાથે રમવા લાગ્યો—૮૧

તે પરસ્પર ગાતી હતી, રમતી હતી. હસતી હતી, ને લય, માન, તાલ, ઇત્યાદિથી રાજાનું રંજન કરતી હતી—૮૨

કસ્તૂરિના આમોદથી પૂર્ણ એવા જલથી પુષ્કરિણીઓ ભરેલી હતી તેમાં રાજા અને રાણીઓ પરસ્પર રમત કરવા લાગ્યાં–૮૩

બીજા પણ આનંદીલોક સર્વત્ર રમતાં રમતાં શૃંગારરંગના વિવિધ વિલાસે ચઢી કામસુખ ભોગવવા લાગ્યા–૮૪

તે વનમાં અતિ પ્રભાવવાળી, શતદેવીથી સેવાયલી, એવી મનકામના પૂર્ણ કરનારી આશાપૂરી દેવી હતી–૮૫

તે તુષ્ટ થતાં નિર્ધનને ધન આપનારી, અપુત્રને પુત્ર આપનારી, રંકને રાજ્ય આપનારી, પંઢને કામસુખ આપનારી, આંધળાંને આંખ આપનારી, હીનાંગને અંગ આપનારી હતી, પણ રુષ્ટ થતાં તો કાલયમરૂપ હતી–૮૬-૮૭

તેના આગળ એક રાજ્યેચ્છાવાળો કોઇ તપ કરતો હતો, ને એક માસ માસના ઉપવાસ કરી શુષ્કપર્ણથી પારણા કરતો હતો–૮૮

એટલુંજ નહિ પણ આખા દિવસમાં એકજ ઘટિકા સુવું ને બાકીની ઓગણસાઠ ઘટિકા તપ કરવું એ તેનો નિયમ હતો–૮૯

એમ કરતાં તેને બારવર્ષ વીતી ગયાં, પણ તેના ભાગ્યયોગે દેવી પ્રસન્ન થઈ નહિ–૯૦

બીજા ઇચ્છાવાળાને તો સાત કે પાંચ દિવસમાં પ્રસન્ન થતી, પણ આને તો બારે વર્ષે પણ થઇ નહિ–૯૧

કોઈ પણ અસત્ય વચનથી કાર્ય સિદ્ધ થતું નથી, ધર્મનું મૂલજ સત્ય છે, ને સત્યથીજ બધું સિદ્ધ થાય છે–૯૨

ધર્મની ઉત્પત્તિ સત્યથી થાય છે, ને દયાદાનથી તે વૃદ્ધિ પામે છે. ક્ષમાથી સ્થિર થાય છે, ને ક્રોધ તથા લોભથી વિનાશ પામે છે–૯૩

ધર્મથી ધન મળે છે, ધનથી સર્વ કામ સંપૂર્ણ થાય છે, કામ પૂર્ણ થવાથી સર્વ ઇંદ્રિયસુખ પ્રાપ્ત થાય છે, કાર્યની ઇચ્છા રાખનારે કારણની શોધ કરવી, અર્થાત્ ધર્મજ સાચવવો એમ તત્ત્વજ્ઞો કહે છે–૯૪

ધમ્મણ ધ્રૂણં ભણતં ધમ્મણ નરા મરિદ્ધ વર કામાસુર
કા અધુવં ધમ્મા લબ્ભઇ તા ઉત્તમો ધમ્મો—૯૫

પેલા તપસ્વીને જો કોઇ પૂછે કે, હે તપસ્વિન્! તમે શા માટે આવું ઘોર તપ કરો છો? તો કહે કે, મારે રાજ્યનું કાંઇ કામ નથી, હું તો વૈરાગ્યથી પ્રસન્ન છું, માટે અપુનર્ભવ પ્રાપ્ત કરવા તીવ્ર તપ કરૂં છું—૯૭-૯૮

મનમાં કાંઇક, વાણીમાં કાંઇક, ક્રિયામાં કાંઇક, એમ જેનો સાધારણ પ્રચાર છે, તેને વરપ્રાપ્તિ કેમ થાય?—૯૯

પેલા હાથીએ ચઢેલો રાજા અસંખ્ય સ્ત્રીઓ સમેત આ તપસ્વીવાળા દેવગૃહમાં આવી પહોચ્યો—૯૯

અંદર કોઇ પુરુષ છે કે કેમ? તે જોવા માટે પ્રથમે શૃંગારથી ઝળકી રહેલી વારનાયિકા મંદિરમાં પેઠી—૧૦૦

તેણે એકાગ્ર ધ્યાનમાં નેત્ર મિચી બેઠેલો, તપથી કૃશ અંગવાળો, એવો પેલો તપસ્વી દીઠો—૧

તેણે બહાર આવી વિક્રમને વિનતિ કરી કે એક તપસ્વી અંદર છે, બીજું કોઇ નથી—૨

રાજાએ કહ્યુ જે રાગવર્જિત તપસ્વી છે, તેમને નારીસમૂહ સમાન, બીજું મદદકારક કશું પણ નથી—૩

એમ વિચાર કરીને રાજા પોતાની રાણી તથા પાંચસો વારસ્ત્રીસમેત ઘર તરફ પાછો આવ્યો—૪

પછી આશાપૂરીને તથા પેલા તપસ્વીને નમન કરીને રંગાર્થે રંગમંડપમાં રાજાએ નાટક કરાવરાવ્યું—૫

સયં પસજ્જણે પન્નં સહસ્સં ચ વિલેવિણે
સયસ હસ્સીયા હિ યા માલા અનતં ગીયવાઇએ—૬
પાઇયક તૂં સુવિલાસ કામિણી સુયણ જણ સંગસૌગીયાં
સંસારમ્મિ અસારો રયણ ચમક્કં કાયં વિહિણા—૭

નયનના અમૃતરૂપ એવું નાટક વારાંગનાઓએ આરંભ્યું કે જે ને જોતાં મહોટા યોગીન્દ્ર પણ ધ્યાનભ્રષ્ટ થાય–૮

હાવથી, ભાવથી, ઉત્તમ વાદ્યથી, લાસ્યતાંડવનૃત્યથી, મંદ્રમધ્ય તાર ઇત્યાદિ સ્વરથી, આકાશ પણ બહેર મારી ગયું–૯

ગોસ્પંદ, ચક્ર, ગોલક, તેમ સર્વાંગિ, અપાંગ, આદિના ચાલન તથા ફિરણુ, કેશ, અને ઘુઘરાના ઝણકાર સમેત પાદઘાત, તેનાથી, અને નવા નવા રસપ્રયોગથી તે વારાંગનાઓએ નાટક અતિ રમ્ય કરી મૂક્યું, એટલે પેલા તપસ્વીને પોતાને સ્થાને રહ્યે રહ્યે કામવિકાર પેદા થયો–૧૦-૧૧

ગીત, નૃત્ય, વાદ્ય, અને સવિકાર વરાંગના, તે એક એકથી ચઢીઆતું છે એમ એ તપસ્વીના દીઠામાં આવ્યું–૧૨

વિકલાક્ષ, વિલાસાકાંક્ષી, વૈરાગ્ય વિનાનો, પરવશ એવો તપસ્વી વારાંગનાઓને જોઇ મનમાં વિચારવા લાગ્યો કે અહો ! વદન ચંદ્રના વિલાસરૂપ છે, લોચન પદ્મનો પણ પરિહાસ કરે તેવાં છે, વર્ણ સુવર્ણને શરમાવે તેવો છે, કેશનો સમૂહ ભ્રમરની પંક્તિને હઠાવે તેવો છે, હસ્તિકુંભના વિભ્રમને હરે તેવાં વક્ષઃસ્થલ છે, નિતંબસ્થલી અતિ ગુરુ છે, વાણી મૃદુ અને મિષ્ટ છે, એ બધાં યુવતિનાં સ્વાભાવિક આભૂષણ છે–૧૩-૧૪-૧૫

તેના સંસર્ગનું સુખ મળ્યું ! આજ મજ જેવા મુગ્ધને મોહન પ્રાપ્ત થયું ! હવે દેહને ક્ષિણક એવા કષ્ટરૂપ આ તપનું શું પ્રયોજન છે !–૧૬

મને ધન્ય છે, મારૂં મહાભાગ્ય છે, કે જેમાં વારાંગનાનાં ઉન્નત પયોધર, ભમર, અને નિતંબનાં દર્શન થાય છે, તેવું ઉત્તમોત્તમ નાટક જોયું–૧૭

નગરમાર્ગે જરૂર જવુ અને ખીલેલાં કમલ જેવાં મુખવાળી રામાઓને જોવી, કદાચિત્ સુરતસુખ ન થાય તોપણ દર્શનસુખતો થાયજ-૧૮

પ્રિયાદર્શન તેજ હો, અન્ય દર્શનનું કાંઇ કામ નથી, કેમકે, પ્રિયાદર્શનજ ઉત્તમોત્તમ છે કે તેનાથી સરાગચિત્ત પણ નિર્વૃતિ પામે છે–૧૯

જેણે મનુષ્યજન્મ પામી ને કામતત્ત્વ ન ભોગવ્યું, તેનો અવતાર અજાને ગળે ઉગેલા આંચળના જેવો નિરર્થક છે–૨૦

ચંદ્રના આકર્ષણથી ઉભરાતા સમુદ્રનો વેગ રોકવો ક્વચિત્ શક્ય થાય, પણ અનુરક્ત ચિત્તને રોકવું ન બની શકે–૨૧

આવા વિચાર કરીને વિરાગથી ભ્રષ્ટ થઇ તે તપસ્વી રાજા પાસે આવ્યો, તે એમ વિચાર કરીને કે હું રાજા પાસે રાજ્યની યાચના કરીશ–૨૨

રાજાએ તપસ્વીને જોતાંજ પ્રણામ કર્યો, પૂજ્યપૂજાનો ક્રમ તે તો જ્ઞાનીઓનો સ્વભાવજ છે–૨૩

પોતાના આગળ ઉભેલા તે તપસ્વીને રાજાએ પૂછ્યું કે ધ્યાન મૂકીને મારી પાસે અવવાનું આપને શું કારણ છે? ૨૪

તેણે રાજાને જુઠું પ્રત્યુત્તર કહ્યું કે, મને સર્વકામફલ આપનાર દેવી આજ પ્રસન્ન થઇ, અને તેણે આજ્ઞા કરી કે, વિક્રમની પાસે જા, તે તને મનવાંછિત આપશે–૨૫-૨૬

આવું સાંભળીને રાજાના ચિત્તમાં બહુ ચમત્કાર લાગ્યો, ને એમ લાગ્યું કે નક્કી આ તપસ્વી વૈરાગ્યથી ભ્રષ્ટ થયો છે–૨૭

આકાર, ઇંગિત, ગતિ, ચેષ્ટા, ભાષણ, નેત્રના અણસારા, વદનના ચાળા, એટલાં થકી અંદરનું હૃદય પરખાઈ જાય છે–૨૮

ચિત્રમાં દર્શન થાય તો પણ મૃગાક્ષીઓ ચિત્તને હરે છે, તો કામથી વિઘૂર્ણાયમાન નયન વાળી તેમને પ્રત્યક્ષ જોતાં તો શું ન થાય ?–૨૯

દર્શનથકી સ્ત્રીઓ ચિત્તને હરે છે અને વિત્તને, વીર્યને તથા મહત્ત્વને સ્પર્શ થતાં હરી લે છે–એમ તે મહામોહમદથી ઉન્નત છે–૩૦

હસ્ત-પાય પડિછિન્ન કસ્તનાસ વિજયં
અવિવાસ સયંનારી બંભયારી વિવજ્જયે–૩૧
વિત્ત ભિત્તિ નતિજ્જાએ નારી વાસય લંકિયાં
ભસ્કરભિ વદિ પૂણું દિવિપડિ સમાહારે–૩૨

પેલા ભ્રષ્ટને ભૂપતિએ પૂછ્યુ કે તમારી શી ઇચ્છા છે? તમને દેવીએ શું કહેલું છે? તે મને બતાવો કે હું તે પ્રમાણે તમને આપું–૩૩

હે સ્વામિન્ ! ગામ સમેત દશ વારાંગના મને આપો કે હું કામ-વિહ્‌વલ છું તે સ્વેચ્છાએ ક્રીડા કરી સુખ માનું-૩૪

વિક્રમે ચિત્તમાં વિચાર કરવા માંડ્યો કે વિષસમાન વિષયમાત્ર ખરે-ખર દુર્વાર છે-૩૫

વિરતિથકી વિષયનું નીરસત્વ જાણનારા, સર્વની અસ્થિરતા સમજ-નારા, ને વિષયો મહાદોષનું સ્થાન છે એમ ગૃહનારા, એવા અંતર્માં તત્ત્વજ્ઞાનને પામેલા સત્પુરુષોને પણ વિષયો મહાબલવાન્ થઈ નડે છે, અહો વિષયનો મહિમાજ અદ્ભૂત છે-૩૬

મહામુનિ નંદિષેણ જે દશ માણસને બોધ કરે તેવા હતા તે વિષયથી અત્યંત પ્રેરિત થતાં ભ્રષ્ટ થઈ વેશ્યાના ગૃહમાં રહ્યા-૩૭

સિંહમુનિ જે મહામાન્ય હતા તે પ્રાવૃટ્ સમયે નેપાલ દેશમાં ગયા અને કોપાના રૂપથી વિહ્‌વલ થયા-૩૮

રાજાની અભ્યર્થના કરી, સવા લક્ષ મૂલ્યની રત્નકંબલ, જૈન ધર્મથી વિરુદ્ધ થઈ આણી-૩૯

આષાઢભૂતિએ મોદકલિપ્સાથી વ્રત તજ્યું, અને બાર વર્ષ સુધી નટી સાથે નાટય કર્યું-૪૦

આર્દ્રક ઋષિ જે દેશને ઉપદેશ કરે તેવા તે સુત્રંત મુનિના બાંધ્યા અગીઆર વર્ષ સુધી રહ્યા-૪૧

કૂલવાલ, પુંડરીક, ઇલાતીપુત્ર, એવા મહામુનીશ્વર મહા યોદ્ધા તે પણ વિષયને વશ થઈ ગયા-૪૨

કુલરૂપી ક્યારાના કમલરૂપ, અતિ પવિત્ર, અતિશુદ્ધ, મહામુનીશ્વરો, મહાયોદ્ધા, મહાપરાક્રમી, તે સર્વે વિષયને વશ થયા છે-૪૩

આને આશાપૂરીએ કહેલુ તો-કાંઇ નથી પણ વિષયથી વિહ્‌વલ થઇને મારી પાસે આવું યાચે છે-૪૪

તો મારે પણ એને ઈચ્છા કરતાં અધિક આપવું,- આ વખતે પાત્રા-પાત્રનો વિચાર કરવાનો નથી.

ત્રિભુવનગુરુ શ્રીવર્ધમાને, નિષ્ક્રમણ કર્યા છતાં પણ, સદયહૃદયથી સરખા મૂલ્યવાળું અર્ધવસ્ત્ર દ્વિજને આપ્યું, ને એમ કરીને સાધુ તથા સધર્માંને એમ બોધ કર્યો કે શક્તિપ્રમાણે દાન આપવું, ને તે પણ ધનવાને તો જરૂર આપવું, દાન એજ મુખ્ય છે–૪૫

જગતદુ:ખના નિવારણ કરનાર ઉત્તમપુરુષોએ મેઘની પેઠે દાન આપ્યાં જવું એમાં પાત્રાપાત્ર વિચાર કરવો નહિ–૪૬

મેહાણ જલંદિણ્ય રાણ કર સારો
સુપ્પરિ સહિં વુદ્દિત્તં સામન્નં સયલ લોઅસ્સ–૪૭

તૃષાર્ત્ત સારંગોએ જલધર પ્રતિ ઘણું રુદન કર્યુ તથાપિ ધારા પડી નહિ, પણ પક્ષીના રુદનથી જલધરે વૃષ્ટિ કરી, અહો ! ક્યાં પક્ષી ને ક્યાં જલધર ! પણ મારે તો આર્ત્તનેજ ઉપકાર કરવો મહાન્‌ને નહિ–૪૮

સૂર્ય લોકનું અંધકાર હણે છે, તે કોની આજ્ઞાથી ? રસ્તામાં છાયા વિસ્તારવાની વૃક્ષોને કોણે હાથ જોડી વિનતિ કરી છે ? નવા મેઘને વૃષ્ટિ કરવાની કોણ પ્રાર્થના કરે છે ?–પણ જે સાધુપુરુષો છે, તે આ પ્રકારે પરહિતમાં નિરંતર અભિરત રહે છે–૪૯

ઉપકાર કરનારને ઉપકાર કરનારા તો ઘણા જન છે, પણ જેણે કાંઇ કર્યું નથી તેના ઉપર પણ ઉપકાર કરે તેજ નરોત્તમ છે–૫૦

આવું વિચારીને રાજા તપસ્વીને પ્રસન્ન થયો, અને ધનધાન્યસમેત, પાંચસો વારાંગનાસહિત, દશહજાર અશ્વ, સો હાથી, અને બીજા ધનસાથે ભર્યુંભાદર્યું આખું પુર તેને આપી દીધું–૫૧-૫૨

એ પ્રકારે તેને દાન આપીને વિક્રમાર્ક મહીપતિએ તેનો ત્યાં રાજ્યાભિષેક કર્યો–૫૩

આટલી વાત કહીને મંજુઘોષાએ કહ્યું હે ભોજરાજ ! તમારામાં આવું ઔદાર્ય છે ? જો હોય તો આ સિંહાસને બેસો, બાકી તમારા જેવા ભાગ્યશાલીએ આવો વૃથા પ્રયાસ શા માટે કરવો ?–૫૪-૫૫

મહાશ્ચર્યયુક્ત એવી આ કથા મંજુઘોષાને મોઢે સાંભળીને માલવેશ મહીપતિ ધારાપતિ પોતાના કાર્યમાં લાગ્યો–૫૬

શ્રી રામચંદ્રસૂરિએ રચેલા શ્રી વિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની છઠ્ઠી કથા થઈ–૫૭

ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાયાં ષષ્ઠી કથા.

---

વળી શ્રી ભોજરાજ બધી સામગ્રી કરીને સુંદરસભાને વિષે સિંહાસને બેસવા સારૂ આવ્યો–૧

તે ધારાનો આધાર, ધ્વજિનીનો[1] ઇશ, ધારાધર જેવો સુંદર, નિરાધારને અસ્રધારથી ધૈર્યરૂપ ઔષધનો આપનાર હતો–૨

તે સમયે સુવર્ણ, રત્ન, માણિક્ય, રૂપ્ય, વસ્ત્ર, પ્રવાલ, ગજ, અશ્વ, ગ્રામ, નગર ઇત્યાદિ દાન પોતે કરતો હવો–૩

દાનથી દુરિત દૂર થાય, દાનથી રાજા તુષ્ટ થાય, ને દાનથી ભૂતપ્રેત પિશાચાદિ પણ વશ થાય–૪

દાન છે તે મહિમાનું નિદાન છે, કુશલતાનું કારણ છે, કલંકરૂપી હાથીનો સિંહ છે, શ્રીકલકંઠી દૂત છે, સિદ્ધિરૂપ વધૂના સંગમે પહોચાડનાર છે–૫

સુપાત્રે થાય તો ધર્મલાભ કરે છે, તે સિવાયનાને થાય તો દયા ને શાન્તિ પમાડનારૂં છે, મિત્રને થાય તો પ્રીતિ વધારનારૂ છે, રિપુને થાય તો વૈરને હરનારૂં છે, ભૃત્યને થાય તો ભક્તિનો વધારો કરનારૂં છે, રાજાને થાય તો માન અપાવનારૂં છે, ભાટ આદિને થાય તો યશ વધારનારૂં છે,-અહો દાન છે તે કહીં પણ નિષ્ફલ નથી–૬

દયાપાત્રને દાન આપીને દેવપૂજન કર્યું, અને ચતુરચિત્તવાળા તેણે ગુરુને ભક્તિથી નમસ્કાર કર્યો–૭

પછી જેવો ભોજરાજા તે દેવતાધિષ્ઠિત સિંહાસન ઉપર ઉત્કંઠાથી પગ મૂકવા જાય છે, તેવીજ લીલાવતી નામની સાતમી પૂતળી બોલી કે હે મહીનાથ ! મા બેસો, મારૂં વચન સાંભળો–૮-૯

---

૧. સેના.

અમે જેનાં નિરંતર અધિષ્ઠાતા છીએ તેવા આ રમ્ય સિંહાસને, જે વિક્રમાદિત્ય જેવો સાહસી, ઔદાર્યગુણસંપન્ન, સૌભાગ્યસાગર, અને હે ભોજ! પોતાના પ્રાણથી પણ પરનું રક્ષણ કરનાર હોય તેજ બેશી શકે -૧૦-૧૧.

વળી તે પણ અત્ર બેસવા યોગ્ય ગણાય કે જે ભવનાધીશ કે સુરાધીશ હોય-૧૨

આવું સાંભળીને માલવાધીશે લીલાવતીને કહ્યું કે હે સુભગે! તારા વિક્રમાદિત્યે શું સાહસ કરેલું તે બતાવ-૧૩

અતિ ધન્ય એવી લીલાવતીએ લીલાથકી લલિત વચન કહ્યું, કે હે ભોજરાજા! સ્થિર આસને બેસો ને મારી વાત સાંભળો-૧૪

તેનું સૌભાગ્ય, તેનું ઔદાર્ય, ઉત્તમ દાન, તેનો પરોપકાર, તેની ક્ષાન્તિ, એ બધું મારે મોઢે સાંભળો-૧૫

રાજાએ સાંભળ્યું કે દેવીની પાસે સ્ત્રીપુરુષનું જોડું જીવરહિત પડેલું છે, એટલે પોતે ત્યાં જઈ પોતાનું મસ્તક અર્પવા માંડ્યું, તેવામાં દેવીએ હાથ ઝાલી નિવારણ કરી વર માગવા કહ્યું તો પોતે પેલા જોડાને જીવતું કરાવી તેની વાંછના પૂરાવી-૧૬

પરાક્રમીમાં શિરોમણિ એવો શ્રી વિક્રમ અવંતીમાં રાજ્ય કરતો હતો, તે કલ્પદ્રુમ કે ચિંતામણિ જેવો હતો-૧૭

જ્યાં શ્રી જિનચૈત્યના ધ્વજની છાયા, પંકજવ્યાજે કરીને, શ્રી પંકજવાસિની લક્ષ્મીને વિસ્તારે છે-૧૮

જ્યાં રેંટના ખટકારા મનને, પુરલક્ષ્મીના ભુજનાં કંકણના રણકારની પેઠે, આનંદ આપે છે-૧૯

જ્યાં લોકને દાનનુંજ વ્યસન છે, ગુણનોજ લોભ છે, ભય અકૃત્ય કરવાનો છે, ને અસંતોષ ગુણગ્રહણ કરવાનો છે-૨૦

જ્યાં પાપકર્મથી નિત્ય નિષેધ છે, ને દાનાદિ શુભકર્મથી કદાપિ પણ નિષેધ નથી-૨૧

જ્યાં વર્ણોલ્લંઘન લોકમાં તો નથી, માત્ર વ્યાકરણશાસ્ત્રમાંજ વર્ણવિપર્યય રહેલો છે–૨૨

વર્ણાગમ, વર્ણવિપર્યય, વર્ણવિકાર, કે વર્ણનાશ, અથવા ધાતુનો તદર્થાતિશયથી યોગ, એ પાંચ પ્રકારનું નિરુક્ત કહેવાય–૨૩

ક્વચિત્ પ્રવૃત્તિ, ક્વચિત્ અપ્રવૃત્તિ, ક્વચિત્ વિભાષા, ક્વચિત્ તે સર્વથી કોઇ જુદુજ, એમ બાહુલક પણ ચાર પ્રકારનું જાણવું–૨૪

એમ સર્વ શાસ્ત્રના વિચારને જાણનારા, તત્ત્વાચારપરાયણ, ધર્મકાર્યમાં અતૃપ્ત, પાપકાર્યથી ડરતા, કીર્તિનોજ લોભ રાખનારા પણ નારીનો નહિ એવા, સત્યવાણીમાં કુશલ, સદા ઉપકાર કરનારા, નિર્લોભ, માનરહિત. અક્રૂર, અક્રોધી, આર્દ્ર, કલિનો ક્લેષ હરનારા, પરાપવાદશ્રવણમાં મૌન ધરનારા, પરમાત્માને જાણનારા, શરીરની જુગુપ્સા કરનારા, સંપત્તિમાં અનૌદ્ધત્યવાળા, ઉદાર, સુબુદ્ધિવાળા, કુબુદ્ધિરહિત, એવા જનો કેવલ નિર્ભય હોઇ દેવલોક જેવા જ્યાં વસે છે–૨૫-૨૬-૨૭-૨૮-૨૯

તેમનામાં એક મના નામનો વહેવારીઓ હરિ જેવો હતો, તેને રાજાનુ બહુ માન હતું, ને તે મહાસમૃદ્ધિવાળો હતો–૩૦

તે કદાપિ પણ પોતાના ચિત્તનું પારંપર્ય જાણતો નહિ, અને સર્વધર્મક્ષેત્રને વિષે પુષ્કલ દાન કર્યા જતો–૩૧

જે જે કરીઆણું તે બધું એના ઘરમાં શુદ્ધ, પાપરહિત મળે, માત્ર મધુલોહાદિકજ ન મળે–૩૨

મધુ, મક્ષણ, લાક્ષા, ચર્મ, નખ, શૃંગ, કસ્તૂરી, હિંગ, નીલિકા, સાજીખાર, વાંસ, મૃત્તિકા, પાષાણ, વેતસ, ઇત્યાદિ તે કદાપિ રાખતો નહિ–૩૩-૩૪

ત્રણે કાલ પૂજા કરતો, અને સર્વપર્વમાં પૌષધ(પોહો) કરતો, તેમ મુનિની પેઠે વિષયનો ત્યાગી, પ્રિયવાક્, અને બુદ્ધિમાન્ હતો–૩૫

---

૧ વર્ણ એટલે ચાર વર્ણ, અને વર્ણ એટલે અક્ષર એ બે અર્થ લેતા વિરોધ અને પરિહાર સમજાશે નિરુક્ત, બાહુલક, એ પણ વ્યાકરણપરિભાષા છે શબ્દ સિદ્ધ કરવામાં અમુક શબ્દ અમુકરૂપે છે એમ તેનુ નિર્વચન ને નિરુક્ત, જેમકે, વર્ણાગમથી હસ, વર્ણવિપર્યયથી સિહ, વર્ણવિકૃતિથી ગૂઢોત્મા ( ગૂઢ+આત્મા ), વર્ણનાશથી પૃષોદર, ઇત્યાદિ બાહુલક એટલે પ્રત્યયાદિ લગાડવામા કે અગકાર્ય થવામા જે વિકલ્પ તે વ્યાકરણ શાસ્ત્રમા પ્રસિદ્ધછે.

મિતભાષી, મિતાહારી, બાવીશ અભક્ષ્યને વર્જનારો, દાનાદિધર્મ-નિરત, દેવગુરુ આદિનો પૂજક, સંપૂર્ણ વિભવવાળો, શ્રીમાન, સ્વકલત્ર-સુત આદિયુક્ત, નીરાગ, નિરહંકાર, નય જાણનાર, નિપુણ નીતિજ્ઞ, એવો તે હતો—૩૬—૩૭

અક્ષુદ્ર, રૂપવાન્, પ્રકૃતિથીજ સૌમ્ય આકૃતિવાળો, અક્રૂર, લોકપ્રિય, શાંત, ભીરુ, દક્ષ, લજ્જાવાળો, દયાવાળો, મધ્યસ્થ, સૌમ્યદૃષ્ટિવાળો, ગુણાનુરાગી, ગુણની કથા કરવાવાળો, સુપક્ષ, દીર્ઘદર્શી, વૃધ્ધની સેવા કરનારો, વિશેષયુક્ત, વિનીત, કૃતજ્ઞ, પરોપકારી, એમ એકવીશ ગુણયુક્ત લક્ષણવાળો ધાર્મિક હોઇ સામ્યત્વાદિ દ્વાદશવ્રત પણ તે પાલતો હતો—૩૮-૩૯-૪૦-૪૧

શ્રેયસંપન્ન વિભવ, શિષ્ટાચાર પ્રશંસક, અન્ય ગોત્રનાં એવાં કુલશીલથી સમાનની સાથે વિવાહ કરનારો, પાપથી ડરતો, પ્રસિદ્ધ દેશાચાર પાલનારો, કહીં પણ ને વિશેષે રાજાદિ આગળ અયોગ્ય બોલનાર નહિ, અતિગુપ્ત ગૃહમાં સુનારો અને અનેક બારણાં ન હોય તેવા ગૃહમાં વસનારો, સદાચારવાળાનો સંગ રાખનારો, માતાપિતાની પૂજા કરનારો, ઉપપ્લુતસ્થાનને તજનારો, પરનિંદામાં અપ્રવૃત્ત, આય પ્રમાણે વ્યય રાખનારો, વિત્તાનુસાર વેષ રાખનાર, અષ્ટથકી દ્વિગુણ યુક્ત, નિત્ય ધર્મ શ્રવણ કરનારો, અતિથિ સાથે યથાર્થ સાધુત્વ બતાવનારો, દીનને સહાય, કેવલ અહંકાર વિનાનો, ગુણ ઉપર અનુરાગવાળો, દેશકાલ વિચારનાર, બલાબલ સમજનાર, વ્રતસ્થ, જ્ઞાનવૃધ્ધોનો પૂજક, પોષક, દીર્ઘદર્શી, વિશેષજ્ઞ, કૃતજ્ઞ, લોકપ્રિય, લાજવાળો, સૌમ્ય, પરોપકારી, અંતરગષડ્રિપુનો પરાજય કનાર, ઇંદ્રિયમાત્રને વશ રાખનાર, એવો જે ગૃહસ્થ હોય તે ધર્મલાભ પામે છે—૪૨—૪૩—૪૪—૪૫—૪૬—૪૭—૪૮—૪૯—૫૦—૫૧

એમ પાંત્રીશ ગુણયુક્ત એવો સાર્થ નામવાળો ધન્ય, પાપકાર્યનો ત્યાગ કરી પુણ્યકાર્ય કરતો હતો—૫૨

બ્રાહ્મમુહૂર્તે ઉઠી પરમેશ્વરની સ્તુતિ કરવી, અને મારો શો ધર્મ છે, મારૂં કેવું કુલ છે, મારૂં શું વ્રત છે, ઈત્યાદિનું પણ સ્મરણ કરવું—૫૩

શ્વેત પુષ્પાદિ સામગ્રીથી દેવતાની પૂજા કરી અને યથાશક્તિ પ્રત્યાખ્યાન કરી દેવગૃહમાં જવું--૫૪

ત્યાં વિધિપૂર્વક પ્રવેશ કરી, જિનની ત્રણ પ્રદક્ષિણા કરવી, ને પુષ્પાદિથી તેમની પૂજા કરી સ્તુતિ કરવી--૫૫

પછી પ્રતિપત્તિપુરઃસર, ગુરુપાસે જવું, ને ત્યાં પ્રત્યાખ્યાનપ્રકાશન વિશુદ્ધાત્માએ કરવું--૫૬

પછી મધ્યાન્હપૂજા કરીને ભોજન સમાપ્ત કરી, વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થનો વિચાર કરવો--૫૭

પછી સંધ્યાકાલે પુનઃ દેવાર્ચન કરી ને આવશ્યક કર્મ સમાપ્ત કરી ઉત્તમ સ્વાધ્યાય કરવો--૫૮

પછી દેવ અને ગુરુની સ્મૃતિથકી પવિત્ર થઇ નિદ્રા કરવી, ને બ્રાહ્મમુહૂર્ત આવતા પહેલાં ઉઠાય એવી અલ્પનિદ્રા લેવી--૫૯

નિદ્રાછેદ થતાં સતત્ત્વ યોષિદંગનો વિચાર કરવો, અને સ્થૂલિભદ્રાદિ સાધુની વૃત્તિ ઉપર નજર કરવી--૬૦

યકૃત, શકૃત,શ્લેષ્મ, મજ્જા, અને હાડ તે ઉપર સ્નાયુના બંધ બાંધી ચર્મરૂપ સ્ત્રીઓ બહારથી રમ્ય કરેલી છે--૬૧

પણ જો બહારને અંદર ઉલટ સુલટ થઇ જાય તો જેમ સ્ત્રીને કામીઓ સેવે છે તેમ તેના કરતાં તો ગૃધ્ર ગોમાયુ આદિને સેવે--૬૨

એમ કાર્ય સાધી ઉન્નતિ પામતાં સદા વૈરાગ્યરંગથી પ્રપૂર્ણ રેહેવું અને પરલોક સુખને વીસરવું નહિ- ૬૩

સકલ કામને આપનાર કામદુગ્ધા જેવી લક્ષ્મી પ્રાપ્ત કરી તો એ શું! શત્રુને માથે પગ મૂક્યો તો એ શું! મિત્રોનું વિભવાદિથી સન્માન કર્યું તો એ શું! અને શરીરધારીનું શરીર એક કલ્પપર્યંત રહ્યું તો એ શું! ૬૪

ભવરૂપી અરણ્ય ઘણું ઘોર છે, શરીરરૂપી ઘરને ઘણાં છિદ્ર છે, કલિકાલરૂપી ચોર છે, અને મોહરૂપી રાત્રી ઘણી ગાઢ અંધારી છે, માટે ધ્યાનરૂપી તરવાર ઝાલી, વિરતિરૂપી ભાલો તૈયાર રાખી, ને શીલનું કવચ પહેરી, સમાધાન સાચવી ને હે જનો! સારી રીતે જાગો--૬૫

સંપત્તિ જલતરંગ જેવી વિલોલ છે, યૌવન તો ત્રણ ચાર દિવસ છે, આયુષ્ શરદ્ ઋતુનાં વાદળાં જેવું છે, ધન ધન શું કરો છો? અનિંદ્ય ધર્મ સાધો—૬૬

આવો સર્વ વિચાર કરી સંસારની અસારતા જાણીને પોતાના પુ: ઉપર બધો ભાર નાખી, વિત્તમાત્રનો સત્ક્ષેત્રમાં વ્યય કરી, ને તે વણિ ધ્યાનપરાયણ થયો—૬૭

મારે તીર્થયાત્રા કરવી એમ મનમાં વિચારીને શ્રીવિક્રમાર્કની રજા લઇ ધનો વાણીઓ નિકળ્યો—૬૮

તીર્થના પ્રવાસીઓની રજથી મલિન થવાય છે, તીર્થભ્રમણથી ભવ· ભ્રમણ દૂર થાય છે, દ્રવ્યવ્યયથી સ્થિરદ્રવ્ય પ્રાપ્ત કરાય છે, ને તીર્થયાત્રા કરનાર પૂજ્ય થાય છે, માટે અવશ્ય તીર્થની પૂજા કરવી—૬૯

વિવિધ ચરિત્ર દેખાય છે, સુજન દુર્જનનો તફાવત સમજાય છે, ને આત્માનું પણ પીછાન થાય છે, માટે પૃથ્વી ઉપર ફરવુ—૭૦

ગોમટ સ્વામીને નમીને પછી કુલ્યપાકમાં ગયો ને ત્યાંથી નાગહૃદમાં જઇ પાર્શ્વનાથને નમ્યો—૭૧

કરહેડાખ્ય અલક્ષ ઈસવાલીવાળા જિનને નમન કરી અર્બુદાચલ ઉપર ઋષભ દેવની સમીપ ગયો—૭૨

સત્યપુરમાં મહાવીર જે સ્વર્ણરંગના સિંહલાંછન છે, તેમને તથા લઘુકાશ્મીરમાં અશ્વસેનજ જિનને નમન કર્યું—૭૩

પંચાસરમાં પાર્શ્વનાથને, પાટલમાં યાદવેશ્વરને, સંખેશ્વરમાં માનમર્દન એવા જરાસિંધુને નમ્યો—૭૪

સેઢી નદીને તીરે સ્તંભપુરમાં મુરારિરલસંભૂતપાર્શ્વનાથને પણ વંદના કરી આવ્યો—૭૫

સૌરાષ્ટ્રમંડલદેશ જ્યાં દેવતા વાસો વસે છે ત્યાંના જિનનાં દર્શન માટે ભાવનાપૂર્ણ એવો તે, તે પછી ગયો—૭૬

યોગમાં આત્મલાભ, સરોવરમાં સમુદ્ર, તેમ તીર્થમાત્રમાં શત્રુંજય-તીર્થ ઉત્તમોત્તમ છે—૭૭

સરોવરસમાન સુરાષ્ટ્રદેશમાં શત્રુંજય શતપુંડરીક જેવો છે. ને તેમાં આદિનાથ ઉત્તમ રાજહંસ છે, એ શ્રીઆદિનાથ ભવ્ય લોકોને શ્રેય આપો–૭૮

શત્રુંજયતીર્થને નમન કરીને, રૈવતાચલ ઉપર જઈ ગજપદકુંડમાં નાહી પોતાને કૃતકૃત્ય માનતો હવો–૭૯

સુરાષ્ટ્રદેશનાં સર્વતીર્થને નમન કરીને જીવિતસ્વામીને નમસ્કાર કરવા સોપારકપુર તરફ નાવમાં બેશીને તે ચતુર વાણીઓ ચાલ્યો; તો જતાં રસ્તામાં કોઇક બેટમા દેવતાગૃહ દીઠું–૮૦–૮૧

ત્યાં ચદ્રકાંતની શિલાથી બાંધેલું, અમૃતજલથી પૂર્ણ, અતિગંભીર, અને વર્તુલાકાર, સૂર્યબિંબજેવું, સરોવર દીઠું–૮૨

તેમાં શતપત્ર અને લક્ષપત્ર એવાં કમલ આવી રહ્યાં હતાં, અને તેમાં જલેશનું રમ્ય સ્થાન શોભતું હતું–૮૩

પેલો વિચક્ષણ ધનો વહેવારીઓ આ કૌતુક જોવા માટે સરોવર પાસે ગયો–૮૪

ત્યાં ત્રિપુરા નામની સરોધિષ્ઠાયિકા દેવી હતી તેણે ધનાને પૂછ્યું કે તું કોણ છે? અને શા માટે આવ્યો છે?–૮૫

હે ભવ્ય! તુ ક્યાં જાય છે? તે બધી વાત મને કહે. અને દેવતાશ્રિત એવા આ તીર્થમાં તારે શું કામ છે તે પણ બતાવ–૮૬

ધનાએ કહ્યું કે, હું ઉજ્જયિનીથી, તીર્થમાત્રને નમન કરવા અને કૌતુકરચના જોવા નીકળ્યો છું–૮૭

ત્યાં વિક્રમ નામે રાજા છે જે પરાક્રમી અને કૃપાનિધિ છે, તથા સર્વનાં દુઃખદારિદ્ર કાપી જગત્‌ના દુઃખનો હરનાર છે–૮૮

આવું તેનું વચન સાંભળી ત્રિપુરભૈરવી શક્તિ પ્રસન્ન થઈ ને બોલ્યાં કે કૌતુકપૂર્ણ એવા આ દેવગૃહમાં સુખે જા–૮૯

એ ઉપરથી ધના, જલમાર્ગે થઇને, મેરુશૃંગ જેવું દેવગૃહ જે સૂર્યકાન્ત-પાષાણનું રચેલું હતું તેમાં ગયો–૯૦

તેમાં કામદેવ નામના યક્ષની ઉત્તમ પ્રતિમા હતી, તે સર્વદા સર્વ લોકની કામના પૂર્ણ કરનાર હતી–૯૧

લોકાચારને સ્મરણમાં લાવી ધનો તે કામદેવપ્રતિમાને નમ્યો ને મનમાં તેણે એમ ભાવ આણ્યો કે, ભવબીજાંકુરને પેદા કરનાર એવાં રાગાદિ જેનાં નાશ પામ્યાં છે, તેવા બ્રહ્મા હો. વિષ્ણુ હો, શિવ હો, કે જિન હો, પણ જે તેવા હોય તેને નમસ્કાર કરવો જોઇએ–૯૨–૯૩

એવી સ્તુતિપૂર્વક નમન કરી ને તે શ્રાવક યક્ષના મંદિરને ચોતરફ ફરીને જોવા લાગ્યો–૯૪

ત્યાં એણે વામભાગે સ્ત્રીપુરુષનું એક જોડું દીઠું, તે ટેકો દઇને ઉભેલું હતું, સુંદર શણગાર ધારણ કરેલું હતું, પણ તેનાં ધડ ને મસ્તક જુદાં હતાં–૯૫

તે યુગલને જોઈ વિસ્મય પામી ને એ વાણીઆને કાંઇક ભય પણ લાગ્યું ને આશ્ચર્ય જેવું લાગ્યું–૯૬

તેવામાં ત્યાં આગળ એક શિલા ઉપર સુવર્ણના અક્ષરો તેની નજરે પડ્યા, તે તેણે મનમાં ધીરજ આણીને વાંચ્યા–૯૭

તેમાં એમ લખેલું હતું કે, જે પરાક્રમી આ તીર્થમાં આવી યક્ષના આયતનમાં મને પોતાના મસ્તકનો બલિ ભાવનાપૂર્વક આપશે, તે આ યુગલને શીઘ્ર જીવાડશે–૯૮–૯૯

આવું વાંચીને ધન્યે મનમાં વિચાર કર્યો કે, અહો! દૈવનું વિલસિત શું આશ્ચર્યકારક છે!–૧૦૦

અઘટિતઘટિતને ઘડે છે, સુઘટિતઘટિતને જીર્ણ કરી નાખે છે, ને પુરુષ જેનો વિચાર પણ નથી કરતો તે વાત વિધિ બંધ બેસાડે છે–૧

પછી ત્યાંથી ધનો સોપારકપુર પ્રતિ ગયો, અને ત્યાં જઈ જીવિતસ્વામીને નમી ભવને સફલ કરતો હવો–૨

ઘણાક તીર્થમાં ફરતો અને વંદના કરતો, સર્વ તીર્થનું સ્મરણ કરતો તે ઉજ્જયિનીમાં આવી પહોચ્યો–૩

સ્વજનોએ, પુત્ર પૌત્રાદિએ, પુરમહોત્સવ કર્યો અને ધનેશ્વર વાણીઓ મહા ઠાઠથી ઘેર આવ્યો–૪

તીર્થશેષ લઇને તે રાજમંદિરમાં ગયો ને ત્યાં શ્રી વિક્રમને નમન કરી તેણે આશિષ્ આપી–૫

તેને નમન કરીને વિક્રમ બોલ્યો કે હે ધન્ય! પૃથ્વી ઉપરનાં કીયાં તીર્થ તમે કર્યા–૬

કોઈસ્થલે કોઇ મહાદ્ભુત આશ્ચર્ય એવું જોયું કે જે સાંભળવાથી મને હર્ષ થાય?–૭

ધનાએ જેવું હતું ને દીઠું હતું તેવુ સર્વ કહ્યું અને પેલા સ્ત્રી પુરુષના મસ્તકરહિત યુગ્મની વાત પણ કહી–૮

તેમજ યક્ષમંદિરમાં સુવર્ણાક્ષર વાચતાં નિકળેલું મસ્તકનું બલિદાન તે પણ રાજાને નિવેદન કર્યું–૯

એ વાત સાંભળીને રાજાને વિસ્મય લાગ્યું ને વાણીઆને તેણે કહ્યું કે ચાલો એ યુગ્મ મને બતાવો–૧૦

ચાલો હું તમારી સાથે તે યક્ષમંદિરે આવુ ને આપણે એ મહાશ્ચર્ય જોઇએ, તમે મને ત્યાં લઈ જાઓ–૧૧

રાજા ધનાની સાથે જલમાર્ગે તે દ્વીપમાં ગયો અને ધનાએ કહ્યું હતું તેવુજ સ્વરૂપ ત્યાં જોયું–૧૨

સ્ત્રીપુરુષનું યુગલ ધડ અને માથું જુદું એવું દીઠું, તેમ પેલા અક્ષર પણ વાચ્યા, એટલે રાજાનું હૃદય દયાર્દ્ર થઇ ગયું–૧૩

અહો! આ જોડાનું માથું ધડથી કેમ જુદું છે? લાવ મારા મસ્તકથી હું એમને સજીવન કરૂં–૧૪

ઉવયારં સમા વણું પરોવયારો યનો કઉ જેણ
લહી ઉણ તેણ અપ્પા વિકુંસી ઉવામ પાયેણ–૧૫

એમ પોતાના ચિત્તમાં વિચાર કરીને વિક્રમાર્કમહીપતિએ શુદ્ધિને માટે સ્નાન કર્યું ને મહાદાન પણ આપ્યું–૧૬

હાથમાં ખડ્ગ લેઇ પોતાનું મસ્તક છેદવા માટે જેવું ખડ્ગ ને કઠે મૂકે છે તેવોજ દેવીએ હાથ ઝાલ્યો–૧૭

ને કહ્યું કે, હે મહાભાગ! મહાપુરુષશિરોમણી! તારા સાહસથી હું પ્રસન્ન થઇ છું, તારી ઇચ્છા હોય તે વર માગ--૧૮

ત્યારે રાજાએ દેવીને કહ્યું કે, જો તું મને પ્રસન્ન થઇ હોય તો આ બેજ-ણને જીવતાં કર–૧૯

ત્યારે દેવીએ કહ્યું હે વિક્રમનરાધિપ! મેં તારા પરાક્રમની પરીક્ષા માટેજ આ બધું કર્યું હતું--૨૦

એવું કહેતામાં વિક્રમાદિત્યે ત્યાં કશું દીઠું નહિ, માત્ર દેવી અને ઉ જ્વલ શૃંગારયુક્ત યક્ષ એટલુંજ રહેલું દીઠું--૨૧

યક્ષે વિક્રમ આગળ કહ્યું કે, હે વિક્રમાદિત્ય! તમેજ આ જગત્ ઉપર સત્પુરુષશિરોમણિ છો--૨૨

યક્ષરાજે રાજાને દિવ્યાભરણવસ્ત્ર આપ્યાં, તે ઉપરાંત કુબેરનાં પણ વસ્ત્ર આપ્યાં--૨૩

પછી બહુ પ્રશંસા કરીને યક્ષરાજ અંતર્ધાન થઇ ગયો, ને રાજા ધનાને લઇને ઉજ્જયિનીમાં પાછો આવ્યો--૨૪

આટલું કહી રહીને લીલાવતી બોલી કે, હે ભોજભૂપાલ! જો આવું પરાક્રમ હોય તો આસને બેસો--૨૫

પવિત્ર, આશ્ચર્યકારક, ઉત્તમ, સત્ય, એવું વિક્રમાર્કનું ચરિત્ર સાંભળી ને, રાજાધિરાજ શ્રીભોજ પોતાના મહેલમાં ભોજનાર્થે ગયો--૨૬

વિક્રમાદિત્ય ભૂપતિના, શ્રી રાંમચંદ્રસૂરિકૃત, સિંહાસનપ્રબંધની સ-પ્તમી કથા થઇ--૨૭

સિંહાસન દ્વાત્રિંશિકાની સપ્તમી કથા.

---

વળી વહાણું વાયું એટલે કાંચન જેવી કાંતિવાળો ભોજરાજા પોતાને મંદિરેથી રાજસભામાં આવ્યો--૧

ગુણસાગર એવો તે મહિમાવાળું મુહૂર્ત જોઈ, અભિષેકયોગ્ય સર્વ સામગ્રી કરી, પવિત્ર છત્ર ધરાવી, ઉત્તમ ચામરો સમેત, પોતાના રાજવર્ગને લઇ સિંહાસને બેસવા આવ્યો--૨-૩

તે સમયે એના ગુણોનું ગાન વારાંગનાઓ કરી રહી હતી, એના પરાક્રમનાં બિરુદ ભાટ લોકો ઉચ્ચારતા હતા, વેદવેદાંગપારંગત વિદ્વજ્જનોથી આશિર્વાદ ભણ્યા હતા, ને યુવતીઓ પદે પદે વધાવી રહી હતી—૪-૫

સર્વાંગ સુંદર, શ્રી માન્, સર્વ સામગ્રી સમેત, શ્રીભોજ ભૂપાલ સિંહાસન પાસે જઇને જેવો બેસવાનું કરે છે તેવીજ જયવતી નામની આઠમી પૂતળી જે અતિ તેજથી ઝળકી રહી હતી તે આવું ઇષ્ટ વચન બોલી--૬-૭

હે ભોજરાજા! વૃથા પ્રયાસ મા કર, એ પ્રયાસ રંડાને પ્રજોત્પત્તિ કરાવવા જેવો, કે ચંદ્રથી અમૃતપાન કરવા જેવો છે--૮

પૂર્વને તજીને કદાપિ સૂર્ય પશ્ચિમ ઉગે, સમુદ્ર મર્યાદા તજે, પૃથ્વી રસાતલ જાય, મેરુ ચલે, ચંદ્રથી અગ્નિ વર્ષે, સૂર્યથી અંધકાર વિસ્તરે, હિમથી બીજ ફુટે, વાંઝણીને પુત્ર થાય, કાંકરાથી તેલ નિકળે, મૃગતૃષ્ણામાં સ્નાન થાય, છાશથી ઘી થાય, કણવીરથી ફલ પ્રાપ્તિ થાય, પીપળાથી પુષ્પ મળે, શીઆળના શિંગડાનું ધનુષ્ થાય, કેરડાનાં પત્રનો પડીઓ થાય, અગ્નિ શીતલ થાય, આકાશમાં પુષ્પ થાય, તો પણ તમારે આ સિંહાસને બેસવું એ કદાપિ બને નહિ--૯-૧૦-૧૧-૧૨-૧૩

ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય, વીર્ય, પરાક્રમ, ઇત્યાદિ ગુણસમૂહથી શ્રીવિક્રમાર્કજ શોભાયુક્ત છે, અન્ય કોઈ નથી—૧૪

કોઈ કદાપિ ઘુણાક્ષરન્યાયે કરીને સમાન થાય તો તે શ્રી વિક્રમના આસન ઉપર ભલે બેસે—૧૫

આવાં જયવતીનાં વચન સાંભળીને ભોજરાજા બોલ્યો કે, હે ભદ્રે! વિક્રમરાજા તે કેવાક હતા?—૧૬

તું તેમની પાસેથી ભારે લાંચ પામી જણાય છે કે નજરમાં આવે તેમ તેને વખાણ્યાંજ જાય છે, ને ગમે તેવી લવ કરતાં શરમાતી નથી—૧૭

બાલક, બાલિકા, બંદીજન, તે બહુબહુ બકબકારો કરે પણ તેવા કહે-
વાથી શું ફલ છે?–૧૯

આવું સાંભળીને પૂતળીએ કહ્યું હે ભોજ! યથાર્થ વાત સાંભળો, અમે
દેવાંગના કદાપિ પણ લાંચ લઇએ નહિ–૨૦

શ્રી વિક્રમાદિત્યનું વિશ્વવિખ્યાત સાહસ સાંભળો, એ સાંભળતાં સર્વ-
ને માથું હલાવવું પડેજ–૨૧

કોઇ મહોટા ધનવાને વિપુલ સરોવર કરાવ્યું, પણ તેમાં બત્રીશલ-
ક્ષણા પુરુષનો બલિ આપ્યાવિના જલ નહિ આવે એમ દેવીએ કહ્યું; ત્યારે
તેવો બલિ પ્રાપ્ત કરવા તેણે અનેક સુવર્ણની બક્ષીસ જાહેર કરી પણ કોઇ
આવ્યું નહિ, જેથી પોતે બળી મરવા તૈયાર થયો, તેવામાં વિક્રમે ત્યાં
જઇ પોતાને બલિરૂપી થવા સ્વીકારી તેને ઉગાર્યો ને દેવીને પ્રસન્ન કરી
જલ આણી આપ્યું–૨૨

શ્રી વિક્રમરાજા ઉજ્જયિનીમાં, ઇંદ્રની પેઠે, સર્વના કામ પૂર્ણ કરતો,
રાજ્ય કરતો હતો–૨૩

એક વખત તેણે ચતુર પુરુષોને આશ્ચર્યકૌતુક જોવા માટે પરદેશમાં
મોકલ્યા–૨૪

સર્વ લોક ગંધેન્દ્રિયથી અને નેત્રેન્દ્રિયથી જુએ છે, જ્ઞાનીઓ શાસ્ત્રદૃ-
ષ્ટિથી જુએ છે, ને રાજાઓ ચારથી જુએ છે–૨૫

ગાયો ગંધથી જુએ છે, પંડિતો શાસ્ત્રથી જુએ છે, રાજા ચારથી જુએ
છે, ને લોકો આંખે જુએ છે–૨૬

તે સર્વે, અંગ, બંગ, તિલંગ, મરુ, કચ્છ, સુરડ, કર્ણાટ, લાટ, ભોટ,
ગૂર્જર, સર્વ તરફ ફરીને રાજા પાસે આવ્યા; તેમનામાંનો એક દુઃખહર
એવા કાશ્મીરમાં ગયો હતો–૨૭-૨૮

કાશ્મીર કે જ્યાં સરસ્વતી દેવી પોતે સાક્ષાત્ શાસ્ત્રનો ઉપદેશ કર-
નારી છે, જ્યાં બાલકો પણ ગીર્વાણભાષાથી બોલે છે, જ્યાં કઠોર કર્કશ
અને રુક્ષ એવા પથરા પણ સૂર્યબિંબ જેવા અને સૂર્યનો સ્પર્શ થતાં
અગ્નિ વર્ષે એવા છે, જ્યાં રાત્રીજ શ્યામ થાય છે બાકી શ્યામા રૂપે કે શીલે

જરા પણ શ્યામ નથી, જ્યાં કેશર તેજ કુંકુંમરૂપે લોક માથે લગાડે છે, જ્યાં સર્વત્ર તૂર્યવાદકને માથે પણ કસ્તૂરી દીઠામાં આવે છે, એ પ્રકારના વેદ્વજ્જનહૃદયાનંદ કરનાર દેશમાં ફરીને તે રત્નપુર નગરમાં ગયો—૨૯-૩૦-૩૧-૩૨-૩૩

ત્યાં પૂર્વ દિશાએ સૂર્યબિંબ જેવું ગોલ, સૂર્યકાન્તમણિથી રચેલું, ઘડી, નલ, આદિથી યુક્ત, આઠ આરાવાળું, સો પગથીઆંવાળું, ચંદ્રકાન્ત મણિથી જેનું તલ બાંધેલુ એવું, દશહજાર નાનાં નાનાં દેવગૃહથી શોભીતુ, આઠ દાનશાલા સમેત, જલવર્જિત, બકસ્થલવાળું, મહા આનંદદાયક, ઉત્તુગ પ્રાસાદયુક્ત, ચોતરફ સુંદર વનપ્રદેશથી રમ્ય, સદા જેને ફૂલ લાગેલાં એવાં સરસ વૃક્ષોથી ને સુંદર પુષ્પવૃક્ષથી રમણીય, એવું સરોવર તેણે દીઠું, તેથી અતિ કૌતુક પામીને તે દૂત બકસ્થલ ઉપર જલદીથી ગયો—૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૩૯

ત્યાં મેરુશૃંગ જેવા પ્રભાવાન્ અને રમ્ય એવા દેવગૃહમાં તે, આ બહુ વૈચિત્ર્ય પેદા કરનારા સરોવરને જોતો, પેઠો—૪૦

તેમાં રત્નની જલાધિષ્ઠાત્રી દેવીની પ્રતિમા હતી, ને તેની મહાપૂજા થઇ ગયેલી હતી, તથા તેને અંગે મહા આભૂષણ શોભી રહ્યાં હતાં—૪૧

દેવીને નમન કરીને પ્રાસાદમાં ચોતરફ ફરતો ફરતો, સત્રાગારની પાસેના મંડપદ્વાર આગળ તે આવ્યો—૪૨

જનપૂજિત એવા તે સત્રાગારને ચાર બારણાં હતાં, જ્યાં આગંતુક લોકને ઉત્તમ ભોજન આપવામાં આવતાં હતાં—૪૩

ત્યાં એક સ્વર્વિમાન કરતાં પણ સુંદર એવી રમ્ય મંડપિકા હતી જેમાં દશભાર સુવર્ણનો એક પુરુષ હતો—૪૪

પાસે વિશાલ કીર્તિસ્તંભ હતો ને તેના ઉપર સુવર્ણાક્ષરથી કાંઈ લખેલું હતું જે વાચીને ક્ષણભર બહુ ચમત્કાર પામ્યો—૪૫

માણસ કેટલુંક જાણીશકે પણ મૂલથી બધુ ન જાણી શકે માટે તેણે દેવાર્ચકને પૂછ્યુ કે આ સરોવર કોણે કરેલું છે?—૪૬

સરોવરમાં જરા પણ જલ નથી, એનું શું કારણ છે? ને કીર્તિસ્તંભ આગળ આ સુવર્ણમય મહાપુરુષ કોણ છે? ૪૭

ત્યારે પૂજારાએ કહ્યું કે હે પાંથ! સાંભળો, સર્વ નગરમાં ઉત્તમ એવું આ રત્નપુર નગર છે-૪૮

અત્ર રત્નસાર નામનો ધનેશ્વર વહેવારીઓ છે, તે એવો સમર્થ છે કે કુબેરના ભંડારને પણ હસી કાઢે છે-૪૯

તેણે આ અતિસુંદર, કમલાકેલિકુંડ, એવું, કમલાસ્થાનરૂપ જલાશય કોટિ કોટિ સુવર્ણ ખરચીને કરાવેલુ છે-૫૦

શાસ્ત્ર, જલાશય, વૃક્ષ, દેવાલય, એટલાં મૃતજંતુને પણ જીવિત આપ્યા બરાબર છે એમ મનુ કહે છે-૫૧

ગિરિનદીના પ્રવાહથી એમાં બહુ જલ ભરવામાંડયું, સાત દિવસ પર્યંત તે આવ્યું ને મધ્ય કે તાગ વિનાનું ભરાયું-૫૨

સાનંદ પ્રતિષ્ઠા કરીને સ્વશક્ત્યનુસાર દાન આપ્યાં તથા રાજા રંક સર્વને વસ્ત્રાદિ અલંકાર આપ્યાં-૫૩

આઠમે દિવસે રત્નસાર ક્ષીરોદધિ સમાન સરોવરમાં ક્રીડા કરવા માટે આવ્યો-૫૪

તો ત્યાં જલ પણ ન મળે, ને કચરો સરખો પણ ન મળે, એમ ઉજળું સાકર જેવું સ્વચ્છ થઇ જરા પણ ભીનાશ વગરનું તે સ્થાન જણાયું-૫૫

તે જોઇ તેને મૂર્છા આવી ને તે ભોંયે પડયો, પરંતુ પવન વગેરે નાખી કરીને સજ્જ કર્યો એટલે જાગ્રત્ થયો-૫૬

અહો મેં આવું જે મહાકાર્ય કર્યું તે નિષ્ફલ ગયું, આવું રૂડું સરોવર શુષ્ક થઇ ગયું, હવે જીવીને શું કરૂં-૫૭

હે પ્રભો! અમે અમારાં ઈપ્સિતને ન પામીએ તેમાં તમારો દોષ નથી અમારાં કર્મનો દોષ છે. દિવસ છતાં ઘૂવડને સુજે નહિ તેમાં સૂર્યનો શો દોષ!-૫૮

વસંતસમય પ્રાપ્ત થતાં સકલ વનરાજિ રિદ્ધિ પામે છે, પણ કરીરને પત્ર ન આવે તેમાં વસંતનો શો દોષ?-૫૯

સદ્ધર્મકાર્યનો આરંભ કર્યા છતાં તે બરાબર ફાવે નહિ તે પ્રાક્તન કર્મના અંતરાયનું જ ફલ જાણવું-૬૦

દિવસ ઉગતાં પણ ઘૂવડ દેખે નહિ તેમાં સૂર્યનો શો દોષ? કે દિવસનો પણ શો દોષ?--૬૧

કોના કુલમાં કલંક નથી? વ્યાધિ કોને નડતા નથી? નિત્યે કોના ઇષ્ટાર્થ સિદ્ધ થયા છે? કોને નિરંતર સુખ મળ્યાં ગયું છે?--૬૨

સિંધુ પાર તર્યો છતાં, રામને સંતોષ્યા છતાં, લંકાધિપતિનું ઉપવન ભંજાડી નાખ્યા છતાં, હનૂમાનને તો લંગોટી ને લંગોટીજ રહી, લક્ષ્મી પ્રાપ્ત થવી કર્માધીન છે, પુરુષાર્થનું કાંઇ ચાલતું નથી- ૬૩

એ પ્રકારે પોતાના કર્મનો ફલોદય માની મનનું સમાધાન કરી કાષ્ઠભક્ષણ કરવા માટે ચિતા ખડકાવી--૬૪

હિતકામ એવા મિત્રોની વાત જે સાંભળતો નથી તે દુર્બુદ્ધિ કૂર્મની પેઠે લાકડેથી છૂટી પડીને મરણ પામે છે--૬૫

દુર્લભ મનુષ્યાવતાર, સત્કુલ, ઉત્તમ શરીર, ધન, ધાન્ય, મહત્વ, એ બધું પ્રાપ્ત કરીને તું શા માટે વ્યર્થ તજે છે?--૬૬

તે તેનેજ મળે છે કે જે જેનું હોય, જેમ ઘડામાં જલ ભરાય છે, એમજ જેનું જે કર્મ થયેલું હોય તેનો વિપાક અન્યથા થવાનો નહિ--૬૭

મનુષ્યકોટિસમેત રત્નસાર વણિક આ પ્રમાણે કહીને ચિતામાં પેઠો--૬૮

હે દેવેન્દ્રો! લોકપાલ! નવે ગ્રહ! સિદ્ધો! ભૂત! મહાદેવીઓ! વ્યંતર! કિંનર! નર! ગમે તેણે આ સરોવરમાંથી જલ લઇ લીધું હોય તે પ્રત્યક્ષ થઓ, હું તે જે માગે તે આપવા તૈયાર છું-૬૯-૭૦

નહિ તો મારી હત્યાનું પાપ, ત્રણ લોકમાં સત્ય પ્રવર્તતું હોય તો, તેને લાગજો--૭૧

એમ કહ્યા પછી ચિતા જેવી સળગાવવામાં આવે છે તેવામાં લોકે આકાશવાણી અકસ્માત્ સાંભળી--૭૨

હે ધનાધીશ રત્નસાર! સાહસ મા કર, આ સરોવરમાં બહુ જલ થશે--૭૩

જો કોઇ બત્રીશ લક્ષણો પુરુષ પોતાના મસ્તકથી મને બલિ આપે તો એમાં પુષ્કલ જલ ભરાય—૭૪

એમ કહીને જલાધિષ્ઠાત્રી દેવી ગઇ, ને રત્નસાર પણ પોતાને ઘેર ગયો—૭૫

આ સુવર્ણપુરુષ તે વહેવારીએ કરાવ્યો છે. ને આ સરોવર પાસે સ્થાપ્યો છે-૭૬

જો કોઇ પણ સાહસી પુરુષ અત્ર આવે ને પોતાનો દેહ બલિમાં આપે તો આ દશભાર સુવર્ણ તે લે--૭૭

જે ઘણા પુરુષો ભોજનાર્થે અત્ર આવે છે, તે આ સુવર્ણપુરુષને જોઇને ચાલ્યા જાય છે-૭૮

૭ મહીને પણ જો કોઇ નહિ આવે તો રત્નસાર છેવટ પોતાના મસ્તકથી બલિ આપશે--૭૯

આજ સુધી તો તે પોતાનું દ્રવ્ય રાતદિવસ ખર્ચ્યો જાય છે, કે જેથી આ લોક કે પરલોક જે તે એક સ્થિર થાય--૮૦

મેં આ પ્રમાણે તમને યથાર્થ વાર્તા કહી, માટે હે પુરુષોત્તમ, તમે તે વાત જ્યાં જ્યાં જાઓ ત્યાં કહેજો—૮૧

કદાપિ કોઇ પોતાનાં પુત્રકલત્રાદિના લોભથી પોતાનો દેહ અર્પે તો તેને આ સુવર્ણપુરુષ મળે—૮૨

કદાપિ કોઇ પરાક્રમી અને સાહસવાળો નર આવીને આ સરોવરને જલથી ભરી આપે એમ. સ.જાય છે—૮૩

* * * * * —૮૪ *

* * * * * —૮૫

એમ વિક્રમનો દૂત અદ્ભુત સ્વરૂપનો વૃત્તાન્ત જાણીને અવંતિમાં શ્રી વિક્રમ પાસે આવ્યો--૮૬

* અત્ર બે શ્લોક છે જેમાં કાંઇ વર્તાનો સંબંધ છે તે વાર્તા અપ્રસિદ્ધ હોવાથી શ્લોકનો ભાવ બરાબર આવતો નથી

पत्र सील्ग तो द्वीप कार्य हामामहासयो मणिकारो यथा पूर्व लोभेन मास्थिको मृत ॥
वक नको यथा हरे थेगिकस्य नरेशतु शतनकोऽपि सरल हत पूर्णो धनाशया ॥

પ્રણામ કરીને તે બોલ્યો કે હે સ્વામિન્ ! કાશ્મીર દેશમાં રત્નપુર નગરમાં મેં મહાકૌતુક દીઠું-૮૭

એમ કહીને તેણે સરોવરાદિ સર્વ વૃત્તાન્ત રાજાને નિવેદન કર્યો જે સાંભળીને વિક્રમને બહુ આશ્ચર્ય અને કૌતુક પેદા થયાં-૮૮

તે ઉપરથી એ કૌતુક જોવાને. પરોપકારપરાયણ અને દીનોદ્ધારધુરંધર એવો રાજા ત્યાં ગયો-૮૯

ચો તરફનાં વન જોયાં, સરોવર જોયું, તેમ દાનશાલાસમેત મહાચૈત્ય પણ જોયું-૯૦

દશભાર સુવર્ણનો મહાપુરુષ જોયો, અને ચિતાને માટેનાં લાકડાં પણ ત્યાં જોયાં-૯૧

તે ઉપરથી કોઈ પુરુષને પૂછ્યું કે અત્ર ચિતા શા માટે રચી છે? તો તેણે કહ્યું કે હે ભદ્ર! અત્ર મહારિષ્ટ થનારૂ છે-૯૨

રત્નસાર વહેવારીઓ જે બહુ ડાહ્યો છે, કુબેર જેવો ધનવાન્ છે, તે દાનપુણ્યાદિ કરીને ચિતાપ્રવેશ કરનારો છે-૯૩

તેના અંતઃપુરનાં પાંચસો તથા બીજાં સ્વજન, દાસ, સેવક, મિત્ર, તે સર્વ ચિતાપ્રવેશ કરશે-૯૪

એવું સાંભળીને મહાદયાનિધિ એવો શ્રીવિક્રમ રાત્રીસમયે સરોવરના જલની અધિષ્ઠાત્રી દેવી આગળ ગયો-૯૫

જઈને દેવી આગળ વિક્રમ રાજા ઉદાર ચારુ વચન બોલ્યો કે જેને બત્રીશ લક્ષણા પુરુષનું રુધિર જોયતું જોઈએ હોય, તે હું આ આપુ છું તે લેજો. ને તૃપ્ત થજો. આવું બોલીને તે મહાપરાક્રમીએ પોતાનું માથું ઝટ કાપે નાખ્યું--૯૬--૯૭

જેવું માથું પડે છે તેવોજ દેવીએ હાથ ઝાલ્યો ને કહ્યું કે હું પ્રસન્ન થઇ છું, જે મરજી હોય તે માગો--૯૮

હે અધિષ્ઠાત્રિ! જો ખરેખરી તું પ્રસન્ન થઇ હોય તો હે માતા! આ સરોવરને જલથી ભરી કાઢ- ૯૯

હે વિક્રમ! હું અહીં આવી છું એ વાત કોઇને કહેવી નહિ; ઘણાંનો જીવ બચાવવાવાળા તારા આ વ્રતથી હું બહુ પ્રસન્ન થઇ છું--૧૦૦

એક ક્ષણમાંજ સરોવર અમૃતોદકપૂરથી ભરાઇ ગયું અને કમલોથી તથા હંસવૃંદથી શોભવા લાગ્યું--૧

દેવીએ કહ્યું હે રાજન્? તારા જેવો નર બીજો કોઇ જગત્માં દીઠો નથી, થયો નથી કે થવાનો નથી–૨

આવું મહાકાર્ય સાધીને રાજા પોતાના દેશમાં પાછો આવ્યો, અને પણે લોકોએ પ્રાતઃકાલમાં સરોવરને જલપૂર્ણ દીઠું, છતાં હેમપુરુષ તો તેમને તેમજ હતો, એટલે આવું જોઇને સર્વને બહુ હર્ષ થયો અને રત્નસારાદિ સર્વ મરતાં મરતાં બચ્યાં–૩-૪

રત્નસારે દેવી આગળ જઈ હાથ જોડીને વિનતિ કરી કે હે માતા! મને કૃપા કરીને બાતાવો કે આ સરોવર કોણે ભરી આપ્યું-૫

સ્પષ્ટરીતે પ્રકટ કરો કે અમને કોણે જીવાડ્યાં? એ નિષ્કારણ ઉપકાર કરનારો કોઈ દેવ છે કે રાજા છે?–૬

દેવીએ કહ્યું હે ભદ્ર! ઉજ્જયિનીમાં પરાક્રમીનો શિરોમણિ એવો શ્રીવિક્રમ નામે રાજા છે–૭

તેના સાહસથી આ સરોવર જલે ભરાઈ ગયું, ને તેણેજ તારા જેવા મહાપુરુષના કુટુંબને જીવિત આપ્યું–૮

આવું સાંભળીને ચતુર રત્નસાર પોતાના કુટુંબ સમેત, ઉજ્જયિનીમાં વિક્રમાર્કને નમન.·કરવા.માટે.નીક.-ળ્યો–૯

રત્ન, માણિક્ય, વિવિધ વસ્તુ, કાશ્મીર કુંકુમ; તથા પેલા હેમપુરુષ, એટલું લઈને અવંતીમાં ઝટ આવી પહોચ્યો–૧૦

શરીરને નીચું નમાવીને, રાજાની સભામાં ગયો, અને તે બધાંની ભેટ મૂકીને રાજાને નમ્યો–૧૧

પેલો સુવર્ણપુરુષ પણ તેના આગળ મૂકી હાથ જોડીને બોલ્યો કે હે સ્વામિન્! મારા ઉપર કૃપા કરીને આ કાંચનનો સ્વીકાર કરો -૧૨

હું, મારી સ્ત્રી, મારી કન્યા, પુત્ર ઈત્યાદિ સર્વ તમારાં છીએ, તમે સર્વના જીવનદાતા પિતા છો--૧૩

સુવર્ણનો મેરુ અને અનેકરત્નપૂર્ણ વસુંધરા (નું દાન) એ એક પાસા. અને એક પાસા ભયભીત પ્રાણીનું રક્ષણ, (એ તુલ્ય છે,--૧૪

શ્રીવિક્રમાર્કે રત્નસાર વહેવારીઆને કહ્યું કે હુ તો સર્વને આપનારો છું, એક સુકૃત વિના બીજું કશું હું લેતો નથી--૧૫

એમ કહી શ્રીવિક્રમે તેને મહાધન આપી તથા વસ્ત્રરત્નાદિનો સિરપાવ આપી રજા આપી--૧૬

એમ કહી જયવતીએ ભોજરાજાને કહ્યું કે વિક્રમાદિત્યનું વિશ્વ-વિખ્યાત સાહસ આવું છે--૧૭

એવું જો તમારૂં ઔદાર્ય હોય તો અમે જેનાં અધિષ્ઠાતા છીએ એવા આ આસન ઉપર હે મહારાજા! તમે પણ બેસો- ૧૮

વિપુલ પરાક્રમ અને ગુણના સમૂહથી રસિક એવી વિવિધ વાર્તા જય-વતીને મુખેથી સાંભળી, અને હૃદયમાં ધારણ કરી, મહા વિજયવાન્ એવો શ્રીભોજ પોતાના ઘર તરફ ગયો--૧૯

શ્રીરામચંદ્રસૂરિકૃત શ્રીવિક્રમાર્કસિંહાસનપ્રબંધની સત્ શ્લોકવાળી આઠમી કથા સમાપ્ત થઈ--૨૦

ઇતિસિંહાસન દ્વાત્રિંશિકાની અષ્ટમી કથા.

---

વળી શ્રીમાલવાધીશ ભોજરાજ, શુભમુહૂર્તે સભામાં આવ્યો--૧

સ્નાન કરી, વિધિપૂર્વક દેવાર્ચનકરી, અને વસ્ત્રાલંકારથકી ગુરુની પૂજા પણ તેણે કરી--૨

દીન અને દુઃસ્થિતને મહાદાન આપીને ભોજરાજા સિંહાસનની પાસે આવ્યો--૩

આવીને પગ ઉપાડી જેવો બેસવા જાયછે તેવામાં દિવ્ય એવી જયસેના ભાષાથી સ્ફુટ બોલી ઉઠી -૪

હે ભોજરાજેંદ્ર ! નીતિરીતિ જોતાં, હે નરોત્તમ! તમારે આ આસને બેસવું યોગ્ય નથી-૫

જેનામાં વિક્રમાદિત્યના જેવો ગાંભીર્યગુણ હોય, તે શૂર અને પરાક્રમી પુરુષ અત્ર સુખે બેસે--૬

આવું સાંભળીને ભોજરાજા મિતવચન બોલ્યો કે વિક્રમાદિત્ય ભૂપતિનું ગાંભીર્ય કેવુંક હતું ?--૭

એવું પૂછતાંજ નયનીતિવિશારદ એવી નવમી પૂતળી, વિદ્વાનોને આનંદ આપે તેવું નયસમકગર્ભિત વચન બોલી--૮

એક નરમોહિની નામની કન્યા એવી છે કે જે કામિજનો તેની પાસે જાય તે તુરત મૃત્યુ પામેછે, છતાં અનેક તેની તરફ ગયાં કરેછે, એવું પુરોહિતે કહ્યું તે ઉપરથી રાજાએ તેની પાસે જઈ રાક્ષસને મારી નાખ્યો, એટલે તેણે રાજાને પોતાના પતિરૂપે વર્યો, છતાં રાજાએ તેને પોતાના મિત્ર પેલા પુરોહિતને વરવાનુ કહ્યું ને તેને વરાવી, એવા વિક્રમ જેવો હાલ કોણછે?--૯-૧૦

અવંતીમાં દાનશૂર એવો શ્રી વિક્રમ રાજ્ય કરતો હતો, તેને ત્રિપુષ્પર નામનો વિશારદ પુરોહિત હતો--૧૧

તે બ્રાહ્મણને કમલાકર નામે પુત્ર હતો, તે પાંચવર્ષનો થયો ત્યારે તેણે તેને ભણવા મૂક્યો--૧૨

પાંચ વર્ષ સુધી લાડ લડાવવાં, દશ વર્ષ સુધી મારવો પડે તો મારવો, અને સોળ વર્ષનો થાય ત્યારથી તો પુત્રને મિત્રસમાન જાણવો--૧૩

તે માતપિતા શત્રુ જાણવાં કે જેણે બાલકને વિદ્યા ન આપી અને ...રે વિષે, હંસના ટોળામાં કાગડો ન શોભે તેવો કરી મૂક્યો--૧૪

ન થયેલો, મરી ગયેલો, અને મૂર્ખ, એ ત્રણ પ્રકારના પુત્રમાંથી ન થયેલો ને મરી ગયેલો સારો કેમકે તેનાથી સ્વલ્પ દુઃખ થાયછે, પણ મૂર્ખ તો જીવતા સુધી બાળેછે--૧૫

અબુહા બુહાણ મજ્જે પઢંતિ જે છંદલખ્ખણવિહિણા
તે ભમહિ ભગાનિ વઢીયંપિસી સંતુટ્ઠં ન યાણંતિ--૧૬

ગાહે રોઈ વરાઈ સીખિજ્જતી ગમા લોણુહીં
કીજ્જઈ લચ્ચપલું ચીજ્જહ ગાઇમિંદ દોહેહિ--૧૭

પંડિત તેને બહુ ઉત્તમરીતે નિત્ય ભણાવવા લાગ્યો પરંતુ તે મૂર્ખને મૂલાક્ષર પણ આવડ્યા નહિ--૧૮

સર્વે વિદ્યાર્થીંમાં એ ઘણો રમતીઆળ થયો, અને વિદ્યા પ્રાપ્ત કરવા યોગ્ય પાંચ ગુણથી તે અધમ વિમુખ રહ્યો--૧૯

આચાર્ય, પુસ્તક, નિવાસ, સહાય, વેલા, એ પાંચ બાહ્ય ગુણ, અને સદ્ બુદ્ધિ, નીતિ, વિનય, ઉદ્યમ, અને શાસ્ત્રાનુરાગ, એ પાંચ આભ્યંતર ગુણ તે સર્વ પઠનને પુષ્ટિ કરનારા છે--૨૦

જે પૂર્વોધ્ધૃત વિદ્યા, જે પૂર્વદત્ત ધન, ને જે પૂર્વદત્ત પ્રીતિ, તેજ આગળ આવે છે--૨૧

એકવાર તેના પિતાએ કહ્યું હે પુત્ર કમલાકર! દુર્લભ એવું માનુષ્ય પામીને તું તેને શા માટે વ્યર્થ ગુમાવે છે? --૨૨

જેને વિદ્યા નથી, તપ નથી, જે દાન પણ કરતા નથી, જેને શીલ નથી, ગુણ નથી, ધર્મ નથી, તે મૃત્યુલોકમાં પૃથ્વીને ભાર કરવા અવતરેલા છે અને મનુષ્યરૂપે પશુ છે--૨૩

હે પુત્ર ભણ! ન ભણનાર ભાર ઉચકે છે, ભણેલાને લોક પૂજે છે, અભણના સામું નથી જોતા--૨૪

જેના વદનમાં પઠન સમયે ક્ષ, ક્ષ; ય, જ; શ, ષ્ સ; એનો વિવેક નથી તેનું મુખ એક પ્રકારનું ગુદચક્રજ છે, માત્ર તેમાં દાંત છે એટલું વિશેષ --૨૫

માટે હે પુત્રોત્તમ! જે તે પ્રકારે વિદ્યા ભણ, જે બ્રાહ્મણ વિદ્યાહીન હોય તે શીંગડાં વિનાનો પશુ છે--૨૬

પિતાની આવી શિક્ષા સાંભળી વિદ્યાર્થી કમલાકર વાગ્દેવીનું આરાધન કરવા કાશ્મીર દેશમાં આવ્યો--૨૭

કુંબલગિર્ય ઉદ્યાનમાં, સ્વર્ણભા નદીને તટે, મહાદેવી સરસ્વતીનું મંદિર છે, તેમાં સરસ્વતીદેવી વીણા પુસ્તક ધારણ કરી, હંસવાહને

બેઠેલી છે. ને સર્વને આનંદ આપનારી તથા સર્વની જડતાની હરનારી છે–૨૮–૨૯

તેને જોઇને કમલાકરને બહુ હર્ષ થયો ને દેવીને નમસ્કાર કરી પોતે સ્તુતિપાઠ કરવા લાગ્યો–૩૦

જે કુંદ, ઇંદુ, તુષાર, હારધવલ છે, ધવલવસ્ત્ર ધરેલી છે, જેના કરમાં ઉત્તમ વીણા દંડ આવી રહ્યાં છે, જે શ્વેતહંસે બેઠેલી છે, જેને બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર આદિ દેવતા સદા વંદન કરે છે, તે જાડ્યને હરનારી ભગવતી શ્રીસરસ્વતી મારૂં રક્ષણ કરો–૩૧

વિપુલ વિમલ વસ્ત્ર ધારણ કરતી, રાજહંસી જેવી શુભ્ર, સકલ કલુષ-રૂપી વેલના મૂલને કાપનાર કુઠાર, દેવલોકની પૂજ્ય, કવિઓની કામધેનુ, એવી કમલહસ્તા ભારતી મારાં કલ્મષને સંહારો–૩૨

જેના કરકમલમાં ઉત્તમ કમલ રહેલું છે, ને તે કમલમાં રમા વિરાજી રહ્યાં છે, તે રમાની પાસે પુરાણપુરુષ છે, તેની નાભિમાં બ્રહ્મા છે, તેના વદનમાં નિગમાવલિ છે, તેથકી ક્રતુક્રિયા પ્રવર્તે છે, તેથી દેવતાસમુદય જીવે છે, તે ભારતી મારૂં રક્ષણ કરો–૩૩

તે મંદિરમાં ચંદ્રમૂલિ ઉપાધ્યાય હતા, તે સર્વવિદ્યાપારંગત હતા અને તેમની પાસે ઘણાક શિષ્યો રહેતા હતા–૩૪

તેમની પાસે જઇને કમલાકરે ભાવથકી નમન કર્યું, અને બહુ હર્ષથી આરાધના કરી,—સાધુઓ વિનયથી અનુકૂલ થાય છે–૩૫

વિદ્યા છે તે ગુરુસેવાથી, પુષ્કલ ધનથી, કે સામી વિદ્યા આપવાથી, પ્રાપ્ત થાય છે, ચોથો ઉપાય નથી–૩૬

કમલાકરે ૭ માસપર્યંત ગુરુની સેવા કરી એટલે તેમણે તેને સારસ્વત-મંત્ર આપ્યો–૩૭

ઉપાધ્યાયને નમસ્કાર કરી, ઉત્તમ મંત્રને ધારણ કરી, કમલાકરે સાધના કરી, જેથી પોતે સર્વવિદ્યાયુક્ત થયો–૩૮

પછી ઉજ્જયિનીમાં પોતાનાં માત પિતાને નમન કરવા માટે તે તરફ, રસ્તામાં પોતાની વિદ્યાનું બલ વિદ્વાનોને બતાવતો બતાવતો, પોતે ચાલ્યો–૩૯

ચાલતાં ચાલતાં ધનધાન્યસમન્વિત એવી, તથા કોટિ ધ્વજપતાકાદિથી જ્યાં સૂર્યતાપ નિવારિત છે એવી, કાંતિપુરીમાં આવ્યો—૪૦

ત્યાં મહાધનવાન્ દંત નામનો વહેવારીઓ રહેતો હતો, તેના ધનની ગણના દોગંદિક અમરની પેઠે થઇ શકે તેમ ન હતું—૪૧

તેને નરમોહિની નામનું કન્યારત્ન હતું; તે કન્યા પદ્મિની હતી, તેનો ગંધ પણ પદ્મ જેવો હતો, અને તેનું વદન પદ્મસદૃશ હતું—૪૨

તે જ્યાં જાય, સુવે, ખાય, રમે, ત્યાં હજારો ભ્રમરો ગંધના લોભથી તેની કેડે ભમ્યાં કરે—૪૩

સ્ત્રીઓનો ગર્વમાત્ર ઉતારે તેવી, રમાનો ગર્વ હરનારી, અને ઈંદ્રની રંભાનો મદ ઉતારનારી, તે અતિ તેજસ્વી હતી—૪૪

તે સર્વ અંગથકી રૂપસૌભાગ્યગુણલાવણ્યથી પૂર્ણ હતી, માનિનીનાં માન મૂકાવે તેવી હતી, અને વશીઓનાં પણ મન વશ કરે તેવી હતી—૪૫

યૌવનરૂપી ધુરાને ધારણ કરતી તે યુવતી આવી મોહક હતી, એટલે તેને જે જુવે તે તુરત મોહ પામી જતું—૪૬

નેત્રના ત્રીજા ભાગથી પણ જેના તરફ તે જોતી તે વિહ્વલ થઇ જતા, જેમના ઉપર આખું નેત્ર પડે તે તો એક ક્ષણમાં મરણજ પામતા—૪૭

જે તીર્ય તે ખચ્ચ લક્ખતિ હોય વિચ્ચાતે
કામ ચંદ મહુ પંચમ મારાણિજ્જે;
જેસિ પુણો નિવડ દાસયલા વિહિહિ
વદંતિ તેતિલ જલંજલિ દાણ જુગ્ગા—૪૮
વંકેહિ પીયો સરલેહિં સજ્જણો મજ્ઝ એહિં મઝ્ઝથો
રોસારણહિં કુવ્વીઉ નયણાણ ચઉવિહો ભંગો—૪૯

તેના રૂપથી મોહ પામી એક નરભક્ષક રાક્ષસ તેની પાસે રાત્રીએ આવીને રહેતો અને માણસોને મારી નાખતો—૫૦

મંત્ર, તંત્ર, યંત્ર, બલિદાન, હોમ, કશાથી તે અધમાધમ શમતો ન હતો કે જતો ન હતો—૫૧

નિર્દોષ એવી તે બાલા આમ તેણે સદોષ કરી નાખી, અને તેના પિતાએ એ દોષથી તેને મુક્ત કરવા કોટિસુવર્ણ પણ ખરચી નાખ્યું—પર

તથાપિ એ મહાપાપી રાક્ષસાધમ તેની પાસે આવીને નિત્યે એક માણસ મારતો હતો—૫૩

ત્યારે વહેવારીઆએ તેને માટે એક ભવ્ય ઘર અતિ મનોહર, ચતુ- શાલાયુક્ત, શોભાયમાન. એવું સાત માળનું કરાવ્યું—૫૪

તેમાં ધન ધાન્ય દાસી દાસ સર્વ મૂકયાં અને દશકોટિ સુવર્ણ તેમ મણિ માણિકય મૌક્તિક આદિ પણ તેમાં ભર્યાં—૫૫

તેના બારણા ઉપર મ્હોટા અક્ષરથી પ્રશસ્તિ લખી કે આ કન્યાને જે પરણે તેને આ ઘર આમતું આમ મળે—૫૬

ઘણાક નર. નરેંદ્ર, આદિ તે કન્યા ઉપર આસક્ત થઇ મોત પામ્યા, ને કેટલાક વિષયવિહ્વલ થઇ જીવતાજ મુવા થઇ રહ્યા—૫૭

કમલાકર પણ તેના ઉપર આસક્ત થઇ, તેના રૂપથી મોહ પામી ગયો, ને નિત્યે બારી આગળ જઇ તેનું મુખ જોવા લાગ્યો—૫૮

વર્ષાઋતુ આવતા સુધી ત્યાં રહ્યો અને પછી ઉજ્જયિનીમાં ગયો, અને ત્યાં શ્રીવિક્રમને તેણે સર્વ વૃત્તાન્ત કહ્યો—૫૯

તે સાંભળી અતિકૌતુક પામી ને વિક્રમે કમલાકરને કહ્યુ કે ચાલ આ- પણે કાંતિપુરીમાં જઇ એ આશ્ચર્ય જોઇએ—૬૦

એ ઉપરથી વિક્રમ અને કમલાકર વેગે ચાલ્યા, અને સામાન્ય વેષ ધારણ કરી કાંતિપુરીમાં પેઠા—૬૧

જે મહેલમાં મહામોહિની કન્યા હતી ત્યાં, કમલાકર, રાજાને મૂકીને ગયો—૬૨

જતાંજ બારીએ તેનું મુખ જોઇને કમલાકર વિહ્વલ થઇ જઇ તેના મુખસુધાનો સ્વાદ લેવા આતુર થઇ ગયો—૬૩

વિશ્વામિત્ર, પરાશર, પ્રભૃતિ જે પત્ર અને જલમાત્રથી નિર્વાહ કર- નારા તે પણ સ્રીનું સુંદર વદનકમલ જોતાંજ મોહ પામ્યા; તો દૂધ ઘી

દહી તે સહવર્તમાન આહાર જે મનુષ્યો કરે છે તેમનાથી ઇંદ્રિયો શી રીતે જીતાય! અહો! ડિંભ જગતનું વંચન કરે છે–૬૪

પછી શ્રી વિક્રમાદિત્ય અંધારપછેડો ઓઢીને, તથા હાથમાં કાલરૂપ કરાલ તરવાર લઇને, સંધ્યાકાળે નરમોહિનીના અવાસ આગળ આવી લાખો મનુષ્ય ભરાયેલાં એવી તેને બેસવાની બારી આગળ ગયો–૬૫-૬૬

ત્યાં સખીઓના ટોળામાં તે બેઠી હતી, અને સખીઓ હાંકી કાઢતી હતી તો પણ અનેક ભ્રમરીઓ તેને દમતી હતી–૬૭

અતિ રમણીય અંગવાળી, કુમારી, કામિની, કમલાનના, કાશ્મીર કુંકુંમ ચર્ચેલી, ગજગામિની, .........[1] સ્વર્ણરંગવાળી, કાળા કેશ-વાળી, દીર્ઘ કપાલવાળી, શંખ જેવી ડોકવાળી, દૃઢ સ્કંધવાળી, વિશા-લવક્ષ: સ્થલમાં ઉન્નત કુચદ્વયવાળી, મહાભુજવાળી, રક્ત નખવાળી, પેટે ત્રિવલીવાળી, સિંહ જેવી કટિવાળી, રંભોરુ, શુભજાનુ, મૃગી જેવી જાંઘવાળી, અશ્વ અથવા કાચબા જેવી પીઠવાળી, કમલોદરી, હાથે પગે અતિ સુંદરતાવાળી, એવી કોઇ દેવતા કે નાગકન્યકા, વિદ્યાધરી, મહા-લક્ષ્મી, સરસ્વતી, ઇંદ્રાણી, અહલ્યા, પૌલોમી, શચી, રંભા, તિલોત્તમા, મંદોદરી, સુકેશી. મેનકા, જાણે કોઇ મુનિના શાપથી અત્ર આવેલી હોય એમ તેને લાગ્યું–૬૮-૬૯-૭૦-૭૧-૭૨-૭૩-૭૪-૭૫

ત્યાં શ્રીવિક્રમે તમામ માણસોને અતિવિહ્વલ થઇ ઉંચે મોઢે, તેનાજ મુખ ઉપર નજર બાંધી રહેલા જોયા–૭૬

અતિકામાભિભૂત થઇ જે ઘરની અંદર પેઠેલા તેવા મરી ગયેલા માણસોને બહાર લાવવામાં આવતા હતા–૭૭

અહો! સંસારજાલનો ક્રિયાક્રમ વિપરીત છે! કે ઘણાક વિષયમાં લુબ્ધ થઇ પ્રત્યક્ષ મરણને પામે છે–૭૮

વિસયવિસંહાલાહલં વિસય વિસં અક્કડપિયંતાણં
વિસયવિસાય નં પિવ વિસાઇ. વિસં વિસૂઇયા હોઇ–૭૯

ઇંદ્રિયથી વિજિત એવો જંતુ કષાયથી અભિભવ પામે છે, ચોર જેમાંથી ઇંટો તાણી ગયા છે એવી ભીંતમાં કોણ નથી દબાતું?–૮૦

---

૧. ન્યપણવ્રિક્ષતા એમ અત્ર વિશેષણ છે તે અસ્પષ્ટ છે.

કુલઘાત, પતન, બંધ, વધ, એટલાં વાનાં કબજે ન રાખેલી ઇંદ્રિયો, જંતુને આપે છે-૮૧

હાથણી સાથેના સ્પર્શસુખના સ્વાદ માટે સુંઢ લાંબી કરતો હાથી તેજ ક્ષણે બંધાવાનો ક્લેષ પામે છે-૮૨

અગાધ જલમાં વિચરતો સતો પણ ગલ ઉપર લગાડેલું માંસ ગળવાથી ગરીબ મીન માછીના હાથમાં પડે છે-૮૩

મત્તમાતંગના કપોલે ભમતો ભ્રમર તેના કાનની ઝાપટ ખાઇને મરણ પામે છે-૮૪

કનક જેવા પીળા દીપની શિખાના તેજમાં મોહથી પડનારા પતંગ મરણ પામે છે-૮૫

હરિણ ઉંચા કાન કરીને મનોહર ગીત સાંભળવા ઉભુ રહેછે, પણ તેમાંથીજ, શિકારીએ કાન સુધી પણછ તાણી ફેંકેલા બાણનું ભોગ થઇ પડે છે-૮૬

એમ એક એક વિષયનું સેવન કરતાં મોત થાય છે, તો પાંચેનું એકે વખતે સેવન કરતાં મોત કેમ ના નીપજે ?-૮૭

વિક્રમે વિચાર કર્યો કે માણસો શાથી મરેછે? નક્કી પેલો રાક્ષસજ તેમને મારે છે માટે મારે તેનો ઉપાય કરવો-૮૮

રાજા ધૈર્યવાળો હોય તો લોક તેવા થાય, અધર્મી હોય તો અધર્મી થાય, સમ હોય તો સમ થાય, પાપી હોય તો પાપી થાય, પ્રજા તો રાજાનેજ અનુવર્તે છે, માટે યથારાજા તથાપ્રજા.-૮૯

દુષ્ટનો નિગ્રહ કરતાર, શિષ્ટનો પાલનાર, દીન અને ભયભીતનું રક્ષણ કરનાર, રાજાજ છે-૯૦

ઉખડેલાંને રોપતો, ફુલ આવેલાંનાં ફુલ વીણતો, નાનાંને વધારતો, વાંકાં અને કંટકવાળાંને બહાર કાઢતો, સંહતને જુદાં કરતો, પાકેલાંનાં ફલ વીણતો, એવો માળી જેવો પ્રપંચચતુર રાજા ચિરકાલ વિજયી વર્તે છે-૯૧

માણસનો સંહાર જોઇ ગન્નીએ એકલો, એ શૂરવીર, રિપુરૂપ હાથીનો સિંહ, ઘરમાં પેઠા-૯૨

.સિહિણી ઇક્કિ સીહ જિણ્ઇ પદ્ધરિ મંડાઇ આલિ
અન્ને વિણા સણકા પુરી સબહૂયાં જિણ ઇસીયાલિ-૯૩

વાજ્જા વજ્જઉ જણુ મિલુ જણાવુ અપ્પાણુ
માઇંદિહૂઇજ્જુ ડગ ભરઇ તુ જિણુણો અપ્રમાણુ-૯૪

ઉત્કટ અને અદ્દ્ભુત વેષવાળો તે, શંકા તજીને અતિ સાહસથી દ્વાર ઓળંગતે ઓળંગતે જ્યાં નરમોહિની મેડી હતી ત્યાં ગયો-૯૫

જેવો તે પદ્મિનીને ગજા જુએ છે કે હાથમાં તરવાર લેઇને રાક્ષસ ત્યાં પ્રકટ થયો-૯૬

તેની આંખો લાલ હતી, વદન લાલ હતું. એવો અતિ કરાલ તથા અગ્નિ જેવા આકારવાળો તે વિક્રમ ઉપર આંખો લાલ કરીને ધાયો-૯૭

રાક્ષસે કહ્યું કે હે ભૂપ ! તું મારા ઘરમાં ક્યાંથી ? હાથમાં શસ્ત્ર લે, આજ યમરાજે તને મારવાને મને મોકલ્યો છે-૯૮

તે ઉપરથી બન્નેનું ક્રૂર અને દારુણ યુદ્ધ ચાલ્યું, જેમાં વિક્રમે એ ક્રૂર રાક્ષસને ભૂમિએ પાડયો-૯૯

તે વખતે ધન્ય એવી નરમોહિની કન્યા અતિહર્ષ પામી અને બોલી કે હે વિક્રમાદિત્ય ! તમે આજ મને રાક્ષસથી મૂકાવી-૧૦૦

એ ઉપરથી આખા ગામમાં જયજયકારનો ઘોષ થયો, અને તે ગામના લોક તથા રાજા ત્યાં આવી પહોચ્યા-૧

પંચશબ્દ ઘોષથી, વાદ્યથી, ગીતથી, નાટકથી, કાંતજનપરિપૂર્ણ એવું કાંતિપુર નાદમય થઇ રહ્યું-૨

કન્યાના પિતાએ પુત્રજન્મતુલ્ય ઉત્સવ કર્યો, ગોળ, ઘી આદિ અનેક દાન આપ્યાં, અને ઘણાકનાં બંધન છોડાવ્યાં-૩

પછી રાજા, પિતા, તથા લોકમાત્ર તેમ નરમોહિની કન્યા બધાં એકજ સ્થાને જોઇ રહ્યાં હતાં-૪

આ સૌભાગ્યનાથ, સાહસૈકશિરોમણિ, એવા મહાપુરૂષને આ કન્યા-રત્ન આપવુ જોઇએ, એમાં વિલંબ ન કરવો-૫

સુવર્ણરત્નાદિથી શણગારેલી પુષ્પની વરમાલા હાથમાં લઈને નરમો-હિની તેની તરફ આવી-૬

હે સ્વામિન્! તમે મને ખરીદી છે, તમે મને કલંકથી મુક્ત કરી છે, હું તમારી છુ, તમારી દાસી છું, આ વરમાળા પહેરો-૭

આ સુવર્ણ, આ મહેલ, મારો દેહ, મારો જીવ, દાસી. દાસ, સર્વ તમારે સ્વાધીન છે-૮

એવું કહીને જેવી વરમાલા વિક્રમના કંઠમાં આરોપે છે કે રાજા નર-મોહિની પ્રતિ બોલ્યો-૯

હે માનિનિ' મારી વાત સાંભળો. મે તમને રાક્ષસાધમથી મૂકાવ્યાં અને ભયથી તથા કલંકથી મુક્ત કર્યાં, એટલે હું તમારો પિતા થયો ને તમે મારાં પુત્રી થયાં, અર્થાત્ એવા સંબંધમાં વરમાલા આરોપાય નહિ, પણ હવે શું કરાય તે હે ગાંભીર્યગુણસાગરે! હું તમને બતાવું-૧૦-૧૧

હે ભદ્રે! તું ગુણગ્રાહ્ય છે, એટલે મારૂં કહેવું માનીને મારા પ્રિય આ કમલાકરને વરમાલા આરોપ-૧૨

આ વાત સ્વીકારીને, રાજાના હિતવચન પ્રમાણે. મુગ્ધાંગી નરમોહિની પદ્મિનીએ કર્યું-૧૩

વિક્રમાર્કે કમલાકરને બોલાવી, સર્વ જનને પ્રિય એવું રાત્રીનું વૃત્તાન્ત કહી બતાવ્યું-૧૪

દત્તે તે કન્યા વિવાહોત્સવ પૂર્વક તેને આપી. અને પહેરામણીમાં સર્વસંપૂર્ણ ગૃહ પણ આપ્યું-૧૫

પછી વિક્રમાદિત્ય આ પ્રકારે કમલાકરની મનવાંછના પૂર્ણ કરી, ઉ-જ્જયિની તરફ ગયો-૧૬

જયસેના પૂતળીએ ભોજરાજાને સ્ફુટ રીને કહ્યુ કે તમારૂં ઔદાર્ય જો આવું હોય તો આ સિંહાસને બેસો-૧૭

પરાક્રમી શ્રી ભોજરાજ, આ પૂતળીએ કહેલી ઉત્તમ વાર્તા સાંભળીને, વિક્રમાર્કને હૃદયમાં સ્મરતો, પોતાનાં રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થતો હવો—૧૮

વિક્રમાદિત્ય ભૂપતિના, શ્રી રામચંદ્રસૂરિકૃત સિંહાસનપ્રબંધની નવમી કથા સંપૂર્ણ થઈ—૧૯

ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાની નવમી કથા.

---

વળી શુભાગ્રણી શ્રીધારાધિપ, શુભમુહૂર્તે, શુભ સભાસદોથી પૂર્ણ એવી સભામાં આવ્યો—૧

ચંદ્ર શુભ અને સાનુકૂલ બલવાળો હતો, રવિ અને બૃહસ્પતિ ભેગા હતા, ક્રૂરગ્રહ બલહીન હતા, ને શુક્રની અંતર્દશા હતી—૨

રાજ્યાધિષ્ઠાત્રી દેવીની ભક્તિ પૂર્વક પૂજા કરી, કાર્યાર્થી ભોજભૂપાલે નૈવેદ્ય મૂક્યું—૩

દેવતાને નમન કરી, ગુરુની સ્તુતિ કરી, મહાદાન આપી, અને મંત્રો ચ્ચાર કરતો રાજા સિંહાસન પાસે ગયો—૪

તે અદ્ભુત સિંહાસન ઉપર જેવો રાજા બેસવા જાય છે કે, તેવી મદન-સેના નામની દશમી પૂતળી બોલી—૫

હે રાજા ! આ સિંહાસને તમારે બેસવાનું નથી, જેનો ગાંભીર્યગુણ વિક્રમના જેવો હોય તેજ અત્ર બેશી શકે—૬

અતિ બુદ્ધિમાન્ એવો ધારાધીશ આવું સાંભળીને બોલ્યો કે, તેના ગાંભીર્યગુણનો મહિમા કેવોક હતો તે કહો—૭

તે ઉપરથી દશમી પૂતળીએ ભોજરાજાને સ્ફુટ કહેવા માંડ્યું કે, હું વિક્રમના ગુણની કથા કહું તે સાંભળો—૮

યોગીનો વર મળેવાથી તે અનુસારે જપ કરી હોમ કરતાં અગ્નિદેવે જે ખાતાંજ જરા, મૃત્યુ, રોગ આદિ જાય એવું ફલ આપેલું તે જેણે માર્ગમાં રોગાર્ત એવા વિપ્રને દયાથી આપી દીધું તે વિક્રમના જેવો કોણ હોય ? —૯

રાજ્યગુણયુક્ત એવો શ્રી વિક્રમ જે લક્ષ્મીને આનંદ આપનાર મહારાજા હતો તે અવંતીમાં રાજ્ય કરતો હતો—૧૦

એકવાર તેના પુરના, નંદનોદ્યાન જેવા ઉદ્યાનમાં કોઇ આત્મજ્ઞાની એવો મહાયોગી આવ્યો—૧૧

સો જોગી જે જોગવઇ મણુ તણુ પવણુ નિરત્ત
સો જોગી કિમ ભન્નીઈ ખપ્પખરિખાઇ નિરત્ત—૧૨

તે મહાજ્ઞાની, મહાધ્યાની, મૌની જિતેંદ્રિય, સર્વાર્થસંપન્ન, અને સર્વસંગવિવર્જિત એવો હતો—૧૩

ષટ્ચક, ષોડશાધાર, ત્રિશૂન્ય, વ્યોમપંચક, ને પોતાના દેહમાં જાણતો હતો અને સદા ધ્યાનયોગમાં, રહેતો હતો—૧૪

ઇડા, પિંગલા, સર્વાર્થસાધક સુષુમ્ણા, એ જે ચંદ્ર અને સૂર્ય નાડી, તેમને પણ અભ્યાસયોગથી તે જાણતો હતો—૧૫

જ્યાં બુદ્ધિને માર્ગ નથી ત્યાં વાણી શું કરી શકે? ને વાચાથી વિરક્તને માટે ગુરુ પણ શું કરે? માટે અભ્યાસ એજ પરમપદ છે—૧૬

જે મન અથવા વાણીનો વિષય નથી તે ખપુષ્પ જેવું છે, જે પોતે પોતાને અનુભૂત હોય તેમાં સંશયનો અવકાશ નથી—૧૭

જ્યાં મન જાય ત્યાં પવન જાય છે, ને જ્યાં પવન જાય ત્યાં મન જાય, માટે એ ઉભયે તુલ્યક્રિયં છે. તેમનો વિવેક ક્ષીરનીર જેવો છે—૧૮

રે મન એડઉ બુક્કડઉ જઈ કિમ્હઈ થિર થાઇ[2]
ત્રિભુવન તો તોલિસુ ત્રિણસમુ ભાંજિસુ ભવચી ચંતિ—૨૦

મણ મરણિ ઇંદિય મરણું ઇંદિય શમરતિ ણિગલંતિ કમ્માઇં
કમ્મ મરણેણ મુખો તહ્મા મણ મારણ કુણહ—૨૧

---

૧. એ જોગીકે જે મન તન પવન નિરંતર વશ રાખે, પણ ખાખરી ખાઇને વિરાગીનું રોળ કરે તે જોગી કેમ કહેવાય? એવો ભાવાર્થ છે

૨ મન અતિ આડું અને ચંચળ છે તે કેમે સ્થિર થાય તો, ત્રણે ભુવન તૃણ જેવાં થઇ રહે અને સંસારની ચિંતા મટે, મન મરે તો ઇંદ્રિય મરે, ઇંદ્રિય શાન્ત થાય તો કર્મ ગળે, કર્મ મરે તો મોક્ષસુખ થતાં તુચ્છા રહેજ નહિ, આવો ભાવાર્થ છે

જોઇ જોઇ જોઇ જે એવું તે જોઇસ નહીં
જઇ તું જોઇસિ જોઇએ હરૂપરલે રાખિસિ નહી-૨૨

આત્મા, પરમાત્મા, ચિત્તસંયુત ચેતના. તે શુભધ્યાનમાં એકત્ર કે પૃથક્ પૃથક્ વિલોકાય છે-૨૩

ભૂત, વર્તમાન, ભવિષ્ય એ સર્વની વાત ધ્યાનયોગથી કરીને તે મહાયોગી જાણી શકતો હતો-૨૪

લાભ, અલાભ, સુખ, દુઃખ, જીવિત, મરણ, જય, પરાજય, તે અષ્ટ-પ્રકાર જ્ઞાન યોગીન્દ્રને હતું-૨૫

તે, નિરીહ, નિરહંકાર, નિઃસંગ, નિઃપરિગ્રહ, નિરાકાર, શમી, નેતા, જ્ઞાનવાન્, ભક્તવત્સલ, હતા-૨૬

તેને જે પૂછીએ તે સ્પષ્ટ કહેતો હતો, અને આખા વિશ્વની વાત કરામલકવત્ જાણતો, દેખતો હતો-૨૭

કોઇનું કાંઇ લેતો નહિ, પણ ઇચ્છા થાય તો ઉલટું આપતો, વિશ્વ-માત્રને ઉપકાર કરતો પણ પ્રત્યુપકાર ઇચ્છતો નહિ-૨૮

ઉજ્જયિનીના લોકમાત્ર બાલક છોકરાં સ્વજન આદિને લઈ તેને નમસ્કાર કરવા નિત્ય જતા હતા-૨૯

તે નિરંતર સુખાસને બેસતો હતો, તેના અધરપલ્લવ સુશ્લિષ્ટ રહેતા હતા, દૃષ્ટિ નાસાગ્રે ચોટી રહેતી હતી, દાંતે દાંત ભીડાયલા રહેતા, પ્રસન્ન વદનસમેત પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસતો, અને અપ્રમત્ત રહી ધ્યાનમાં નિમગ્ન રહેતો-૩૦-૩૧

લોકોએ તે યોગીનું યથાર્થ ગુણકીર્તન એક સમયે રાજાના આગળ કર્યું-૩૨

રાજા, લોકને મોઢેથી તેના મહાગુણોની વાત સાંભળીને, તેને જોવા માટે પોતાનાં માણસ મોકલતો હવો-૩૩

સર્વત્ર પાપોપદેશ કરનારા ઘણા પેદા થાય છે. અને લોક પણ પાપ ઉપરજ આદર રાખે છે, એવા સર્વત્ર ઉપદેશ આપવાનો પરોપકાર કરનારા

મહા સાધુઓ તો વિરલજ હોય છે કે જેમના સંસર્ગથી અજ્ઞાનનો ક્ષય થતાં દેહીને નિર્વાણ પ્રાપ્ત થઈ જાય-૩૪

તેમણે તેમની પાસે જઈ બુદ્ધિપૂર્વક પરીક્ષા કરી જોઇ મહા નિઃસ્પૃહી અને ગુણાકર છે એમ નિશ્ચય કર્યો-૩૫

શૌચદંભ, શમદંભ, સ્નાતકદંભ, એ આદિ જે જે દંભ છે તે નિઃસ્પૃહા-દંભના સોમા હીસાબમાં પણ આવી શકે તેમ નથી-૩૬

પરમાનંદ આપનાર એવા તેને પંચાંગપ્રણિપાતપૂર્વક તેમણે નમસ્કાર કરી હાથ જોડી યોગિરાજને વિનતિ કરી કે, સ્વામી શ્રી વિક્રમાદિત્ય જે આદિત્ય જેવા પ્રભાવાળા છે તે આપને તેડે છે તો કૃપાકરી પાલખીમાં બીરાજો-૩૭-૩૮

પંચશબ્દાદિ નિર્ઘોષ સહિત, પુરીને શણગારાવીને, તે તમારા સામા આવશે-૩૯

આવું સાંભળીને યોગિરાજે પ્રત્યુત્તર કહ્યું કે, અમે સંતોષામૃતપૂર્ણ-લોક રાજભવનમાં શું કરવા આવીએ?-૪૦

ઘણેક પ્રકારે પુરુષોએ સમજાવ્યા છતાં, નીતિશાસ્ત્રનો જાણનાર તત્ત્વ-વિત્ યોગીન્દ્ર રાજભવનમાં ગયો નહિ-૪૧

તેથી સર્વે શ્રી વિક્રમાદિત્ય પાસે પાછા આવ્યા ને કહેવા લાગ્યા કે, હે સ્વામી એ તો મહા સાત્વિક છે, મદ મોહ વિનિર્મુક્ત છે, રાગદ્વેષરસથી પર છે, ને રાજા, રંક, તૃણ, સ્ત્રી, મિત્ર, શત્રુ, બંધુ તેને સમાન છે, ને એમ કહે છે કે અમે સમાધિધ્યાનતત્પર યોગીશ્વરો જનસંગરહિત છીએ-૪૨-૪૩-૪૪

સંગ વસેણં જાઇ ધમ્મં પાવંચ નચ્ચિ સંદેહો।
કુર રાય નેહ રુદ્ધો ગોહરણં કુણ ઇગં ગોઉ-૪૫
થેવો વિગિહિયસગો જયણો સુદ્ધસ્સ પંક આવહઈ
જઇ સેવો રત્તરિસીઉ પુજ્જોય નરવયણા-૪૬

અમે નથી નટ, નથી વિટ, નથી ગવૈયા, નથી પરદ્રોહનિબદ્ધ-બુદ્ધિવાળા નયજ્ઞ, કે નથી કુચભારથી નમી ગયેલી યોષિત્—તો રાજભવનમાં અમારો શો હીસાબ—૪૭

અમે ભિક્ષા ખાઇએ છીએ, રસ્તાનાં ચીથરાં વીંટીએ છીએ, જમીન ઉપર સુઇએ છીએ, અમારે રાજાનું શું કામ?—૪૮

જો ચિત્તમાં શાન્તિ હોય તો પરાયા લોક રોષ કરે તેથી શું? અને ચિત્તમાં તાપ હોય તો લોક રાજી થાય તેથી શું? સદા ઉદાસીનતામાંજ મગ્ન એવો સ્વસ્થ યોગી કોઇને ખુશીએ કરતો નથી કે નાખુશીએ કરતો નથી—૪૯

તેમણે એ મહાત્મા યોગીનું આવું સ્વરૂપ સમજાવ્યું તે સાંભળીને શ્રીવિક્રમના મનમાં એવો વિચાર આવ્યો કે, જે સમસ્તરાગને તજી નિઃસ્પૃહ છે, અભિમાન તજી સત્વૈકનિષ્ઠ છે, અને સંતોષના પૂરમાં જેમની ઇચ્છા-માત્ર દૂર તણાઇ ગઇ છે, તેવા પુરુષો પોતાના મનનેજ મોજ કરાવે છે, લોકોની દરકાર કરતા નથી—૫૦—૫૧

જે વિષયાર્થભોગ ઉપર લોભાતા ચિત્તવાળા છે, બહાર વિરાગ દેખાડી હૃદયમાં સરાગ છે, તેવા દાંભિક, વેષધારી, ધૂર્ત, હોય તેજ લોકને રાજી રાખે છે—૫૨

આવો વિવેક કરીને માલવેંદ્ર મહીપાલ બહુ ભાવ આણીને યોગીશ્વરને નમન કરવા ગયો—૫૩

ત્રણવાર પ્રદક્ષિણા કરીને, સંવેગરંગપૂર્ણ અને ધ્યાનમાં મીચેલાં નેત્રવાળા, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, આઠ અંગયુક્ત યોગચર્યામાં પ્રવૃત્ત, એવા યોગીશ્વરને નમ્યો-૫૪-૫૫

પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, રૂપવર્જિત, એવા ચતુઃપ્રકારના ધ્યાનમાં તેને લાગેલો જોઇને આ પ્રકારે વિચાર કરવા લાગ્યો—૫૬

ભૂમિ એજ પલંગ, પોતાનો ભુજ એજ ઉશીકું, આકાશ એજ ચંદરવો, ચંદ્ર એજ દીપ, વિરતિવનિતા સાથેજ સંભોગ, રેણુ એજ અંગ-

રાગ, દિક્પ્રદેશથી જે પવન આવે તેજ કન્યાઓએ ઉરાડેલા ચામરનો પવન, અહો! સર્વ ક્ષણ તજ્યા છતાં પણ ભિક્ષુ રાજા જેવો સુવે છે!–૫૭

લોકોત્તર ફલ શોધનાર તેમનેજ ધન્ય છે કે જે સંસારની અસારતા વિચારી સદૈવ આવી સ્થિતિમાં રહે છે–૫૮

મુમુક્ષાના બલથી કરીને મોહ મમતા સંકલ્પ સંગ આદિ રાગદ્વેષનાં કારણનાં ઉચ્છેદ કરવો–૫૯

રાજાએ વિચાર કર્યો કે આ યોગીંદ્ર ખરેખર ગુણાગ્રણી છે, અને હું તેમ કોઇ રંક તેને મન સરખા છીએ–૬૦

એવામાંજ કોઇ દુઃખપૂર્ણ દરિદ્રી મહાકુષ્ઠથી પીડાતો ત્યાં આવ્યો –૬૧

તેણે યોગીન્દ્રની પ્રાર્થના કરી કે હે સ્વામી! રોગથી હું બહુ પીડાઉં છું, માટે એવો ઉપાય કરો કે જેથી મારો રોગ હમેશને માટે જાય -૬૨

તે રોગીને જોઈને યોગીએ કહ્યું, આ મહાદુષ્ટ રોગ મહાકષ્ટવિના જવાનો નથી--૬૩

હું ઉપાય કહીશ પણ તને તે બહુ દુર્ઘટ લાગશે, પરંતુ જો તે પ્રમાણે કરીશ તો રોગથી મુક્ત થઈશ–૬૪

ત્યારે રોગીએ મહારાજ! હું રોગી જે રીતે છૂટું તેવો ઉપાય કૃપા કરીને બતાવો એમ કહ્યું, એટલે યોગીશ્વરે કહ્યું કે સુરેન્દ્રના નંદન વનમાં કલ્પવૃક્ષ છે તેનું ફલ સર્વ દુષ્ટ રોગને હરે છે, એટલે તેના ભક્ષણથી આ તારો દુષ્ટ રોગ જશે–૬૫- ૬૬

બીજાના પણ જે જે રોગ હશે તે જતા રહેશે, ને એ ફલ ખાધા પછી કોઈને નવા રોગ નહિ થાય–૬૭

આ મંત્ર તું મારે મોઢેથી લે, એ મંત્ર સર્વ કામનો પૂરનાર છે, એનો જપ તારે કૃષ્ણચતુર્દશીને દિવસે કરવો–૬૮

સિદ્ધવડની નીચે અગ્નિનો કુંડ કરી તે ઉપર તેલ ભરેલું કડાયુ ચઢાવવું અને ઉપરજ વડની શાખાએ એક શીકુ બાંધવું--૬૯

તેમાં તારે ચઢી બેસવું અને એકસો આઠ મણકા ફેરવવા, ને પેલા કડાયામાં પંચામૃત હોમતા જવું--૭૦

જપ થઈ રહેતાની સાથેજ છરીથી શીકુ કાપી નાખવું અને મનમાં ધીરજ રાખી એ કામ કરતાં ડરવું નહિ--૭૧

તેજ વખતે ફલાધિપાયક દેવતા તને પ્રત્યક્ષ થશે અને સર્વ રોગ હરનારૂં ફલ તને આપશે—૭૨

યોગી તે રોગીને મંત્ર આપી પોતાને રસ્તે ચાલતો થયો, અને રાજા આ વાત સંભારતો ઘેર ગયો—૭૩

પછી પેલા રોગીએ તમામ સામગ્રી કરી અને ચૌદશને દિવસ સિદ્ધવડ આગળ ગયો—૭૪

વિક્રમાદિત્ય પણ કૌતુક જોવા માટે વેષ બદલીને ઝટ સિદ્ધવડ આગળ જઈ પહોચ્યો--૭૫

તેવામાં પેલો દરિદ્રી રોગી પણ ત્યાં આવ્યો અને તેલનું કઢાયું તપાવી શીંકે ચઢ્યો--૭૬

અને સિદ્ધમંત્રનો એકસો આઠ વાર જપ કરીને શીકુ કાપવા ગયો તે વેળે એ અધમ પાપીને બીહીક લાગી--૭૭

એ નાહીંમતે એમ વિચાર કર્યો કે આ તેલમાં પડતાની સાથેજ મારા પ્રાણ જશે તો મારાં બૈરાંછોકરાં પાછળ શું કરશે?—૭૮

એમ ગભરાઈને તેણે સાતવાર મંત્ર સાધન કર્યું પણ સત્વહીન અને દરિદ્રીનો શિરોમણિ એવો તે શીકાને છેદી શક્યો નહિ--૭૯

ત્યારે ખિન્ન થઈને સાહસ વિનાનો તે શીંકેથી ઉતર્યો એટલે વિક્રમે તેને કહ્યું કે હે નિર્ભાગી ક્યાં જાય છે?—૮૦

તેણે કહ્યું હે નરોત્તમ! મારામાં જોઇએ તેટલું સાહસ નથી, ને આપ જાણોછો કે ઇંદ્રથી તે એક કીટ સુધી જીવ સર્વને વહાલો છે—૮૧

વિક્રમે તેને કહ્યુ કે એક કોટિસુવર્ણ લે અને એ મંત્ર મને આપ કે હું એના સાચા જુઠાની પરીક્ષા કરી જોઉં—૮૨

તે ઉપરથી તેણે મંત્ર આપ્યો અને રાજાએ તે મંત્ર તુરત ત્યાંજ સાધ્યો અને ઝટ શીકુ કાપી નાખ્યું તો દેવતા ત્યાં પ્રત્યક્ષ થયો-૮૩

હે વિક્રમાદિત્ય! આ શુભફલ લે એનાથી તારા ત્રણે પ્રકારના રોગ જશે એ નક્કી જાણ-૮૪

આનાથી કરીને તને જીવતા સુધી રોગ થવા પામશે નહિ, તારા જેવો સાહસી મેં આખા ત્રિલોકમાં દીઠો નથી-૮૫

એ પ્રકારે ફલ આપીને દેવતા પોતાના નંદનવનમાં ગયો, અને દયાર્દ્ર એવા વિક્રમે તે ફલ પેલા રોગીને આપ્યું-૮૬

ઉપરાંત વળી એક કોટિસુવર્ણ આપ્યું, જેથી નિર્ધન હતો તે સધન થયો અને રોગથી પણ છૂટ્યો-૮૭

આવો મહા ઉપકાર કરીને રાજા પોતાને ઘેર ગયો, અને યોગીશ્વરનું મહાવ્રત ધ્યાનમાં રાખી સમાધિમાં બેઠો-૮૮

મદનસેનાએ ભોજરાજ મહીપતિને કહ્યું કે, તમારૂં પરાક્રમ જો આવું હોય તો સિંહાસને બેસો-૮૯

આશ્ચર્યકારક, ધર્મયુક્ત, સુભગ, સત્ત્વયુક્ત, શોભન એવી શ્રી વિક્રમની કથા સાંભળીને સભામાંથી પોતાનાં પરિજન સમેત ઉઠી મહિમાગાર અને રમામંદિર એવા પોતાના ગૃહમાં જઈ કામે લાગ્યો-૯૦

વિક્રમાદિત્ય ભૂપતિના, શ્રી રામચંદ્રસૂરિકૃત સિંહાસનપ્રબંધની દશમી કથા પૂર્ણ થઈ-૯૧

ઈતિ સિંહાસન દ્વાત્રિંશિકાની દશમી કથા.

---

વળી શ્રી ભોજરાજા ઉત્તમ સામગ્રી તૈયાર કરાવી સ્વજનોસમેત સભામાં આવ્યો-૧

શુભ મંત્રનું આરાધાન કરી, ધ્યાન ધરી, દેવ તથા ગુરુને નમસ્કાર કરી, શિખાબંધ તિલક આદિ કરી, બંદિજનો બિરુદ ઉચ્ચારતા હતા તે સમયે ભોજરાજા સિંહાસન પાસે ગયો-૨-૩

ઉપર બેસવા માટે રાજા જેવો પગ ઉપાડે છે કે મદનમંજરી નામની પૂતળી યથાર્થ વાત બોલી કે, આ સિંહાસને બેસવા યોગ્ય તો તેજ છે કે જે વિક્રમથી અધિક કે સરખો હોય, બાકી તો અમે જેનાં અધિષ્ઠાતા છીએ એવા સિંહાસનની આશા કરે તો તે ઉપહાસને પાત્ર થાય-૪-૫-૬

વિક્રમના જેવું ઔદાર્ય, અનન્ય પરાક્રમ, તે કહીં થયું નથી કે થવાનું નથી, કોઈ રાજામાં કે સાક્ષાત્ ઇંદ્રિમાં પણ નથી-૭

આવું સાંભળીને રાજાએ મદનમંજરીને કહ્યું કે તેમનું ઔદાર્ય અને પરાક્રમ કેવું એક હતું?-૮

આવું પૂછતાં મદનમંજરીએ યથાર્થ અને નયયુક્ત વચન કહ્યું કે હે ભોજરાજા સાંભળો-૯

દેશાંતરમાં ફરતાં રાજાએ રાત્રીસમયે ક્વચિત્ વૃક્ષનીચે કોઇનો પોકાર સાંભળ્યો કે અહો મારો ભાઈ સવારે માર્યો જશે; એ ઉપરથી પોતાની પાદુકાના બલથી પોને તે સ્થાને જઈ રાક્ષસને પોતાનો જીવ આપી તેને ઉગાર્યો-૧૦

કલિકાલને ગલે અંગુઠો દઈને ઉત્તમ ગુણયુક્ત એવું રાજ્ય શ્રીમાલવાધીશ ચલાવતા હતા-૧૧

અનેક દેશથી આવેલા અનેક શાસ્ત્રાદિ જાણનારા વિબુધ લોક સાથે રાત્રિંદિવસ વિદ્વદ્‌ગોષ્ઠી પોતે કર્યા કરતા-૧૨

નાનાશાસ્ત્રસુભાષિતામૃતરસથી કાનને આનંદતા જે સજ્જનોના દિવસ પંડિત જનના સંસર્ગમાં મનને રોકવામાં જાય છે તેમનો જન્મ, તેમનું જીવિત બધું સફલ છે, તેમનાથીજ ભૂમિ ભૂષિત છે, તેમના વિનાના જે વિવેકહીન પશુવત્ જનો પૃથ્વીને ભારરૂપ છે તે તો નિષ્પ્રયોજન જ છે!-૧૩

જ્યાં ઉત્તમ સુજનસંગતિ નથી, જ્યાં પંડિતોના વિવાદ નથી, ધર્મકર્મનો જ્યાં વિચાર નથી, ત્યાંના નરો નર છતાં પશુતુલ્ય છે-૧૪

વિક્રમ રાજાના ઘરમાં તો સર્વે વિદ્વાન્‌જ હતાં, પક્ષી પણ અતિ વિદ્વાન્ હતાં-૧૫

શુકકુલને દીપાવનાર એવો વિદગ્ધમુખમંડન નામનો, મહારાજાને રમાડવાના રમકડારૂપ, અને નામ તેવાજ ગુણવાળો એક શુક ત્યાં હતો—૧૬

તેને છ મહીનાની મુદત આપીને રાજાએ કહ્યું કે સર્વ ઠેકાણાનાં કૌતુક જોઈને તારે પાછા આવવું—૧૭

જો છ મહીના પછી તું નહિ આવે તો હું મારા દેહને ચિતામાં સળગાવી મૂકીશ—૧૮

પોપટે કહ્યું કે જો હું જીવતો હોઈશ તો જરૂર આવીશ એ મારી પ્રતિજ્ઞા છે—૧૯

એમ કહીને પોપટ આકાશમાર્ગે ઉડી ગયો, અને આશ્ચર્ય જોતો જોતો ચાલ્યો—૨૦

કોઇક, સાત સાત માળની હવેલીઓવાળા, નગરમાં એક ચોખ્ખી ધોળી ભીંત ઉપર માર્ગના શ્રમથી થાકેલો શુક વીસામો લેવા બેઠો—૨૧

ત્યાં એક કન્યાઓનું ટોળુ ક્રીડા કરતું હતું, અને તેમાંની પ્રત્યેક કુમારિકા સ્વર્ગની નારીનું પણ માન મૂકાવે તેવી હતી—૨૨

તેમાંની એક કુમારિકા સખીઓ પ્રતિ બોલી કે મારી વાત સાંભળો—૨૩

પેલો જ પોપટ છે તે શુકકુલોત્તંસનું નામ વિદગ્ધમુખમંડન છે અને તે વિક્રમને પ્રાણથી પણ અધિક પ્રિય છે—૨૪

આવું સાંભળીને બધી સખીઓ તેને ધન્ય માનતી પૂછવા લાગી કે બહેન! તેં એ વાત શાથી જાણી?—૨૫

તેણે કહ્યું કે સાંભળો બહેનો! મારૂં મોસાળ ઉજ્જયિનીમાં છે, ત્યાં એકવાર મારા મામા સાથે હું રાજમંદિરમાં ગઈ હતી, ત્યારે આ પોપટને રાજાના હાથ ઉપર બેઠેલો જોયો હતો—૨૬—૨૭

એના ઇંગિતથી, આકારથી, એની ચેષ્ટાથી, એના ભાષણથી, તેમ એનાં આંખ પાંખ પગ આદિથી મને નિશ્ચય થયો છે કે એજ એ પોપટ છે—૨૮

જ્ઞાનનો સાર પ્રત્યય થાય એજ છે, અને ગોરસમાંથી ઘૃતની પેઠે સારને પ્રત્યક્ષઉપમાનાદિથી કાઢવો શક્ય છે—૨૯

હું એને બોલાવું અને જો એ ચાલતો મારા હાથમાં બેસે તો ખરી વાત નહિ તો ખોટી—૩૦

એમ કહીને તેણે શુકરાજને કહ્યું કે જોતું વિક્રમનો પોપટ હોય તો આવીને મારા હાથમાં બેશ—૩૧

એમ સાંભળતાંજ તે આવીને તેના હાથમાં બેઠો અને સર્વને માથું નમાવી નમસ્કાર કરવા લાગ્યો—૩૨

તેમણે સર્વેએ ફલ ફુલ જલથી તથા રત્ન મોતી જડેલાં સુવર્ણાભરણથી તેનું આતિથ્ય કર્યું—૩૩

છત્ર, રત્ન, પદ્મ, રક્તપુષ્પ, રવિમંડલ, ને કરકુડ્મલ ચાર વાર એમ તેણે બતાવ્યાં—૩૪

કહ્યું કે, હે શુકરાજ ! આ મારા મનમાંની સમસ્યા તારે વિદ્વજ્જનશિરોમણિ એવા શ્રીવિક્રમાદિત્યને કહેવી—૩૫

હે કીરકુલોત્તંસ ! કદાપિ તને જો એની વિસ્મૃતિ થશે તો તને બ્રહ્મ સ્ત્રીહત્યાનું પાતક લાગશે—૩૬

એ વાત સ્વીકારીને પોપટ વેગે ઉડી ગયો અને શ્રીવિક્રમાર્કવિભૂષિત એવી ઉજ્જયિનીમાં આવ્યો—૩૭

અવધિ પૂર્ણ થયો જાણીને વિક્રમરાજા જેવો સ્વજનોસમેત ચિતાપ્રવેશની તૈયારી કરે છે, તેવોજ રસ્તાના શ્રમથી થાકેલો, ક્ષુધાથી પીડિત પોપટ સર્વનાં હર્ષાશ્રુસમેત પૃથ્વી ઉપર પડ્યો—૩૮-૩૯

તે વખતે આખા જગત્માં જયજયકાર થઈ રહ્યો અને રાજા પોપટને લઈને પોતાના ગૃહમાં ગયો—૪૦

તેને ભોજનપાનાદિ કરાવી રાજાએ પૂછ્યું કે હે ઉત્તમ શુક ! કહે કે શું આશ્ચર્ય જોયું?—૪૧

એવું પૂછતાં પક્ષીએ સમસ્યાગર્ભિત વચન કહ્યું કે હે સ્વામિન્, એક નગરમાં એક કન્યાએ મને આટલાં વાનાં દેખાડ્યાં, છત્ર, રત્નોત્કર, પદ્મ, રક્ત પુષ્પ, રવિનું બિંબ–૪૨–૪૩

આનો અર્થ હું જાણતો નથી પણ એટલું જાણું છું કે હે ભૂપતિ! એ કન્યા, એની ચેષ્ટા અને એના ભાવથી, તમને અનુરક્ત છે એમ જણાય છે–૪૪

માટે હે ભૂમીંદ્ર! તમારે એ કન્યાને લેવા માટે સત્વર જવું જોઇએ નહિ તો તે નક્કી મરણ પામશે–૪૫

પછી વિક્રમાદિત્યે ઘણાક પંડિતોને પૂછ્યું પણ પેલી સમસ્યાનો અર્થ કોઇએ કહ્યો નહિ; કોઇનો મર્મ કેમ સમજાય?–૪૬

ત્યારે વિક્રમાદિત્ય જૂના બ્રાહ્મણવૃક્ષના શુભ્રમૂલથી નિર્મિત એવી ઉત્તમ પાવડીઓ લઇને, આશ્ચર્યપૂર્ણ અને અનેક કૌતુકપૂર્ણ એવા પૃથ્વીતલને વિલોકવા માટે, કૂવાના દેડકા જેવી વૃત્તિ તજી, નીકળ્યો–૪૭–૪૮

તું રાતી ચાંચ અને રાતા ચરણ વાળો કોણ છે? હંસ છું. ક્યાંથી આવે છે? માનસ સરોવરથી. ત્યાં શું છે? સુવર્ણનાં કમલનું વન અને અમૃતતુલ્ય જલ છે, છીપમાં પાકેલાં મોતી સાથે થયેલાં વૈડૂર્ય છે, અને ત્યાં શંબૂક વસે છે. એવું સાંભળીને બગલાને ખડખડ હસવું આવ્યું–૪૯

વિવિધ આશ્ચર્ય જણાય છે, સુજન દુર્જનનો પરિચય સમજાય છે, પોતાના સામર્થ્યનો પણ વિચાર આવે છે, માટે પૃથ્વી ઉપર ફરવામાં લાભ છે–૫૦

સંધ્યાકાલ પડતાં રાજા નગર બહાર ગયો, અને વિચારવા લાગ્યો કે જળ જંપ્યા પછી રસ્તે ચાલવું નહિ–૫૧

માટે લાવ આ વડના કોતરમાં પહેલી પહોર રાત કાઢું, એમાં પણ વ્યંતર ભૂત પ્રેત આદિ હશે તેમને જોઉં–૫૨

પાવડીને દૃઢ કરીને વડના કોતરમાં સુતો, તેવામાં રાત પડી એટલે ભૂતનાં અદ્ભુત બાલક ત્યાં આવ્યાં–૫૩

તેમની વચમાં એક સર્વેનો પૂર્વજ મોટો વૃદ્ધ ભૂત હતો તેને નમન કરીને બધાં યથાયોગ્ય સ્થાને બેઠાં–૫૪

પેલાં બધાં બાલભૂત વૃદ્ધને કહેવા લાગ્યાં કે અમે બહુ ભુખ્યાં થયાં છીએ અમને રુધિરાદિ કશું ભક્ષ કહીં પણ મળ્યું નથી–૫૫

વૃદ્ધે કહ્યું બાલકો! ખેદ મા કરો, ધીરજ ધરો, તમને સર્વને સવારમાંજ ઉત્તમ ભોજન મળવાનું છે–૫૬

બાલકોએ કહ્યું હે તાત! ક્યાં મળશે તે બતાવો, કે અમે તે સ્થાને શીઘ્ર જઇએ ને ક્ષુધા મટાડીએ–૫૭

વૃદ્ધે કહ્યું કે રાત્રીએ કશું શુભાશુભ બોલવું નહિ કેમકે પોતાનાં કાર્ય સાધનારા મહા ધૂર્ત ફરતા હોય તે સાંભળી જાય–૫૮

પરંતુ બાલકોએ બહુ આગ્રહ કરવા માંડયો અને તેને માથે ચઢવા લાગ્યાં અને રુદન કરી કહેવા લાગ્યાં કે હે તાત! ગમે તેમ હોય પણ કહો ને કહો–૫૯

બાલક, કદર્ય, અને વિશેષે સ્ત્રી એટલાંનો દુરાગ્રહ મટાડવો અશક્ય છે–૬૦

રુદન કરતાં એવાં તે બાલકોને છાનાં રાખી વૃદ્ધે અતિસ્નેહથી કહ્યું કે સાંભળો–૬૧

તમારા આગળ હું વિદ્વજ્જનપ્રિય એવી સર્વ વાત કહું છું તે તમે આદરપૂર્વક સાંભળો–૬૨

શ્રીમદ્વિક્રમાદિત્યનો વિદગ્ધમુખમંડન નામનો પોપટ છે તે આખા જગત્‌માં ફરીને આવ્યો છે–૬૩

તેણે એક સમસ્યા આણી છે પણ તે કોઇના સમજવામાં આવતી નથી, અને તે સમસ્યા સમજાતી નથી એટલે વિક્રમ જવાનો પણ નથી–૬૪

અને તે નહિ જાય એટલે મદનાતુર એવી તે કન્યા, અવધિ પૂર્ણ થતાં, કાષ્ઠભક્ષણ કરશે–૬૫

તેની સાથે ઘણોક સ્વજનવર્ગ પણ ચિતામાં પડશે, એટલે તમારે સારૂ ભક્ષ તે ઠામે પેદા થશે–૬૬

બાલકોએ આટલું સાંભળી વૃદ્ધની દાઢી પકડીને પૂછવા માંડયું કે હે તાત! એવી તે શી સમસ્યા છે? અમને સમજાવો--૬૭

સરલા સુદ્ધ સુહાવા સસણેહા અમીય સારિચ્છા
કસ્સ ન હરંતિ હિયયં બાલાણઈ મમ્મણોલ્લાવા--૬૮[1]

એમ બાલકોના આગ્રહથી વૃદ્ધે સમસ્યા કહેવા માંડી એટલે વિક્રમાર્ક પણ વડના કોતરમાંથી તે સાંભળવા તૈયાર થયો--૬૯

રાજાની પુત્રી રત્નપુરમાં પદ્મિની પુષ્પ મંજરી છે તે આ રાજાને અનુરક્ત થઇ છે ને વયે બારવર્ષની છે, કલિ જેવા તેના સ્તન છે, ને દશમી અવસ્થાએ પહોચેલી છે, એટલે જો દશ દિવસમાં નાહ આવો તો દશે પ્રાણ તજશે--૭૦--૭૧

અદ્દહમત્તયણા ચારૂ ત્તિય મિત્તેહિં અવદિવસેહિં
એ યાવથં પત્તા ઇત્તીય વિત્તેહિં દિવસેહિં--૭૨

પાંચ ઇંદ્રિય, ત્રિવિધ બલ, ઉચ્છ્વાસનિઃશ્વાસ, એ દશ પ્રાણ ભગવાને કહેલા છે, એમનો વિયોગ તેજ મરણ--૭૩

આવું સાંભળીને વિક્રમાર્કમહીપાલ પેલી પાવડીથી આકાશમાર્ગે ઉડયો એમ સમજીને કે હવે વિલંબનો વખત નથી--૭૪

તુરત રત્નપુરમાં જઇ પહોચ્યો, અને તેના પિતાએ બહુ પહેરામણી સમેત આપેલી એવી પદ્મિનીને પરણ્યો--૭૫

ત્યાંથી કૌતુક જોવા માટે રાજા ચાલ્યો, અને ગિરિ, ગવ્હર, વન, ગ્રામ, પુર, આદિ જોવા માટે નીકળ્યો--૭૬

ફરતો ફરતો એકવાર સંધ્યાકાલે એક વૃક્ષતલે આવ્યો, એ વૃક્ષ ઉપર એક ચિરાયુ એવો અદ્ભુત ભારંડ પક્ષી હતો--૭૭

એ પક્ષી ઘણું વિચિત્ર હોય છેઃ તેને ત્રણ પગ હોય છે, બે જીવ ને બે મુખ હોય છે, પણ તેને પેટ એકજ હોય છે--૭૮

---

૧. સરલ શુદ્ધ સ્વભાવવાળા સ્નેહપૂર્ણ, અમૃત જેવા, બાલકોના સહજ ઉલ્લાપ કોનું હૃદય હરતા નથી?

રાત્રીએ તેના પરિવારનાં બીજાં પક્ષી ત્યાં આવ્યાં, અને બધાં પરસ્પર વાતો કરવા લાગ્યાં--૭૯

ચરવા ગયાં હતાં ત્યાં કોણે શું આશ્ચર્ય દીઠું? એમ પૂછતાંજ તેમનામાંનો એક રુદન કરતો બોલ્યો--૮૦

બીજાંએ પૂછ્યું કે ભાઇ તું રુદન કેમ કરે છે? તારે શું દુઃખ છે તે અમને કહે--૮૧

તેણે કહ્યું દુઃખ તે કોને કહું? કહેવાથી શું વળે તેમ છે? કહેવાથી બીજાં પણ ભય પામી રોવાજ લાગશે--૮૨

સમુદ્રની જેને મેખલા છે એવી સમસ્ત પૃથ્વી ઉપર ફરતાં અમે એવો એક પણ ગુણવાન્ પુરુષ ના દીઠો કે જેના આગળ. હૃદયમાં દીર્ઘ કાલથી ભરેલાં દુઃખ કે સુખ એક ક્ષણ કે અર્ધ ક્ષણ પણ કહી ને વીસામો પામી શકાય--૮૩

સો કો વિનચ્છિ સૂઅણો જસ્સ કહિજ્જતિ હિયઇ દુખ્ખાઇં
અવંતિ જંતિ કંઠે પુણોવિ હિયયે વિલજ્જંતિ--૮૪
જા દુખ્ખંનવિ જાણઇ જો નવિ દુખ્ખસ્સ ભંજણ સમથ્થો
જો નવિ દુહીએ દુહીઉ તા કીસ કહિજ્જએ દુખ્ખં--૮૫[1]

ત્યારે તેમણે પાછું આદરપૂર્વક પૂછ્યું કે ભાઈ વાત તો કહે, કદાચિત્ તેનો ઉપાય પણ થઇ આવે--૮૬

જે પોતાના મનની વાત હિતૈષી મિત્રોને કહેતો નથી તેને સ્વજનો સદા દ્રોહક કહે છે--૮૭

આપે છે, લે છે, ગુહ્ય પૂછે છે, કહે છે. ખાય છે, ખવરાવે છે, એમ ૭ પ્રકારનું પ્રેમલક્ષણ છે--૮૮

અત્યાદરથી પૂછતાં પક્ષીએ કહ્યું સાંભળો કે સમુદ્રમાં એક બેટ છે તેમાં પ્રેતપુર નામનું નગર છે--૮૯

---

૧. એવો કોઈ સજ્જન નથી કે જેને હૃદયનું દુખ કહી શકાય; દુખ હોડે આવે છે ને હૈયામાજ સમાય છે જે દુઃખને જાણે નહિ, જેનામા દુઃખ ભાંગવાની શક્તિ નથી, અને જે દુઃખે દુ.ખી નથી, તેના આગળ દુખ શા માટે રડવું?

ત્યાં એક માંસાહારી રાક્ષસ રાજા છે, તેને રોજ એક એક મનુષ્ય એક એક ઘેરથી આપવામાં આવે છે--૯૦

ત્યાં મારા પ્રાણથી પણ પ્રિય એવો મારા પૂર્વભવનો ભાઇ રહે છે એવું મેં જ્ઞાનીને મોઢેથી જાણ્યું છે--૯૧

તે વૃદ્ધને એક પુત્ર છે તે સુરૂપ છે, ગુણવાન્ છે, અને ઉત્તમ ગુણથી વિખ્યાત છે--૯૨

તે પુત્રનો હવે વારો આવ્યો છે એટલે તે વૃત્તાન્તથી હે ખગોત્તમ! મને બહુ દુ:ખ થયું છે--૯૩

મિત્તત્તણુ તસ લહીઇ જં દુદ્ધહ નીરસ્સ
આવત્તણુ અપ્પુંસહઇ રેસ ન જાણઇ જસ્સ--૯૪[2]

તેજ મિત્ર કે જે વિપત્તિમાં પણ મિત્ર રહે, જે પુરુષાંતરને જાણનારા તેજ પંડિત, ત્યાગી તેજ કે કૃશધન છતાં પણ વહેંચીને ખાય, ને બદલાની આશા વિના કરનાર તેજ પરોપકારી--૯૫

બાલસ્સ માઇ મરણું ભજ્જામરણું ચ જુવ્વણચ્છસ્સ
થેરસ્સ પુત્તમરણું તિન્નિ વિ ગુરુયાઇં દુખ્ખાઇં--૯૬[3]

માટે હું ભાઇના દુ:ખથી પીડાઇને ગદ્ગદકંઠે બોલું છું મારૂં બીજું શું ચાલે?--૯૭

ભાઇના દુ:ખથી દુ:ખ પામતો હું રાત્રીએ ત્યાં જઇશ, અને તેના દુ:ખનો ભાગીઓ થઇશ એજ મારૂં કામ છે--૯૮

જેના રોષથી ભય નથી, તોષથી લાભ નથી, અર્થાત્ નિગ્રહ નથી કે અનુગ્રહ નથી, તેજ પુરુષ પુરુષાધમ જાણવો -૯૯

આ સાંભળીને વિક્રમે મનમાં વિચાર કર્યો કે હું આ ભારંડ પક્ષીની સાથે જાઉં--૧૦૦

---

૨. મિત્રતા તો તેજ કે જે દૂધ અને જલની; મિત્રની વિપત્તિમા પોતપોતાનુ તન અર્પે છે.

૩. બાલકની માતા મરે, યૌવનસ્થની ભાર્યા મરે, ને વૃદ્ધનો પુત્ર મરે એ ત્રણે મહાભારત દુ:ખ છે.

પોતાનું ધન કે પોતાના પ્રાણ પણ આપીને પરોપકાર કરવો, પરોપ-કાર કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે સો યજ્ઞ કરતાં પણ મળતું નથી--૧

ધનથી દાન, વાણીથી સત્ય, જીવનથી ધર્મ તથા કીર્તિ, અને શરીરથી પરોપકાર. એમ અસાર વસ્તુથી સારને લેવો--૨

મારાથી જે કાંઈ બનશે તેનાથી તે પ્રાણીનું દુઃખ જશે, રાક્ષસ મરશે, અને આખા પુરના લોકનો જીવ બચશે--૩

એવામાં પેલો પક્ષિરાજ, પોતાના ભાઈના દુઃખથી માહાદુઃખ પામતો, આકાશે ઉડી ને પ્રેતપુરમાં ગયો--૪

પરદુઃખભંજન શ્રીવિક્રમાદિત્ય પણ તેના ગયા પછી પેલી પવનપા-વડીએ બેશીને તેજ દ્વીપમાં ગયો-૫

ગામને સીમાડે રાક્ષસનો મહેલ જે સાંકળોએ સાચવેલો અને યમ-મંદિર જેવો હતો ત્યાં પોતે ઉતર્યો --૬

પાસે આવીને જોવા લાગ્યો તો રાજાએ ત્યાં આગળ પેલા દીન માણ-સને જોયો--૭

તેને આંસુની ધારા ચાલતી હતી, શોકનો પાર ન હોતો, શ્વાસ માતો ન હોતો, ભયથી તે ચકિત હતો, તેને હીક ભરાઈ ગઈ હતી,અને તેનાં અંગ શિથિલ થઈ ગયાં હતાં--૮

નરકમાં કીડો કે સ્વર્ગમાં ઈંદ્ર તે ઉભયને જીવવાની આશા અને મરણનું ભય સમાન છે--૯

પુત્તસમં નત્થિ સુહં પુત્ત વિઓમાનુ તહ દુહ નત્થિ
- મરણભયં પરમદુહં પરમસુહં જીવિયં તસ્સ-- ૧૦

સર્વે યજ્ઞ ઉત્તમ દક્ષિણા પૂર્વક સમાપ્ત કરેલા ને એક પાસા, ને એક તરફ સર્વ તીર્થ, પણ એ ઉભય કરતાં પ્રાણીના પ્રાણની રક્ષા તે અધિક છે--૧૧

તે દીન પુરુષને જોઈને શ્રીવિક્રમ અતિદયા લાવી બોલ્યો હે ભયભીત! તું સુખે તારે ઘેર જા --૧૨

---

૪. પુત્ર સમાન સુખ નથી, પુત્ર વિયોગ સમાન દુઃખ નથી· મરણભય એ પરમદુઃખ છે, અને જીવિત પરમ સુખ છે

તારા કુટુંબને મેં જીવિતદાન આપ્યું એમ સમજ, અને હવે રાક્ષસનો કશો ભય મા કર–૧૩

આવું સાંભળી બહુ હર્ષ પામીને રાજા પ્રતિ બોલ્યો કે અહો! આપ ભાગ્યવાને મને જીવિત આપ્યું તેથી હું બહુ ખુશી થયો છું ૧૪

ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય, શૌર્ય આદિ ઉત્તમગુણયુક્ત ભૂપાલ એજ સ્થાને જે શિલા હતી તે ઉપર બેઠો–૧૫

એટલામાં પેલો પાપી, યમરૂપ, રાક્ષસ, ક્રૂરલોચન કરીને અને નેત્રમાંથી ઝરતા અંગારા વડે તથા ચઢાવેલી ભ્રૂકુટીથી મહા વિકાલ વદન કરીને ત્યાં આવ્યો–૧૬

પણ રાજાને અતિઆનંદયુક્ત જોઈ બોલ્યો કે આવો મહાપરાક્રમી અને સાહસવાળો તું કોણ છે?–૧૭

તું મરણથી ભીત નથી, તારૂં શરીર કાંપતુ નથી, તારૂં વદન પણ દીન થયું નથી, તું કોણ છે તે કહે?–૧૮

રાજાએ કહ્યું રાક્ષસ! મારા સ્વરૂપનું તારે શું કામ છે? તું તારૂ કામ કર ને તારૂં ભક્ષ લેઈ લે –૧૯

જે લોકનાં કૃત્ય બાકી હોય છે તે મૃત્યુથી બીહે છે પણ જે કૃતકૃત્ય છે તે લોક તો મૃત્યુને પ્રિય ગણી તેની વાટ જુએ છે–૨૦

ધીરેણય મરીયવ્વં અવસ્સ કાયરેણ મરીયવ્વં
ધીરત્ત કાયરાણઈ વરં તુ ધીરત્તણં જન્મ–૨૧[1]

આવું સાંભળીને રાક્ષસે રાજાને હિતવચન કહ્યું કે હે સાત્વિક! તારા ઉપર હું પ્રસન્ન છું, મરજીમાં આવે તે વર માગ–૨૨

સ્વર્ગ મૃત્યુ કે પાતાલ કહીં પણ તારા જેવો, પારકાને માટે પ્રાણને તૃણની પેઠે તજનારો, મેં કોઇ જોયો નથી–૨૩

રાજાએ કહ્યું કે જો તું પ્રસન્ન થયો હોય તો મારી એટલીજ વિનાત છે કે તારે આજથી કોઇના પ્રાણ લેવા નહિ.–૨૪

---

૧ ધીરને એ મરવુ છે ને કાયરને મરવુ છે, તો કાયરને ધીરમાથી ધીરનો જન્મ સફલછે.

રાજાનું અમૃત જેવું વચન રાક્ષસે સ્વીકાર્યું, અને એમ રાજાએ એ દ્વીપના લોકને અભય આપ્યું--૨૫

આ ધર્મકાર્ય કરીને પેલી પાવડીએ ચઢી પુણ્યપૂરપૂર્ણ શ્રીવિક્રમ ઉજ્જયિનીમાં આવ્યો--૨૬

આવી આશ્ચર્યકારક કથા કહી રહીને ભોજને મદનમંજરીએ કહ્યું કે જે આવું કાર્ય કરી શકે તેજ સિંહાસનને યોગ્ય છે--૨૭

વિબુધને પણ અગમ્ય એવો શ્રીવિક્રમનો કથાપ્રબંધ સાંભળીને કારુણ્યનિધાન શ્રીભોજરાજ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો--૨૮

શ્રી વિક્રમાદિત્યના રામચંદ્રસૂર્યુક્ત સિંહાસનપ્રબંધની અગીઆરમી કથા થઇ--૨૯

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની એકાદશમી કથા.

---

શુભદિવસે શુભસામગ્રી કરાવી ને માલવાધીશ સુંદરગુણયુક્ત મિત્રો-સમેત શુભસભામાં આવ્યો--૧

નૃપેંદ્ર શ્રીવિક્રમનો વેષ તેણે છત્રચામરઆભૂષણાદિથી સાધ્યો હતો--૨

યોગ્યતા પ્રમાણે યોગ્ય દાન અપીનેરાજા સિંહાસને બેસવા આવ્યો--૩

જેવો એ ઉત્તમ સિંહાસન ઉપર તે બેસવા જાય છે કે બારમી પૂતળી શૃંગારતિલકા બોલી ઉઠી--૪

ધીમે ... અધિષ્ઠાતા છીએ એવા આ ઉત્તમ સિંહાસન

સોમાં[1] એક શૂર પાકે છે, હજારમાં એક પંડિત પાકે છે, લાખમાં એક વક્તા પાકે છે, અને દાતા તો થાય કે ના થાય--૭૮

બાલક, સ્ત્રી, તાપસ, ગાય, એટલાં અવધ્ય છે; તેમને હે અધમ! જે માણસ મારે છે તે અધમાધમ છે--૭૯

---

૧. ઘરમાં કે મહોલ્લામાં કૂદવામાંનો બધાએ સમર્થ છે, પણ સમરાંગણમાં દેવતા જેવા કોઇકજ શૂર હાથ ચલાવી શકે છે.

કોઇ મૂર્ખ, ગરુડનો વેષ ધારણ કરીને વિષ ખાય તો તેને શું એવું ઘોરવિષ મારી નહિ નાખે?—૭

ઘણાએ બહુરૂપીઓ દેવતાનો વેષ ધરે છે માટે તેઓ ભીખારી શું દેવતાંશ થઇ જાય છે?—૮

કેટલાક માણસો હાથી, ઘોડા, આદિનાં રૂપ ધરે છે માટે શું તે હાથી ઘોડા આદિના જેવડા થઈ જાય છે?—૯

સત્પુરુષોએ ક્યારે પણ વિષને અમૃત કહ્યું નથી, અને કોઈ તેમ માને તો અવશ્ય મરણ પણ પામેજ—૧૦

તેમ તમે ગમે તેવો વિક્રમનો વેષ કર્યો છે પણ તેટલાથી તમારી ને તેની કોઇ રીતે સમાનતા થતી નથી—૧૧

જેનું ઔદાર્ય એ શ્રીવિક્રમના જેવું હોય તે આ સિંહાસન ઉપર સુખે બેસે—૧૨

ત્યારે ભોજભૂપાલે શૃંગારતિલકાને કહ્યું કે તેનું ઔદાર્ય કેવું એક હતું તે હે પંડિતા! મને કહો—૧૩

આવું પૂછતાં શૃંગારતિલકાએ અતિચાતુર્યયુક્ત એવું ચારુવચન ભોજને કહેવા માંડ્યું—૧૪

વાણિજ્યથી ધનપ્રાસાદ કરીને કોઈ વાણીઓ મરી ગયો. તેનો પુંત્ર હતો તેણે ધનમાત્ર ઉડાવી દીધું ને પછી રખડવા નીકળ્યો તો ફરતે ફરતે નાળીએરના વનમાં આવ્યો. ત્યાં રાત્રીએ રોતી કોઇ સ્ત્રીને સાંભળી તે વૃત્તાન્ત તેણે રાજાને કહ્યો. રાજાએ ત્યાં જઇ હાથમાં ખડ્ગ લઇ તે સ્ત્રીને પીડનાર રાક્ષસને હણ્યો, ને પોતાને જે સુવર્ણકુંભ મળ્યા તે પેલા વણિક આને આપ્યા—૧૫—૧૬

… મા આવ તે વર માગ—૨૨

સ્વર્ગ મૃત્યુ કે પાતાલ કહીં પણ તારા જેવો, પારકાને માટે પ્રાણને તૃણની પેઠે તજનારો, મેં કોઇ જોયો નથી—૨૩

રાજાએ કહ્યું કે જો તું પ્રસન્ન થયો હોય તો મારી એટલીજ વિનંતિ છે કે તારે આજથી કોઇના પ્રાણ લેવા નહિ.—૨૪

૧. ધીરને એ મરવુ છે ને કાયરને મરવુ છે, તો કાયરને ધીરમાથી ધીરનો જન્મ સફલછે.

સ્ત્રીઓ શીલયુક્ત હતી, લોક સત્યપરાયણ હતા, ને અકાલમરણાદિ ભય કોઈને પીડતા નહિ–૧૯

'ત્યાં ભદ્રસેન નામનો, રાજાનો માનીતો, કોટિધ્વજનો ધણી, વિશેષજ્ઞ, એક વહેવારીઓ હતો--૨૦

તેને સૌભાગ્યૈકનિધિ અને ભાગ્યશાલી પુરંદર નામનો પુત્ર હતો જેને બાલપણુમાં ભણાવી ગણાવી કામકાજમાં કુશલ કરેલો હતો -૨૧

રતિ જેવી સુંદર અને અતિયોગ્ય એવી કન્યા સાથે પરણાવેલો હતો; તે પિતાએ પ્રાપ્ત કરેલા ધનને તો માતાના સ્તનપાન જેવું ગણતો હતો--૨૨

'થોડેક દિવસે 'તેનો પિતા મરી ગયો એટલે પુરંદરે નિઃશંક થઇને વિત્ત વાપરવા માંડયું--૨૩

પીયઇર વિઢત્તઇં દાવિડઇં વિચ્છરં કોઇ ન કરેઇ
સઇં વિઢત્તઇં સઇં હવઇં વિરલા જિણુણિ જણેઇ–૨૪

પિતા પાસેથી આવેલી લક્ષ્મીને માતા પિતા જેવી જાણવી અને પુત્રે તેનો ધર્મમાંજ વ્યય કરવો, પણ કદાપિ ઉપભોગમાં તેને લેવી નહિ--૨૫

પણ એ રીતે અસદ્ વ્યય કરતા પુરંદરને અનેક યુક્તિથી સર્વેએ વારવા માંડયો–૨૬

ઉપાર્જિત વિત્તનો દાનરૂપત્યાગ એજ તેનું રક્ષણ છે; જેમ તળાવમાં પાણી પૂર્ણ ભરાતાં પરીવાહ એજ [illegible]

ધીમે [illegible]સ વિરલા વાહઈ હથ્થ--૭૭'

સોમાં એક શૂર પાકે છે, હજારમાં એક પંડિત પાકે છે, લાખમાં એક વક્તા પાકે છે, અને દાતા તો થાય કે ના થાય--૭૮

બાલક, સ્ત્રી, તાપસ, ગાય, એટલાં અવધ્ય છે, તેમને હે અધમ ! જે માણસ મારે છે તે અધમાધમ છે -૭૯

૧. ઘરમાં કે મહેલામાં કૂદવામાંતો બધાએ સમર્થ છે, પણ સમરાંગણમાં દેવતા જેવા કોઇકજ શૂર હાથ ચલાવી શકે છે.

હે લક્ષ્મિ ! તમને પ્રસવ આપવાથી જલનો રાશિ તે રત્નાકર થયો, તમારા પાણીનું ગ્રહણ કરતાં તમારો પતિ ત્રિલોકનાથ થયો, તમારો પુત્ર હોવાથી કંદર્પ પણ જનચિત્તને ચોરનાર મહા સમર્થ થયો, મને એમજ લાગે છે કે મહત્ત્વ પ્રાપ્તિ જે છે તે સર્વત્ર તમારેજ આધીન છે-૩૨

કાણો, કાળો, ગોવાળીઓ, માતા વિનાનો, અશક્ત, છતાં લક્ષ્મીથી અલંકૃત હોવાને લીધે પુરુષોત્તમ કહેવાયો-૩૩

અગુણજ્ઞ પણ ગુણી થાય છે, કુરૂપ સુરૂપ થાય છે, મૂર્ખ પણ વિદ્વજ્જનોમાં માન પામે છે, લક્ષ્મીથી બધું બને છે-૩૪

ભુખ્યાથી કાંઈ વ્યાકરણ ખવાતું નથી, તરસ્યાથી કાવ્યરસ પીવાતો નથી, કોઇએ છંદથકી કુલનો ઉદ્ધાર કર્યો નથી,-માટે સુવર્ણનેજ પ્રાપ્ત કરો, કલાવિદ્યા આદિ તો નિષ્ફલ છે-૩૫

આલસ્યનું નામ સ્થિરતા પડે છે, ચાપલ્યનું નામ ઉદ્યોગ થાય છે, મૂકત્વ મિતભાષણ કહેવાય છે, મુગ્ધત્વ આર્જવ ગણાય છે, પાત્રાપાત્રવિચારાભાવ ઉદારતા થઈ જાય છે, હે માતા લક્ષ્મિ ! તમારા સ્પર્શથી દોષ પણ ગુણ બની જાય છે-૩૬

સ્વજનોની આવી વાત સાંભળીને પુરંદર વહેવારીઆએ સ્વજનોને સ્પષ્ટ કહ્યું-૩૭

ટ [illegible] નહિ ભવિષ્યની ચિંતા કરવી નહિ, જે વિચક્ષણો
પીડનાર રાક્ષસને હણ્યો, ને પોતાને જે સુવર્ણ
આને આપ્યા-૧૫-૧૬ [illegible] મા આવે તે વર માગ-૨૨

સ્વર્ગ મૃત્યુ કે પાતાલ કહીં પણ તારા જેવો, પારકાને માટે પ્રાણને તૃણની પેઠે તજનારો, મેં કોઇ જોયો નથી-૨૩

રાજાએ કહ્યું કે જો તું પ્રસન્ન થયો હોય તો મારી એટલીજ વિનંતિ છે કે તારે આજથી કોઇના પ્રાણ લેવા નહિ.-૨૪

---

૧ ધીરને એ મરવુ છે ને કાયરને મરવુ છે, તો કાયરને ધીરમાથી ધીરનો જન્મ સફલછે.

પુરંદરે ધીમેધીમે પિતાએ પ્રાપ્ત કરેલું ધન સાફ કરી નાખ્યું, અને પાંચ વસ્તુવિનાનું સાક્ષાત્ નિર્ધનત્વ તેજ પ્રાપ્ત કર્યું—૪૨

અન્ન, ઘૃત, ગૃહ, ધાન્ય, ને વામણ, એ પાંચ; તે પાંચ વિનાનો થઈ દારિદ્ર્યમૂર્તિ બની રહ્યો—૪૩

સદ્રવ્ય છે તેજ વિષ્ણુની પેઠે સર્વ કાર્યમાં પૂજાય છે, અદ્રવ્ય છે તે મહાદેવ અને બ્રહ્માની પેઠે ગામ બહારજ રખાય છે—૪૪

જ્યાં જાય, સુવે, ખાય, બેસે, બોલે, ત્યાં ત્યાં એ પુરંદર લઘુતાને પામતો ચાલ્યો અને સ્વજનો તેનો તિરસ્કાર કરવા લાગ્યા—૪૫

ત્યારે પુરંદરે બુદ્ધિથી મનમાં વિચાર્યું કે અહો મારાં પૂર્વકર્મનું ફલ ઉદય થયું—૪૬

વાઘ અને મત્તગજેન્દ્રથી પૂર્ણ એવા વનમાં જવું તે સારૂ, ઝાડતલે વાસ કરવો અને પત્ર ફલ ખાઈ જલ પીને પડી રેહેવું તે સારૂ, તૃણની શય્યા કરીને ઝાડની છાલનાં વસ્ત્ર પહેરવાં તે સારૂ, પણ પોતાનાં ભાંડુમાં નિર્ધન જીવ્યું સારૂં નહિ—૪૭

વરિ હાલાહલ કવલીઉં વરિ અરિઘરિ કિય ભિખ્ખ
વરિ દાલિદૃહ વિવરીઉં ઉરિ ઘલ્લીય ખગ્ગં સુતિખ્ખ—૪૮
વરિ જલિ ઝંપા વરિ જલ ણિવારિ વિવરમ્મિ પાવસ્સ
વરિકરી ફુરસી ફારફણુ ફણવઈ વયણ આસસ્સ—૪૯
વરિ વઇરીય પયાસવૃક્ષિય વરિ વણિ હથ્થુ સારંગ
મા ઉણિ રસીરસ વિરલા વાહઈ હથ્થ—૭૭

[1] ...એક શૂર પાકે છે, હજારમાં એક પંડિત પાકે છે, લાખમાં એક વક્તા પાકે છે, અને દાતા તો થાય કે ના થાય—૭૮

બાલક, સ્ત્રી, તાપસ, ગાય, એટલાં અવધ્ય છે; તેમને હે અધમ! જે માણસ મારે છે તે અધમાધમ છે—૭૯

---

1. ઘરમાં કે મહેલામા કૂદવામાંનો બધાએ સમર્થ છે, પણ સમરાગણમા દેવતા જેવા કોઇકજ શૂર હાથ ચલાવી શકે છે

સર્વ દેશમાં ભમતો ભમતો મલયાચલ પાસે ગાંધપુર ગામ જે ગંધ-મય દ્રવ્યથી ભરેલું હતું ત્યાં આવી પહોચ્યો—૫૩

સુવર્ણ મેરુ કે રજતાદ્રિ તે શા કામના? તેમનો આશ્રય કરનારાં વૃક્ષ તો વૃક્ષજ રહ્યાં! એક મલયનેજ ધન્ય છે કે જેનો આશ્રય કરતાં નિંબ પટોલ આદિ સર્વ ચંદનજ થઇ જાય છે! —૫૪

એ પુરમાં રાત્રીસમયે કોઇ દેવાલયમાં, શ્રમાતુર પુરંદર વીસામો લેવા ગયો—૫૫

અતિચિંતાતુર હોઇ ચિંતાસમુદ્રમાં નિમગ્ન એવા એને એક ક્ષણ પણ નિદ્રા આવી નહિ—૫૬

તેમને નિદ્રા કયાંથી આવે કે જે ઋણ, વ્યાધિ, આદિથી પીડિત છે, કે જેમની સ્ત્રી સ્વાધીન નથી, કે જેમને માથે શત્રુ છે- ૫૭

જિણુણી જમ્મ પત્તી પીય સંગો જીવીયં ઘણાશા એ
પછીમ નિદ્રા વીય કામિણી વિ દુખ્ખહિં મુચ્ચંતિ—૫૮

પુરંદરે ત્યાં રહે રહે રાત્રીએ મહાકરુણાર્દ્ર સ્વર સાંભળ્યો, ને દીન-વચનનું પણ બીભત્સરસ યુક્ત રોદન સાંભળ્યું—૬૦

હે પ્રાણનાથ! મને શા માટે મારો છો? મને શા માટે જીવ લે તેવા કોરડા હે નાયકોત્તમ મારો છો! -૬૧

૮. તમારી પ્રિયા તમારે આધીન હું વિધિયોગે થઇ ચૂકેલી છું, તમારા પીડનારે રાક્ષસને હણ્યો, ને પોતાન જ સુવર્ણ૩
આને આપ્યા—૧૫—૧૬ ... ...ના આવ તે વર માગ— ...ના લોકને

સ્વર્ગ મૃત્યુ કે પાતાલ કહીં પણ તારા જેવો, પારકાને માટે પ્રાણને તૃણની પેઠે તજનારો, મેં કોઇ જોયો નથી—૨૩

રાજાએ કહ્યું કે જો તું પ્રસન્ન થયો હોય તો મારી એટલીજ વિનંતિ છે કે તારે આજથી કોઇના પ્રાણ લેવા નહિ—૨૪

---

૧. ધીરને એ મરવુ છે ને કાયરને મરવુ છે, તો કાયરને ધીરમાથી ધીરનો જન્મ સફલછે.

આ ગંધપુરનો સ્વામી અમારો રાજા અનેક પ્રકારનાં શાંતિ આદિ કરેછે, પણ કોઇ પ્રકારે શાંતિ થતી નથી -૬૭

રાજા નિત્યે ગામના ચતુષ્પથમાં નગારૂ કરાવે છે કે જે કોઇ સાહસી આ અરિષ્ટની શાન્તિ કરશે તેને હું અર્ધરાજ્ય અને મારી સૌભાગ્યસુંદરી પુત્રી એટલું આપીશ--૬૮-૬૯

પુરંદર આવી આશ્ચર્યકારક વાત સાંભળીને તુરત શ્રીવિક્રમાદિત્ય પાસે ખબર કહેવા ગયો--૭૦

નરાધીશને નમસ્કાર કરીને, જેવું સાંભળ્યું હતું તેવું કહેવા લાગ્યો કે સ્વામિન્! ગંધપુરમાં મેં પ્રત્યક્ષ રોદન સાંભળ્યું--૭૧.

તે ઉપરથી વિક્રમાદિત્ય પુરંદરને લઇને, એ આશ્ચર્ય જોવા સારૂ ગંધપુર તરફ ગયો--૭૨

સાહસગુણપૂર્ણ એવો શ્રીવિક્રમ એ પુરના તેના તેજ દેવગૃહમાં હાથમાં તરવાર લઇને પુરંદર સાથે રહ્યો--૭૩

ત્યાં રાત્રીએ તેનો તેજ કરુણાર્દ્ર શબ્દ તેમણે સાંભળ્યો; તે સાંભળતાંજ ગૌરવાગ્રણી એવો રાજા શબ્દે શબ્દે ચાલ્યો--૭૪

રાજા વનમાં ગયો તો ત્યાં એક રાક્ષસ જોયો, તે એક કોરડો લઇને એક ભયભીત સ્ત્રીને મારતો હતો--૭૫

દયાનિધિ એવા ભૂપાલે ક્રૂર રૂપ ધારણ કરી કહ્યુ હે પાપી રાક્ષસ! હાથમાં શસ્ત્ર ઝાલ!--૭૬

ઘરભિચ્ચહ ચરિ મહિલીય હં કુદણ સવ્વ સમથ્થ
સમરંગણિ સુરાસરિસ વિરલા વાહઈ હથ્થ--૭૭[1]

સોમાં એક શૂર પાકે છે, હજારમાં એક પંડિત પાકે છે, લાખમાં એક વક્તા પાકે છે, અને દાતા તો થાય કે ના થાય--૭૮

બાલક, સ્ત્રી, તાપસ, ગાય, એટલાં અવધ્ય છે; તેમને હે અધમ! જે માણસ મારે છે તે અધમાધમ છે-૭૯

---

૧. ઘરમાં કે મહેલામા કૂદવામાંતો બધાએ સમર્થ છે, પણ સમરાંગણમા દેવતા જેવા કોઇકજ શૂર હાથ ચલાવી શકે છે.

માટે આ શેઠની અબલાને મૂકી દે, નહિ તો તને હમણાં યમલોકમાં પહોચાડીશ--૮૦

આવું કહેતાંજ વાઘની પેઠે કોપ કરીને, કરાળવદન કરી, રાક્ષસે વિક્રમને કહ્યું--૮૧

તેં કોઈ દરમાં ઘરોળીઓ, વીંછી, ઉંદર, જોયાં હશે પણ કોઈ ઠેકાણે કાલિનાગ જેવો ફણી જોયો નહિ હોય--૮૨

વગડે વગડે ફરતાં શશલાં, સાબર, મૃગ, તેં દીઠાં હશે પણ મત્તમાતંગને મારનારો કેશરી કહી નહિ જોયો હોય--૮૩

કાગડા, બગલાં, પોપટ, ચકલાં, એવાં બહુ તે જોયાં હશે પણ બે મુખના ભારડ કે ગરુડ દીઠા નહિ હોય--૮૪

જા જા, તારે રસ્તે જા, આ સ્ત્રીનું તારે શું કામ છે! પારકા કામ માટે મરવા તૈયાર શાને થયો છે!--૮૫

શીઆળ બકરાના યુદ્ધમાં મરી ગયો, અને આષાઢભૂતિથી છેતરાયા, પરકાર્યમાં દૂતિકાએ નાક ખોયું, એ ત્રણે દોષ પોતાને હાથે વહોરી લીધેલા હતા -૮૬

જે પુરુષ અવ્યાપારમાં વ્યાપાર કરવા ઇચ્છે તે ખીલી ઉપાડનાર વાંદરાની પેઠે મરણ પામે--૮૭

જા જા આ સ્થાનેથી દૂર જા, શા માટે મારો ભક્ષ થવા આવ્યો છે! કદંબની પેઠે તારૂ દધિ તું અન્યને અર્થે આપે છે--૮૮

કુલને અર્થે એકને તજવું, ગામને માટે કુલ તજવું, દેશને માટે ગામ તજવું, ને પોતાને અર્થે દેશ અને પૃથ્વી સર્વ તજવું--૮૯

આવું કહ્યું ત્યારે રાજાએ રાક્ષસને કહ્યું કે હે દયાહીન પાપી! હું તો પરોપકાર એજ એક વ્રત ધારીને બેઠેલો દાનેશ્વર છું--૯૦

સામો થા અને મારી સાથે યુદ્ધ કર, ને હાથમાં શસ્ત્ર લે, દીન, સુપ્ત, ભયભીત, ને શસ્ત્ર વિનાનો એવો રિપુ હોય તેને હું હણતો નથી--૯૧

આવું સાંભળતાં પારકાનું વંચન કરવા વાળો રાક્ષસ પોતાના હાથમાં કઠોર અને કાલરૂપ એવી તરવાર લેતો હવો--૯૨

પછી દેવ અને દૈત્ય એવા તેમનું દારુણ યુદ્ધ થયું, તેમાં બલવાન્ છતાં પણ રાક્ષસને રાજાએ હઠાવ્યો–૯૩

તેણે રાજાને જોરથી લાત મારી, અને લાગ જોઇને રાજાએ તેનું માથું તરવારથી કાપી નાખ્યું–૯૪

તે સમયે ગંધપુરમાં જયજયકાર થઇ રહ્યો, પાપીઓનું મરણ સર્વને હર્ષ પેદા કરે છે–૯૫

સર્પ, વ્યાઘ્ર, દુષ્ટસત્ત્વ, દુર્જન, રાક્ષસ, એટલાંનું ધાર્યુંજ જો થતું હોત તો જગત્નો પ્રલય થઇ જાત–૯૬

રાક્ષસનો વધ કરીને રાજા પેલી સ્ત્રી પાસે ગયો, અને પ્રણામપૂર્વક તેને પૂછવા લાગ્યો કે હે ભામિનિ! તમે અત્ર કોણ છો ?–૯૭

આ દુષ્ટ તમને કોરડાનો માર શા માટે મારતો હતો? બધી વાત મને કહો; હે અનઘે! કશો ભય રાખશો નહિ–૯૮

આવું પૂછ્યું એટલે રાજાને પેલી સ્ત્રીએ સ્ફુટ કહ્યું હે વીરાધિવીર! તમે ચિરંજીવો અને પૃથ્વીને પાલો–૯૯

તમારા પ્રસાદથી હે સ્વામિન્! હું જીવતા સુધી સુખી થઇ, તમને વિધિએજ મારા ઉપર પરોપકાર કરવા નિર્મેલા છે–૧૦૦

રાજાએ કહ્યું હે ભદ્રે! તમે કોણ છો? ત્યારે તેણે કહ્યું કે હું બ્રાહ્મણી છું, મારો પતિ વેદવેત્તા અને મહા પ્રસિદ્ધ પૌરાણિક હતો–૧

એક વાર તેને કોઇ યોગીએ નિધિપ્રદ મંત્ર બતાવ્યો, તેના આરાધનથી સોનાના ભરેલા નવઘટ પ્રાપ્ત થયા–૨

તે નિધીશ્વરાધિષ્ઠિત અને મહાપ્રભાવવાળા હતા, એટલે વાપરતાં છતાં કૂપજલની પેઠે કદાપિ ઉણા થતા ન હતા–૩

મારો પતિ એમ કુબેર જેવો નવનિધીશ્વર થઇ પડ્યો; હું રૂપલાવણ્યયુક્ત એવી તેની પ્રિયા હતી–૪

પ્રાગ્ભવનાકર્મયોગથી મને અનિષ્ટ થયું, કે તે મને બહુ પ્રકારે

ચહાતો પણ મારા મનમાં તેના ઉપર સ્નેહ આવતો નહિ. એથી તે દુઃખે પીડાઇને મરણ પામી ને રાક્ષસ થયો—૫—૬

રોજ, પૂર્વવૈરને લીધે, વનમાં લાવીને નિરાશ્રય એવી મને તિરસ્કાર કરે છે ને મારે છે—૭

આજ તમારા પ્રસાદથી હું નિરુપદ્રવ થઇ, પણ આપ જેવા પરોપકારીને હુ અભાગણી શું આપી શકુ ?—૮

પણ હે સાત્ત્વિકાધીશ ! મારે કોઇ છોકરું છૈયું છે નહિ, કોઇ દાયાદ નથી, માટે મારા સુવર્ણકુંભ જે પરિપૂર્ણ છે તે તમે લો—૯

એટલી કૃપા મારા ઉપર કરો એટલે હું પછીથી તપ કરીને મારા દેહનું કલ્યાણ કરૂ—૧૦

તમને જે અપાયતે ઓછું છે કેમ કે તમે મારા જીવના અપનારા છો, બધું આપી દઇને પણ માણસો પોતાનો જીવ સાચવે છે—૧૧

પિતા, માતા, બંધુ, ધન. ધાન્ય, ગૃહ, પુર, એ બધું જંતુમાત્રને ત્યાં સુધી વહાલું લાગે તે કે જ્યાં સુધી જીવ સાજો સમો હોય છે—૧૨

આપત્તિને માટે ધન સાચવવું, ધનથકી દારાને રક્ષવી, પણ આત્માને તો સર્વદા રક્ષવો—પછી ધનથી દારાથી કે ગમે તેથી—૧૩

તેણે બહુ આગ્રહ કરીને રાજાને તે દ્રવ્ય આપ્યું, અને વિક્રમે તે પુરંદરને આપ્યું—૧૪

પછી તે નગરનો રાજા વિક્રમ પાસે આવ્યો અને તેને સૌભાગ્યસુંદરી કન્યા ખુશીથી આપી—૧૫

તેને પરણાવી અને મહોત્સવ કરી ને ગંધપુરાધિપે વીદાય કર્યો, એટલે રાજા અવંતીમાં આવ્યો—૧૬

આટલી વાત કહીને શૃંગારતિલકાએ ભોજરાજાને કહ્યું કે જો આવું તમારૂ ઔદાર્ય હોય તો સિંહાસને બેસો—૧૭

આવી ઉત્તમ, શ્રવણસુખ આપનારી, રસપૂર્ણ કથા સાંભળીને દાનેશ્વર શ્રીભોજરાજા સભામાંથી ઉઠીને અતિ આનંદ પામતો પોતાના ભવનમાં ગયો—૧૮

રામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાર્કના સિંહાસનપ્રબંધની બારમી કથા સંપૂર્ણ થઇ--૧૬

## ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાયાં દ્વાદશમી કથા સંપૂર્ણ

---

વળી મુહૂર્ત આવ્યું ત્યારે ઉત્તમ સામગ્રી કરાવી ને વિદ્વજ્જનોસમેત રાજા સભામાં આવ્યો--૧

જેવો ભોજરાજા સિંહાસન ઉપર બેસવા જાય છે તેવી રતિપ્રિયા અતિ હર્ષથી બોલી--૨

હે વિદ્વજ્જનશ્રેષ્ઠ શ્રી ભોજરાજ! આ શુભ સિંહાસને બેસવું યોગ્ય નથી--૩

જો વિક્રમાદિત્યના જેવી દાનશીલતા હોય તો આ શુભસિંહાસને વિરાજો--૪

એ કાષ્ઠ પાષાણ અને ધાતુના કટકાનું બનેલું છે એમ નથી, પણ એ આનંદ અને સપ્રભાવ એવુ સિંહાસન દેવતાઓનુ બનાવેલુ છે--૫

આવા ભવ્ય સિંહાસનને તમારે તો નિત્ય પૂજા કરી નમન કરવું, કેમ કે ગુરુ અને દેવતાના પાદપીઠ પૂજ્યજ છે--૬

પ્રભાતસમયે પુષ્પાદિ અષ્ટપ્રકારથી બહુ ઉત્તમ રીતે, હે ભાગ્યવાન્ શ્રી ભોજ! તમારે એની પૂજા કરવી જોઇએ--૭

હે નરેશ્વર! આવા વૃથા પ્રયાસનો ખેદ શા માટે વેઠો છો? જે અયુક્ત ફલની આકાંક્ષા રાખે છે તેને વિધિ પણ નિવારણ કરે છે ૮

સુસ્વાદ અને સરસ એવી દ્રાક્ષા કાગડાને કદાપિ ઉચિત નથી, એટલાજ માટે દ્રાક્ષને પાકવાને વખતે તેને મુખપાક થાય છે ૯

પંડિત એક પગે ચાલે છે ને એક વડે ઉભો રહે છે,--આગળ પગ મૂકવાની જગો વિના પાછલું સ્થાન પંડિત તજતા નથી--૧૦

માટે હે રાજેન્દ્ર! તમે પણ તમારૂં જે હોય તે સિંહાસને બેસો, મેઘની ગર્જના સાંભળીને પાડા ગાંડા થાય છે તેમ ના કરો--૧૧

વિક્રમાર્કમહીપતિ તો ઐદાર્યગુણસંયુક્ત હતા, તેમને આ સિંહાસન ઇંદ્રે આપેલું હતું, એટલે તે ઉપર અન્ય મનુષ્ય યોગ્યજ નથી-૧૨

આવું સાંભળીને ભોજ રાજા રતિપ્રિયાને કહેવા લાગ્યો કે તેમનું ઔદાર્ય અને તેમની દાનચાતુરી કેવીક હતી ?-૧૩

રતિપ્રિયાએ, રોગીને પથ્ય અને હિત કહેવામાં આવે તેવું પથ્ય અને હિત વચન બોલી કે હે માલવભૂપાલ ! વિક્રમના ગુણની કથા સાંભળો --૧૪

એક બ્રાહ્મણનું રાજાએ રક્ષણ કર્યું તે ઉપરથી તેને દિવ્ય પ્રભાવવાળી એક મૂલી મળી પણ તે તેણે જતે જતે એક મહાદુઃખીને આપી દાધી; અહો એવા વિક્રમ કરતાં વધારે દયાવાન્ કોણ ?--૧૫

સુરૂપ અને કામદેવ જેવો રૂપવાળો એવો વિક્રમરાજા અવંતીમાં નિષ્કંટક રાજ્ય ચલાવતો હતો--૧૬

તે મહારાજા એકવાર વિવિધ આશ્ચર્યપૂર્ણ એવી પૃથ્વીને જોવા માટે માત્ર પોતાના હૃદયની સાહાય્યની સાથેજ વિચર્યો--૧૭

નવા નવા દેશમાં ભમતો, મહાતીર્થોને નમતો, પરોપકાર વિસ્તારતો, શુભમંત્રાક્ષર જપતો, દીનને સંતોષતો, પુણ્ય કરનારને પોષતો, દાનશીલનાં દર્શન કરતો, વિવિધગુણને વધારતો, તે અમૃતોદકપૂર્ણ અને રાજહંસના ગણથી શોભીતી એવી ગંગાને તીરે આવ્યો- ૧૮--૧૯--૨૦

પ્રાસાદ, હ્રદ, કુંડ, વાપી, મઠ, આશ્રમ, અશોકાદિવૃક્ષ, એ આદિથી તેના તટ શોભી રહ્યા હતા--૨૧

વેદવેદાંગકુશલ એવા ઉત્તમ વિદ્વજ્જનોનાં ગણથી, અને યોગયોગાંગપારગ એવા સિદ્ધોથી તે સેવાયલા હતા--૨૨

રાગદ્વેષરહિત, શૂન્યધ્યાનપરાયણ, ક્ષુત્પિપાસારહિત, એવા ઘણા ઋષિરાજ ત્યાં વિરાજતા હતા--૨૩

એ નદીને તીરે આવેલા મહાદેવના મંદિરમાં, દેવતાને નમન કરવા માટે, ઘણાક વિદ્વાનોને લઈને પોતે પેઠો --૨૪

વેદ અને વેદાંગના જાણનારા, તાર્કિક, વૈયાકરણી, જોતિષી, વૈદ્ય, સર્વ-

સિદ્ધાંતપારગ, છાંદસ, નીતિજ્ઞ, કવિઓ, એકકલા જાણનારા, કલામાત્રમાં પ્રવીણ, સાહિત્ય સમજનારા, પરસ્પર ઉત્તમશાસ્ત્રગોષ્ઠી કરનારા, ઉક્તિ-પ્રત્યુક્તિવચનથી સાક્ષાત્ સરસ્વતી જેવા જણાતા, વિચારચતુર, ચાતુર્યાદિ-ગુણયુક્ત, એવા ત્યાં પંડિતો હતા, એટલે તેમની વાત સાંભળીને રાજા ત્યાંજ બેઠા--૨૫- ૨૬--૨૭--૨૮

તેમનામાં કેટલાક થોડું ભણેલા, કેટલાક મધ્યમ; ને કેટલાક મિથ્યા-પાંડિત્યનું મહાડોળ કરનારા એવા હતા--૨૯

નવો ભણેલો વિદ્યાર્થી, કામુક, અને મત્તકૂટણી, એટલાં હાથીએ ચઢેલા મહાવતની પેઠે વિશ્વમાત્રને તૃણ જેવું જાણેછે--૩૦

જે મૂર્ખ લોકો પંડિતોની મધ્યે સુભાષિત બોલે છે, તે સામાના હાસ્યથી પોતે મરાય છે, એમ જાણતા નથી--૩૧

જે અશાસ્ત્રજ્ઞ લોકો ગર્વ કરીને સભામાં અશુદ્ધ ભાષણ કરે છે, તેમને આંખના અણસારા રૂપી ખડ્ગ વાગે છે, તેને તે જાણતા નથી--૩૨

અબુહા બુહાણ મજ્ઝે પઢતિજે છંદલખ્ખણ વિહીણા
ભમહગ્ગ ખગ્ગખુડયંસીસં તુટ્ટં ન જાણંતી--૩૩

મૂર્ખ સારો, મૌની સારો, નતાનન સારો, પણ શાસ્ત્રહીન અશુદ્ધ બોલનાર સભામાં સારો નહિ--૩૪

અજ્ઞ સહજે ખુશી થાય, જ્ઞાની તેથી પણ વધારે સહજમાં ખુશી થાય, પણ જરાક જ્ઞાનના છાંટાથી જે દાધાબળ્યું હોય તેને તો બ્રહ્માપણ રાજી ન કરી શકે--૩૫

કેટલાક ગર્વયુક્ત મૂર્ખ કાલકૂટ જેવા હોય છે અને પિચુમંદના ફૂલ જેવું કડવું વચન બોલે છે--૩૬

એ મદોદ્ધત પંડિતો એમ કરી રહ્યા છે તેવામાં તેમની વાણી સાંભ-ળીને રાજાએ કહ્યું--૩૭

આગમથી કે યુક્તિથી જે અર્થનું અધિગમન થાય તેની સોનાની પેઠે કસોટી કાઢીને તેનું ગ્રહણ કરવું, પક્ષપાતથી શો લાભ છે?--૩૮

સાંભળવા માટે કાન આપ્યા છે, બુદ્ધિ અને વાણી વિચારવા માટે

આપ્યાં છે, તો જે માણસ સાંભળેલાનો વિચાર કરતો નથી તે કાર્યને કેમ જાણી શકે?-૩૯

આંખો વતે વિષ, કંટક, સર્પ, કીટ, ઈત્યાદિને યથાર્થ તપાસીને ચાલો, અને કુજ્ઞાન, કુશ્રુતિ, કુદૃષ્ટિ, કુમાર્ગ, ઈત્યાદિ દોષનો યથાર્થ વિચાર રાખો, પારકાને અપવાદ આપવાથી શો લાભ છે?-૪૦

જ્યાં સુધી પારકાના વિશ્વાસ ઉપર કાર્ય કરવાની બુદ્ધિ છે ત્યાં સુધી વિપત્તિ આવી પડે છે; માટે પોતાના મનને પોતે પોતાની મેળે--વસ્તુ-વિચારમાં પ્રેરવું, આપ્તવચનો કાંઈ આકાશમાંથી પડનારાં નથી--૪૧

આવું સાંભળીને વિચારજ્ઞ એવા પંડિતો વિસ્મય પામ્યા અને પરસ્પરને કહેવા લાગ્યા કે અહો આની વાણીનો વૈભવ કેવો સારો છે!--૪૨

અહો આનો વાણીવિલાસ કેવો સારો છે! દક્ષતા દક્ષના જેવી છે! બૃહસ્પતિ જેવું ગુરુત્વ છે!--૪૩

વિશ્વનો પરાભવ કરનાર અને શુદ્ધ એવી જે કીર્તિ પછવાડે સ્વજનોથી સંભળાય છે અને જગત્‌માં પ્રસરેલી છે તેજ સ્તુત્ય છે--૪૪

એમ શ્રીવિક્રમાદિત્યે પોતાના ગુણનું વર્ણન સાંભળ્યું એટલે સર્વ વિદ્વજ્જનોની સમક્ષ મો નીચું નમાવી રહ્યો--૪૫

તેજ ઉત્તમ કહેવાય કે જે પોતાની સ્તુતિ થતાં ફુલાય નહિ, અને માણસોનાં વખાણ સાંભળીને નીચું જુએ--૪૬

પુંહિસંન ભણુસિ ભણીઉ વિહસિસિ હસિ હસ્સિ ઉણ જંપિ
સિપીયાંઈ ઉવણ માણવિણ કુખસિ મઅણ તુજ્ઝ ચરીયાંઈ--૪૭

એવામાં એક પુરુષ રૂપે અતિસુંદર, તથા પોતાની પ્રિયાના પ્રેમમાં વિહ્‌વલ એવો પ્રિયા સાથેજ ત્યાં આવ્યો--૪૮

તે પોતાની નારીસમેત કેટલીકવાર બેઠો, એટલે તેણે પણ શ્રીવિક્રમાદિત્યના ગુણનું વર્ણન સાંભળ્યું--૪૯.

પછી તેણે કહ્યું, હે વિદ્વજ્જનોત્તમ! તમારામાં કોઈ શૂર એવો ઉત્તમ ક્ષત્રિય છે?--૫૦

ત્યારે તેમણે ઉત્તર આપ્યું કે, અમે તો ભાઈ બ્રાહ્મણો છીએ, પણ વિક્રમાર્કે પોતાની ખરી વાત કહી દીધી કે હું એકલો ક્ષત્રિય છું--૫૧

હે ભાઈ મને કહે કે તારે ક્ષત્રિયનું શું કામ પડયું છે? ત્યારે તેણે કહ્યું કે ક્ષત્રિયો ઘણું કરીને સાહસવાળા હોય છે, એટલે હે ક્ષત્રિયવર! મારે ક્ષત્રિયનું કામ પડયુ છે; માટે તે કામમાં તમે મને સહાય થાઓ –૫૨--૫૩

સત્ત્વાધીશ શ્રીવિક્રમે કહ્યું કે કાર્ય મને બતાવો; તે કામ દુર્ઘટ હશે તો પણ હું ચિંતા રાખીને સુસાધ્ય કરી આપીશ–૫૪

ત્યારે પેલા પુરુષે કહ્યું હે પુરુષોત્તમ! મારો પૂર્વ વૃત્તાન્ત બરાબર સાંભળો કે મારા અહીં આવવાનું પ્રયોજન સમજવામાં આવે–૫૫

હું વિદ્યાધરાધીશ છું, વૈતાઢય દેવનો પ્રિય છું અને મહામહોત્સવથકી વિદ્યાધરાને પરણેલો છું–૫૬

સારા રૂપના ગર્વથી ઉન્મત્ત બનેલી તે મારે ઘેર આવી નહિ, અને હું તેનું ધ્યાન ધરતો વિરહથી પીડાવા લાગ્યો–૫૭

મદને પીડાઈને હું તેને સાતવાર તેડવા ગયો, પણ ઘર મૂકીને એ પ્રાણવલ્લભા નાશી જવા લાગી–૫૮

બહુ બહુ પ્રકારે માતાપિતાએ સમજાવી તો તે એમ બોલવા લાગી કે પ્રાણ જશે ત્યારે તેને ઘેર જઇશ–૫૯

મારી તો મિત્રોમાં બહુ હાસી થઈ, તેમ આવા દુર્ભાગ્યને લીધે મારી ભોજાઇઓનાં પણ ઉપહાસનો પાત્ર થયો–૬૦

ત્યારે મેં કોઇ જ્ઞાનીને પૂછ્યું કે, હે સ્વામિન્! મને કહો કે શા કારણથી મારી પ્રિયા મારે ઘેર આવતી નથી–૬૧

તેણે કહ્યું કે જો ભાઇ ગંગા-હૃદ આગળ શુભતીર્થ છે, તે કામિત અર્થ આપનારૂં, અને ધાર્યા કરતાં પણ અધિક ફલ આપનારૂં છે–૬૨

ત્યાં આગળ મંદિરમાં સર્વકામ પૂર્ણ કરનારી ત્રિપુરા બેઠેલી છે તેની ઉત્તમ પૂજા કરવાની બાધા રાખ, એટલે કામ થશે–૬૩

તે સાંભળીને તુરત મેં માનતા રાખી અને પ્રિયાને ઘેર ગયો એટલે તે બહુ હર્ષ પામી--૬૪

અંગને કુંકુંમ કાજલ આદિથી શણગારી, વિવિધ આભરણ પેહેરી, અતિસ્નેહથી તે મારી સાથે ચાલી–૬૫

મણિ, મંત્ર, ઔષધિ અને વિશેષે દેવમહિમા એનો વિશ્વવિખ્યાત પ્રભાવ અચિંત્ય છે–૬૬

તે દેવતાને નમન કરવા માટે હું આ તીર્થ ઉપર આવ્યો છું, અને મારૂં કાર્ય સિદ્ધ થયું એટલે માનતા પૂર્ણ કરવા ઈચ્છું છું–૬૭

માટે હે રાજા આ મારી પ્રિયાને તમારી બેહેન જેવી જાણીને, એટલી વાર સાચવજો, ઉત્તમ સ્ત્રીરૂપ જે દ્રવ્ય તે ઉત્તમની પાસેજ સોંપી શકાય--૬૮

રખવાળ વગરનો આંબો, દૂઝણી ગાય, વાણીઆનો સંઘ, રસ્તામાં પાકેલી બોરડી, એના ઉપર કોણ હાથ ન નાખે ?–૬૯

આમ્ર, રાજા વિનાની પૃથ્વી, નારી, વાણીઆનો સાથે, ને રસ્તે થયેલી પાકી બોરડી, તે ઉપર કોણ હાથ ન નાખે ?–૭૦

હું અહીં ઝંપલાવીને ત્રિપુરાના મંદિરમાં જઈશ, અને પૂજા સમાપ્ત કરીને તમારી પાસે આવીશ–૭૧

માટે હે ભાગ્યવાન્ મારી પ્રિયાનું ત્યાં સુધી રક્ષણ કરવું, હું બેજ ઘડીમાં અત્ર આવું છું--૭૨

એમ કહી, પ્રિયાને રાજા આગળ બેસાડી, જેવો જાય છે તેવીજ તે સ્ત્રી બોલી–૭૩

હે પ્રાણેશ ! ત્રિપુરાના મંદિરમાં હું પણ આવીશ, કે મારા પૂર્વકર્મનાં પાપનો નાશ થાય--૭૪

વળી હે પ્રાણેશ ! હું તમને હિતવચન કહું છું કે, રાંધેલું અન્ન, અને સ્ત્રી એટલાંને મૂકી છાંડવાં, એ અનર્થનું કારણ છે -૭૫

અદ્દંસણેણ પિમ્મં આવઇ અઇ દંસણેણ વિ આવઇ
પિશુણજણં જ પીએણવિ અવેઇ અઇ મેવઇ અવેઇ
અદ્દંસણેણ મહિલાજણસ્સ અવદંસણેણ નીઅસ્સ
મુદ્ધસ્સ પિસુણજણ જંપીએણ એમેવઇ ખલસ્સ—૭૭

જીવિત, મરણ, ભય, સુખ, દુઃખ, રણ, વ્યાધિ, સર્વમાં હું તમારી વામભાગની માલીક છું—૭૮

પિતા નિયમ પ્રમાણે આપે છે, ભર્તા, પુત્ર, સર્વ નિયમસરજ આપે છે; પણ નિયમ વિના ઈચ્છા પૂર્ણ કરનાર એવો તો એક પતિજ છે, એમ કોણ નથી માનતું ?-૭૯

કૌમુદી શશીની સાથેજ રહે છે: મેઘ સાથેજ વીજળી પણ લપેટાયલી રહે છે; પ્રમદાએ પતિને માર્ગેજ રહેવું, એમ જડ પદાર્થો પણ માને છે -૮૦

એમ બહુ આગ્રહ કરીને પેલી સ્ત્રી ત્યાં રહી નહિ, ત્યારે તેનો હાથ ઝાલીને નદીના કીનારા ઉપરથી પેલો અંદર ઉતરવા લાગ્યો--૮૧

જેવો તે પ્રિયાસમેત નદીની વચમાં પહોચ્યો તેવુંજ હિમાલય તરફથી મહાપૂર આવ્યું--૮૨

પૂરમાં તણાવા લાગ્યો એટલે તેણે બૂમો પાડવા માંડી કે, હે લોકો ! મને મારી પ્રિયા સાથે બહાર કાઢો--૮૩

લોકો તો મરણના ભયથી નિર્દય થઈ નાઠા, ભીખ માગનારા બ્રાહ્મણો જરાએ પાસે સરખા પણ ન આવ્યા—૮૪

રાજા શ્રીવિક્રમાદિત્યે મનમાં વિચાર કર્યો કે પરકાર્યમાંજ આસક્ત એવા તો વિરલજ હોય છે--૮૫

કાગડા પણ પારકાનો ઘાત કરીને પોતાના દેહનું રક્ષણ કરે છે, પણ પોતાના પ્રાણથી જે પારકા પ્રાણનું રક્ષણ કરે છે તેજ ઉત્તમોત્તમ છે--૮૬

રાજા એમ કહીને નદીના પૂરમાં, જલતારક પાવડી લઇને પડ્યો, અને ગરુડપક્ષીની પેઠે તુરત પેલાંની પાસે ગયો--૮૭

જલમાં બૂડતાં તે યુગલને એણે હાથમાં લીધું અને -હદદ્વીપમાં તેમને લઇને ગયો -૮૮

ત્યારે વિદ્યાધરે કહ્યું હે રાજશેખર! વીરાધિવીર! ભદ્ર! તમે મારી પ્રિયાસમેત મારૂં રક્ષણ કર્યું-૮૯

કરચલૂ પાણીએણ વિ અવસરદિન્નેણ મુઠીઉજ્જાઇ
પચ્છા મૂઆણ સુદરિ ઘડસઇ દિન્નેણ કિંતેણ-૯૦

પછી તો રણાદિથી શોભતા એવા રમ્ય દેવીમંદીરમાં પેલો વિદ્યાધર રાજાને તથા પોતાની પ્રિયાને લઇને ગયો- ૯૧

વિદ્યાધર ત્યાં, રાજાને તથા પ્રિયાને બહાર બેસારી, તુરત પોતાના કામ માટે અંદર પેઠો-૯૨

ત્રિપુરાના આગળ તુરત પોતાનું માથું છેદીને વિદ્યાધરે પોતાની માનતા પ્રમાણે પૂજા કરી-૯૩

જ્યાર થઇ ત્યારે પેલાં બન્ને અંદર ગયાં તો તેમણે પેલાને મસ્તક વિનાનો અને હાથમાં તરવાર લઇને પડેલો જોયો-૯૪

તે મરનારની પ્રિયાએ ભૂપ પ્રતિ મિતવચન કહ્યું કે, હું તો મારા પ્રિયની સાથે સતી થઇશ-૯૫

પાવસ સમઇ પવાસો જુવ્વણ સમઇ વજં દાલિદ્દં
પથમસ્રણેહ વિયેગો તીન્ની વી ગુરૂયાંઈં દુખ્ખાઇં-૯૬

રણઇ રણઇ ઘર રણઇ બાહિર દેઉલ વિ રણરણઇ
ઇક્કેણવિણા પિયમાણસેન રણરણઇતિ હૂયણં સયલં-૯૭

શસ્ત્રથી, જલપાનથી, વિષથી, કાષ્ઠભક્ષણથી, કે જીભ કરડવાથી, પણ હું મારા પ્રાણ તજીશ-૯૮

હે બધુ! જેણે મારે માટે ત્રિપુરાને પોતાનું જીવિત આપ્યું તેની પાછળ મારે અવશ્ય મરવુંજ ઘટે-૯૯

તમે મારૂં પીઅર છો, મારા પિતા છો, બંધુ છો, માટે અનુમરણના કાર્યમાં મને સહાય થાઓ-૧૦૦

રાજાએ આવું સાંભળીને કહ્યું અહો ! દૈવની ગતિ વિલક્ષણ છે, ધાર્યુ કાંઇક ને થયું કાંઇક-૧

અનુચિંતિજ્જઇ અનુ હુઈ અનુસિચ્ચઇ અનુખાઈ
જે ઉગ્ગિલ્લાસૂ તે ચિ થિરૂ જે થિરૂ તે હિ જાઇ-૨

અન્નં પરસ્સ કિ પુહુચ્ચિતિ હુઇ પરઇ અપ્પણો અન્નં
ઇયમ હામગણો ઇવ દુન્ને ઉદિન્ન પરિણામો-૩

સ્ત્રીઓ પોતાના પ્રિય પછવાડે અનુમરણ સાધે તેનો નિષેધ કોણ કરી શકે ? નદીઓ પોતાની મેળે સમુદ્રમાંજ જાય, તેને કોણ અટકાવે !-૪

માટે તું સુખે ચિતાપ્રવેશ કરી ને પતિ સાથે બળી મર, હું તને કાષ્ટ અગ્નિ આદિ સર્વ સામગ્રી કરી આપું છું-૫

તેને આવું કહીને મહા પરાક્રમી રાજાએ પેલી તરવાર પોતાના ગળા ઉપર મૂકી-૬

જેવો પોતાનું માથું કાપે છે તેવોજ તેનો હાથ ત્રિપુરાએ પકડ્યો અને કહ્યું કે તું શા માટે મને હત્યા ચઢાવે છે ?-૭

કોઇનું મસ્તક કારણ વિના હું લેતી નથી, જેની ઇચ્છા પૂર્ણ કરૂ તેનુંજ લેઉં છું-૮

આ પુરુષે તો પોતાના કાર્ય માટે પોતાનું મસ્તક આપ્યું હતું તે આપ્યું તો તેની પાછળ વિના કારણ તું તારૂ શા માટે આપે છે ?-૯

રાજાએ કહ્યું હે દેવિ ! તમે કામના પૂર્ણ કરનારાં છો તો મારૂ મસ્તક લઇ આને જીવાડો-૧૦

ત્યારે રાજાએ કહ્યું કે, મને ત્યારે તો બેવડો લાભ થયો કેમ કે મારા એક મસ્તકથી બે જીવશે-૧૧

ત્યારે ત્રિપુરાએ કહ્યુ, હું તને પ્રસન્ન છું, જે માગવુ હોય તે માગ. તારી નજરમાં આવે તે વર માગ-૧૨

ત્યારે વિક્રમે વિદ્યાધરનું જીવિત યાચ્યુ ને કહ્યુ, હે ત્રિપુરભૈરવિ ! જો પ્રસન્ન હોય તો આને જીવાડ-૧૩

ત્રિપુરાએ કહ્યું કે માથાને ધડ ઉપર બેસાડીને મારા રનાનનું જલ છાંટ એટલે જીવતો થશે-૧૪

એમ કર્યું એટલે પેલો પુરુષ તુરત જીવતો થયો, અને દેવીએ પણ રાજાના પરોપકારની સ્તુતિ કરી-૧૫

પેલું યુગ્મ મહાહર્ષ પામ્યું, અને ત્રિપુરાએ રાજાને એક મૂલ્ર આપ્યું ને કહ્યું કે, એ સર્વ કામને આપનાર છે, સર્વ રોગનો નાશ કરનાર છે, સર્વાર્થ સિદ્ધ કરનાર છે, અને સર્વને વશ કરનાર છે-૧૬-૧૭

આગ્રહ ઉપરથી રાજાએ તે સર્વાર્થસાધક એવું દેવીએ આપેલું મૂલ્ર લીધું-૧૮

રાજા પછીથી પેલા વિદ્યાધરને તેની પ્રિયા સમેત લઇને વારાણસીના મઠમાં આવ્યો-૧૯

વિદ્યાધરે કહ્યું હું કદાપિ તમારા ઋણમાંથી છૂટવાનો નથી, હે નરોત્તમ! તમે પ્રિયાસમેત મને જીવાડયો છે-૨૦

હે નરનાયક! આ શ્યામચિત્રકવેલ્ર લો, એનામાં એવો ગુણ છે કે વાપર્યા છતાં પણ ભંડાર કદાપિ ખૂટશે નહિ-૨૧

વેલ્ર આપીને વિદ્યાધર તો વૈતાઢ્ય પર્વત ઉપર ગયો, અને રાજા પણ પૃથ્વીપર્યટન માટે ચાલ્યો-૨૨

દરિદ્રી, ક્ષુધ્યા, તરસ્યા, રંક, ઋણી, સર્વને રાજાએ સર્વત્ર સુખી કર્યા-૨૩

અતિ ઉદાર અને પ્રાર્થનાનો ભંગ કરતાં ભય પામનાર એવા રાજાએ પેલું મૂલ્ર અને પેલી વેલ્ર પણ આપી દીધાં-૨૪

વીરશિરોમણિ એવો રાજા આખી પૃથ્વીને જોઇ પોતાના નગરમાં પાછો આવ્યો-૨૫

રતિપ્રિયાએ આટલું કહીને માલવાધીશ શ્રી ભોજને કહ્યું કે જો તમારૂ ઔદાર્ય આવું હોય તો આ આસને બેસો-૨૬

રતિપ્રિયનું વચન સાંભળીને ચતુર એવો શ્રી ભોજરાજા તુરત સર્વને વિસર્જન કરી પોતાના કામમાં લાગ્યો-૨૭

શ્રી રાયચંદ્રસૂર્યુક્ત એવા શ્રીવિક્રમાર્કના સિંહાસનપ્રબંધની તેરમી કથા થઇ-૨૮

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની તેરમી કથા.

---

વળી શ્રીભોજરાજા શુભદિવસે શુભલગ્ને શુભમુહૂર્તે સભામાં આવ્યો-૧

સામંત, મંત્રિવર્ગ, ગ્રામેશ, મંડલાધિપ, મિત્ર, સેવક, આદિ સર્વ તેમ નગરવાસી સમેત પોતે આવ્યો-૨

અભિષેકસામગ્રી કરીને જેવો આસને ચડે છે કે સિંહાસન ઉપરથી નરમોહિની પૂતળી બોલી-૩

ચૌદવિદ્યાની જાણવાવાળી એવી એ ચૌદમી પૂતળી બોલી કે, આ સિંહાસને બેસતાં તેજ શોભે કે જેનામાં વિક્રમાદિત્ય જેવો ઔદાર્યતાગુણ હોય: બાકી બીજાની તો હાસીજ થાય-૪-૫

સૂર્ય, ચંદ્ર, ઇન્દ્રધનુષ્, મેઘ, તારા, ઇત્યાદિ નજરે જોવાય છે, તેમને હાથે ઝાલવા કોઇ જાતું નથી-૬

તેમજ આ ઉત્તમ સિંહાસન દેવદત્ત છે; માટે હે ભોજ! નીતિજ્ઞ પુરુષે તો તેનું દર્શનપૂજનમાત્રજ કરવું-૭

આવું સાંભળી ભોજે નરમોહિનીને કહ્યું કે, તેનું ઔદાર્ય કેવુંએક હતું તે હે પંડિતે! મને કહો-૮

નરમોહિનીએ ભોજરાજને સ્ફુટ કહ્યું કે હે માલવાધીશ! શ્રી વિક્રમના ગુણનું વર્ણન સાંભળો-૯

દેશાન્તરમાં એક ઉત્તમ સિદ્ધે, પાંચ યક્ષે જે રાજ્ય આપેલું, તેની વાત સાંભળી સર્વ કામ સાધનારૂં ચિંતામણિરત્ન આપ્યું તે વિક્રમે રસ્તે જતાં એક દરિદ્રીને આપી દીધું-૧૦

પરાક્રમી, અને સત્કર્મમાં પ્રવૃત્ત રહી દુષ્ટ કર્મથી નિવૃત્ત એવો શ્રી વિક્રમાર્ક અવંતીમાં રાજ્ય કરતો હતો-૧૧

એકવાર કૌતુક જોવા માટે રાજા દેશાંતર ગયો, ને ભમતો ભમતો કેઇ ઉત્તમપુરમાં જઇ પહોચ્યો--૧૨

રસ્તામાં થાકી ગયેલો તેથી બહાર એક વાડીમાં ઘર હતું ત્યાં બેઠો, અને ત્યાં એક યોગીંદ્ર બેઠો હતો તેને નમ્યો--૧૩

તેણે કહ્યુ હે વિક્રમાદિત્ય! ક્યાંથી આવ્યા? એ સાંભળીને રાજાએ બહુવિસ્મય પામી પૂછ્યું કે, હે યોગીશ્વર! તમે મારૂં નામ ક્યાંથી જાણો છો? ત્યારે યોગીએ કહ્યુ કે જ્ઞાનદૃષ્ટિથી જાણું છું, અને મેં તમને અવંતીમાં દીઠા પણ છે--૧૪-૧૫

હે ભૂપ! હું ઠીક કહું છું કે તમે શા માટે આ રીતે ભમો છો? અને રાજ્યને તજીને રસ્તામાં એકલા વિચરો છો--? ૧૬

પગ અને અંગ ધૂળથી મેલાં થયાં છે, કપડાં મલિન થયાં છે, મુખ અને મસ્તક ઉપર ખેર ચોટયો છે, એમ ગમે તેવો ગુણરત્નનિધિ હોય તે પણ પથિક થાય તો પંથે જતાં ગરીબડા જેવો દેખાય-૧૭

પંથં સમા નથ્થિ જરા વિત્તાણુ સમો બધવો નથ્થી
પુત્તસમં નથ્થિ સુહં મરણસમો પરિભવો નથ્થી--૧૮

હે રાજા! સર્વત્ર વિઘ્નનો સભવ છે, ને પરરાજ્યમાં વિશેષે છે, માટે પ્રધાનપુરુષોએ કદાપિ એકલા ન ફરવું--૧૯

કુલમાં જે મુખ્ય હોય તેનું સર્વ પ્રયત્નથી રક્ષણ કરવું ઘટે, કેમકે તેનો નાશ થતાં કુલનો નાશ થાય, નાભિભંગ થતાં એકલા આરાથી કાંઇ ગાડું ચાલે નહિ--૨૦

રાજ્ય છે તે બહુ ચિંતાનું ભરેલુ છે, વૈરનું કારણ છે. અવિશ્વાસનું સ્થાન છે, માટેજ દુ:ખમય કહ્યું છે-૨૧

ગજ, સેવક, અશ્વ, રથ, લોક, ધન, એ સર્વથી સર્વદા રાજાનું રક્ષણ કરવું કેમ કે તેમનાથીજ બધું સચેતન છે--૨૨

યોગીએ આવું કહ્યું ત્યારે વિક્રમે કહ્યુ કે, હે યોગીંદ્ર! માણસને જે ભાવિ હોય તે થાય છે--૨૩

આ બાબત ઉપર હે યોગીશ્વર! મારે મોઢેથી એક વાત સાંભળો.-પાંચ યક્ષે ગયું રાજ્ય આપ્યું,-૩૫

પદ્મિનીખંડ નામનું ઘણા લોકથી ભરેલું પુર છે ત્યાં સર્વનાં નયનને આનંદ આપનાર જયશેખર રાજ્ય કરતો હતો:-૩૬

સુંદર, ગુણવતી, લાવણ્યનિધિ, શીલાદિસંપન્ન. એવી સૌભાગ્યસુંદરી નામની તેને રાણી હતી-૩૭

કામરસમાં પડીને તે એના ઉપર એવો મોહ પામી ગયો હતો કે વિષયમાં બંધાઇ રાતદિવસ તેનુજ ધ્યાન ધરતો-૩૮

દેશ, ગ્રામ, અમાત્ય, હસ્તિ, અશ્વ, રથ, સેવક, દાસ, આદિ કશાનો વિચાર કરતો નહિ-૩૯

સભામાં આવતો નહિ, રાજ્યચિંતા કરતો નહિ, રોજ રાણીને લઇને અંતઃપુરમાં પડી રહેતો-૪૦

સામંત મંત્રી આદિ સર્વએ તેને સમજાવ્યો પણ માન્યું નહિ, અને રાણીના સ્નેહમાં લંપટ થઇ જઇ તેણે તમામ રાજકાર્ય તજ્યું-૪૧

વિદ્વાનોએ કહ્યું મહારાજ! અતિ આદર કામનો નહિ, ધર્મ, અર્થ, કામ, મોક્ષ સર્વનું સેવન કરવું જોઇએ-૪૨

ત્રિવર્ગસાધન વિના માણસનું આયુષ્ પશુની પેઠે નિષ્ફલ છે, તેમાં પણ ધર્મ એજ મુખ્ય છે, તેના વિના અર્થ અને કામ નિષ્ફલ છે-૪૩

અતિરૂપથી સીતા હરાઇ, અતિગર્વથી રાવણ હણાયો, અતિદાનથી બલિ બંધનમાં પડયો-માટે સર્વત્ર અતિનો ત્યાગ કરવો-૪૪

યથાયોગ્ય વાર્યા છતાં પણ કામરૂપી વ્યસનમાં પડેલા તેણે સૌભાગ્યસુંદરીને પોતાની સોડમાંથી ક્ષણ પણ અળગી કરી નહિ-૪૫

સામંત, મંત્રી, દેશેશ આદિએ મળીને ત્યારે આવો વિચાર કર્યો કે જયશેખરને રાણી સમેત રાત્રીએ ઉપાડીને વનમાં મૂકી આવીએ, અને ભેગુ એક પત્ર લખીને મૂકીએ કે અમે બહુ વાર્યા છતાં તમે સીધા

ચાલતા નથી તેથી આમ કર્યું છે; આવવું હોય તો રાણીને લઇને ન આ-વવું, રાજ્ય કરવાની ઈચ્છા હોય તો તેમના વિના એકલા આવવું—૪૭-૪૮-૪૯-૫૦

આવો જે વિચાર કર્યો તે પ્રમાણે સર્વેએ મળીને કરી દીધું, અને રાણીસહિત રાજાનો પલંગ મહાવનમાં જઇને મૂક્યો—૫૧

સવારમાં જાગીને રાજા જુએછે તો મહાવન દીઠું અને મહેલ કે સેવ-કો કોઇ દીઠું નહિ—૫૨

એક રાણી, પલંગ અને ઉપર વડ તથા શરીરે વસ્ત્રાભરણ એ વિના કાંઈ દીઠું નહિ—૫૩

કાપીતું કુંપલ કરઈસીવી તુસીદાઇ
સુરદેઇ અણણુ મણો અને રડ વિહાઇ—૫૪

ઉઅણુ ભવણુ ઋમણાં અથમણાં એગ દીવસ મઝ્ઝં સૂરસ્સ
વિતિન્નિ ગઇ હુકા ગણુણા ગાઇપર લોઅસ્સ—૫૫

પેલું પત્ર દેખતાંજ ઉઘાડીને વાંચ્યું અને તેમાંના વચન જોઇને તે બુદ્ધિમાને મનમાં વિચાર કર્યો—૫૬

સૌભાગ્યસુંદરીને તજ્યા પછી મારે રાજ્યને શું કરવું છે! આ મારી પ્રાણવલ્લભા તો મને ભવેભવ સાથે આવશે—૫૭

તે સ્વર્ગ નરક છે, તે રાજ્ય ધૂળ બરાબર છે, તે સુખ નિત્ય દુઃખ છે, તે ઘર મહાવન છે, તે ભોજન કચરા જેવું છે, તે જલ વિષમય છે, તે ઘર પ્રેતસ્થાન છે, તે શય્યા કાંટા ભરેલી છે, કે જે સૌમ્ય સૌભાગ્યસુંદરી પ્રિયા સમેત નથી; મારે પ્રિયાવદનનું દર્શન છે, એટલે મારૂં કાંઈ ગયું નથી—૫૮-૫૯-૬૦

જઇસિરિ જાઇતુ જાઉતો મનિ મિલિઉ નમ્હેલી
ઇલણુ સલંકારા ઉદસ એ દૂહવી ઉનહીં—૬૧

શય્યામાંથી ઉઠીને પોતાના ભાગ્યથી આવી પડયા પ્રમાણે રાણીને ડાબે ખભેજ ઉપાડી ચાલવા લાગ્યો—૬૨

કંટકપૂર્ણ કુમાર્ગે, ભયાનક જનાવરોના ભયમાં, તથા ઉંચાનીચા ખાડા ટેકરામાં રાજા પગે ચાલતો નીકળ્યો-૬૩

જંજં પડઇ અવચ્છડી તંતં સહઇશરીર
કુલ્લિ હિબીટિઈ દુહવિઓ ધાણી હવઇ કરીર-૬૪

પ્રિયાના સ્નેહને વશ થઇ દુઃખને સુખ માનતો અને તેના મુખામૃતનું પાન કરવાથીજ મહાભાગ્ય માનતો રખડતો રખડતો તે કોઇ મહાનગર પાસે આવી ચઢયો, અને પ્રિયાસમેત, એક વડની નીચે બેઠો-૬૫-૬૬

રાત પડી ત્યારે તે વૃક્ષ ઉપર પાંચ યક્ષ આવ્યા કેમકે ત્યાંજ તેમનો વાસ હતો-૬૭

લોકપાલ જેવા તે પાંચ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે હવે આપણા ગામનો રાજા કોણ થશે?-૬૮

રાજાને વિશૂચિકાનો વ્યાધિ થયો છે, એટલે જરૂર યમમંદિરે જવાનો છે ને તેને પુત્ર ગોત્ર પરિવાર છે નહિ-૬૯

તેના જવાથી રાજ્ય અને ગામ શૂન્ય થશે, એટલે જે કામપછી પણ આપણે કરવું પડશે તે હમણાંજ નક્કી કરીએ-૭૦

સુંદર, શુભલક્ષણવાળો, ક્ષત્રિયકુલોદ્ભવ, ઉદાર, દાનશીલ, ભોગી, નીરોગી, એવો કોઈ શોધી કાઢવો-૭૧

તે પાંચે મહાદક્ષ યક્ષો પોત પોતાની શક્તિ પ્રમાણે વિચારવા લાગ્યા પણ આખી પૃથ્વીમાંથી તેવો ભાગ્યશાલી કોઈ નજરમાં આવ્યો નહિ-૭૨

પોતાનું રાજ્ય શૂન્ય થશે એમ જાણી દુઃખ પામતા તેમણે લમણે હાથ દઈને નીચે જોયું તો વૃક્ષની નીચે પ્રિયાસમેત જયશેખરને, રાજગુણયુક્ત અને પોતાના રાજ્યથી ભ્રષ્ટ થયેલો એવો દીઠો-૭૩-૭૪

તે હર્ષ પામીને કહેવા લાગ્યા કે આપણું કાર્ય સિદ્ધ થયું, આ પુરુષ રાજલક્ષણયુક્ત છે, તેજ રાજા થશે-૭૫

માટે આપણે નિશ્ચિંત રહેવું, કેમકે હવે આપણને જે રાજચિંતા હતી તે ગઈ; આપણે આને સવારમાં પંચદિવ્ય થકી રાજા બનાવવો-૭૬

તેમનું વચન રાજાએ બરાબર સાંભળી રાખ્યું, અને પ્રભાત થતાં રાજા પેલા પુર તરફ ગયો—૭૭

પુરીની બહાર એક માનસ જેવું સુંદર સરોવર ચંદ્રબિંબ જેવું આવી રહેલું હતું, ને તેમાં અમૃત જેવું જલ હતું—૭૮

ત્યાં જલ પીને પાલ ઉપર આંબાના વૃક્ષ નીચે રાજા પોતાની પ્રિયાસહિત, રાતે સાંભળેલું બનવાની રાહ જોતો બેઠો—૭૯

અઘટિત ને ઘડેછે, સુઘટિત ને નીવારે છે, જેની સંભાળ વિધિ કરે છે તેનું શુભાશુભ થાય છે—૮૦

અઘટિત ઘટિતને ઘડે છે, સુઘટિત ઘટિતને નબળાં પાડે છે, જેનો પુરૂષને વિચાર પણ ન આવે તે વાત વિધિ બનાવે છે—૮૧

લાંબા વખતના રોગથી પીડાતો તે પુરનો રાજા તે સમયે મરી ગયો અને તેને પુત્ર ન હતો તેથી લોકોએ પંચદિવ્ય તૈયાર કર્યાં—૮૨

રાજ્યાધિષ્ઠાયક દેવતાનું બહુ ઉત્તમ પૂજન કર્યું અને હાથી, ઘોડો, છત્ર, અને બે ચામર તૈયાર કર્યાં—૮૩

શુદ્ધોદકપૂર્ણ કુંભ હાથીના કુંભસ્થલે મૂક્યો; ને એમ કહ્યું કે જેને માથે હાથી આ કુંભ ઢોળશે, તેમજ જેને માથે આ છત્ર પોતાની મેળે ઉઘડીને ધરાઈ જશે, જેની ડાબી જમણી બાજુએ આ બે ચામર પોતાની મેળે ઉડી રહેશે અને તેજ સમયે દેવતા આકાશમાં દુંદુભિનાદ કરશે તે મનુષ્ય રાજા થશે—એમ કહી તેમણે પંચશબ્દાદિવાદિત્રથી મંગલધ્વનિ આરંભાવ્યો.—૮૪-૮૫-૮૬-૮૭

બે રસ્તે, ત્રણ રસ્તે, ચકલે, સર્વ ઠામે નગરમાં પાંચે દિવ્ય ફેરવ્યાં પણ કોઈને રાજ્ય મળ્યું નહિ—૮૮

એમ કરતાં જ્યાં જયશેખર પ્રિયાસમેત આંબાના વૃક્ષતલે સરોવરની પાલે બેઠો હતો ત્યાં ગામ બહાર સર્વ આવ્યા—૮૯

ત્યાં આવતાંજ પંચદિવ્ય થકી તેને રાજા ઠરાવવામાં આવ્યો, અને આનંદ પામતા લોક પુરમાં પેઠા-૯૦

એ રાજા કંટકરહિત એવું રાજ્ય સુખે કરેછે અને સૌભાગ્યસુંદરીને સોડમાંથી મૂકતો પણ નથી-૯૧

એવું જાણીને સીમાડાના રાજાઓએ ભેગા થઈને વિચાર કર્યો કે આ વિદેશી રંક મફતનો રાજા થયો છે-૯૨

માટે ચાલો એને મારી નાખીને રાજ્ય આપણે વહેંચી લઈએ; એમ નિશ્ચય કરી મહોટું સૈન્ય લઇને તે આવ્યા-૯૩

જયશેખર પટરાણી સાથે રમતો હતો ત્યાં લોકોએ બુમારોળ કરી મૂક્યો અને વિનતિ કરી પરંતુ તેણે કાંઈ સાંભળ્યું કે જાણ્યું નહિ ને રાજ્યની દરકાર કરી નહિ, ત્યારે રાણીએ કહ્યું કે સ્વામિન્! ક્રીડા તજીને સૈન્ય તૈયાર કરો ને આપના હાથી ઘોડા આદિ ચઢાવો કે આ આવેલું સૈન્ય ચો તરફ તેને દેખતાંજ નાશી જાય-૯૪-૯૫-૯૬-૯૭

રાણીનું આવું બોલવું સાંભળીને જયશેખરે કહ્યું કે મારે રાજ્યની કશી ચિંતા નથી, તું તારે પાસા નાખ-૯૮

તે વડ ઉપરના પાંચયક્ષ તેજ રાજ્ય આપે છે ને લઈ લે છે, માટે હે કલ્યાણિ! તું પાસા નાખ, જે થવાનું તે થશે-૯૯

આણી તરફથી પેલા લોકોનું સૈન્ય તો ઠેઠ મહેલમાં આવી લાગ્યું, પણ રાણીના રસમાં મગ્ન એવા રાજાએ જાણ્યું સુધાંત પણ નહિ-૧૦૦

ત્યારે પેલા પાંચયક્ષોએ વિચાર કર્યો કે આપણે આપેલું રાજ્ય આ લોકો લઇ લે તે સારૂ નહિ-૧

તેમના પ્રભાવથી તેજ સમયે, સભામાં ચિત્રેલા હાથી ઘોડા ને પાળા ઉઠી ઉઠીને લડવા લાગ્યા-૨

ચિત્રમાંથી ઉઠેલા યોધાઓએ સર્વ શત્રુનો નાશ કર્યો અને જયશેખરને યક્ષદત્ત નિષ્કંટક રાજ્ય રહ્યું-૩

રાણીએ ચમત્કાર પામીને પ્રાણેશ્વરને કહ્યુ કે ચિત્રેલા હસ્ત્યશ્વયોધાદિ લડેછે એ શું?-૪

આવું કહ્યું ત્યારે પાંચે યક્ષોએ પ્રત્યક્ષ થઇ કહ્યું કે અમે પાંચે સરોવરમાં મત્સ્ય હતા-૫

ઉનાળામાં જલ સૂકાઇ ગયું ત્યારે કાદવમાં અમે રમતા હતા ત્યાંથી એક કુંભારે બહુ દયા આણી અમને ઉગાર્યા—૬

તેણે બહુ યત્નથી જલપૂર્ણ સરોવરમાં લઇ જઇ તે નાખ્યા, અને કાલાંતરે સુધ્યાતયોગે અમે મરી ગયા—૭

અમે પાંચે યક્ષ થયા, અને કુંભાર રાજા થયો, અને તમે એ કુંભારની પત્ની હતાં તે રાણી થયાં—૮

એક શ્રદ્ધાથી આપે તો બીજો ધ્રુવ અપાવે અને ત્રીજો અનુમોદન કરે એ ત્રણેને ફલ સમાન છે—૯

માટે અમોએ તમને નિષ્કંટક રાજ્ય આપ્યું છે ને તમારે ચંદ્ર અને સૂર્ય તપતા સુધી ભોગવવું—અમે એમ ઋણમુક્ત થયા—૧૦

એમ કહીને યક્ષ તેમનું રક્ષણ કરીને સ્વસ્થાને ગયા, માટે હે યોગીંદ્ર! મ છે તો પૃથ્વી ઉપર ફરવામાં શી ચિંતા કરવાની જરૂર છે?—૧૧

આવી વાત સાંભળીને યોગીંદ્ર રાજા પ્રતિ અતિ પ્રસન્ન થયો, અને રાજાને તેણે ચિંતામણિ આપ્યો—૧૨

તે મણિનો પ્રભાવ સમજાવ્યો કે એનાથી ચિંતિત કાર્ય સર્વદા સિદ્ધ થશે—૧૩

તે ઉત્તમ રત્નને લઇ, યોગીને નમસ્કાર કરી ને, વિક્રમાર્ક ઉજ્જયિની તરફ ગયો—૧૪

જતાં જતાં રસ્તામાં એક વ્યાધિપીડિત દરિદ્રી મળ્યો તેણે વિક્રમાર્કને કહ્યું હે સ્વામિન્! મને ઓસડ આપો—૧૫

મને જન્મનો વ્યાધિ લાગ્યો છે જેની ચિકિત્સા મહોટા વૈદ્યોથી પણ બનતી નથી, અને સર્વસ્વ હરણ કરનાર વ્યાધિ મારી અને મારા કુટંબની પૂઠે લાગ્યો છે—૧૬

તે અદૃશ્ય છે પણ જતો નથી, તેનાથી મને મહાદુઃખ છે, માટે સ્વામિન્! એવું કરો કે જેથી એ વ્યાધિ જાય—૧૭

પ્રાર્થનાનો ભંગ કરતાં ભય પામતા રાજા શ્રી વિક્રમે દારિદ્રરૂપવ્યાધિને હરનાર ચિંતામણિ તેને આપી દીધો--૧૮

પછી રાજા ઉજ્જયિનીમાં આવ્યો, એમ કહીને નરમોહિની પૂતળીએ ભોજરાજાને કહ્યું કે જો હે માલવેશ્વર ! તમારૂં ઔદાર્ય આવું હોય તો આ સિંહાસન ઉપર સુખે બેસો-૧૯-૨૦

શ્રીવિક્રમનો સત્ય અને પરમ તથા મહાન્ એવો પ્રભાવ સાંભળીને ધારાધિપને ધૈર્ય આવ્યું અને પોતે ઉત્તમ દાનશીલતા ગ્રહણ કરી--૨૧

શ્રી રામચંદ્રસૂરિકૃત, શ્રીવિક્રમાર્કભૂપતિના સિંહાસનપ્રબંધની ચૌદમી કથા થઇ--૨૨

**ઈતિ સિંહાસનદ્વાત્રિંશિકાની ચતુર્દશમી કથા સમાપ્ત.**

---

પ્રજાપાલ શ્રી ભોજરાજા વળી શુભ મુહૂર્તે અભિષેકસામગ્રી કરાવતો હવો--૧

પૂજ્ય વર્ગની આશિષ્ લઇને, સર્વાંગે વસ્ત્રાભૂષણની શોભા કરીને, સાત ધાન્યનું પોળી આદિ યુક્ત નૈવેદ્ય તથા ક્ષેત્રપાલ અને દિક્પાલને બલિ તૈયાર કરાવીને, તેમજ બહુ ઘૃત ગોળથી લાપસી તૈયાર કરાવીને, રાજાએ દેવ દેવી સર્વને તૃપ્ત કર્યા--૨-૩--૪

ગોત્રદેવીને દેવને ગુરુને નમસ્કાર કરીને સિંહાસને બેસવા માટે પોતે સભામાં આવ્યો--૫

સભા વચ્ચે જગદીશ એવો રાજા જેવો પેલા વિજયસિંહાસને પગ મૂકેછે કે ભોગનિધિ નામની પંદરમી પૂતળી બોલી--૬

હે ભોજ ! તમારે આ સિંહાસનની પાસે પણ આવવું નહિ, તમારા સંસર્ગના દોષથી એ મલિન થાય છે-૭

> ચેમુહુરો મુરુહો પરિણામ સુંદરો સયલ જણ મણાણું
> દોસંસ ગ્રેણ વિણાઠા અંબોલિ બત્તણું પાતા--૮
>
> દુર્જંણ સંસગ્ગેણું પડંતિ સૂઅણાણું ભવએણુથા દેહ
> સુઉ કયા વરાહો રયણુ નિહી બંધણું પત્તો--૯

સંગ વાસણું જાણઈ ધમ્મ પાવયં તચ્છિ સંદેહો
કુરૂર યાન બધ્ધો ગોહરણ કુણઈ ગંગેઉ-૧૦

હે મહારાજ! હું કાક નથી, હું વિમલજલનો હંસ છું, નીચ સંગના પ્રસંગથી નિશ્ચય મારૂં મૃત્યુ થશે--૧૧

કુસંગથી દુ:ખ થાય છે, કુસંગથી રાજનિગ્રહ થાય છે, દુષ્ટ વ્યાધિની પેઠે આખા કુટુંબને દુષ્ટ સંગ નડે છે--૧૨

માટે હે ભૂપ! તમારો સંગ કામનો નથી, અમારી એમાં હલકાઇ જણાય અને તમારૂં હાસ્ય થાય--૧૩

જો તમરામાં વિક્રમાદિત્યનું સાદૃશ્ય હોય તો હે ભદ્ર! આ સિંહાસન સમીપ તમારે આવવું--૧૪

ભોગનિધિએ આવું વચન કહ્યું ત્યારે ભોજરાજાએ તે બહુ ગર્વવાળી પૂતળીને કહ્યું કે એ વિક્રમભૂપાલના ગુણ કેવા હતા તેનું વર્ણન કરો. ત્યારે ભોગનિધિએ કહ્યું સાંભળો--૧૫--૧૬

ઉકળતા તેલના કટાહમાં પોતાનો દેહ હોમનાર સુમિત્ર નામના પોતાના મિત્રને રાજ્ય આપનાર, ઘણાંકની મનકામના પૂરનાર, અને સમગ્ર વિશ્વનો દારીદ્રોધ હરનાર, એવો વિક્રમ હતો--૧૭

તે, રાજ્યધુરાને ધરનારો વિક્રમાદિત્ય નામનો રાજા, દેવેન્દ્ર જેવો, અવંતીમાં રાજ્ય કરતો હતો-૧૮

તે રાજાનો પ્રેમપાત્ર એવો ઉત્તમ મિત્ર સુમિત્ર નામનો હતો જે તેના હૃદયના આનંદનો આધાર હતો-૧૯

સદા સદ્કર્મનિરત, ક્રૂરકર્મથી વિરત, અને યુગાંતરે પણ મર્મવાળું વચન ન બોલે તેવો તે હતો-૨૦

પાંચે ઈંદ્રિયોને વશમાં રાખતો, પરસ્ત્રી સામુ પણ ન જોતો, દાન શીલ તપ અને ભાવ ચારે પ્રકારે ધર્મ પાલતો હતો-૨૧

સંતોષી, સત્ય બોલનાર, સુશીલ, શાંત, સ્વજનપ્રિય, શુભકાર્યમાં તત્પર, અને શમાવાળો એવો હતો-૨૨

એકવાર તે ચતુર વિક્રમરાજાની રજા લેઈને નાનાદેશ જોવા સારૂ તીર્થયાત્રાએ નીકળ્યો-૨૩

તીર્થે તીર્થે ફરતો ગુણસંપત્તિથી અમાપ એવું શત્રુંજયાવતાર નામનું તીર્થ છે ત્યાં જઈ પહોચ્યો-૨૪

તે તીર્થ મહાપ્રભાવવાળું છે, આનંદ આપનારૂં છે, કર્મનો વિઘાત કરનારૂં છે, સિદ્ધક્ષેત્ર સમાન છે, -તેની ચોસઠે ઇંદ્ર પૂજા કરે છે-૨૫

મેરુ જેવા પરમેશ્વરમંદિરમાં દેવતાની અષ્ટપ્રકાર પૂજા વિવિધપ્રકારે અને ભાવસમેત કરી તે શુદ્ધાત્માએ જુદેજુદે રાગે સ્તુતિ કરી-૨૬-૨૭

અતિમાધુર્યથી પ્રશસ્ત એવી વાણીનો મારામાં ઉદય થાઓ અથવા સુભગભંગિથી સુંદર ઉક્તિ મને ન આવડો, પરંતુ એક ક્ષણ પણ આ સ્તોત્રના મિષે આપને જો મારા હૃદયમાં લઈ જવાય તો મારો આત્મા પવિત્ર થાય એટલીજ મનની વાંછા છે-૨૮

હે શંભો! તમે નિરાકાર છો એટલે તમારી પૂજાનો વિધિ શો! તેમ તમે પણ વચનાતીત છો એટલે તમારી સ્તુતિ શાની? તમે વાચાથી અગમ્ય છો એટલે તમારા ધ્યાનનો વિધિ કે તમારા આરાધનનો વિધિ પણ હું કાંઈ જાણતો નથી--૨૯

અહો માટી અને પથરાની તમારી મૂર્તિઓને ઉપાસે છે તેમને પણ ઇંદ્રની લક્ષ્મીનો વૈભવ પ્રાપ્ત થાય છે તો વિકલ્પથી અસ્પૃષ્ટ એવું જે તમારૂં સહજ રૂપ જે લોક ભજે છે તેમને કેવું ફલ પ્રાપ્ત થતું હશે એ કહી પણ શકાય તેવું નથી--૩૦

અવ્યય અને અસંખ્યરૂપે છતાં એકજ રૂપે તમારી પ્રવૃત્તિ જેમણે સર્વ વૃત્તિને વિષે જોઈ તે પરત્વને ઈચ્છતા એવા જનોએ તમારામાંથી સર્વ વિશેષનો લોપ કરીનેજ તમારૂ રૂપ કલ્પ્યું છે એમ માનું છું--૩૧

પંચધનુ જે દેવ, શતોન્નત તનુવાળા, નાભિરાજાંગજ, સુવર્ણ જેવી કાન્તિવાળા, મરુદેવીની કૂખરૂપ સરોવરના હંસ, ગોલાંછન, ખડ્ગ સમેત, યક્ષપૂજિત, ચક્રેશ્વરીસેવિત, ત્રિલોકને તારનાર, તે આદિજિન અમારૂં મનવાંછિત આપો--૩૨

અતિતેજસ્વી એવા પ્રભાવના સમૂહથી ભૂમિને શોભાવનાર, ભૂનો-દ્ભવ, ભવથી થનાર પરાભવની ભીતિને ભેદનાર, ભૂભર્તાની ભક્તિ । પાત્ર, ભાવવિષે છે વિભાવિત શ્રી જેની એવા, નાભિભૂ અમારા ભવપાશને કાપો-૩૩

શુભભાવથકી આ પ્રકારે, ગીતવાદ્યસમેત સ્તુતિ કરીને લક્ષ્મીની રેલારેલ કરાવીને ઉત્સવ પ્રવર્તાવ્યો-૩૫

પ્રમાર્જનથી શતપુણ્ય છે, વિલેપનથી સહસ્ત્ર છે, માલાપ્રદાનમાં લાખ છે, ગીતનૃત્ય પ્રવર્તાવવામાં અનંત છે-૩૫

સયં પમુજ્જણે પુન સહસ્સંય વિલેવણે
સય સહસ્સીયા માલો અણંતં ગીય વાઈયં-૩૬[1]

ત્રિવિધભક્તિપૂર્વક આદિજિનને નમી, વિવિધ પાપની ક્ષમા માગી, ગુરુતાગુણ ગ્રહણ કરી, પુર્વ દિશા તરફ તે ગયો, અને ગામે ગામ ફરતો એક રમ્ય નગરમાં જઈ પહોચ્યો-૩૭-૩૮

તે ગામની બહાર ચાર બારણાંવાળું, મનોહર, રમ્ય, અને લક્ષ્મી-સ્થાન જેવુ, દેવગૃહ હતું-૩૯

પરમાદરથી તેમાં દર્શન માટે પેઠો તો ત્યાં તેણે તેલ ભરેલું મહોટું કડાયું દીઠું-૪૦

ચારે દિશાએ ચાર ચૂલામાં લાકડાં બળતાં હતાં અને તેલ ફળફળી રહ્યું હતું-૪૧

આવું જોઇને ત્યાં રેહેનારને તેણે પૂછ્યું કે આ કડાયું કોણે શા માટે મૂકેલું છે?-૪૨

તેણે કહ્યું હે પાંથ! સંભળો, અમરાવતી જેવા આ નગરમાં રાજ્યેશ, દેવનાયક, કંદર્પજીવની નામે છે, તે દેશગ્રામપૂર્ણ એવું આ રાજ્ય ચલાવે

---

૧. પ્રમાર્જનથી શતપુણ્ય, વિલેપનથી સહસ્ર, માલાર્પણથી શત સહસ્ર, અને ગીતવાદ્યથી અનંત.

છે, તે જાતે અન્યાય કરતી નથી ને લોકનો અન્યાય સહન કરતી નથી–૪૩–૪૪

મતિ શ્રુતિ ને અવધિ ત્રણ જ્ઞાનથી આખા વિશ્વના મનોગતભાવ જાણે છે–૪૫

સુવર્ણનું આ મંદિર જે સર્વનાં ચિત્તને હરે છે, ને સર્વને આનંદ આપે છે. તે તેણે કરાવ્યું છે–૪૬

તેલની કડાઈ રાત દિવસ તૈયાર રહે છે, અને એમાંથી તેલ બળી જાય તો પાસેના નોકરો બીજું પૂરતા રહે છે–૪૭

એની એવી પ્રતિજ્ઞા છે કે જે કોઇ સત્ત્વવાન્ નર આ ઉકળતી કડાઇમાં હોમે તે મારો પ્રિય થાય–૪૮

તેને આખું રાજ્ય, પુર નગર ગ્રામ કોશ સમેત આપું, તે મારો ભર્તા થાય અને હું તેની પત્ની થઇ અને જીવન આપનારના જેવો તેને માનું–૪૯

નિત્યે વહાણું વાતાં તે યોગેન્દ્રમોહિની આઠ હજાર નારીઓ સમેત આવે છે–૫૦

આવી વાત ચાલે છે તેવામાંજ કોલાહલસમેત દુંદુભિનાદ પૂર્વ દિશા તરફ સર્વને આનંદ આપવા લાગ્યો–૫૧

સ્વર્વિમાનમાં બેઠેલી, છત્રચામરસમેત, કામસંજીવની નામે દેવકન્યા ત્યાં આવી પહોચી–૫૨

આવીને આસને બેશી તેણે સામંત મંડલાધીશ આદિ જે સર્વ હતા તેમને કહ્યું–૫૩

સાંભળો કે જેનામાં એવું પરાક્રમ હોય તે આ કડાઇમાં સ્નાન કરીને મારી પાસે ચાલ્યા આવો–૫૪

તેને હું પરણવા ખુશી છું, રાજ્ય પણ તેનુંજ છે; એમ સાંભળીને બધા તેના-રૂપને જોઇ રહ્યા પણ સ્નાન કરવાની કોઇની હીમત ચાલી નહિ–૫૫

આટલું કહીને વિમાનમાંજ બેશી પાછી પોતાને સ્થાને ગઇ, પણ તેને જોઇને સુમિત્રને અત્યંત મોહ વ્યાપ્યો–૫૬

સુવે નહિ, જાગે નહિ, હિતાહિત સમજે નહિ, ઉઠીને પાછો પડી જાય, અને આખું જગત્ તન્મય દેખે–૫૭

પંચેંદ્રિયનો ઉપયોગ કરી બુમ પાડે, હસે, રુવે, એમ વિરહાનલથી પરાભવ પામી ગયો–૫૮

જરા ભાન આવે તો એમ બોલે કે અહો મારો જન્મ નિષ્ફલ થયો, મને એ મળી નહિ–૫૯

આ ઉત્તમ કામિની હૃદયને આનંદ આપનારી ને જોતાં મનને તો સર્વ સુખ થયું અને નરજન્મનું ફલ મળ્યું–૬૦

શું કરૂં! ક્યાં જાઉં! પૃથ્વી ઉપર રામા તો છે નહિ!—પ્રિયાવિરહના દુઃખને કોઇ બીજો માનવ જાણતો નથી–૬૧

આ ઉકળતી કઢામાં તો મારાથી ઝંપલાવાતું નથી પણ શા ઉપાયથી એ સુંદરી મારે વશ થાય!–૬૨

સર્વાર્થ આપનારા એવા શ્રીવિક્રમાદિત્ય પાસે જાઉં, ને તેમને આ બધો વૃત્તાન્ત નિવેદન કરૂં–૬૩

દ્રોણ ગયા, ભીષ્મ મરી ગયા, કર્ણનું પણ તેજ થયું, તથાપિ આશા બલવાન્ છે—શલ્ય પાંડવોને જીતશે–૬૪

ચણ મેહણો રહત કરઇ જે કજ્જહ અસમથ્થ
સગ્ગિ જિ ફૂલિ ા કલ્પતરુ તહાં પસારઇ હથ્થ–૬૫

એવા સુમિત્રનું સ્મરણ કરી, મનને તો ત્યાંજ મૂકી, ને ઉજ્જયનીમાં જઇ તેણે વિક્રમાર્કને વિનતિ કરી–૬૬

જાતે સાંભળ્યું, દીઠું ને અનુભવ્યું તે બધું વિક્રમને તેણે કહ્યું ૬૭

સુરાંગનાનું રાજ્ય જાણીને વિક્રમરાજાએ એમ ધાર્યું કે આ વાત અસંભવિત જેવી છે–૬૮

અત્યંત સુહજેણુ ચીય પજ્જત્તા તરણુ પુરિસ સંકાસા
સત્રંગભૂસણુધરા અજરા નિરુરઆ સમા દેવા-૬૯

સંકંત દિવ્વ પિમ્મા વસય પસત્તા સમત્ત કત્તવ્વા
અણુહીણુ મુણુય કજ્જ નરભવ મસુયંનં યંતિ સુરા-૭૦

અણુમિસું નયણાઅણુ કજ્જ સાહણા પુપ્પ દામ અપિલાણા
ચઉરંગ લેણુ ભૂમિન છછંતિ સુરા જિણા છંતિ-૭૧

પંચસુ જિણુ કલ્લાણે સુમહરિ સિત વાણુ ભાવાઉ
જન્માંતર નેહેણુઈ આગચ્છંતિ સુરાઈ યહં-૭૨

સુમિત્રે વળી એ મહાશ્ચર્ય કહ્યું કે મનુષ્યની વસતિવાળા નગરમાં રાજસ્થાને દેવકન્યા છે-૭૩

એ વાત તો અસંભવિત જેવી લાગે છે માટે ત્યાં જઇ તે જોવી જોઇએ, પુરાણમાં બલિને નમાવનાર પુરુષોત્તમ હતા એમ સંભળાય છે તેવું છે-૭૪

કિરીટના પ્રભાવથી રાજા દ્વિમુખ દેખાય છે, અને શૈવશાસ્ત્રથી તેમ જિનોક્તિથી રાવણ દશમુખ હતો એમ જણાય છે-૭૫

કલાવતી મહાસતીએ આપેલા હાથ કાપી નાખ્યા હતા, અને સુદર્શન ને સિંહાસન અને શૂલિ પ્રકટ હતાં-૭૬

ઉવસગ્ગગ પ્રહરણું ઇથીતિથં અભાવીયા પુરિસા
કન્હસ્સ અવર કંકા ઉવહરણું ચંદ્ર સુરાણું-૭૭

હરિવંસ કુલ પત્તી ચમર વ્યાઉ અ અકસય સિદ્ધા
અસંજયા એ યાહ સવિઅણું તેણ કાલેણ-૭૮

તંન્થિ જંન ભૂયં હાહાહી અયમ વિજં યેવ
લોએ વિચિત્તરૂપે સવ્વં કજ્જં ચ સંભવઈ-૭૯

એમ નિશ્ચય કરીને રાજા એ આશ્ચર્ય જોવા માટે સુમિત્ર સાથે તે સ્થાને ગયો-૮૦

ક્ષણવારમાં તો પુરના દેવાલયમાં જઇ પરાક્રમી એવા મહાવીર રાજાએ પેલી તેલની કઢાઇ અને દેવાંગના દીઠાં--૮૧

તેજ વખતે માણસોના હ'હ'કાર વચ્ચે રાજાએ તેલમાં ઝપલાવ્યું એટલે સડસડાટ બળી ને માસનો દાચો થઇ ગયો ૮૨

સુમિત્રે વિચાર કર્યો કે મેં આ શું કર્યું ! મારે માથે મહાસંતાપ કરનારૂં એવું રાજહત્યાનું પાપ આવ્યું ! ૮૩

પણ પેલી સુરાંગના વિમાને બેશીને દેવદેવાંગનાદિ સર્વને લેઇ હર્ષ પામતી ત્યાં આવી--૮૪

તેણે માંસપિંડરૂપ થયેલા રાજા ઉપર અમૃત છાંટયું એટલે રાજા જેવો હતો તેવો થઈ રહ્યો--૮૫

સાહસરૂપ ગુણમાં એકજ મહાપરાક્રમી એવા શ્રીવિક્રમ ઉપર દેવતાઓએ દુંદુભિનાદપૂર્વક પુષ્પવૃષ્ટિ કરી--૮૬

નગરવાસી લોકો પણ જયજયકાર કરવા લાગ્યા અને દેશવિદેશથી આવેલા લોક પણ બહુ આશ્ચર્ય પામી તેમાં ભળ્યા--૮૭

પંચશબ્દાદિ વાદ્યથી આકાશ બહેરૂં થઈ જવા લાગ્યું, સ્તુતિપાઠ, ગીત, આદિથી તેના ગુણોત્કરનાં વખાણ થવા લાગ્યાં--૮૮

અહો શી ઉત્તમ કાન્તિ! શું ઉત્તમ સાહસમાં અગ્રણીપણું! અહો ઔદાર્ય! અહો અદ્ભુત માહાત્મ્ય !--૮૯

એવાં પ્રશંસાવચનોથી વખાણાતો અને લોકનાં નયનથી નિરખાતો તથા માથાંથી નમન કરાતો વિક્રમ બહુ શોભવા લાગ્યો--૯૦

પછી પેલી દેવાંગનાએ રાજાને નમન કરીને કહ્યું હે રાજા! તમેજ જગદાધાર છો, તમેજ વિક્રમ એમ મેં પરીક્ષાથી જાણ્યું છે--૯૧

શાસ્ત્રતત્ત્વને જાણનાર જ્ઞાનીઓ કહે છે કે દેવતા વિષયભોગમાં અભિરક્ત છે, નારકને દુઃખનોજ અનુભવ છે, તિર્યંક્ વિવેકહીન છે, પણ

સાહસ તો મનુષ્યયોનિમાંજ છે, એ વચન હે શ્રીવિક્રમાર્ક ! તમે સત્ય કરી આપ્યું--૯૨-૯૩

દેવા વિસયપસથ્થા નેરઇયા તિખ્ખ દુખ્ખ સંજુત્તા
તિરિયા વિવેકવિકલા મણુયાણુઈ ધમ્મસામગ્રી-૯૪

હે રાજન્ ! હું દેવાંગના છું, માણસને અગોચર છું, પણ તમારી કીર્તિ સ્વર્ગમાં સાંભળીને પરીક્ષા કરવા આવી છું-૯૫

હે રાજા ! તમને જેવા સૂર્યબિંબ જેવા સાંભળ્યા હતા તેવાજ તમે છો, જેવા ચંદ્ર જેવા જાણ્યા હતા તેવાજ દીસો છો--૯૬

હું તમારા ઉપર પ્રસન્ન થઈ છું, મરજી હોય તે વર માગો, અમારામાં મનોવાંછિત કાર્ય ક્ષણમાત્રમાં સાધવાનું સામર્થ્ય છે --૯૭

જે પૂજ્યત્વને પામ્યા તેજ પ્રકૃતિપુરુષ છે, હે જનો ! દોષ તજીને અતુલ સાહસને ભજો; આ શરીર કાંઈ અસાધુત્વનુંજ ક્ષેત્ર છે એમ નથી; જેનામાં ગુણ હોય તેજ પૂજ્ય છે, માટે તેમને ભજો--૯૮

જન્મભૂમિથી ભ્રષ્ટ થયો, સમુદ્રને મોજે ચઢી કીનારે ગયો, ત્યાં વનચરોએ લેઇને લાખો કટકા રૂપે ચીરી નંખાયો, પછી વેચાયો, તોલાયો, પછી કડણ પથ્થર ઉપર ઘસાયો, છતાં સુગંધીગુણજ પ્રસારતો રહ્યો, એવા ચંદનશકલને સર્વથા ધન્ય છે !—ગુણને કોણ ન પૂજે !--૯૯

હે નૃપ ! રત્નપ્રપૂર્ણ એવી આખી પૃથ્વી તમારાથી તેજવાળી છે આખું રાજ્ય તમે લો અને મારા ઉપર કૃપા કરો--૧૦૦

ત્યારે વિક્રમે પેલી દેવકન્યાને સ્પષ્ટ કહ્યું કે, મારે રાજ્યનું કામ નથી, હું ગ્રહણ કરનો નથી, હું તો આપું છું-૧

આવું સાંભળી માથું હલાવીને તે, તમને ધન્યછે ! તમે તત્ત્વ જાણ્યું છો એમ ગુણકીર્તન કરવા લાગી-૨

જેને કાંતાના કટાક્ષરૂપી બાણ લાગતાં નથી, જેના મનને કોપરૂપી અગ્નિનો તાપ પ્રજાળી શકતો નથી, મહાન્ વિષયો પણ જેને લોભપાશમાં લઇ શકતા નથી, એવો ધીરપુરુષ ત્રણે લોકને જીતેછે--૩

સુરાંગનાએ કહ્યું કે હવે મારૂં દર્શન થવાનું નથી, હું તો સ્વર્ગે જાઉં છું તો રાજ્ય કોને આપશો?—૪

રાજાએ રાજ્ય સુમિત્રને અપાવ્યું, અને એ સુરાંગના જેવીજ એક નારી સાથે તેને મહામહોત્સવથી પરણાવ્યો, અને દેવાંગના સ્વર્ગે ગઇ ને રાજા પોતાના પુરમાં આવ્યો—૫

એટલું કહી ને ભોગનિધિ પૂતળીએ ભોજને કહ્યું કે આવું તમારૂં ઔદાર્ય હોય તો આ સિંહાસને બેસો—૬—૭

આવો પ્રસિદ્ધ, ઉત્તમ, એવો શ્રી વિક્રમનો પ્રબંધ કાને સાંભળીને ધારાધિપ શૌર્યગુણને ગ્રહતો હવો—૮

શ્રીરામચંદ્રસૂર્યુક્ત એવા શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની પંદરમી કથા પૂર્ણ થઈ—૯

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની પંદરમી કથા સમાપ્ત

---

વળી શ્રીભોજરાજે ઉત્તમ સામગ્રી કરી આરંભેલું કામ પૂર્ણ કરવાનો સમારંભ કર્યો—૧

જે આગળ વ્યર્થ જાય તેવી વાત ઉત્તમ લોક બોલતા નથી, ને જે કાર્ય સિદ્ધ ન થાય તેવું યુગાંતે પણ કરતા નથી—૨

આરંભે ગુરુ અને ધીમે ધીમે ક્ષય પામનારી, અને આરંભે લઘુ પણ ધીમે ધીમે ગુરુ થનારી, એમ પેહેલા પહોરની અને પાછલા પહોરની છાયા જેવી ખલ અને સાધુની મૈત્રીને અનુક્રમે જાણવી[1]—૩

કાર્યનો આરંભ કરીને અર્ધે આવ્યા પછી મૂકી દેછે તે મધ્યમ જાણવા અને જે કાર્યથીજ ડરીને પાછા ભાગે છે તે બાયલા તો અધમજ છે—૪

તેમને ઉત્તમ જાણવા કે જે અનેક પરિભવ અને દોષ વેઠતાં છતાં કાર્યને મૂકતા નથી ને શક્તયનુસાર પાર લઇ જાયછે—૫

---

૧. અત્ર આ શ્લોક કેવલ અસંગત છે પ્રારબ્ધતે ન ખલુ વિઘ્નભયને એ શ્લોક લખવાનું તાત્પર્ય હશે.

આવો નિશ્ચય કરીને રાજા, કાર્ય સાધવા માટે, સ્વજનો સમેત મહાગજેંદ્રની પેઠે સભામાં આવ્યો -૬

સારા શકુનને સમયે રાજાએ આસન ઉપર બેસવાનો વિચાર કર્યો કે પૂતળી બોલી-૭

સોળમી પૂતળી પ્રભાપૂર્ણ અને પાખંડરહિત પ્રભાવતી બોલી કે, હે ભૂપ! આ આસને તમે બેસો તો તમને મારા શપથ છે-૮

હે ભોજમહીપતિ! રંડાને માથે કદાપિ વાળ રહેતા નથી, જો એ થાય તો તમે વિક્રમ જેવા થઈ શકો-૯

આવું સંભળતાં ભોજે પ્રભાવતીને કહ્યું કે વિક્રમાદિત્યના ગુણનું ગૌરવ કેવુ છે તે કહો-૧૦

ભોજના પૂછવાથી પ્રભાવતીએ હિતવાક્ય કહ્યું કે ધારાધીશ! વિક્રમની દાનશૂરતા સાંભળો-૧૧

વિક્રમરાજા એક વાર કોઈ વિદ્વાન્ ઉપર પ્રસન્ન થયા તો તેને સોળકોટિ સુવર્ણ અને પાંચસો ગામ તેમણે આપ્યાં-૧૨

ન્યાયનીતિવિશારદ એવો ભૂમિના એકજ અલંકાર રૂપ શ્રીવિક્રમ શરદભ્ર જેવા સ્વચ્છ યશસમેત અવંતીમાં રાજ્ય કરતો હતો-૧૩

ચતુરંગ સેના લેઇ ચારે દિશામાં દિગ્વિજય કરીને તેણે આખી પૃથ્વીના રાજાને વશ કર્યા-૧૪

નવી નવી ભેટ જુદા જુદા રાજાઓ મોકલવા લાગ્યા અને ઘણાક જે કપરા કહેવાતા તે પણ દેવની પેઠે એની સેવા કરવામાં લાગ્યા-૧૫

ઇંદ્ર જેમ સ્વર્ગમાં છે તેવો વિક્રમ પૃથ્વી ઉપર હતો, સૂર્ય જેવો પ્રતાપવાન્ હોઇ ક્રૂરકર્મ કરનારને તાપ કરનાર હતો-૧૬

ગણધરોથી, ચિત્ર વિચિત્ર આશ્ચર્યકારક એવા છત્રીશ રાજપાત્રથી, તે સર્વદા પરિવૃત રહેતો હતો-૧૭

વિવિધ જ્ઞાન વિજ્ઞાન જાણતા વિદ્વાનો તેની પાસે રહેતા અને અનેક કલાના જાણનારા કલાવાન્‌ને પણ પોતે રાખ્યા હતા-૧૮

બુદ્ધિમાનો જેને પ્રમાણ કરતા હતા એવો રાજા સુવર્ણસિંહાસને બેસતો, કામદેવ જેવા રૂપવાળો હતો છતાં કેવલ નિર્વિકાર હતો—૧૯

એકવાર તેની સભામાં શુભ આશયવાળો અને વાદવિદ્યાના વિચારને જાણનારો કોઈ વિદ્વાન્ આવી ચઢયો—૨૦

એમજ લાગતું હતું કે જાણે રાજાના ભયથી નાશીને, પોતાના કુટુંબ સમેત દારિદ્ર્ય, પૃથ્વી ઉપર કહીં સ્થાન ન મળવાથી, તે પંડિતના ઘરમાં જઈ જે વસ્યું છે—૨૧

તેનાં વસ્ત્ર ફાટલાં તૂટલાં હતાં, આભૂષણનું તો નામ ન મળે, જાતે પણ દુર્બલ, કદરૂપો, એમ સાક્ષાત્ દારિદ્ર્યમુદ્રાંકિત તે હતો—૨૨

તે બ્રાહ્મણે રાજાને, શાસ્ત્રાર્થસાસંયુક્ત, અને ઘણો ગુણગર્ભિત આશિર્વાદ કહ્યો—૨૩

જેના હાથમાં શુદ્ધ કમલ રહેલું છે, કમલમાં રમા વસે છે, રમાની પાસે પુરાણપુરુષ છે, પુરુષના નાભિકમલમાં વિધિ છે, તેના વદનમાં વેદ બેઠાછે, વેદમાં યજ્ઞક્રિયા છે. યજ્ઞક્રિયાથી દેવતામાત્ર જીવેછે, એવી જે ભારતી તે તમારું રક્ષણ કરો ૨૪

વિક્રમાદિત્યે ઉત્તમ આશીર્વાદ સાંભળીને તેને કહ્યું કે, આ શુભ આસને બીરાજો—૨૫

ભૂધરોનો મુખ્ય એવો મેરુ અત્રજ વસે છે, સર્વ ભારને પોતામાં સમાવતા એવા સાતે સમુદ્ર પણ એનાજ ઉપર છે, મ્હોટા મ્હોટા મહીપતિના દંભનો પણ એના ઉપરજ ભંગ થયો છે, એવું જે પૃથ્વીતલ તેજ અમારા જેવાના આસન માટે ઉચિત છે,—૨૬

ગુણગ્રાહક એવો રાજા છે એમ જાણી અવસર જોઇને ગાંભીર્યગુણયુક્ત વચન વિદ્વાન્ બોલ્યો—૨૭

અવસર ચુક્યા મેહુલા વરશીકાંઈ કરેશ,
કરસણ સુકયાં ધન મુવાં સજ્જન ગયા વિદેશ—૨૮

દાન આપવું, પુણ્ય કરવું, ખેતરમાં બીજ વાવવું, સભામાં બોલવું, એ બધુ અવસરે શોભે–૨૯

સ્વામિન્! હું તો આપની પાસે વિનતિ કરવા અંચોછું, એટલે કાર્યની પ્રાર્થના કરવા આતુર એવા મારે બેસવુ યોગ્ય નહિ–૩૦

રાત દિવસ કુયોગ સંધ્યા ઈત્યાદિ વાતનો વિવેક કોઈ વિચારવાન્ પુરુષ ગુરુને પૂછે, પણ સંગ્રામ, ચૌર્ય, આતુરત્વ, ઇત્યાદિ કાર્યમાં બધીએ વેળા શુધ્ધછે એમ કહેલું છે–૩૧

એવું સાંભળીને વિક્રમે કહ્યું હેવિદ્વજ્જનશિરોમણિ! સત્વર કહો એવું શુ કાર્ય છે? કે તેમ કરાય–૩૨

બ્રાહ્મણે ભૂપ આગળ હિતવચન કહ્યું કે હે સ્વામિન્! તમારી પ્રિયાને ત્રણ જગત્માં પણ મે દિઠી અને સાંભળી–૩૩

બીજા રાજાઓની સ્ત્રીઓ કુરૂપ છતાં પણ ક્હાં જતી નથી ને પોતાના ઘરમાં બેશી રહે છે–૩૪

પણ આને તો પૃથ્વીતલ ઉપર જ્યાં જ્યાં હું ગયો ને રાજદરબાર જોયા ત્યાં ત્યાં સ્વચ્છંદે ફરતી મેં જોઈ–૩૫

ઊંચા, નીચા, સમાન, શત્રુ, મિત્ર, ગુરુ, નંદન સર્વ સાથે એ નિર્લજ્જ થઇને કશો પણ આશંક રાખ્યા વિના રમે છે!–૩૬

હે ભૂપાલ! તમારી કિર્તિ ભુજંગગેહમાં[1] જાયછે, અને મતંગનો સંગમ કરી લાજીને બીજી દિશાએ જતી રહેછે, વરને મૂકીને અગમ્ય એવા નંદનને પણ ભજેછે, અહો! નિરર્ગલ થયેલી સ્ત્રી શું નથી કરતી?–૩૭

આ કાવ્ય સાંભળી ને રાજાએ મનમાં વિચાર કર્યો કે આ કોઈ મહાવિદ્વાન્ છે અને ઉત્તમ ગુણી છે–૩૮

---

૧ ભુજંગગેહ એટલે ભુજંગ જે જાર તેનું ઘર એમ વિરોધ અને ભુજંગગેહ એટલે પાતાલ એમ વિરોધપરિહાર, એજ પ્રકારે માતંગ એટલે ઢેડ અને માતંગ એટલે દિગ્ગજ, નંદન એટલે પુત્ર અને નંદન એટલે નંદનવન, અગમ્ય એટલે જેની સાથે વિષય ન કરી શકાય તેવો અને દુર્લભ, એમ અર્થ સમજી વિરોધ અને પરિહાર યોજવા.

માથે પળીઆં આવ્યાથી કોઈ વૃધ્ધ ગણાય નહિ, જે જુવાન છતાં પણ વિદ્વાન્ હોય તેજ વૃધ્ધ જાણવો-૩૯

ગુણવાન્‌ને ગુણવાન્ સાથેજ મોજ આવેછે, ગુણહીનને ગુણવાન્ ઉપર પ્રેમ થતો નથી, ભ્રમર કમલ પાસે દોડતો આવેછે અને દેડકા નિત્ય એકજ સ્થાનમાં રહેછે પણ તેની દરકારે નથી કરતા-૪૦

ગુણ છે તે ગુણજ્ઞ પાસે ગુણરૂપ થાયછે અને નિર્ગુણ પાસે દોષથઈ રહે છે, નદીઓ સ્વાદુ જલ આપેછે પણ તેજ જલ સમુદ્રમાં જતાં ખારૂં ઝેર થાયછે-૪૧

રાજાએ બ્રાહ્મણને કહ્યું વૈરાગ્ય વિષે કાંઇ એવું બોલો કે જે સાંભળીને મનને સંસારની અસારતા લાગે-૪૨

આવું પૂછતાં પેલો શ્રેષ્ઠ વિદ્વાન્ ઉત્તમ વચન બોલ્યો કે હે સ્વામિન્ ઉત્તમ કાવ્ય સાંભળો-૪૩

રાજ્ય, ધન, દેહનાં ભૂષણ, ધાન્યસંચય, પાંડિત્ય, ભુજબલ, વક્તૃત્વ કુલ ઉત્તમ ગુણ, એ બધાં શા કામનાં જો સંસારકારાગૃહમાંથી આત્માને છોડવ્યો નહિ!-૪૪

આ સાંભળી રાજાએ વળી પૂછ્યું કે કાંઈ વધારે બોલો કે જે સાંભળીને મારો મોહ નાશ પામે-૪૫

તે ઉપરથી વિદ્વાને એક વાક્ય શાંતરસપૂર્ણ એવું કહ્યું કે જે સાંભળતાં તત્ક્ષણ ચિત્ત વિમલ થઇ જાય-૪૬

સંસારમાર્ગ દુર્ગમ છે, મરણ અનિયત છે, વ્યાધિઓ દુર્નિવાર છે, કર્મભૂમિ દુષ્પ્રાપ છે, પડતાં પડતાં ટેકા દેવા જેવું પણ કાંઈ નથી. એવો વિચાર રાત દિવસ મનમાં આણીને જો મોક્ષના સુખની ઇચ્છા હોય તો શુધ્ધ બુધ્ધિથી ધર્મમાં ચિત્ત આરોપવું-૪૭

સંસારપદ્ધતિ વિષે આવું સાંભળી હર્ષ પામીને રાજાએ તેને કહ્યું કે હે બ્રાહ્મણ! ફરીથી કાંઈ બોલો-૪૮

વિક્રમાર્કનરાધિપ સધ્ધર્મ કર્મમાં નિરત હતા તે જોઈને વિદ્વાને વિષયનો નાશ કરે તેવું વચન કહ્યું-૪૯

ગમે તેટલા વખત સુધી રમાડે તો પણ છેવટે વિષયો જવાના એ તો નક્કીજ છે તો તેમના વિયોગમાં એવો શો ફેર પડનારોછે કે માણસો પોતાની મેળે તેમને તજતાં નથી? ઉલટું એમ છે કે વિષયો પોતાની મેળે જશે ત્યારે મહાદુઃખ પાછળ મૂકતા જશે, અને જો માણસો પોતાની મેળે તેમને તજશે તો મહા આનંદનું સુખ પામી શકશે-૫૦

આવું સાંભળીને રાજાએ મનમાં વિચાર કર્યો કે આ વિદ્વાને સંસારથી તરવાની સારી યુક્તિ કહી-૫૧

આયુષ્ જલતરંગ જેવું ક્ષણિક છે એમ જાણીને સુખે પડી રહ્યા, લક્ષ્મી સ્વપ્ન જેવી વિનશ્વર છે એમ સમજીને નિરંતર ભોગમાંજ મન પરોવી રાખ્યું, યૌવન તો સંધ્યાભ્રલેખા જેવું ચંચલ છે એમ ધારી મહાપ્રેમે સ્ત્રીઓને આશ્લેષ દીધા, અહો ! જે કારણોથી માણસોએ સંસારથી મુક્ત થવું જોઇએ તેજ કારણથી તે સંસારમાં બંધાયાં છે !!-૫૨

અતિ આયાસ આપનાર એવા ઈંદ્રિયના વિષયના અરણ્યમાંથી વિરામ પામ; અશેષ દુ:ખનું સાન્ત્વન કરનાર એવા શ્રેયોમાર્ગમાં વળ; શાન્તભાવ ગ્રહણ કરી તારી તરંગચંચલ ગતિ છોડ; અને ફરીથી ભંગુર એવા ભવની આસક્તિ ન કર ;-હે ચિત્ત ! હવે કૃપા કર !-૫૩

સોળ કોટિ સુવર્ણ અને પાંચસો ગામ એટલું શ્રીવિક્રમાર્કે સંતુષ્ટ થઇને વિદ્વાન્‌ને આપ્યું-૫૪

આટલું કહીને પ્રભાવતીએ ભોજરાજાને કહ્યું કે આવું જો તમારૂં ઔદાર્ય હોય તો આ આસને બેસો-૫૫

આવી દાનગુણની કથા સાંભળીને માલવેંદ્રને અત્યંત હર્ષ થયો એટલે પ્રસન્નવદને કહેવા લાગ્યો કે હે લોકો ! દાનરૂપી મહાપુણ્ય સાધો-૫૬

શ્રીરામચંદ્રસૂરિકૃત્ત શ્રીવિક્રમાર્કના સિંહાસનપ્રબંધની સોળમી કથા સંપૂર્ણ-૫૭

## ઈતિ સિંહાસન દ્વાત્રિંશિકાની સોળમી કથા સમાપ્ત

---

બીજા મુહૂર્તે ભોજરાજનૃપેંદ્ર, સકલજનપૂત એવી સભામાં, અતિ

ચતુર પૂજ્ય અને શાસ્ત્રજ્ઞ એવા વિદ્વાનો સમેત, અને વિવિધ વિબુધવૃંદ ગુણ ગાઇ રહ્યા છે એવી રીતે, આવ્યો–૧

પૂર્ણ આનંદથી પૂર્ણ એવો પૃથ્વીપતિ સિંહાસને બેસવા માટે પાસે આવ્યો–૨

રાતને પાછલે પહોરે, સિંહાસનરક્ષક દેવતાઓ નિદ્રાં વશ હશે એમ ધારીને, રાજા ધીમે ધીમે સિંહાસન પાસે આવવા લાગ્યો–૩

મૃગેંદ્રની પેઠે જેવો સિંહાસન ઉપર તલપ મારે છે કે પ્રભાવતી નામની સત્તરમી પૂતળી બોલી ઉઠી–૪

અહો માલવાધીશ! વારંવાર આમ કરતાં તમને લાજ આવતી નથી? આવા મહા બલવાન્ છતાં રાત્રીએ ચોરની પેઠે આવ્યા છો એ શું? ૫

અમે ઉંઘીએ છીએ એમ તમે ધાર્યું અને ચોરના જેવું કામ આદર્યું, પણ એટલું જાણ્યું નહિ કે અમે તો સર્વદા જાગતાંજ છીએ–૬

હે વસુધાધીપ! તમને આવી કુબુદ્ધિ કેમ થઇ? ત્યાં ધૂર્તપણું ચાલે કે જ્યાં લોક મૂર્ખ હોય–૭

દાંભિકલોક દેવતાને પણ છેતરે છે, જેમ વાણીઆએ દેવી તથા યક્ષને સહજમાં છેતર્યા–૮

એવી વાત છે કે એક વાણીએ આશાપુરીની માનતા રાખી કે ત્રણ લક્ષનાં પુષ્પ તમને ચઢાવીશ–૯

જો તમે મને પુત્ર આપશો તો હું આવી માનતા કરીશ; એટલે દેવતાએ પણ લોભથી વાણીઆને પુત્ર આપ્યો–૧૦

પંદર દિવસ સુધી પુત્રજન્મોત્સવ ચાલ્યો, અને કાર્ય સિદ્ધ થયું એટલે પેલા ધૂર્ત વાણીઆએ વિચાર કર્યો–૧૧

દેવીને લક્ષત્રયનાં પુષ્પ ભક્તિપૂર્વક અર્પવાનાં છે એટલે રત્ન અને સુવર્ણનાં ત્રણ પુષ્પ કરાવો–૧૨

એમ કરી, લોકને ભેગા કરી, પુત્રને સાથે લેઈ, ભેરિવાદનસમેત પેલો ધૂર્ત દેવીના મંદિરમાં ગયો–૧૩

દેવીની પુષ્પથી પૂજા કરીને વાણીએ માનતા પૂર્ણ કરી અને આશિષ્ વખતે એનાંએ ત્રણે પુષ્પ ઉઠાવી લીધાં-૧૪

આ ધૂર્તે આવી રીતે છેતરાયલી આશાપુરી કામદેવ પાસે ફરીઆદ કરવા ગઈ-૧૫

ઓ ભાઇ! યક્ષરાજેન્દ્ર! એક ધૂર્ત મને છેતરી લક્ષત્રયનાં પુષ્પ અર્પીને પાછાં ઘેર લેઇ ગયો-૧૬

કામદેવે કહ્યું બ્હેન! તમારૂં મહાભાગ્ય કે તમારાં હાડકાં સાજાં રહ્યાં-૧૭

મારા શરીર ભણી જુઓ. ને એણે મને જે કર્યું છે તે જુઓ, એની વાત સાંભળો કહી બતાવું-૧૮

એજ પાપી એકવાર મહાસમુદ્રમાં નાવ સહિત બુડતો હતો તેવામાં એણે મને એક પાડો માન્યો એટલે મે નાવનું રક્ષણ કર્યું-૧૯

સાજો સમો ઘેર પહોચ્યા પછી એક જાડો પાડો તેણે આણીને વાજતે ગાજતે આવી મારે પગે બાંધ્યો-૨૦

વાદિત્ર વગાડીને તેને ભડકાવ્યો એટલે તે નાઠો અને હું સ્થાનેથી ગરબડી પડયો-૨૧

માથું ફુટ્યું, દાંત પડી ગયા, ઓઠ ખરી પડયા, અંગે ચાંદાં પડયાં, ને પાડો તો છૂટીને ક્યાંનો ક્યાં નાશી ગયો-૨૨

કોઇકે ઉધેમાથે રોતા પડેલા મને આણીને અહી બેસાડયો છે, તેનું કલ્યાણ થજો-૨૩

આવું સાંભળીને દેવતા ફીકે મોઢે પાછી ગઇ, એમ ધૂર્તે યક્ષ અને દેવી ઉભયને છેતર્યાં હતાં-૨૪

જેમ એ ધૂર્તે બેને સહજમાં છેતર્યાં તેમ હે ભોજ! તમે પણ અમને છેતરવાનો આરંભ કર્યો છે-૨૫

જબરા-પવનથી ગમે તેવાં પણ ઝાડ ઉખડી પડે છે, પણ મેઘ જેવા શ્યામ મ્હોટા પર્વત કદાપિ હાલતા પણ નથી-૨૬

તમે આ આસને બેસવા ઘણો પ્રયાસ કર્યો અને કરો છો, પણ ભાગ્ય બે ડગલાં આગળનું આગળ-૨૭

અમારો સનાતન સ્વામી તો શ્રીવિક્રમાદિત્ય છે, તેમના આસનની ઈચ્છા તેના કર્મથી હીન છતાં તમે શા માટે કરો છો ?-૨૮

તેનું સૌભાગ્ય, તેનું ઔદાર્ય, તેનું દાન, તેની સુશીલતા, એ તો સચરાચર ત્રણે લોકમાં નથીજ નથી-૨૯

પ્રભાવતીનુ આવું બોલવુ સાંભળીને ભોજરાજાએ તેને કહ્યું કે વિક્રમના ગુણનુ વર્ણન કરો-૩૦

સત્તરમી પૂતળીએ નીતિગર્ભિત વચન કહ્યુ કે હે માલવાધીશ! એ રાજાની કૃતજ્ઞતાની વાત સાંભળો-૩૧

વિક્રમાર્કનરેંદ્રે દ્વીપાંતરમાં જઈ અગ્નિપૂર્ણ એવા કુડમાં પોતાનો દેહ ઝંપલાવી ચદ્રભૂપને ઉપકાર કર્યો, અને એમ સત્કાર્યનુ પુણ્ય પ્રાપ્ત કરી ફરી જીવતો થઈ પોતે ઘેર આવ્યો-૩૨

પરાક્રમી અને પ્રતાપથી ત્રિલોકને ભરી દેતો શ્રીવિક્રમ અવંતીમાં રાજ્ય કરતો હતો-૩૩

અતિ અદ્‌ભુત દાનમહિમાથી જેણે મહોટા દાનેશ્વરી તેમને પણ ક્ષીણ કરી નાખ્યા-તેથી ધનદ અને કલ્પદ્રુમ ગિરિગહ્વરમાં જઈ વસ્યાં-૩૪

સર્વાર્થ સિધ્ધ કરનાર એવા એ કૃતાર્થીએ કામદુધા અને કલ્પદ્રુમને પણ અર્થી કરી નાખ્યાં-તેમને પણ પરસ્પરને દૂધ અને પલ્લવ આપવા વેળા આવ્યાથી દાનનું દુઃખ પ્રાપ્ત થયુ-૩૫

એક પુરમાં તે વખતે એક ભાટ રહેતો હતો તે સર્વવિદ્યાનિપુણ હતો, તેનું નામ સ્વસ્તિક હતું, પણ તે દારિદ્ર્યવ્યાધિથી પીડિત હતો-૩૬

તેને સાવિત્રી નામની ભાર્યા હતી તે પવિત્ર, શીલવાળી હતી, પણ એના ઘરમાં તો પવિત્રીકરણ પણ નહિ ત્યાં સ્વર્ણ રત્નની તો વાત શી?-૩૭

એ સ્ત્રી કાળો કાંબળો ઓઢીને કોઈને ઘેર છાશ લેવા ગઈ હતી-૩૮

ત્યાં ઘરધણીની પત્નીને તેણે સમગ્રાંગે મણિમુક્તામય આભરણ-ભૂષિત એવી દીઠી-૩૯

તેને સર્વશૃંગારપૂર્ણ અને દેવતા જેવી જોઈને કલાઈનાં ઘરેણાંપહેરનારી એવી ભાટપત્નીએ પૃછ્યુ-૪૦

સુવર્ણ, રત્ન, માણિક્ય, આદિનાં આભૂષણ કોણ ભાગ્યવાને તને કરાવી આપ્યાં-૪૧

તેણે તેને કહ્યુ કે મારા પ્રાણેશ્વર પતિએ કરાવી આપ્યાં, તેજ અભિતના આપનાર છે કે જેની હું અર્ધાંગના છુ-૪૨

એવુ સાંભળીને પેલી પોતાને ઘેર આવી, અને તુટલી ખાટલીમાં પડી કાંઈ કામ ન કરવા લાગી-૪૩

સ્વસ્તિકિ બહારથી આવ્યો ત્યારે ખાવાનું મળે નહિ તે જોઈને બાયડીને પૃછ્યું કે આમ કેમ પડી છે?-૪૪

તેણે ધણીને કહ્યુ કે હું તમારે પાલવ ક્યાં પડી? કે આવી નઠારી રહી, અને કલાઈના છાપાં પહેરતી રહી-૪૫

પ્રાતઃકાલે હુ વાણીઆને ઘેર છાશ લેવા ગઈ ત્યાં તેની બાયડી મોતીનાં ઘરેણાં પહેરીને ફરતી હતી-૪૬

તેને મે પૂછ્યુ તો તેણે કહ્યુ કે મારા પ્રિયે મને ઘરેણાં કરાવ્યાં-માટે હે પ્રાણનાથ! તમે મને પણ કરાવો-૪૭

આવું તેનું કહેવુ સાંભળીને સ્વસ્તિકિ રાજા પાસે ગયો ને સ્વસ્તિ કહી બોલવા લાગ્યો-૪૮

હે સ્વામી! ઉજ્જયિનીપતિ! મને એક સંશય પડયો છે કે આપના યશથી આખું જગત્ ધવલ થયું પણ મારૂ ઘર એમને એમ રહ્યું એ શું?-૪૯

સર્વે સમુદ્ર દુગ્ધસમુદ્ર થઈ રહ્યા છે, નાગમાત્ર વાસુકિ થયા છે, પર્વતમાત્ર કૈલાસ થયાછે, સ્વર્ગમાં દેવતા પણ બધા સેળભેળ થઈ ગયાછે, આપનો કીર્તિપ્રતાન વિસ્તરતાં એવુ થઈ રહ્યુ છે, છતાં મારી સ્રીને કાચનાં ભૂષણ છે તે શા માટે મોતી થઈ જતાં નથી?-૫૦

આ કાવ્ય સાંભળતાંજ પ્રસન્ન થઈ વિક્રમે તેની મનકામના પૂર્ણ કરી, એક ખારી મોતી અને બે ભાર સુવર્ણ તેને અપાવ્યું-૫૧

તે લેઈ મહાનંદપામતા તેણે વિક્રમને વળી વિનતિ કરી-૫૨

હે સ્વામિન્ મેં હાથ આપના આગળ ધર્યો તો આપે તો તં ખરીદીજ લીધો, એટલે હવેથી હું કોઈ આગળ તેને ધરવાનો નથી-૫૩

તે દ્રવ્ય લઈને સ્વસ્તિકિ સત્વર ઘેર આવ્યો. દારિદ્રમાત્ર તેના ઘરમાંથી દૂર થયું અને બધું શોભતું થઈ રહ્યું-૫૪

પોતાની પ્રિયાને તેણે સુવર્ણનાં આભરણ કરાવ્યાં, અને ભાત ભાતના ભોગ ભોગવવા માંડ્યા-દ્રવ્યથી દ્રવ્ય પણ આવવા લાગ્યું-૫૫

લવણ સમો નથ્થી રસો વિત્તાણુસમો બધવો નથ્થી
મરણ ભયંચ ભયાણં ખુહાસમા વેયણા નથ્થી-૫૬
વ્યવસાયહ વિણુ વંછઈ રિદ્ધ શુક્લ ધ્યાનવિણ વછઈ સિદ્ધ
જસ કિરતિ વંછઈ વિણુદાણુ તેહ સિરિસા નન મા થઈકાનુ*-૫૭

જેવું ધન વ્યવસાયથી વધે છે તેવું કશાથી વધતું નથી, મેઘજલથી પાક થાય છે તેવો સો કૂવાથી પણ બનતો નથી-૫૮

સ્વસ્તિકિ ભાટ વેપારમાટે મહાસમુદ્રમાં નીકળ્યો, અને મોહોટું ઝાઝ માલ ભરીને તૈયાર કરી ચાલ્યો-૫૯

દ્વીપાંતરમાં ચંદ્રપુર નામના પુરમાં તે ગયો તો ત્યાં તો વિક્રમાદિત્યનો વૈરી ચંદ્રશેખર રાજ્ય કરતો હતો-૬૦

નયનીતિવિશારદ એવો તે મહારંગથી રાજ્ય કરતો હતો, હુંજ છું એમ માનતો હતો, ને રોજ પોતાનાંજ વખાણ કરતો હતો-૬૧

સ્વસ્તિકિ વહાણમાંથી બધો માલ ઉતારીને તે રાજાની સભામાં આવ્યો-૬૨

---

*લવણ સમાન રસ નથી, વિત્ત સમાન બન્ધુ નથી મરણ સમાન ભય નથી, ક્ષુધા સમાન વેદના નથી; વ્યાપારવિના ધન ઇચ્છે; શુકલ ધ્યાન વિના સિદ્ધિ ઇચ્છે, દાન વિના યશ અને કીર્તી ઇચ્છે, તે મૂર્ખ છે એમ તાત્પર્ય છે.

કાંઈક ભેટ મૂકીને ભાટે જય જય કહ્યું અને એક ઉત્તમ કાવ્ય બોલવા માંડ્યું–૬૩

અભિમુખ આવેલા માર્ગણની[1] હારથી પલ્લવિત અંબરને સમયે રણમાં તેમ દાનમાં જે મોખરે પડે તેવો તો કોઈ વિરલોજ!–૬૪

ભાટનું આવું બોલવું સાંભળીને ચંદ્રશેખર દેડકાની પેઠે કૂદી પડ્યો અને સહસ્ર સુવર્ણ આપવા લાગ્યો–૬૫

સ્વતિકિએ ચંદ્રશેખરને કહ્યું કે મારા હાથ તો વિક્રમે ખરીદી લીધેલા છે–૬૬

હે ભૂપાલ! યુગાંતે પણ કોઈનું દાન હું લેતો નથી, વિક્રમે દાન-પાશથી મારા હાથ બાંધી લીધા છે–૬૭

આવું સાંભળતાં સ્વસ્તિકિ ભાટને ચંદ્રશેખરે પુછ્યું કે વિક્રમાદિત્ય કેવોક છે? ને તેની દાનશૂરતા કેવીક છે?–૬૮

ત્યારે સ્વસ્તિકિએ પ્રચંડોક્તિવાળો ગદ્યબંધ રચીને વિક્રમાદિત્યના ગુણનું કાંઈક વર્ણન કહી બતાવ્યું–૬૯

રવિરથચક્રના ફરવામાં આવી જાય તેટલા, અને અનેક નક્રચક્રથી આકુલ એવા સમુદ્રથી બાંધેલી પૃથ્વીમાત્રનું દારિદ્ર્યરૂપી અપમાન વિદારી અનંત દાનપ્રભાવયુક્ત એવા પોતાના ભુજદંડથી અનંત અરિવર્ગનો અખર્વ ગર્વ ભાંગનાર મહાદાનેશ્વરી કર્ણના અવતાર, ઉજ્જવલ શૃંગારથી શોભતા, પ્રભુ તો શ્રીવિક્રમ એકજ છે, જગત્‌માત્રમાં અન્ય નથી–૭૦-૭૧-૭૨-૭૩

વિક્રમ રાજાનું આવું શૂરત્વ સાંભળીને ચંદ્રશેખરને બહુ ગ્લાનિ થઈ આવી–૭૪

---

૧. અત્ર માર્ગણ=બાણ, તેમ માગણ એમ અર્થ લેઈ રણ અને અંબર બેનો નિર્વાહ કરવો. "પલ્લવિત અંબરને સમયે" તેના પણ બે અર્થ; બાણની હારથી આકાશ ગાજી રહેલું હોય તે સમયે એ અર્થ રણપરત્વે અને માગણો વસ્ત્રનો છેડો ઝાલી ઉભા હોય એ અર્થ દાન પરત્વે

શુક અને તિત્તિર ગુણને લીધેજ બંધાય છે, પણ બગલાને કોઈ બાંધતું નથી, માટે મૌનજ સર્વાર્થસાધન છે—૭૫

મુંચ મુંચ કહેતાં એક પડે છે, મા મુંચ કહેતાં બે પડે છે, એમ બેનું પતન દેખીને મૌન ધાર્યું તેજ સર્વાર્થસાધન છે—૭૬

વળી ચંદ્રશેખર રાજાએ કરાલ અને ક્રૂર લોચન કરીને હૃદયમાં બહુ ગર્વ આણી ભાટને પૂછ્યું—૭૭

અગુણી ગુણીને ઓળખતો નથી, ગુણી ગુણી સાથે મત્સર રાખે છે, પણ ગુણી અને ગુણરાગી એવા સરલ જન વિરલ છે—૭૮

હે ભદ્ર ! મને સત્ય કહો કે વિક્રમાર્કની શી વાર્તા છે, બાકી માગણ તો શતગુણ કહે એવો રીવાજ છે—૭૯

જોશી ભૂતને પામે છે, ચિકિત્સક પ્રાણને પામે છે, ધની હાનિને પામે-છે, યાચકો લાભને પામે છે, ને પ્રાકૃત લોક માનને પામે છે—૮૦

કેટલાક યથાભૂત કહે છે, જેવું દીઠું, સાંભળ્યું હોય તેવું બતાવે છે, બાકી કેટલાક કવિઓ તો બાલકની પેઠે ગમે તેવો લવારો હાંકે છે—૮૧

એમ કહ્યું તે સાંભળીને સ્વસ્તિકિએ સોગન ખાઈ ચંદ્રશેખરને કહ્યું, કે મારો પ્રાણ જતા સુધી પણ હું કૂડું વચન બોલું તેવો નથી—૮૨

પૃથ્વીમાત્રનું ઋણ છેદનાર, દારિદ્ર્યનો તાપ ઓલવનાર, પોતાના જીવિત સુધીને પણ આપી દેનાર, શત્રુને પણ સમૃદ્ધિ આપનાર, સર્વનું દુર્ભાગ્ય, દીનત્વ દુરિત અને દુઃખ તેનો હરનાર, હર્ષથી સદા પ્રસન્ન, એવો તો હે રાજન્! એક વિક્રમરાજાજ છે—૮૩-૮૪

દૂર વસતા હોય એવા પણ સત્પુરુષના ગુણ તેમના દૂત થાય છે; કેતકીનો સુગંધ લેતાંજ ભ્રમર પોતાની મેળે જઈ પહોચે છે—૮૫

ત્યારે ચંદ્રશેખરે ભાટને કહ્યું કે વિક્રમ જેમ કરે છે તેમ હું પણ કરીશ—૮૬

એ પછી તેણે નિત્ય દાન આપવા માંડ્યાં, લોકનાં ઋણ ફેડવા માંડ્યાં, પણ એ પ્રકારે તો સાત દિવસમાંજ સમૃદ્ધિ ખપી ગઈ—૮૭

અનુચિત ફલ માટે ઇચ્છા. સ્વજનથી વિરોધ, બલવાન્ સાથે સ્પર્ધા, પ્રમદાનો વિશ્વાસ,એ ચારે માથામાં શૂલ જાણવાં-૮૮

ગર્વથી ઉદ્ધત થયેલો રાજા પોતાનું માન ખંડિત થયું એમ જાણી, બહુ ઉગ્ર તપજપથી પોતાની કુલદેવીની આરાધના કરવા મંડ્યો-૮૯

સાત ઉપવાસમાંજ કુલદેવતા પ્રત્યક્ષ થઈને બોલી કે તેં મારૂં ઉપાસન શા માટે કર્યું છે?-૯૦

હે ચંદ્રશેખર! તારે જે ઇચ્છા હોય તે માગ, સર્વ લોકને સર્વ કામ પૂરનારી હું તારા ઉપર પ્રસન્ન છું-૯૧

ત્યારે રાજાએ કહ્યું માતા! જો મને પ્રસન્ન થયાં હો તો મને અક્ષય સંપત્તિ આપો કે હું આખી પૃથ્વીને ઋણમુક્ત કરી નાખું-૯૨

દેવીએ કહ્યું રાજેન્દ્ર! તારા માગ્યા પ્રમાણે મેં તને આપ્યું, પણ એનું જે સાધન છે તે તને કપરૂં લાગશે-૯૩

તારે નિત્યે સાહસ રાખીને તારૂં શરીર અગ્નિમાં હોમવું-પછી તું સાજો થશે-એટલું કરવાનું છે-૯૪

સર્વ કામ પૂરનારી દેવી આટલું કહીને સ્વસ્થાન ગઈ, ને રાજાએ સળગતા કુંડમાં નિત્ય પોતાનું શરીર ઝપલાવવા માંડ્યું-૯૫

પ્રસન્ન થયેલી દેવી નિત્યે તેને નવે નવું અંગ આપતી હતી, અને કોશને એવો સંપૂર્ણ રાખતી હતી કે દાન કર્યા છતાં કશું ખૂટતું નહિ-૯૬

એમ પોતાનો દેહ અર્પીને રાજા શ્રીચંદ્રશેખરે વિક્રમ રાજાની પેઠે આખી પૃથ્વીને અતિહર્ષથી ઋણમુક્ત કરી-૯૭

કેટલાક દિવસ રહી, અનેક વસ્તુ લેઈ, સ્વસ્તિક ભાટ પોતાને ગામ ગયો-૯૮

શતલાભસમેત તે કુશલથી પોતાના પુરમાં આવ્યો અને વિક્રમાર્કનાં દર્શન માટે ઉજ્જયિની તરફ ગયો-૯૯

તેને દેખતાંજ વિક્રમે કુશલ પૂછ્યું અને કહ્યું કે બહુ દિવસે તું જણાયો તો ક્યાં ગયો આવ્યો હતો?-૧૦૦

તેણે કહ્યું કે વ્યાપારાર્થે ચંદ્રપુરદ્વીપમાં હું ગયો હતો? ત્યાં કેટલુંક રહીને હમણાં આવ્યો-૧

હે ભાટ! તેં ત્યાં શું આશ્ચર્ય દીઠું ? તે મને કહે કે તે સાંભળી મને હર્ષ થાય-૨

આવું પૂછ્યું ત્યારે સ્વરિતકિએ કહ્યું કે ચંદ્રકાંતપુરમાં ચંદ્રશેખર નામે રાજા છે-૩

તે તમારી સ્પર્ધા કરે છે, નિત્ય દાન કરે છે, પૃથ્વીને ઋણમુક્ત કરે છે, ને મનવાંછિત પૂરે છે-૪

પણ હે નરનાયક! તેને એક મહાકષ્ટ છે કે તેને દેવતાગૃહમાં અગ્નિ-કુંડને વિષે પોતાનું શરીર નિત્ય હોમવું પડે છે-૫

દેવતા પ્રસન્ન થઈને નવું શરીર આપેછે અને અક્ષય ભંડાર આપે છે, પણ એ દુઃખથી તે બીચારો દૂબળો થઈ ગયો છે-૬

દાન માટે, પોતાની કીર્તિ માટે, ને તમારી બરાબરી કરવા માટે, તે પોતાના શરીરનો હોમ આપે છે એજ કોતુક છે-૭

ત્યારે વિક્રમે મનમાં વિચાર કર્યો કે અહો આ રાજા બહો મહોટો કહેવાય ને સાહસિકશિરોમણિ ગણાય-૮

નિત્ય પરોપકારાર્થે જે પોતાનો જીવ નકામો કરે છે તે આખી પૃથ્વીમાં ઉત્તમ કહેવાય, ને બીજા બધા તો મધ્યમ કે અધમ ગણાય-૯

સૂર્ય સર્વના અંધકારને દૂર કરે છે તે કોની આજ્ઞાથી? રસ્તે છાયા કરવા માટે વૃક્ષોને કોણે પ્રાર્થના કરી છે? વૃષ્ટિ માટે નવીન મેઘને કોણ અર્થના કરે છે? પણ એજ પ્રકારે પરહિત સાધવામાં સત્પુરુષો બદ્ધપરિકર રહે છે-૧૦

મૃગાંગનાનાં નેત્ર કોણે આંજ્યાંછે? મોરનાંપીછાં કોણ ચીતરેછે? કમ-લનાં દલને કોણ રચે છે? કુલીનને કોણ વિનવવા જાય છે?-૧૧

રત્નાકર પોતાનાં રત્નનો શો ઉપયોગ કરેછે? વિંધ્યાચલ હાથીઓને શું કરેછે? મલયાચલ શ્રીખંડને ક્યાં વાપરેછે?-સત્પુરુષની સમૃદ્ધિ માત્ર પરોપકારાર્થે છે-૧૨

એવો સાહસી એ પોતાનો દેહ અગ્નિમાં હોમેછે, પણ હું સર્વ જગતૂના કષ્ટને હરનાર છું, તો ચંદ્રશેખરનું આવું દુઃખ હું ન ભાંગી શકું ત્યાં સુધી મારૂં વ્રત મિથ્યા કહેવાય-૧૩-૧૪

એમ કહી યોગપાદુકાએ ચઢી શ્રીવિક્રમાદિત્ય ક્ષણમાંજ ચંદ્રપુર પહોચ્યો-૧૫

રાજ્યાધિષ્ઠાયક દેવીના મંદિરમાં જઈને જરાક ઉભો, તો ત્યાં જેને વિષે રાજા દેહ હોમેછે તે કુંડ જોયો-૧૬

વિક્રમાર્કે મનમાં વિચાર કર્યો કે દાન, રણ, અને કીર્તિકાર્ય એટલાં કાર્યમાં વિલંબ કામનો નહિ-૧૭

મહાકષ્ટ અને બહુ યાચના કરવાનું દુઃખ પમાડીને અર્થીને જે કાંઈ આપવું તેથી દાતાનું પુણ્ય લોપ પામેછે-૧૮

જે કરવું તે પછીએ કરવું ને પહેલું એ કરવું,જે ન કરવા જેવું છે તે પેહેલું એ ન કરવું ને પછીએ ન કરવું-૧૯

એવો નિશ્ચય કરીને રાજા પોતાનો દેહ જેવો દેવતામાં હોમવા જાયછે કે દેવતા પ્રત્યક્ષ થઈ-૨૦

હે ત્રિભુવનશ્રેષ્ઠ ! નરોત્તમ! નૃપાધિપ! પરોપકારૈકવ્રતી તારા ઉપર હું પ્રસન્ન છું એમ તે બોલી-૨૧

હે ભૂપ! તું શામાટે દેહ હોમેછે? હું તારી ઈચ્છા પૂર્ણ કરવા તૈયાર છું, તારે જે માગવું હોય તે માગ-૨૨

ત્યારે વિક્રમે કહ્યું કે મારા ઉપર પ્રસન્ન હો તો આ ચંદ્રશેખરને જે અગ્નિમાં પડવું પડે છે તે બંધ કરો-૨૩

એજ મારી ઈચ્છા છે કે એ રાજા ઉપર કૃપા કરો; ત્યારે દેવીએ કહ્યું જા એમ કરીશ-૨૪

આ મારૂં ને આ પારકું એવી ગણના તો સાંકડા ચિત્તવાળા નીચને હોયછે, બાકીજે ઉદારચરિત છે તેને તો આખી પૃથ્વી એજ પોતાનું કુટુંબ છે-૨૫

તે વખતે ત્યાં જનોએ, દેવતાએ, વ્યંતરોએ, માલવેશ્વર શ્રી વિક્રમની બહુ પ્રશંસા કરી–૨૬

અહો સત્પુરુષોને આ કોઈક અલૌકિક અને મહા કઠોરતા ચિત્તમાં રહેલી છે કે સામો માણસ પ્રત્યુપકાર કરશે એવી બીહીકથી, ઉપકાર કર-ાની સાથે વેગળા ખશી જાય છે–૨૭

ચંદ્રશેખરને આવો ઉપકાર કરીને, પૂજ્ય એવા ગુણનો આગાર વિક્રમ પોતાને દેશ આવ્યો–૨૮

સદા અક્ષય એવો નિધિ પામીને ચંદ્રશેખરે આખી સમુદ્રાંત પૃથ્વીને અનૃણ કરી નાખી–૨૯

પોતે અગ્નિમાં હોમાઈ પ્રાપ્ત કરેલો વર બળી મરતા એવા ચંદ્રશેખ-રને આપ્યો એવા વિક્રમની બેરાબર કોણ હોઈ શકે!–૩૦

એમ કહીને સુપ્રભાએ માલવાધીશ શ્રી ભોજને કહ્યું કે તમારામાં જો આવું ઔદાર્ય હોય તો સિંહાસને બેસો–૩૧

ઉત્તમ ભૂપાલ શ્રી વિક્રમાર્ક જેવા ગુણજ્ઞના ગુણોત્કરનું આ પ્રકારનું કીર્તન સાંભળીને વિબુધજનવૃંદથી પરિવૃત એવો શ્રી ભોજરાજા પોતાને સ્થાને ગયો–૩૨

શ્રીરામચંદ્રસુરિકૃત શ્રીવિક્રમાર્કના સિંહાસનપ્રબંધની સત્તરમી કથા પૂર્ણ થઈ–૩૩

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની સત્તરમી કથા સંપુર્ણ

---

ફરીથી સારૂ મુહૂર્ત લઇ ભોજરાજા સર્વ સામગ્રી કરાવીને સભામાં આવ્યો–૧

એ ઊત્તમ સિંહાસનની પ્રદક્ષિણા કરીને ક્ષેત્રાધિષ્ઠાયક દેવીની ભક્તિ પૂર્વક પૂજા કરી–૨

પાંચ લોકપાલને નમસ્કાર કર્યા, દેવતાની સ્તુતિ કરી, સર્વે સાધુને વંદન કર્યું, અને સિંહાસનની પાસે આવ્યો–૩

આવીને ચારુવચન બોલ્યો કે હે લોકો ! હું જે તથ્ય કહું છું તે સાંભળો; અતથ્ય હું કદાપિ કહેતો નથી-૪

દેવહીન દેવગૃહ શોભતું નથી, તેમ ફલહીન મહાવૃક્ષ, કે ધનહીન વહેવારીઓ પણ શોભે નહિ-૫

શીલહીન નારી, નાયક વિનાનું સૈન્ય, ગુરુહીન ગચ્છ, જીવહીન કલેવર, વસ્તુહીન ઉત્તમ વાસણ, ઘી વિનાનું દૂધ, દયાહીન ધર્મ, વાસ વગરનું ઘર, વિદ્યાહીન વિપ્રવર, ક્રિયાહીન મુનીશ્વર, ઘંટાહીન ગજેન્દ્ર, બલહીન અશ્વ, તે બધાં જેમ શોભતાં નથી, તેમ ભૂમિપતિ વિનાનું આ સિંહાસન પણ ખાલી રહી શોભતુ નથી-૬-૭-૮-૯

માટે તમને નમસ્કાર કરી, દેવતાની સ્તુતિ પૂજા કરિ, હું આ સિંહાસને બેસુ છું; તમે મારાં સાક્ષી રહેજો-૧૦

એવું કહીને ભોજરાજા જેવો બેસવા જાયછે તેવી અઢારમી ચંદ્રમુખી પૂતળી બોલી ઊઠી-૧૧

હે માલવભૂપાલ ! અશેષ મંડલના પાલન કરનાર ! આ આસનને તો અડકવું પણ તમારે કામનું નથી-૧૨

તમે લોક અને લોકપાલને સાક્ષી રાખવાનું જે કહ્યું તે ઠીક છે, પણ જે ખરી વાત છે તે સમજો-૧૩

મૃગેન્દ્રના ભવ્ય આસન ઉપર જંબુક શોભતો નથી, કર્પૂરને સ્થાને લવણ શોભતું નથી, સુવર્ણ ભાજનમાં તુંબ શોભતુ નથી-૧૪

જિનેંદ્રસ્થાને કોઈ ક્ષુદ્ર, ખરને દ્રાક્ષ, રંક માથે છત્ર, હાથી ઉપર શત્રાક, શોભે નહિ-૧૫

જેમ શર્કરોદકમાં વાલુકા ન શોભે, જેમ સુવર્ણ આભરણ ઉપર ચૂર્ણ નથી શોભતું, તેમ પૂજ્યતમનું સ્થાન અને પૂજ્ય એવું જે સિંહાસન તે ઉપર તમે પણ શોભી શકો તેમ નથી-૧૬-૧૭

વિપુલ, નિર્મલ, અને તેજોયુક્ત એવો મણિ તેને જો કોઇ કથીરમાં જડે તો તે કાંઈ બોલવાનો નથી કે રોવાનો નથી, માત્ર તેવી યોજના કરનારનોજ તેમાં દોષ નીકળે છે-૧૮

તમારા દાક્ષિણ્યને લેઈને અમને તમારા ઉપર પ્રીતિ આવે અને અમે કદાપિ તમને હા કહીએ તો લોક અમારી પણ નિંદા કરે-૧૯

સકલકામના પૂર્ણ કરનારો, મનના મનોરથ સાધી આપનારો, એવો વરદેવમણિ તે પારકાને ગળે લટકે, તેમાં તેમ લટકાવનારને જ દોષ છે-૨૦

માટે અમે જેનાં અધિષ્ઠાતા છીએ એવા આ ઉત્તમ સિંહાસને જે વિક્રમાદિત્ય જેવો હોય તેજ બેસે-૨૧

ત્યારે ભોજરાજે ચંદ્રમૂખીને કહ્યું કે યોગ્ય છે, આટલાજ માટે મહાત્મા શ્રી વિક્રમે તમારૂં અવલંબન કર્યું છે-૨૨

તમે પરોક્ષે પણ તેના ગુણો ગાઓછો તો કહો કે, તે ભૂપાલ કેવો હતો, ને તેની ગુણાઢયતા કેવી હતી ?-૨૩

ચંદ્રમુખી દેવીએ કહેવા માંડયું— હે નરનાયક ! સાંભળો, તમને વિશ્વવિખ્યાત એવો શ્રવિક્રમનો ગુણોત્કર્ષ સંભળાવું-૨૪

દારિદ્રયથી પીડાના એવા કોઇકની ભાર્યાનું મનોવાંછિત પૂર્ણ કરવા માટે, પોતે સૂર્ય પાસેથી પ્રાપ્ત કરેલાં એવાં ઉત્તમ બે કુંડલ રાજાએ આપી દીધાં-૨૫

ઉજ્જયિનીમાં આદિત્યથી બેવડા પ્રભાવવાળો શ્રીવિક્રમરાજા રાજ્ય કરતો હતો-૨૬

એક વખતે પ્રતીહારે પ્રથમ નિવેદન કર્યા પ્રમાણે કોઇ એક વૈદેશિક પુરુષ તેની સભામાં આવ્યો--૨૭

તેની વિક્રમે આસનાદિથી સંભાવના કરી; જે ભવ્ય છે તેણે ભવ્ય અભવ્ય સર્વ પ્રતિ વિનયતત્પર રહેવું -૨૮

ચોર, ચાંડાલ, શત્રુ, મિત્ર, પિતૃઘાતક, વૃદ્ધ, યુવા, ગમે તેવો પણ અભ્યાગત સર્વનો ગુરુ છે. -૨૯

કથાશ્રિત વિગ્રહવાળા, વિગ્રહથી પરિત્યક્ત, વિષયમુક્ત, એવા એ પાંથને રાજાએ કહ્યું -૩૦

તમે ક્યાંથી આવો છો? તમે શાં શાં કૌતુક જોયાં? કીયા દેશમાં કીયું આશ્ચર્ય છે? એ આદિ વૃત્તાંત મને કહો-૩૧

તેણે કહ્યું હે રાજેંદ્ર! મારી વાત સાંભળો, હું સોળ વર્ષનો થયો ત્યાંથી દેશાવર ફરૂં છું--૩૨

શતદેશમાં હું ભમ્યો, સહસ્ર કૌતુક મેં જોયાં, ને આશ્ચર્ય તો લાખો દીઠાં--૩૩

દેશે દેશે નવું આશ્ચર્ય, ગામે ગામે નવું કૌતુક, ને તીર્થે તીર્થે નવો પ્રભાવ, એમ જોતો હું અત્ર આવ્યો છું--૩૪

સાત વર્ષ ફરી ફરીને હું સંતોષી અને શાંત થયો છું, પણ હે સ્વામિન્ ભમતે ભમતે મેં ઘણાં કૌતુક જોયાં છે--૩૫

અસંભાવ્ય, અનાહૂત, મહાશ્ચર્યકારક, મનોહર, હૃદયાનંદકારક, દેવતાનિર્મિત, એવું મેં પ્રત્યક્ષ દીઠું; પણ કહી શકાય તેમ નથી, કહેતાં કોઇ ખરૂં માને એમ નથી -૩૬- ૩૭

જે પ્રત્યક્ષ થાય તેને અસંભાવ્ય ન જાણવું, જેવું વાનરસંગીત, તેવી તરતી શિલા--૩૮

એક પુરમાં પૂર્વે એક વહેવારીઓ રહેતો હતો, તે ધનની આશાથી વહણમાર્ગે વેપાર અર્થે ફરતો હતો-૩૯

તેણે એક સ્થલે બત્રીશ હાથની શિલાને તરતી જોઈ, તે પછી જે લેવાનું તે લઇને ઘેર આવ્યો-૪૦

ભેટ લેઇને રાજાને મળવા ગયો ત્યાં રાજાએ પૂછ્યું કે, હે વણિગ્વર! શું આશ્ચર્ય તમે દીઠું?-૪૧

તેણે કહ્યું સમુદ્રમાં એક મહોટી શિલાને તરતી દીઠી, એ વાત ખોટી હોય તો મારે એક લાખ હારવા-૪૨

ત્યારે રાજાએ કહ્યું કે, જો એ વાત ખરી પડે તો મારે લાખ આપવા; માટે તમે કોઇ સાક્ષી લાવો-૪૩

વાણીએ કહ્યું, મારા પિતા છે તેમણે એ શિલા પ્રત્યક્ષ દીઠી છે; પણ

એ વાણીઆના બાપે તો પૂછતાંજ કહ્યું કે નાથ ! હું કાંઇ જાણતો નથી, અસંભાવ્ય જણાય છે–૪૪

રાજાએ લાખ લઈ લીધા; એટલે પાછો વહાણે ચઢયો ને વાનરદ્વીપમાં ગયો તો ત્યાં કૌતુક દીઠું–૪૫

પંચશબ્દાદિવાદિત્રસમેત તથા તાલમાન આદિસમેત છપ્પન કોટિ તાલનું નાટક જોયું–૪૬

તેમાં મધ્યે એક મહાવાનર હતો; તેને તેણે કહ્યું તમે મહોટા દેવ છો, હું એક યાચના કરૂં તે આપો–૪૭

મને અનુગ્રહ કરવા માટે એક વાર ઉત્તમ નાટક કરવું ને જ્યાં હું તમારૂં સ્મરણ કરૂં ત્યાં તમારે આવવું–૪૮

તેણે સ્વીકાર કર્યો એટલે વાણીઓ પોતાને ગામ આવ્યો, ને રાજાને મળવા ગયો તો પાછું રાજાએ કૌતુક શું જોયું? એમ પૂછ્યું–૪૯

વાણીએ કહ્યું હે નરેશ્વર ! મે વાનરોનું ઉત્તમ નાટ્ય જોયું, તે સાંભળી રાજાએ બે લાખની હોડ કરી–૫૦

વાણીઆ પાસે સાક્ષી માગ્યો તો વાણીએ કહ્યું સાક્ષીનું શું કામ છે? પ્રત્યક્ષ બતાવું–૫૧

વાણીઆએ ભક્તિપૂર્વક આરાધના કરી કે વાનરયૂથ આવ્યું, અને નાટક કરીને સ્વસ્થાને જતું રહ્યું–૫૨

પછી વાણીઆએ પોતાના પિતાને કહ્યું કે તમે સત્ય કેમ ના કહ્યું? ત્યારે તેણે કહ્યું કે જે અસંભાવ્ય છે તે પ્રત્યક્ષ કેમ કહેવાય?–૫૩

માટે, હે સ્વામિન્ ! મને વિશ્વાસ થાય એવાં ઘણાં આશ્ચર્ય મેં જોયાં છે છતાં આપના આગળ કહી શકતો નથી–૫૪

એવું સાંભળી વિક્રમાર્કે કહ્યું હે ભાઈ ! તમે જે અદ્ભૂત જોયું હોય તે યથાર્થ કહો–૫૫

એમ પૂછ્યું ત્યારે પાંથે કહ્યું કે એકાગ્રચિત્તે સાંભળો, ઉદયાચલને મસ્તકે, લંકાસાગરની પાસે, સુવર્ણ અને રત્નનું એક ચૈત્ય છે; તેમાં ભવ-

નેશ્વરીનું સ્થાન છે, તે દેવીને દેવતા સુદ્ધાંત પણ માને છે, ને તે સર્વને વાંછિતાર્થ આપનારી છે–૫૬-૫૭

ત્યાંના લોક એમ કહે છે કે, આ રાવણની ગોત્રજા છે, પ્રત્યક્ષ કર્મે વહ્નિ જેવી ચિંતિતાર્થફલપ્રદ છે–૫૮

પ્રાસાદના પૂર્વભાગે, પ્રતોલીદ્વારની પાસે, દેવીની સન્મુખજ અતિ ઉત્તમ સરોવર આવી રહેલું છે–૫૯

ચંદ્રકાંત પથ્થરથી તે બાંધેલું છે, રમ્ય છે, પ્રીતિકર છે, દેવસ્થાનોથી, ઘટિ યંત્રોથી, બલાકાઓથી તે બહુ શોભી રહેલું છે–૬૦

વિચિત્ર જલપૂર્ણ એવાં જલાશયો તેની આસપાસ આવેલાં છે,ને તે સરોવર પે.તે રવિબિંબ જેવું વર્તુલાકાર છે–૬૧

રક્ત, નીલ, શ્વેત, આદિ ઘણી જાતનાં કમલોના સરસ સુગંધ ત્યાં વ્યાપી રહેલા છે–૬૨

કલહંસના નાદ, અપ્સરાનાં ગાન, તથા કલ્લોલના રવથી, ત્યાં સુંદર શબ્દો થઇ રહ્યા છે, ને કચરાનો તો ત્યાં લેશ પણ નથી -૬૩

કમલોમાં બેઠેલા હંસોએ પાંખો ફફડાવવાથી હાલતાં કમલપત્રે કરીને તરંગો ન.ચવા માંડે છે; એવા અતિગંભીર જલથી પૂર્ણ; બકુલના ગ્રાસ માટે આતુર મત્સ્યથી આકુલ; કીનારાનાં વૃક્ષોની છાયામાં વિહરતા સ્ત્રીજનનાં ગીતથી સુંદર; ને તે સર્વને તાલ આપતાં હોય એમ નાચતાં ચકવાકસમેત, એવુ એ સરોવર અતિ રમણીય છે –૬૪

મણિમુક્ત પ્રવાલાદિની ત્યાં ખોટ નથી, ને તેથી મહોટા ક્ષીરસાગર જેવું તે સરોવર જણાય છે–૬૫

તે સરોવરમાં મધ્યભાગે અસ્તદેવનું સ્થાન દેવતાઓએ પંચ પ્રકારનાં રત્ન તથા સુવર્ણથી રચેલું છે–૬૬

જલની અધિષ્ઠાયક એવી દેવી જલમાં તે પ્રાસાદમાં રહે છે ને તેનું નામ રત્નાદેવી છે–૬૭

તેની આગળ જલમધ્યે રહેલો, ને પાતાલ સુધી રોપેલો, સુવર્ણસ્તંભ સુવર્ણાદ્રિ જેવો આવી રહેલો છે–૬૮

તેના ઉપર ચાર બારણાંવાળી, રત્નસ્તંભથી શોભીતી, ચાર ઝરૂખા સમેત, માણિક્યના શિખરવાળી, સુવર્ણ દંડ તથા વૈદૂર્ય મણિના કલશ હિત, એવી ચોખંડી સુંદર વિમાનની પેઠે શોભી રહેલી છે--૬૯--૭૦

તેમાં છત્ર ચામર સમેત તથા વિચિત્ર પૂતળીઓ યુક્ત એવું રમ્ય સિંહાસન આવી રહેલું છે--૭૧

તે ભવ્યસિંહાસન જે ઇંદ્રાસન જેવું છે તેમાં એક અદ્ભુત સુવર્ણ-પદ્મ લક્ષદલનું આવેલું છે--૭૨

તે નિરંતર ખીલેલુંજ રહે છે, અતિ પ્રસન્ન છે, તેનાં દલ વૈદૂર્યમ-ણિનાં છે, અતિ સુગધિમય અને સુંદર છે, તથા તેજથી તો સૂર્ય કરતાં પણ અધિક છે--૭૩

એવું મહા આશ્ચર્ય મેં પાળ ઉપર રહીને દીઠું, પણ તેમાં હજી જે અસંભાવ્ય કૌતુક છે તે સાંભળો--૭૪

સૂર્યોદય સમયે તે મહાસ્તંભ જલ બહાર દેખાય છે, ને જેમ જેમ સૂર્ય ઉંચો ચઢે છે તેમ તેમ સ્તંભ પણ બહાર આવતો જાય છે--૭૫.

મધ્યાન્હ સમયે સૂર્યબિંબને અડકે છે, ને સૂર્ય પશ્ચિમાભિમુખ થાય એટલે પોતાની મેળેજ ઘટવા માંડે છે.--૭૬

આથમતી વખતે જલ બહાર જરાક રહે છે, તે પછી વધતો એ નથી કે ઘટતો એ નથી ને આખી રાત તેમનો તેમ રહે છે--૭૭

ત્યાંના રંક, રાજા, દેશ દેશાવરથી આવેલા લોક,સ્ત્રી, બાલક તે કૌતુક દેખે છે.--૭૮

કોઇ ધીર, સાહસવાળા, વીર્ય અને વિક્રમપૂર્ણ, તે સ્તંભ ઉપર ગમે તે ઉપાયે કરીને જાય છે--૭૯

અને પ્રભાત સમયે પેલા કમલમાં બેસીને પછી ઉપર ચઢે છે--૮૦

કેટલાક પ્રાણપરિત્યાગનો પ્રસંગ જાણતા છતાં સાહસ કરીને આગળ જાય છે, કેટલાક તાપથી તપીને અધવચથીજ પડે છે--૮૧

કેટલાક પડેલામાંથી કોઇ જીવે છે. બાકી બીજા ઉપર ગયેલા તો બળીને મરણ પામે છે, + + + +-૮૨

પણ હે સ્વામિન્! કોઇએ સૂર્યમંડલમાં પહોંચી શકતું નથી–એ પ્રમાણેનું આશ્ચર્ય મેં દીઠું છે-૮૩

મારે તીર્થયાત્રા કરતે કરતે શત્રુંજય તીર્થ ઉપર જવું છે, એ તીર્થમાં જનાર મુક્તિ પામે છે-૮૪

મંત્રમાં પરમેષ્ઠિમંત્ર મહાન્ છે, તીર્થમાં શત્રુંજય છે, દાનમાં પ્રાણિદયા છે, ગુણમાં વિનય છે. બ્રહ્મવ્રતમાં વ્રત છે, નિયમમાં સંતોષ છે, તપમાં શમ છે, તત્વમાં સદ્દર્શન છે, અને પર્વમાં સર્વજ્ઞોદિત જે તે છે-૮૫

કલ્યાણકમલાકેલિના કારણ, ને કર્મનું વારણ કરનાર, એવા શત્રું-જયના મંડન શ્રી નાભેયજિનને નમન કરું છુ-૮૬

હે શ્રી નાભેય! અમિત ગુણવાન્! આ લોકમાં અથડાતો એવો હું તેનાં નેત્ર હેયોપાદેય કર્મને વિષે ઉઘાડ-૮૭

સંસારરૂપી અરણ્યમાં ભટકતાં, અને શુભ કર્મ કરતાં, પણ આપ પ્રભુરૂપી છાયાવૃક્ષ મને પ્રાપ્ત થયું નહિ.-૮૮

અહો! ક્યારે દુરાગ્રહ તજીને, કામરાગાદિ વિકાર તજી, ઉદાસીન થઇ, આખું જગત્ તન્મય દેખીશ!-૮૯

શત્રુ મિત્રને સમ ન ગણું, તૃણ કંચનને એક જાણતો, આત્માને આત્માથી જોતો ક્યારે જિનયોગ પામીશ-૯૦

શાંત શત્રુંજય તીર્થ ઉપર કાયોત્સર્ગથી સ્થિત એવા હું ઉપર ક્યારે કપિંજલ પક્ષીઓ કેવલ સ્થાણુ જાણી પોતાની સ્થિતિ કરશે?-૯૧

તે તીર્થમાં જઇને મારા દેહને હું પાપસંતાપથી નિર્મુક્ત કરવા ધ્યાનયોગ આદરીશ ને દેહત્યાગ કરીશ!-૯૨

તીર્થ તો બહુ છે, સ્થાવર, જંગમ, મિશ્ર, કાંમિતપ્રદ, કૌતુકકારક,

+ મૂલમાં આટલું ત્રૂટક છે.

ઘણાં છે; ધર્મદ, અર્થદ, કામદ મોક્ષપ્રદ ઇત્યાદિ હે ભૂપાલ! મેં ઘણાં જોયાં છે--૯૩--૯૪

સ્થાવર તે જે શાશ્વત હોય તે, જંગમ તે જે પુરુષાશ્રિત હોય તે, કામિતપ્રદ તે વ્યંતરાશ્રિત હોય તે,.... ... ... -૯૫

મસ્તક, જીભ્હા, પગ, હાથ આદિ છેદેલાં જ્યાં હોય .... .... શરીરને કંપારી વછૂટે[1] .... તે કૌતુકપ્રદ જાણવું-૯૬

'ધર્મદ' તે ચૈત્યશાલાદિ, સ્વાર્થદ તે ગોત્રજાદિ, કામદ તે છિન્નપુંચિન્હકારક, મોક્ષદ તે સિધ્ધક્ષેત્રાદિ રૈવતાદ્રિ આદિ, એ બધાં હે પુરુષોત્તમ મેં જોયાં છે-૯૭-૯૮

પણ હે ભૂપાલ! તમારા વિના જંગમ તીર્થ મેં દીઠું નથી, દેવ દાનવ સર્વમાં એક તમેજ છો--૯૯

એમ કહીને એ પાંથ વિદ્યાના બલથી આકાશમાર્ગે, જાણે રાજા દાન કરશે એવા ભયથી વિશંકિત હોય તેમ, ચાલ્યો ગયો--૧૦૦

નિરીહ પુરુષોને રાજા કે રંક, શત્રુ કે મિત્ર, મણિ કે માટી, ભવ કે મોક્ષ બધે સરખી બુદ્ધિ રહે છે -૧

તે પછી શ્રીવિક્રમાદિત્ય યોગપાદુકાએ ચઢીને મહિમાન્વિત એવા ઉદયાચલતીર્થ ઉપર ગયો.--૨

સર્વને વિક્રમરાજાએ અજાણ્યા થઇ પૂછ્યું કે, ભાઈ તમે સર્વ ક્યાં જાઓ છો ? --૪

પાપનો નાશ કરવા માટે અમે કામિત તીર્થ તરફ જઇએ છીએ, એમ તેમાંનો એક જે વિશારદ અને નિપુણ હતો તેણે કહ્યું--૫

ત્યાં એક મહાશ્ચર્ય છે તે અમે જોઇશું, સુવર્ણનો એક સ્તંભ જલમાંથી નિત્ય વધે છે ને ઘટે છે--૬

વિક્રમે કહ્યું ખરી વાત છે. વિદેશગમનથીજ કૌતુક જોવામાં આવે છે, જે લોક વિદેશ જતા નથી તે સર્વે કૂપમંડુક છે--૭

---

૧. આ બે લોકમા જે પદો પડેલા છે તે મૂલમાં પણ તેમજ છે.

એમ ચાલતાં રાજા સર્વલોકસમેત એ મહાતીર્થમાં ભવનેશ્વરી-મંદીર આગળ આવ્યો-૮

જેવું સાંભળ્યું હતું તેવુંજ દીઠું, કાંઇક વધારે દીઠું પણ ન્યૂન નહિ, જે પુણ્યાત્મા છે તે તો યથાર્થજ વદે છે--૯

શુદ્ધ અંતઃકરણવાળો રાજા પ્રાતઃકાલે સરોવર આગળ ગયો અને સૂર્યોદય વેલાએ સ્તભ પાસે પહોચ્યો --૧૦

તે સ્તંભ ઉપરના લક્ષદલવાળા પદ્મમાં પોતે બેઠો, એટલે સૂર્ય ચઢતો ગયો તેમ સ્તંભ વધવા લાગ્યો--૧૧

સૂર્યમંડલ સુધી પહોચ્યો ત્યાં તો તાપથી મૂર્છા પામી ગયો, પણ સૂર્યે તેનું પરાક્રમ જોઇ પ્રસન્ન થઇ અમૃત છાંટી આશ્વાસન કર્યું-૧૨

એટલે શુદ્ધિ આવતાંજ રાજાએ પ્રત્યક્ષ અંધકાર નાશક દેવ શ્રીસૂર્યદેવને નમસ્કાર કર્યો--૧૩

શાસ્ત્રમાત્ર અપ્રત્યક્ષ છે, તેમાં તો એક વિવાદ કરવો એજ પ્રામ છે, પણ જેના સાક્ષી ચંદ્ર અને સૂર્ય છે એવું જ્યોતિષ શાસ્ત્ર તેજ પ્રત્યક્ષ છે--૧૪

અન્ય જન્મમાં જે શુભાશુભ કર્યું હોય તેનું ફલ બતાવી આપનારૂં અંધકારમાંથી વસ્તુ બતાવી આપનાર દીપ જેવું, આ શાસ્ત્ર વિજયી છે-૧૫

હરિહરાદિદેવ કદાપિ પ્રત્યક્ષ નથી, સૂર્ય અને ચંદ્ર તથા મેઘ જગત્-વત્સલ છે તે સદા પ્રત્યક્ષ છે--૧૬

વિક્રમાદિત્યે સૂર્યને નમન કર્યું અને અતિ ઉત્તમ એવી સૂર્યગુણાન્વિત સ્તુતિ કરી--૧૭

જેનાથી જ્ઞાન અને કરણરૂપ સ્વભાવની પ્રવૃત્તિ છે, જેને બાહ્ય રૂપથી કશું આવરણ નથી, જેના પરત્વે શબ્દ અને અર્થ મિથ્યા છે, જે તત્ત્વરૂપ છે, એવો જે જીવરૂપ નિત્ય અને તનુથી વિભક્ત તે ચિદ્રૂપ આકાશસ્થને હું સ્તવું છું--૧૮

ચક્ષુ શ્રવણ રસના ઘ્રાણ ત્વક્, વાક્ પાદ પાણિ પાયુ ઉપસ્થ, તથા મન બુદ્ધિ ને અહંકાર સર્વની સ્થિતિ જેના થકી છે, જે બાહ્ય તેમ આંતર

આખા જગત્‌નો પ્રકાશક છે, એવા દ્વાદશાત્મા શ્રી માર્તંડ સકલકરુણાનિધિને શરણે આવ્યો છું--૧૯

જે અનાદ્યનંત છે, છતાં અતનુ છે, અગુણ છે, અણુથી પણ અણુ છે, મહાન્‌થી પણ મહાન્ છે; વિશ્વાકાર, સગુણ ઇત્યાદિરૂપે અંગસહિત કે અંગરહિત કલ્પાયો છે; એમ નાના પ્રકારની પ્રકૃતિ દર્શાવના કેવલ પ્રકાશરૂપ આદિત્યને નિત્યે નમન કરૂં છું--૨૦

આવી સ્તુતિ ઉપરથી દ્વાદશમૂર્તિ શ્રીઆદિત્ય વિક્રમાર્કને પ્રયત્ક્ષ થઇ અતિ ચારુ વચન બોલ્યા--૨૧

હે વિક્રમાદિત્ય રાજા ! તારા સાહસથી પ્રસન્ન થયો છું, તારા મનથી તને જે ઇષ્ટ હોય તે વર માગ -૨૨

આવું કહ્યું ત્યારે વિક્રમે ભાસ્કરને વિનતિ કરી કે, હે પ્રભો ! આજ પર્યંત મેં કોઇની પાસે યાચના કરી નથી--૨૩

માટે, હે જગત્પ્રદીપ! ભગવાન્ શ્રી ભાસ્કર ! હું શું યાચું ? તમારાં દર્શન થયાં એટલે બીજુ કાંઇ મારે યાચવાનુ નથી--૨૪

ભાસ્કરે કહ્યું હે નિરીહ નાયકોત્તમ ! દેવતાનું દર્શન યુગાંતે પણ વૃથા નથી થતું--૨૫

નિત્યે એક ભાર સુવર્ણ આપનારાં એવાં આ બે કુંડલ તને હું પ્રસન્ન થઇને આપું છું તે લે--૨૬

અમૃતનો આહાર કરવાથી ક્ષુધા તૃષાથી મુક્ત થયેલો રાજા જેમ ગયો હતો તેમજ અસ્ત સમયે પાછો આવ્યો--૨૭

આ પ્રકારે કૌતુક જોઈ, વનપાવડીએ ચઢી, ને પેલાં કુંડલ લેઈ રાજા પોતાના પુર ભણી જવા નીકળ્યો--૨૮

રસ્તામાં જતાં તેણે એક ચિતા સળગતી દીઠી અને અતિ કંગાલ હાલતમાં સ્રીપુરુષને તે પાસે દીઠાં--૨૯

દયાપૂર્ણ રાજાએ ત્યાં આવી તપાસ કરી તો તેને આશ્ચર્ય એ થયું કે, આમને કશો રોગ તો છે નહિં છતાં શા માટે બળી મરતાં હશે- ૩૦

ત્યારે વિક્રમે પૂછયુ કે તમે શા માટે અગ્નિમાં તમારો દેહ બાળી નાખવા તૈયાર થયાં છો ?--૩૧

દારિદ્ર્યથી પીડાયલા પુરુષે કહ્યું કે મારી સ્ત્રી મને એમ કહે છે કે ઘરેણાં લાવો -૩૨

સ્ત્રીહઠ અને બાલહઠ જગત્‌માં કોઇથી જીતાઈ નથી, રક્ત કે વિરક્ત ઉભયથા પણ નારી જીવિતહારિણી છે--૩૩

પ્રાણથી પણ અતિવલ્લભ એવી આને મે કહ્યું કે, હે ભદ્રે! ઉપાય બતાવો તો કનક મેળવવા યત્ન કરીએ--૩૪

એણે કહ્યુ કે આ કામદતીર્થ છે, ત્યાં આવીને જે અગ્નિ સાધે તેને ઈદ્ર પ્રસન્ન થાય છે--૩૫

એટલા માટે હે ભદ્ર ! મેં આ ચિતા કરી છે, પણ એમાં પેસતાં ભય લાગે છે, કેમ કે યુગાંતે પણ જીવવું ન ગમે એવું ન બને--૩૬

અતિદયા પેદા થવાથી વિક્રમે એક ભાર સુવર્ણ નિત્ય આપનારૂં એવું સૂર્યથી પ્રાપ્ત કરેલુ કુંડલદ્વંદ્વ આપી દીધું ૩૭

ભાર સુવર્ણ આપનાર આનાં કુડલ જેણે અર્થીને આપી દીધાં એવા વિક્રમની બરાબરી કોણ આવી શકે ?--૩૮

એમ કરીને રાજા પોતાની પુરીમાં ગયો, એમ હે ભોજરાજા ! જો તમારૂ પરાક્રમ આવું હોય તો આ આસને બેસો--૩૯

મનોહર અને ઉત્તમ એવો શ્રી વિક્રમનો આ આવો પ્રબંધ સાંભળીને ભોજરાજાએ સભા વિસર્જન કરી પોતાના કાર્યમાં લક્ષ ઘાલ્યું–૪૦

શ્રીરામચંદ્રસૂરિકૃત શ્રીવિક્રમના સિંહાસનપ્રબંધની અઢારમી કથા થઈ–૪૧

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની અઢારમી કથા સંપૂર્ણ.

વળી મુહૂર્ત જોઇ ઉત્તમ સામગ્રી કરી, રાજ્યાભિષેકાર્થે, રાજા સભામાં આ૦યો--૧

લજ્જા પામેલો રાજા મનથી ભયભીત થયો, શું કરૂં ? ક્યાં જાઉં ? કોની ઇચ્છા પૂર્ણ કરૂ ? એમ વિતર્ક કરવા લાગ્યો--૨

કોને પૂછું ? શું બોલું ? કોના આગળ વાત રડું ? શું મહાદાન આપું ? કીયા દેવની પ્રાર્થના કરૂં ? કીયા મંત્ર સાધું ? કીયા યંત્રનુ ધ્યાન કરૂં ? કે જેથી મારૂં કાર્ય સિદ્ધ થાય -૩--૪

વળી ધારાધિપે મનમાં વિચાર કર્યો કે અહો પંડિતોએ શા માટે ખેદ પામવો- ૫

અન્નં ગયસ્સ હીયયે અન્નં વાહસ્સ સંધીય સરસ્સ
અન્નં ષણી વઈ જંબૂકુવીય કયંતેકયં અન્નં--૬
લોધીય નીયમણિ ચિંતવઈ ગયવર કરિ સુવિણાસુ
મોતી સૂપ ભરેવિ કરિ પૂરિ સુનીય થર આસ--૭
ગયવર.નીયમણિ ચિંતવઈ કરિણીકેલિ કરેસુ
ગંગતુરંગા રંગજલિ સુંડાદંડ ભરેસુ--૮
અહિવર બિલથિઉ નીસરઈ મનચિંતવી ઉપાય
નાગિણિ સરિસુર માલિકરિ પીયસુ પરઘલવાય' ૯
અહિ ગયે લોધિ પેખિ કરિ આણંદીઉ સીયાલ
આજિં હું ભાંજિસુ ભુખડી કાઢીસુ પેટ દુકાલ ૧૦
અહિ ગયે લોધિ જંબૂ અહ વિહું હુઉ સંહાર
વાંકા પાહિં વાંકડું દૈવતણું વ્યવહાર--૧૧
કઠૂ હાવણુ ઠાહરૂ કિમ રાખિસિ અપ્પાણુ
તલિઅ હેડિ સંચરિઉ ઉપરિ ભમઇ સિચાણુ--૧૨
આહે ડી સાપિઈ ડસ્રિઉ સિરલાગુ સિચાણુ
કક હુ દુવિ ગયુ ઈમ રાખીઉ અપ્પાણુ--૧૩

છેવટ મનમાં એમ વિચાર કર્યો કે પ્રાણ હરનાર એવા મુજથી જેણે મારૂં રક્ષણ કર્યું તે કર્મનેજ મારી ચિંતા છે--૧૪

એમ કરી સાહસ આણીને રાજા સિંહાસન પાસે ગયો, ને જેવો બેસવા જાય છે કે વરાનના એવી અનંગધ્વજા પૂતળી બોલી કે હે સ્વામિન્! અત્ર બેસવું નહિ, હું તમને પ્રથથી વારૂં છુ -૧૫--૧૬

જેનામાં વિક્રમાદિત્ય જેવો સાહસગુણ હોય, તે આ સિંહાસને બેસે એમ મારી આજ્ઞા છે -૧૭

આવુ સાંભળીને વિક્રમાદિત્યે નયનીતિગુણયુક્ત એવુ ચારુવચન તેને કહ્યું--૧૮

તેનુ સાહસ કેવું હતું ? તેના ગુણ કેવા હતા ? તેની સદ્બુદ્ધિ કેવી હતી ? એ વાતનુ સ્ફુટ રીતે મને કહે--૧૯

વિદ્વાન્ એવા ભોજરાજાએ આવું કહ્યું ત્યારે ઓગણીસમી પૂતળી ઉત્તમ વચન બોલી-.૨૦

હે ભોજરાજા! સાંભળો, હું અનંગધ્વજા સત્ય કહુંછું, અને શ્રીવિક્રમની ગુણાઢ્યતા વર્ણવું છું--૨૧

એક પાતાલમાંથી પ્રાપ્ત થયેલા અનુપમ એવાં બે રત્નમાંથી રાજાએ એક યાચવા આવેલા વૃદ્ધ દ્વિજને આપ્યું પણ તેનો સુત સાથે હતો તેની સાથે તેને કલહ થયો ત્યારે ઉભયે આપી દીધાં, એવા વિક્રમની બરાબર કોણ ?--૨૨

અવંતીમાં માલવાધીશ શ્રીવિક્રમ જે મહાસત્ત્વાત્મા, સાહસી, સૌમ્ય, સકલ, અને શોભનાશય હતો, તે રાજ્ય કરતો હતો--૨૩

તે રાજા ધર્મીને સોમ, દુષ્ટને યમ, કરુણાબ્ધિનો વરુણ, ને અર્થીને કુબેર જેવો હતો--૨૪

તે રાજા મહાપરાક્રમી, શાન્ત, સુંદર, સત્યવાક્, ધાર્મિષ્ઠ, દાતા, ધીમાન, અને ધાર્મિકધુરંધર હતો--૨૫

પ્રજામાત્ર સૌમ્યદૃષ્ટિવાળી હતી, વૃક્ષ દેશ ચતુષ્પદ સર્વ સફલ હતાં, સર્વે રોગવર્જિત રહેતાં, અને અમૃતવૃષ્ટિ થયાં કરતી--૨૬

કમઠી ન દેહુ દુધ્ધં ન પંખવાય ન પેખલંવયણં
તહવિ હુ જીવંતિ સૂયા પલોઇવા સોમ દિકીએ-૨૭

સૌમ્યદૃષ્ટિવાળા એવા તે રાજાની દૃષ્ટિએ જે પડ્યું તે આર્દ્ર જ થઇ ગયું અને જે ઉપર ક્રૂરદૃષ્ટિ થઈ તે તુરત શુષ્ક થયું એમ હતું--૨૮

નરમાત્ર સદાચારવાળા, ધેનુઓ કામધેનુ જેવી, વૃક્ષ કલ્પવૃક્ષ જેવાં, અને સ્ત્રીઓમાત્ર પતિવ્રતા, એમ તેના રાજ્યમાં હતું- ૨૯

સંપૂર્ણ આયુષ્ જીવનારી પ્રજામાત્ર સંપૂર્ણ લક્ષણવાળી હતી, પૃથ્વી સર્વસસ્યસંપૂર્ણ રહેતી, અને મેઘ ઈચ્છાનુકૂલ વર્ષતા હતા--૩૦

ધર્મ ઉપર સદા સર્વને વિશ્વાસ હતો, પાપ કોઇ આચરતું ન હતું, અને દેવ તથા ગુરુનું ત્રિકાલપૂજન વિધિપૂર્વક થતું હતું--૩૧

નિત્યે ધર્મચિંતન ચાલતું, પાત્રને દાન કરવામાં આવતાં, દીનને મદદ મળતી, અતિથિની પૂજા થતી, અને સર્વત્રથી દારિદ્ર્યનો નાશ થઇ ગયો હતો--૩૨

અમારિઘોષણા સર્વત્ર કરાવેલી હતી, કૂટકરાદિ કાઢી નાખેલાં હતાં, કાલકાલને એમ હઠાવી દીધો હતો, અને વ્યસનમાત્ર દૂર કાઢયાં હતાં--૩૩

જીર્ણોધ્ધાર, નવાં ચૈત્ય કરાવવાં, હજારો હત્યાનું બંધ કરાવવું, અને ધ્યાનયોગથી મરવું, એ તે સમયમાં ચાલી રહ્યું હતું--૩૪

અકાલમરણ થતું નહિ, કોઈ કોઈને મારતું નહિ, ક્રૂર કર્મથી સર્વ દૂર રહેતાં, તપસ્વીને સર્વે પારણા કરાવતાં, ધર્મશાસ્ત્ર પ્રમાણે સર્વ ચાલતાં, દુષ્ટ કર્મને સર્વ દળી નાખતાં, મદમોહાદિને મથી નાખતાં, ને દ્વેષને બાળી દૂર કરતાં--૩૫-૩૬

એ રાજાના રાજ્યમાં અધિકારીમાત્ર સર્વત્ર ન્યાયકારી અને શુધ્ધ હતા, અશુભ દુર્ગત અને દુષ્ટ ગમે તેટલું પુષ્ટ હોય તો પણ નાશ પામતું હતું--૩૭

---

૧. કાચબી દૂધ પાતી નથી કે પાંખમાં ઘાલતી નથી, કે મધુર વચનથી આશ્વાસના કરતી નથી, કેવલ સૌમ્ય દ્દષ્ટિથીજ તેના બચ્ચાં જીવે છે

શ્રીવિક્રમનરેશ્વર સદા ધર્મપરાયણ હતો, અને છત્રીશ રાજવંશના સામંતોથી બહુ શોભી રહેતો હતો—૩૮

છત્રીશ રાજપાત્રથી અને દંડાયુધથી પરિવૃત, તથા બહોતર કલાના જાણ એવા પંડિતોથી અલંકૃત રાજા બહુ શોભતો હતો—૩૯

મહીનાથથી સેવિત, સેવકોથી પૂજિત, બંદીથી સ્તુત, એમ એ રાજા રાજ્ય કરતો હતો—૪૦

એકવાર તેવા વિક્રમભૂપાલની સભામાં પ્રતીહારે આવી નમન કરી હાથ જોડી વિનતિ કરી કે હે રાજકુલોત્તંસ રાજન્! વંશકુલોત્તંસ! બારણા આગળ એક ઋષિરાજ દુઃખી દશામાં આવેલા છે—૪૧-૪૨-૪૩

તેને શું કામ છે તે સમજાતું નથી તેમ તે કહેતો પણ નથી, કોઈ દુષ્ટને લીધે મહાપીડા પામ્યો હોય એવો લાગે છે—૪૪

પ્રતીહારનું વચન સાંભળીને રાજાએ કહ્યું કે તુરત બોલાવ, એનું દુઃખ દૂર કરીએ—૪૫

એ ઉપરથી ઋષિશિષ્ય સભામાં આવ્યો, અને ઉંચે સ્વરે રાજાને શુભાશિષ આપવા લાગ્યો—૪૬

મસ્તક ઉપર આભૂષણરૂપે રાખેલી ચંદ્રકલાથી શોભાયમાન, ચપલ એવા કામરૂપી પતંગને લીલામાત્રથી બાળી નાખનાર, મોક્ષદશામાં મુખ્ય, અંતરમાં ભરાઇ રહેલા અપાર-મોહાંધકારને હરનાર, એવા જ્ઞાન-પ્રદીપરૂપ હર યોગીઓનાં ચિત્તરૂપી ઘરમાં વિજયથી વર્તે છે—૪૭

હે સ્વામિન્! તમે પ્રજાના પાલનાર કહેવાઓ છો, તેમ વર્ણમાત્રના તેમ તપસ્વિઓના પણ તમેજ પાલનાર છો—૪૮

તમે પૃથ્વીના ધણી છો ત્યાં સર્વત્ર આનંદ વર્તાય છે, પણ ઋષિઓના આશ્રમમાં કુશલ નથી.—૪૯

દેશ, ગ્રામ, પુર, લોક, આશ્રમ, મઠ, જે જે પાપ થાય તે રાજાને સર્વ ગળે વળગે છે—૫૦

ભાર્યા ને પુત્રનું પાપ કુટુંબના સ્વામીને લાગે છે, શિષ્ય અને શ્રાવકનું પાપ ગુરુને લાગે છે, રાજ્યનું પાપ રાજાને લાગે છે, ને રાજાનું જે પાપ તે તેના પુરોહિતને છે, એમ બુધલોકનો સિદ્ધાન્ત છે--૫૧--૫૨

જે કોઇ પાપ થાય છે તે આવીને રાજાને કહેવાય છે, સારો રાજા તેમાંથી રક્ષણ કરે છે, નઠારો સાંભળતો પણ નથી--૫૩

ઋષિનું આવું કહેવું સાંભળીને વિક્રમે કહ્યું કે હે ભગવન્! તમારે શું દુઃખ છે તે કહો-૫૪

દુઃખનું શમન, ક્રૂરનું હનન, નીતિનું વર્ધન, એ બધું હે ઋષિપુંગવ હું સર્વથા યથાયોગ્ય કરીશ-૫૫

રાજાની આ વાણી સાંભળી ઋષિ બોલ્યો, હે સ્વામિન્! વનમાં કોઇ એક મ્હોટો વરાહ કોણ જાણે ક્યાંથી આવ્યો છે--૫૬

તે મહાપાપી છે, દુષ્ટ છે, કૃતાંતકાલ જેવો છે, અને બધે ભમતો અમારા આશ્રમને મહાભય પેદા કરે છે--૫૭

સરસ અને સ્વાદુ વૃક્ષોને મૂલમાંથી ઉખાડી પાડે છે, ને વિવિધ વેલીઓને કાંઠા ઉપરથી ઉખાડી ખાઇ જાય છે--૫૮

દુષ્ટ એવો તે જેને અમે પુત્રપૌત્રવત્ પાળેલાં તેવાં મૃગબાલકોને મારી નાખે છે--૫૯

ઘોર એવા ઘરઘરશબ્દથી દિશામાત્રમાં ભય વિસ્તારે છે, અને કરવતની પેઠે ચોતરફ દાંતથી કાપતો ચાલે છે--૬૦

ઋષિના ઉપયોગનાં નીવારાદિક ધાન્ય ખાઇ જાય છે, ને આદિવારાહ રૂપી એ વાઘ કે સિંહથી પણ બીહીતો નથી--૬૧

તેનાથી પરાજય પામી સર્વે તપસ્વી જતા રહ્યા, હું એકલો તમને કહેવા આવ્યો છું--૬૨

હે ભૂપ! તમારા આગળ મેં દુઃખનું કારણ કહ્યું, હવે તમને સ્વસ્તિ કહીને કોઇ બીજા તપોવનમાં જઇશ--૬૩

આ વૃત્તાન્ત સાંભળી કોપથી અરુણ લોચનવાળો થયેલો શ્રીવિક્રમ હાથમાં તરવાર લેઇ તે મહાવનને વિષે ગયો--૬૪

ત્યાં પેલા યમોપમ અને ક્રૂર, તથા કાંતિમાં કાલિનાગ જેવા અને રોષથી અરુણ લોચનવાળા વરાહને દેખતો હવો--૬૫

ઘોર શબ્દ કરતો કરતો વરાહ, રાજાને દેખીને નાઠો ને ઘોર એવા મહાવનમાં ગિરિગહ્વરાદિ ભણી કહીક પેઠો--૬૬

તેને નાસતો જોઇ રાજા પણ દોડચો અને એમ મહાભયંકર વનમાં રાજા પણ પેઠો--૬૭

જ્યાં જ્યાં એ ક્રૂર વરાહ જાય ત્યાં ત્યાં રાજા પણ ઘોડે બેશીને વિષ્ણુની પેઠે ફરવા લાગ્યો-૬૮

એમ કરતાં વરાહ કોઇક ગુફામાં ભરાયો અને રાજાના દેખતાંજ અદૃશ્ય થઇ ગયો--૬૯

રાજા તેની આમ તેમ તપાસ કરતો હતો તેવામાં ગુફાનાં વજ્રનાં બારણાં બંધ થઇ ગયાં તે જોઇ રાજાને વિસ્મય લાગ્યુ--૭૦

ઘોડેથી તુરત ઉતરી રાજાએ ચોતરફ તપાસ કરી અને મૂકીઓ મારી મારીને બારણાં ઉઘાડ્યાં--૭૧

એવું મહાશ્ચર્ય દેખીને રાજા અંદર પેસતો ગયો અને સોયથી ભેદી શકાય તેવા અંધારામાં હાથથી રસ્તો ફ ફોશી ચાલવા લાગ્યો-૭૨

તેવામાં એક ભીત, વજ્રની બનેલી, વચમાં આવી પણ તેને વટાવીને હાથે હાથે રસ્તો જોઇ ગુફામાં પેઠો--૭૩

અંદર ગયો ત્યારે તો રાજાએ મહાજ્યોતિ દીઠી, ને પાર ગયો ત્યારે તો એક નગર દીઠું--૭૪

સોનાનો કોટ રત્નોઘથી શણગારેલો, તોરણ દ્વારાદિથી, ઇંદ્રધનુષ્ જેવો શોભી રહ્યો હતો--૭૫

પૃથ્વીરૂપી ભામિનીના કાનના કુંડલ જેવો તે શોભતો હતો, ને સુરાસુરનરેશાદિને મહાશ્ચર્ય પેદા કરે તેવો હતો- ૭૬

દેવગૃહ, ગૃહ, એવાં વિવિધ ત્યાં આવી રહેલાં હતાં, તે મેરુશિખરનો પણ ઉપહાસ કરતાં હતાં--૭૭

સારાં રત્નના સમૂહ સૂર્યના સમૂહ જેવા ભાસતા હતા, અને ઇંદ્ર-ધનુષ્ જેવી ધ્વજાઓ ફરફરી રહી હતી--૭૮

ઉદારશૃંગાર અને અતિ ઝળહળતા સંવરણયુક્ત લોક રત્નબદ્ધ રસ્તાઓમાં કુબેર જેવા શોભે છે --૭૯

રંભા, તિલોત્તમા, તેના જેવી, ને માથે સુવર્ણના ઘડા લેઇ ચાલતી, એવી દાસીઓ માનસ જેવા સરોવરમાંથી જલ લાવતી હતી--૮૦

આવું નગર જોઇ રાજાને ચિત્તમાં ચમત્કાર લાગ્યો, કે આતે ઇંદ્ર-નગર કે ધરણીદ્રનું નગર છે!--૮૧

અથવા આ તે લંકાપુરી, કે કુબેરની અલકા, કે યક્ષપુરી, કે હરિશ્ચંદ્ર-પુરી, શું હશે!--૮૨

અથવા વરાહરૂપે કાંઇ ઇદ્રજાલ પેલા સભામાં તપસ્વી રૂપે આવેલાએ કર્યું! --૮૩

કે કોઇ ધૂર્તરાજે મને છેતર્યો! આતે સ્વપ્ન છે, સત્ય છે, કે મને ચિત્ત-વિભ્રમ થયો છે! --૮૪

વિક્રમને આવી ચિંતા થવા લાગી તથાપિ ધીરજ આણીને મન ઠેકાણે લાવ્યો- ૮૫

હે ચિત્ત! ચિંતા મા કર, હૃદયમાં ધીરજ ધાર, ચાલ આ આશ્ચર્ય જોઇએ, જે થવાનું હશે તે થશે--૮૬

આવો નિશ્ચય કરીને હાથમાં તરવાર લેઈ તે મહાપરાક્રમી એ પુરમાં પેસવા તૈયાર થયો -૮૭

પેઠો, ત્યાં ચંદ્રકાંત અને સૂર્યકાંતમણિથી રચેલી રસ્તાઓની હાર જોતો જોતો, તથા સ્થાને સ્થાને મણિસ્તંભના મંડપ જોતો જોતો, વિસ્મય થઈ ગયો--૮૮

એમ કરતાં ત્રણ તોરણથી શોભી રહેલા પુરદ્વાર આગળ ગયો; તે ભાતભાતનાં રત્નથી તેમ વિવિધ વાતાયનાદિથી અદ્ભુત જણાતું હતું--૮૯

ધીમે ધીમે વિક્રમ પુરની મધ્યે પહોચ્યો, તો ત્યાં પગલે પગલે હાટે હાટે રત્નના ઢગલા દેખતો હવો--૯૦

તરલ ગુલિકાવાળા અનેક ઉજ્વલ હાર, કોટયાવધિ મુક્તાશુક્તિ, સસ્ય જેવા શ્યામ અને ઉંચે કિરણ વિસ્તારતા મરકતમણિ, તેમ વિવિધપ્રવાલ રચનાઓ, એવુ પુરનાં હાટમાં જોઈને સમુદ્રોમાત્રમાં કેવલ જલ બાકી રહ્યું હશે એમ લેખવા લાગ્યો--૯૧

હાથી ઐરાવત જેવા, અશ્વ ઉચ્ચૈ:શ્રવા જેવા, ધની કુબેર જેવા, સ્રીઓ દેવતા જેવી, ગૃહ-સ્વર્ગવિમાન જેવાં, પ્રાસાદ મેરુ જેવા, કલશો સૂર્ય જેવા, ધ્વજાઓ ઈંદ્રધનુષ્ જેવી. વૃક્ષો કલ્પવૃક્ષ જેવાં, ધેનુ કામધેનુ જેવી, સરોવર અમૃતકુંડ જેવાં, જલ અમૃત જેવુ, રત્ન ચિંતામણિ જેવાં. જનો નિર્ભય, અઢારે ભાર તાજી વનસ્પતિ ને પુષ્પ ફલ સદા તૈયાર, એવી શોભા લાગી રહી હતી--૯૨-૯૩-૯૪-૯૫

જેમાં ચંદ્રકિરણના સ્પર્શથી ઝરતા મણિના જલથી વૃક્ષના મૂલ આગળના ક્યારા ભરાઈ રહ્યા છે એવાં સુંદર ઉપવનોથી ચિત્ત બહુ આનંદ પામતું હતુ-૯૬

જરા પણ રજ વગરનું અને દુંદુભીનાદ જેવા મૃદંગધ્વનિથી આકાશ બહેરૂં થઈ જાય તેમ છવાઈ ગયેલું પુર જોતો જોતો ચાલ્યો--૯૭

* * * --૯૮

સુગંધ, ગંધ, પુષ્પ, ગંધવારિ, ઈત્યાદિ વિચિત્ર આશ્ચર્યપૂર્ણ તથા અનેક કેલિ કુતૂહલ સમેત એવું જન્માારામાં ન જોયેલું પૂર જોતે વિક્રમ, સર્વ સંતાપને ટાળનાર એવા રાજદ્વાર આગળ પહોચ્યો--૯૯-૧૦૦

સિંહાંકિતા, સિંહમુખી, એવી સેવા, સોનાનાં સિંહાસન ઉપર સિંહ જેવા શૂર કરી રહ્યા છે--૧

ત્યાં સુવર્ણાસને બેઠેલા પન્નગાશન પક્ષીંદ્ર જે વાસુદેવનું વાહન તેમને દીઠા--૨

---

૧. આ શ્લોક આવો છે--अश्वायहन्ति नगराणि सतोरणानि गावश्चरति कमलानि सकेशराणि नालंदधि हि क्लिनास्तितिलेषु तैलं प्रासादशृंगेषु मृगाश्चरन्ति ॥

ગરુડને કેશવનું વાહન જાણી રાજાએ નમન કર્યું, જેને પુસ્તક વલ્લભ છે તેને ઉપકાર પણ વલ્લભ છે—૩

શંકા પામતો પામતો રાજા બીજે બારણે પહોંચ્યો તો ત્યાં શંખ, ચક્ર, ગદા, ધનુષ્ આદિ આયુધ દીઠાં—૪

મનમાં વિચાર કરવા લાગ્યો કે આ તે દ્વારકાપુરી, કે વિષ્ણુપુરી, કે મને ભ્રમ થયો છે, કે શું છે ! —૫

એમ કરતાં ત્રીજે દરવાજે ગયો ત્યારે તો રાજાને, સાક્ષાત્ કેશવનેજ દ્વારપાલ થઈ ઉભેલા જોઈ, ચમત્કાર લાગ્યો—૬

ચતુર્ભુજ, કૃષ્ણદેહ, શ્રીવત્સલાંછનવાળા, ઉભેલા, તથા સર્વ આભૂષણસમેત એવા શ્રીવાસુદેવને દીઠા—૭

એવા વિશ્વનાથને દેખતાંજ રાજાએ વિચાર કર્યો કે આ દશાવતારના મૂલપુરુષ અત્ર દ્વારપાલ ક્યાંથી ? -૮

બરાબર છે, આ સુવર્ણમય જે નગર તે બલિરાજાનું છે; તેના દાનપ્રભાવથી વશ થયેલા પુરાણપુરુષ તેના દ્વારપાલ છે- ૯

વિશ્વનાથ જેવા પાત્ર સામા આવીને ઉભા, અને આખી પૃથ્વીરૂપ કુંડી તો તેમને આપવા જેવી નહિ, એમ જોઇ તેને સહજે સહજે સલજ્જ સ્મિત થવા માંડ્યું, તેથીજ એ દેવ ચમત્કાર પામી પ્રસન્ન થઇ ગયા -૧૦

અહો ! દાનનું માહાત્મ્ય કેવું છે ! જગદ્વિભુ જગદીશ તે પણ દાનવેંદ્રના મંદિરમાં દ્વારપાલ થયો છે ! --૧૧

લોકમાં મેરુ પર્વત મ્હોટો છે, તેથી પૃથ્વી મ્હોટી છે, તેથી સમુદ્ર મ્હોટો છે, તેથી અગસ્ત્ય મ્હોટા છે, તેથી સૂર્ય મ્હોટા છે, તેથી રાહુ મ્હોટો છે, તેથી સુદર્શન મ્હોટું છે, તેથી હસ્ત મ્હોટા છે, ને તેથી શ્રી કૃષ્ણ પોતે મ્હોટા છે, ને તેથી પણ દાન મ્હોટું છે, કે જેના બલે એવા કૃષ્ણ પણ ભિક્ષાચર થયા --૧૨-૧૩

શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને, પ્રતીહારે બતાવેલે માર્ગે, ઇંદ્રલોક જેવા મધ્યભવનમાં રાજા પેઠો,--૧૪

સૌભાગ્યથી ઝળકી રહેલા એવા દાનવેંદ્રને રત્નસિંહાસને બેઠેલા તેણે જોયા--૧૫

બલિએ આ વિક્રમાર્ક છે એમ ઓળખીને પોતાના અર્ધસિંહાસન ઉપર તેને હર્ષથી બેસાર્યો--૧૬

દાનવેંદ્રે રાજાને પૂછ્યુ હે પરાક્રમી ! હે વીર ! દારિદ્રહનનપ્રવીણ ! કલિકંદનિકંદન કરનાર ! તમે કુશલ છો ?--૧૭

રણધીર, સાત્વિકશિરોમણિ, નિઃકૃત્રિમોપકારી, જગત્રયવત્સલ, તમારા દર્શનરૂપી સૂર્યથી આજ મારા મનરૂપી કમલ નિત્ય માટે ખીલ્યું અને મારૂં મંદિર પવિત્ર થયુ–૧૮-૧૯

હે નૃપ ! દેવતાને મુખેથી તમારૂં કીર્તન સાંભળીને મેં, હે નયનાંબુજ-ભાસ્કર તમને અહીં અણાવ્યા છે–૨૦

જેવું સાંભળ્યું હતું તેવાજ તમને હું જોઉં છું, હે જગદીશ ! તમે વિજય પામો, પૃથ્વી ઉપર દાનના પ્રભાવથી તમે બલિ અને કર્ણને પણ વીસારે પડાવ્યા–૨૧

વિશ્વવ્યાપક વિષ્ણુએ અતિ દાનના યોગે કરીને મને પ્રભુતાયુક્ત છતાં પાતાલમાં ચગદી ઘાલ્યો–૨૨

પણ તમે તો સ્વર્ગ, મૃત્યુ, પાતાલ સર્વત્ર યશસ્વી છો, એટલેજ હે મહીપતિ ! તમારા દર્શનની મને ઉત્કંઠા થઈ–૨૩

એટલે દાનથી વશ થયેલા એવા વિષ્ણુ મારા દ્વારપાલ છે તેમનો તૃતીયાવતાર વારાહ મેં તમારા તરફ મોકલાવ્યો–૨૪

તમને બોલાવવા તે આવ્યો ને તમે પણ હે સર્વરક્ષક! તેની સાથે આવ્યા અને મને પાવન કર્યો–૨૫

હું ઘણો પ્રમોદ પામ્યો છું, તમારે માટે શું કરૂ? આ બધું, પુર, દેહ, ધન, ગૃહ, તમારૂંજ છે--૨૬

હાથ જોડીને શ્રી વિક્રમ બોલ્યો, હે દાનવેંદ્ર ! તમારા દર્શનથી આજ હું પવિત્ર થયો--૨૭

મારો જન્મ સફલ થયો, મારા મનોરથ સંપૂર્ણ થયા, હું ધન્યમાં પણ ધન્ય થયો, તમારા પાદાંબુજના સેવનથી મહાલાભ થયો--૨૮

તમારા દર્શન કરતાં અધિક કોઇ વસ્તુ છે? કે તમે મને સંતુષ્ટ થઇ તે આપશો ને હું લેઈશ !--૨૯

વિક્રમનું કહેવું સાંભળી દાનવાધિપે કહ્યું હે નૃપ! દેવતાનું દર્શન અન્યથા થતું નથી--૩૦

દેવતા, ગુરુ, રાજા, એટલાંને ખાલી હાથે મળવું નહિ, તેમ નૈમિત્તિક મિત્રને પણ તેમ ન મળવું -ફલથી ફલ ઇચ્છવું--૩૧

આપે, લે, ખાય, ખવરાવે, સાંભળે, કહે, એ છ રીતે પ્રેમ જણાય--૩૨

હે નરાધિપ! શીઘ્રરસાયનરૂપ આ રસ લો; એથી સુવર્ણ થશે અને નીરોગતા પણ તુરત થશે- ૩૩

એમ દાનવેંદ્રે બહુ આગ્રહથી તે આપ્યું, ને વિક્રમે લીધું, કેમકે દેવ અને રાજા તેમની આજ્ઞાનો લોપ નથી કરાતો--૩૪

બલિરાજાની સ્તુતિ કરી, તેમને નમન કરી ને વિક્રમ જેમ આવ્યો હતો તેમ ચાલતો થયો, ને ઉજ્જયિની જતાં રસ્તામાં એક વૃક્ષતલે વીસામો લેવા બેઠો--૩૫

ત્યાં ખખળી ગયેલા શરીરવાળો એક વિદેશી બ્રાહ્મણ જે વેદપારગ હતો તે પોતાના પુત્રસમેત આવી ચઢયો--૩૬

તે બે બ્રાહ્મણ રસ્તાના શ્રમથી થાકી જઈ વૃક્ષતલે આવીને બેઠા ત્યાં પુત્રે પિતાને કહ્યું, પિતા! સાંભળો--૩૭

દારિદ્ર્ય નિત્ય દુઃખ દેવાવાળું છે, દારિદ્ર્યથી પરાભવ થાય છે, દારિદ્ર્યથી સ્વજનભ્રંશ થાય છે, દારિદ્ર્ય કરતાં મરણ સારૂ--૩૮

દારિદ્ર્ય છે ને દુઃખદાવાનલનું કારણ છે, દારિદ્ર્યથી સુખમાત્ર નાશ પામે છે. જીવતાં પણ દારિદ્ર્યને લીધે નરકનું દુઃખ ભોગવાય છે--૩૯

આવું સાંભળી પિતાએ પુત્રને કહ્યું ભાઈ! જરા જે છે તે મહારોગ છે. જરા છે તે દુઃખનો સમુદ્ર છે, જરા છે તે મહાકષ્ટ છે, મહા ઘોર એવું રૌરવ નરક છે, જરાભિભૂત દેહને જીવ્યા કરતાં મરવુ સારૂ--૪૦-૪૧

વૃદ્ધ, ભાર્યાહીન, પુત્રને આધીન જેનું ધન છે તે, રતુપાવચનથી દગ્ધ, એટલાં ને જીવ્યા કરતાં મરવું સારૂ--૪૨

એ બે પિતાપુત્ર જરા અને દારિદ્રથી પીડાતા અને નિર્ધન તથા દુ:ખી હોઇ પરસ્પર એવી વાત કરતા હતા--૪૩

તે કહેતા હતા કે શ્રીવિક્રમાદિત્ય પૃથ્વી ઉપર મહાદાન આપનાર વિખ્યાત છે, માટે ચાલો તેમની પાસે યાચવા જઇએ -૪૪

આવી વાત થતી હતી તે સાંભળીને રાજાએ બ્રાહ્મણને કહ્યું કે હે બ્રાહ્મણ ! તમને કેટલાં વર્ષ થયાં ? -૪૫

ત્યારે બ્રાહ્મણે કહ્યું હે રાજન્ ! એમાં શું પૂછો છો ! મેં આખો જન્મારો હજારો ચાંદ્રાયણ કરતાં દુ ખમાંજ કાઢયો છે--૪૬

હે વાસુદેવ ! જરા છે તે મહા કષ્ટ છે, તેવુ જ કષ્ટ દારિદ્ર છે, પુત્ર-શોક તે પણ તેવુ જ કષ્ટ છેં, ને સર્વથી મ્હોટું કષ્ટ ક્ષુધા છે -૪૭

જરા અને ક્ષુધાથી પીડિત અને દુ:ખદાવાનલમાં બળતો, મહાદાન-વિવર્જિત હોઇ, હું મારા દિવસ જેમ તેમ કાઢું છું--૪૮

વિક્રમે મનમાં વિચાર કર્યો કે આ વૃદ્ધને કાંઇકિ પણ દાન આપવું જોઈએ--૪૯

મિષ્ટાન્નદાતા, તરુણાગ્નિહોત્રી, વૈદિક, ચંદ્રસહસ્રજીવી, માસોપવાસી, પતિવ્રતા, એ છ આ સંસારમાં વદ્ય છે--૫૦

રાજાએ તે વિપ્રને, જરારોગ હરનારૂં રસાયન આપ્યું અને તેનો પ્રભાવ પણ સમજાવ્યો--૨૧

પુત્રે કહ્યું હે તાત ! આ તમારા રસાયનને અવંતીમાં જઇ વિક્રમ આગળ મૂકીશું--૫૨

અને એ ભેટનું જે આપણા ભાગ્યાનુસાર સુવર્ણ મળશે તેનાથી આપણો નિર્વાહ ચલાવીશુ - ૫૩

પુત્રનું આવું બોલવુ સાંભળી માલવેશભૂપાલે જ્યોતિર્વેધરસ બ્રાહ્મણને હર્ષથી આપ્યો -૫૪

ને કહ્યું કે એનાથી બળતા દીવામાં એક રતિ તામ્ર સુવર્ણ બની જશે-૫૫

રસ અને રસાયન ઉભયે જે બલિરાજા પાસેથી મળેલાં તે રાજાએ પ્રસન્ન થઈ બે બ્રાહ્મણને એક એક આપી દીધાં-૫૬

એમ કહી રહીને અનંગધ્વજાએ ભોજને કહ્યુ કે તમારામાં વિક્રમ જેવો ગુણ હોય તો હે રાજેંદ્ર! આ સિંહાસને બેસો -૫૭

શ્રી વિક્રમભૂપતિનો આવો અતિમહાન્ દાનગુણ સાંભળીને માલવાધિપતિ પોતાના કાર્યમાં લાગ્યો--૫૮

શ્રીરામચંદ્રસૂરિકૃતએવા, વિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની ઓગણીશમી કથા પૂર્ણ થઈ--૫૯

## ઈતિ સિંહાસનદ્વાત્રિંશિકાની ઓગણીસમી કથા

---

ઉત્તમ મુહૂર્ત જોઈ નીતિવિશારદ એવો શ્રીભોજ ઉત્તમ સભાને વિષે વિજયાકાંક્ષાથી આવ્યો-૧

સત્કાર્યનો આરંભ ભાગ્યયોગે સફલ થાયછે. દુર્ભાગ્યથી બધું નિષ્ફલ થાય છે-૨

લોક તથા સ્વજનોને દાનપૂર્વક નમન કરીને રાજા સિંહાસન પાસે ગયો-૩

પ્રભાવાળો, સુંદર આકૃતિવાળો, શોભન લોકે સ્તવાયલો, એવો રાજા જેવો સિંહાસને બેસે છે, તેવીજ વીશમી કુરંગનયના નામની પૂતળી ઉત્તમ વચન બોલી ઉઠી-૪-૫

હે સ્વામિન્! આ સિંહાસન ઉપર તમારે બેસવું યોગ્ય નથી, દેવના આસન ઉપર માણસ ન શોભે-૬

દેવતા અમૃતનો આહાર કરે છે, મનવાંછિત આપે છે, આકાશમાં વિચરે છે, ને જરા તથા રોગથી વિમુક્ત છે-૭

એવા દેવ જેના આગળ કિંકર છે, ને મસ્તક નમાવીનિગ્રહાનુગ્રહ ઈચ્છે છે, તેવા સુરેંદ્રનુ આ સિંહાસન છે, ને તેનું રક્ષણુ કરવા માટેજ અમને બત્રીશને બેસાડેલી છે–૮–૯

શ્રી વિક્રમાર્કભૂપાલને ઇંદ્રે આ સર્વતોભદ્ર નામનું આસન આપેલું છે–૧૦

આ સિંહાસન ઉપર સર્વલક્ષણયુક્ત એવા વિક્રમાદિત્ય વિના અન્ય શોભે તેમ નથી–૧૧

હે ભોજરાજા! તમારો બધો પ્રયત્ન નિરર્થક છે, કરવાથી સફલ થાય એવું હોય તે કાર્ય કરવામાં શોભા છે–૧૨

બકરીથી મેરુ પર્વત ઉથલી પડે એ આશા નથી, વીજણાના વાયુથી બ્રહ્માંડ પડવાનું નથી–૧૩

માટે હે ભોજ! તમારે પણ ઇંદ્રના આ મહાસિંહાસનને વિષે, વિક્રમ જેવા ગુણ વિના, પ્રયત્ન કરવો મિથ્યા છે–૧૪

આવું અર્થયુક્ત અને યોગ્ય કહેવુ સાંભળીને ભોજે કુરંગનયનાને કહ્યું–૧૫

હે વિદુષી વિક્રમનુ ઉત્તમ ચેષ્ટિત કહો, તે સાંભળવાથી મારૂ ચિત્ત આનંદપૂર્ણ થાય છે–૧૬

વીશમી પૂતળી કુરંગનયનાએ કહ્યુ હે ધારાધિનાથ! વિક્રમના ગુણની મહત્તા સાંભળો–૧૭

જેણે યોગી પાસેથી મહાસિદ્ધિ આપનાર ત્રણ વસ્તુ પ્રાપ્ત કરી રાજ્યભ્રષ્ટ રાજાને રાજ્ય આપ્યું એવા વિક્રમની સમાન પૃથ્વી ઉપર કોણ છે?–૧૮

સુરૂપ, સાહસાન્વિત, એવો વિક્રમભૂપાલ અવંતીમાં પ્રજાનું પાલન કરી દુઃખદારિદ્ર્યથી નિર્મુક્ત રાખતો હતો–૧૯

એક વાર એ પુરીમાં વિદ્વત્સભા સમીપે જતો હતો તેવામાં રાજાએ એક શ્લોક સાંભળ્યો–૨૦

કેટલાક ગૃહશૂર થાય છે, કેટલાક ગ્રામશૂર થાય છે, રાષ્ટ્રશૂર કોઈક થાય છે, ને જગત્‌વિખ્યાત તો અતિ વિરલજ થાય છે–૨૧

દેશે દેશે નવા આચાર, નવાં કૌતુક છે, જે સ્વદેશમાત્રનેજ વળગી રહે છે તે કૂપમંડુક જેવા છે–૨૨

આવું સાંભળીને વિક્રમરાજા, દેશાંતર જોવા માટે, સિંહની પેઠે એકલો શૌર્ય અને સાહસયુક્ત, નીકળી પડયો–૨૩

બંધનમાં સતો પણ હાથી સહસ્રનાં ઉદર પૂરે છે, ને કાક સ્વચ્છંદ-વર્તી છતાં પોતાનું પેટ પુરું ભરી શકતો નથી–૨૪

વિવિધ આશ્ચર્ય દેખાય છે, કૌતુક જોવામાં આવે છે, એમ સ્વપરપરી-ક્ષાર્થે બહાર ફરવામાં આવે છે–૨૫

પુર, ગ્રામ, દેશ, તીર્થ, બહુ બહુ ફરતે ફરતે પદ્માનાક્રીડાગૃહ જેવા પદ્મપુર નગરમાં રાજા આવ્યો–૨૬

કૈલાસશિખર જેવું ત્યાં દેવમંદિર હતું, તેને ચાર બારણાં ચારે તરફ હતાં ને ચાર ગોખ હતા–૨૭

ચારે દિશામાં તેને ઓગણપચાસ મંડપ હતા. ત્યાં ઉત્તમ તોરણ આવી રહ્યાં હતાં, અને ઉપરના કલશ આકાશને અડકતા હતા–૨૮

મંડપે મંડપે ચાર ચાર દ્વારવાળા જિનસ્તૂપ હતા, ને મધ્યે ગર્ભ-ગૃહમાં ચાર ઉત્તમ પ્રતિમા હતી–૨૯

ત્યાં સિદ્ધાર્થનંદન શ્રીવર્ધમાન જિન જે મુખ્ય મંડપમાં સ્થાપેલા હતા તે જગદ્ગુરુને રાજાએ ચૈત્યમાં જઇ નમન કર્યું ને ત્રણ પ્રદક્ષિણા કરી બીજા પાર્શ્વનાથના બિંબને પણ વંદના કરી–૩૦-૩૧

ચોવીશે તીર્થંકરની, વર્ણલાંછન નામ આદિ નિર્દેશપૂર્વક બહુભક્તિથી રાજાએ પૂજા કરી–૩૨

ઋષભદેવ, અજિત, વાસુપૂજ્ય. સુવિધિ, શ્રેયાંસ, પદ્મપ્રભ, શાંતિ-નાથ, શશિ, સંભવ, અર, સુમતિ, નેમિ, નમિ, શીતલ, ધર્મ, પાર્શ્વ, સુપાર્શ્વ, વીર, વિમલ, અનત, સુવ્રત, કુથ, મલ્લી, અભિનંદન, એ ચોવીસ જિનની સ્તુતિ ગાઇ–૩૩

પોતાને ધન્ય માનતો રાજા રંગમંડપમાં બેઠો, અને વિવિધ કૌતુક જોવા લાગ્યો-૩૪

એવામાં ત્યાં ચાર કાર્પટિક, પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ એમ ચારે દિશાએથી આવ્યા-૩૫

રાજા શ્રીવિક્રમાદિત્ય તેમની પાસે ગયો, અને અભ્યાસનાદિક્રિયા તેણે કરી-૩૬

સ્વાત્મા પણ શીલથકી તૃણવત્ ગણવો, પોતાના સ્થાનની ભૂમિ પણ ઉઠીને આસનાર્થે આપવી, આનંદાશ્રુથી જલદાન કરવું, અને મધુર વચનથી. આગતાસ્વાગતા કરવી-૩૭

રાજા તેમની પાસે જઇ બેઠો, અને તેમની દેશદેશાંતરની વાર્તા સાંભળવા લાગ્યો-૩૮

તેમાંના એકે કહ્યું કે મેં આખી પૂર્વ દિશા જોઇ, અને સવાલક્ષ નગરસમેત એવો સાગરપર્યંતપ્રદેશ જોયો-૩૯

ત્યાં અસંખ્ય તીર્થ છે, બહુ બહુ તીર્થ છે, તે બધું જોયું, ને હવે હું પશ્ચિમ દિશા તરફ જવા ઇચ્છું છું-૪૦

બીજાએ કહ્યું હું પશ્ચિમ તરફથી આવું છું, મેં અબ્ધિમર્યાદાપર્યંત બધું જોયું, હવે હું પૂર્વ તરફ જાઉં છું-૪૧

ત્રીજાએ કહ્યું હું દક્ષિણ દિશાએ ગયો હતો, ત્યાં સર્વતીર્થે ફરીને હવે હું ઉત્તર તરફ જાઉં છું-૪૨

ત્યારે ચોથાએ કહ્યું કે ભાઇઓ તમે દિશાએ દિશાએ ફરતાં શાં શાં ઉત્તમ કૌતુક જોયાં તે કહો-૪૩

પ્રથમ પથિકે કહ્યું ભાઇ સાંભળો, પૂર્વસાગર પાસે લીલાવિલાસ નામનું નગર છે, ને લાવણ્યસાગર રાજા છે, ત્યાં વહેવારીઆમાં શ્રેષ્ઠ એવો એક રમેશ્વર નામે વસે છે, તેને સુંદર અંગવાળી અને કાંતિયુક્ત એવી લાવણ્યસુંદરી નામની પત્ની છે-૪૪ ૪૫

તેમને લીલાવતી નામની શુભગુણ યુક્ત અને શુભ એવી એક પુત્રી છે, તેનું નામ તેમ અંગ ઉભયે આશ્ચર્યકારક છે-૪૬

એ સ્ત્રી આખી ચંદ્રકાંતમય છે, રૂપાનીજ હોય એવી શોભે છે, એની પીઠે રહેલી વસ્તુ પણ હૃદયે હોય તેમ જણાય છે–૪૭

ઉદરસ્થ, પૃષ્ઠસ્થ, બધું સ્પષ્ટ દેખાય છે, એમાં કાંઇ સંદેહ નથી, મેં જાતે પ્રત્યક્ષ જોયું છે–૪૮

લીલાવઇ સમસહીયં રમમવએ ચલ્લતિ રાય હસીઉ
ઉઅરે વેણી દંડો પિઠિય સોહએ હારો[૧]-૪૯

તેના પાદોદકથી રોગ અને દોષ, સૂર્યોદયે ઘુવડની પેઠે, અથવા ઘુવડને જોતાં કાગડાની પેઠે, ચો તરફ નાશી જાય છે–૫૦

ત્યારે બીજો સ્પષ્ટ વચન બોલ્યો કે મેં ગંધમાદનપર્વત ઉપર મહા આશ્ચર્ય દીઠું–૫૧

તે પર્વતના સુવર્ણશિખર ઉપર સુંદર દેવાલય આવેલું છે, ત્યાં સુવર્ણાસને એક યોગતત્ત્વજ્ઞ યોગેંદ્ર બેઠેલો છે–૫૨

તે સર્વાંગે રૂપસંપન્ન, સર્વાવયવસુંદર, સર્વશાસ્ત્રવિચારનો જાણનાર, અને પરમધ્યાનતત્પર છે–૫૩

તેનો આખો દેહ સુવર્ણનો છે, પણ મુખ સૂકરનું છે, હું એ કૌતુક જોવા માટે તે દેવમંદિરમાં ગયો હતો–૫૪

યોગેંદ્રને નમસ્કાર કરી ને મેં દયાર્દ્ર અને ધ્યાનપરાયણ મુનિને ભક્તિપૂર્વક પ્રશ્ન કર્યો કે હે યોગીશ્વર! આપ ગંધમાદન ઉપર નિરંતર એકલા વસો છો, એ શું? આપનો દેહ કાંચનમય અને મુખ સૂકરનું એશું?–૫૫–૫૬

ત્યારે યોગિરાજે કહ્યું હે પાંથ! મારૂં વચન સાંભળો, હું કનકશેખર નામે નેપાલનો રાજા છું; મેં પૂર્વભવમાં વિવિધદાન આપ્યાં છે, પણ એક શુભવચન મોઢેથી ઉચ્ચાર્યું નથી; માટે હું કનકમય દેહવાળો છતાં સૂકરવદન વાળો છું–૫૭–૫૮

---

૧. લીલાવતી સખીઓ સાથે રમવા ચાલી તે જોઇ રાજા હસ્યો કેમકે ઉદર ઉપર વેણીદંડ દેખાવા લાગ્યો અને પૃષ્ઠ ઉપર હાર શોભવા લાગ્યો એમ ભાવાર્થ છે.

તવ નિયમેણુ ઈસ ગોહાણેણુ ઈ હુંતિ ઉત્તમા ભોગા
દેવ તણેણુ રજ્જં અણુસણુ મરણેણુ ઈ દત્તં--૫૯

મરણ પછી હું પુણ્યયોગે કરીને રાજાને ત્યાં અવતર્યો, મારૂ અંગ સુવર્ણનું ને મો સૂકરનું એવો થયો –૬૦

જાતિસ્મરણયોગથી મને મારો પૂર્વભવ સાંભર્યો, જે ઉપરથી વિરાગ પામીને હું આ પર્વત ઉપર આવ્યો–૬૧

દુરિતરૂપી મત્તગજેંદ્ર ત્યાં સુધી ત્રાડ પાડે છે કે જ્યાં સુધી વિરતી રૂપી સિંહનો નાદ ગર્જતો નથી–૬૨

માટે હુ આ મારા અસાર અને ક્રૂર કર્મ કરનાર દેહને, પૂર્વજન્મની વાત સભારીને, તપથી ગાળી નાખીશ–૬૩

લોકોમાં જે હિતવચન કહેવાય છે તેનો મેં પ્રત્યક્ષ અનુભવ કર્યો કે જે જેવું કર્મ કરે તેને તેવું ફલ થાય–૬૪

ત્રીજાએ કહ્યુ હે સ્વજનોત્તમ ! મારી વાત સાંભળો. દક્ષિણદિશાએ આ મદનમોહનનામનું પુર છે ત્યાં સાક્ષાત્ શ્રવિરૂપાક્ષ રાજા છે; તે ઇંદ્ર જેવો વૈભવ ભોગવે છે; તેને પાંચ વારાંગના છે, સુભગ સુત છે, નાટયગાનકુશલ એવાં પાંચ હજાર જન છે; અને પુષ્પ, ફલ, ધૂપ આદિ કરનાર અનેક દાસ દાસી છે–૬૫-૬૬-૬૭

અર્ચક, સેવક, દીપકારક, ચદન ઘસનાર, કચરો કાઢનાર, ઘૃતાદિ લાવનાર, જલ લાવનાર, પ્રત્યેક પાંચસો પાંચસો છે, ને ત્રણસોને સાઠ તો કુંભાર છે–૬૮-૬૯

બીજા અશ્વ, ગજ, રથ, પદાતિ અનેક છે, ને તેમના ઉપરિ જુદા જુદા નરેંદ્ર છે જે બધા વિશ્વનાથ શ્રીવિરૂપાક્ષના સેવક છે–૭૦

સો ઉંટ ઉપર માય તેટલું અન્ન, અગ્નિ વિના રોજ રંધાય છે, અને એમના પ્રભાવથી બધું તુરત તૈયાર થાય છે–૭૧

ધાન્યના કોઠા સાંજે ખાલી થઇ જાય છે, ને વહાણું વાતાં તો હતા તેવાને તેવાજ ભરેલા જણાય છે–૭૨

તેમજ તલ ભાંડ તથા બીજી સર્વ વસ્તુ જેમ જેમ બળે છે તેમ વૃદ્ધિ પામતી જાય છે-૭૩

હે પાંથ! આટલા ઉપરાંત જે મહાશ્ચર્ય ત્યાં મેં દીઠું તે સાંભળો. સુરાંગના જેવી ત્યાં આઠ પદ્મિની કન્યાઓ છે, તે સદા અલિમાલાકુલ રહે છે, સદા સોળ વર્ષનીજ રહે છે, અરજ, રોગ રહિત, જરાદુ:ખ-વિવર્જિત રહે છે-૭૪-૭૫

વળી અન્નપાન પણ તેમને ખપતુ નથી. મલમૂત્ર તે કરતી નથી, સ્વેદદુર્ગંધાદિનો લેશ પણ તેમનામાં નથી-૭૬

આવું મહાવિસ્મયકારક કૌતુક મેં જોયું, એ આશ્ચર્ય સર્વલોકને નિત્ય પ્રત્યક્ષ છે-૭૭

ચોથે કહ્યું કે ભાઈઓ ઉત્તરાપથનો તો છેડો નથી, હું તો તે તરફ કાંઇ કાર્ય માટે ગયો હતો પણ દુર્ભાગ્યે નિષ્ફલ થઇને આવ્યો-૭૮

વિક્રમે કહ્યું હે પાંથ! તમારે એવું શું કાર્ય હતું? જે દુર્ઘટમાં દુર્ઘટ હોય તે મને બતાવો-૭૯

રાજાએ આવું પૂછ્યું એટલે તેણે કહ્યુ ભાઇ! હું જે કહું તે એકાગ્ર-ચિત્તે સાંભળો-૮૦

ઉત્તરોદધિ પાસે કનકકૂટ પર્વત છે, ત્યાં વજ્રચંચા નામની નઃશતા-વૃત નદી છે-૮૧

તે ઠામે દુર્ગમાર્ગ વન છે, તેમાં સિંહવજકા નામની ગુફા છે, તેમાં ઘણાક યોગીંદ્રો રહે છે-૮૨

તેમનામાં ત્રિલોકીનાથ નામના સિદ્ધિદાતા યોગીંદ્ર છે તે જેની જે ઇચ્છા હોય તે પૂર્ણ કરે છે-૮૩

તે પરમેશ્વરને મેં ભાગ્યયોગે દીઠા નહિ, કેમ કે ત્યાંના લોક એ ઠામના માર્ગને મહા કષ્ટમય કહેતા હતા-૮૪

સિંહવ્યાઘ્રાદિ દુષ્ટ શ્વાપદ યુક્ત એવા એમાર્ગે જવાતું નથી, ને કોઇ સાહસ કરીને જાય છે તો મરી જાય છે-૮૫

અતિ ક્લેશથી જે અર્થ થાય, ધર્મના અતિક્રમથી જે થાય, પ્રાણ-ત્યાગથી જે થાય, તે મારે જોઇતા નથી.--૮૬

દારા, વિત્ત, ક્ષેત્ર, પુત્ર, શ્રેય, કર્મ, ઈત્યાદિ ફરી ફરી મળેછે, પણ શરીર ફરી ફરી મળતું નથી--૮૭

અફલ, દુરંત, વ્યય અને ફલ જેમાં સમાન, અશક્ય, એવાં કાર્ય વિચક્ષણે આરંભવાં નહિ--૮૮

રાજ્ય જાઓ, ધન જાઓ, કુટુંબ પ્રિયા સુત સર્વ જાઓ, રાજ્ય દેશ ગૃહ બધું જાઓ, પણ પ્રાણ કદાપિ જશો નહિ--૮૯

હે નૃપ! મેં બીહીક પામીને તે સ્થાને ગમન કર્યું નહિ, જેના ભાગ્યમાં જેવું હોય તેવી તેને બુધ્ધિ સુજે--૯૦

આ વૃત્તાંત સાંભળી રાજાને યોગે દ્રદર્શનની ઉત્કંઠા થઈ; સત્ત્વવાનને શું અગમ્ય છે' વિનાશી એવા પ્રાણનો શો ઉપયોગ છે!--૯૧

આરંભંતસ્સ ધૂયં લચ્છી મરણં ચે હોઈ પુરિસસ્સ
તં મરણ મણારંભે બિલચ્છીન હુ હોઈ કયાવિ-૯૨

સમર્થને શાનો ભાર છે? વ્યવસાયીને શું દૂર છે? વિદ્વાનનેવિદેશ શો છે' ને પ્રિયવાદીને પારકું કોણ છે!--૯૩

તા તુંગો મેરુ ગિરિ મયરહરો તાવ હોઈ દુત્તારે
તા વિસમા કજ્જ ગઈ જાવ નં ધીરા પવિજ્જંતિ--૯૪
દુર્વીય-હુંતિ ગઇઊ સાહસવંતાણુ ધીરપુરિસાએ
વલ્લહ લક મલહચ્છા રાય સિરી અહવ પુવ્વજ્જા--૯૫

એટલે વિક્રમ રાજા યોગપાદુકાએ ચઢીને સ્વર્ગમાર્ગે વેગથી કનકકૂટ પર્વત ઉપર ગયો--૯૬

ત્યાં પદ્માસન બાંધી, નાસાગ્રે દૃષ્ટિ લગાવી, પરમધ્યાનમાં લીન, અમૃત-પાન કરતા, ષટ્ચક્રધ્યાનમાં અભિરત, ષોડશાધારયુક્ત, શૂન્યત્રિકસમેત, પંચવ્યોમગતને સ્મરતા, એવા યોગિરાજને સમાધિસ્થ અને મન અને પવનને તત્ત્વજ્ઞાનથી એક કરી નાખતા જોયા--૯૭-૯૮-૯૯

જ્યાં મન જાય ત્યાં પવન જાય છે, જ્યાં પવન જાય ત્યાં મન જાય છે, માટે એ ઉભયે તુલ્ય ક્રિયાવાળાં છે, ક્ષીરનીરની પેઠે તેમને જાણવાં--૧૦૦

દેહરૂપી નગરમાં, પવનગિરિ ઉપર, લિંગિવાળા ગૃહમાં, ચિદ્રૂપામૃત સમુદ્રમાં, જેમનું મન લીન થયું છે તેવા જીવન્મુક્ત નરો ગહન સંસાર સમુદ્રથી તર્યા છે એમ અમારી મતિ કહેછે, બાકી બીજા વાદીઓ તો ગમે તેમ લવો-૧

શુદ્ધ થઇ, પદ્માસને બેશી, ગુદચક્રમાંથી અપાનને ઉર્ધ્વ આકર્ષી તેને પ્રાણશક્તિ સાથે મેળવી, એકાકાર કરી બ્રહ્મરંધ્રમાં લેઇ જઇ, શિવસાથે સમરસ થવું ને તો કોઈ ભાગ્યશાલીજ સાધી શકે છે-૨

વિક્રમ તેને નમસ્કાર કરીને હાથ જોડી ઉભો રહ્યો અને એકાગ્રલક્ષથી તેના વદનપંકજ ઉપર જોઇ રહ્યો-૩

થોડાક સમય પછી યોગેન્દ્રે વિક્રમને કહ્યું હે કલિકાલના બલિરાજા! સત્ત્વેશ, દારિદ્ર્યહર્તા, સમર્થ, શોભનાકાર, કરુણાસાગર, તમે મનુષ્યને દુર્ગમ એવા આ માર્ગે શી રીતે આવ્યા ?-૪-૫

વિક્રમે કહ્યું હે યોગેંન્દ્ર ! તમારાં દર્શનની લાલસાથી, તમાર. ધ્યાનના પ્રભાવવડે, ગરુડની પેઠે આવી-પહોચ્યો-૬

આજ આત્મા નિર્મલ થયો, પુરાતન પાપ નાશ પામ્યાં, મારાં પુણ્યનો ઉદય થયો, હે યોગેંદ્ર ! તમારાં દર્શનથી હું કૃતકૃત્ય થયો-૭

સાધુનું દર્શન સર્વદા પુણ્યકારી છે, કેમકે સાધુ તેજ તીર્થ છે, તીર્થ તો કાલે કરીને પવિત્ર કરે છે, પણ સાધુસમાગમ તુરતજ પાવન કરે છે-૮

આખા જન્મથી દેશાન્તર કરવાનો મારો જે પ્રયાસ તે આજ સફલ થયો, તમારાં દર્શનથી ઇષ્ટકાર્યમાત્ર કરસ્થ થયાં એમ માનું છું-૯

વિચિત્ર એવા ઉપાધિમાર્ગમાં ફરતાં પણ કોઈ વાર એવા મહંતનો સમાગમ બની આવેછે કે જેના સંસર્ગથી સંસારનો પરિશ્રમમાત્ર સફલ થાય છે-૧૦

શિષ્ટનો સંગ, શ્રુતિનો રંગ, ધ્યાન ઉપર મતિ, ધૃતિ ઉપર વિશ્વાસ, દાનની શક્તિ, અને ગુરુની ભક્તિ, એ છ સુકૃતાકર છે-૧૧

મહંતની સંગતિથી અલ્પ પણ ગૌરવને પામે છે, પુષ્પમાલાના સંગથી સૂત્ર પણ મસ્તકે ચઢે છે—૧૨

શુભાત્માનો સંગ મહામહિમા પેદા કરે છે, ત્રણે વેદના જાણુને પણ મંદાકિનીની માટીએ વંદ્ય છે—૧૩

મહત્ત્વાભિલાષવાળાએ મહંતની સોબત કરવી, મૃગની નાભિમાં ગયેલી માટીપણ કસ્તૂરી થાય છે—૧૪

નૃપનું આવું બોલવુ સાંભળી યોગીશ્વરે કહ્યું અહો ત્રિભુવનાધીશ! તમારાં દર્શનથી હું પાવન થયો—૧૫

તું રાજા વર્ણનો ગુરુ છે, દર્શનનો રક્ષક છે, હે ધરાધીશ! ધર્મનો રક્ષક છે, ને પૃથ્વીના ઋણમાત્રનો મુક્ત કરનાર છે—૧૬

હે વિક્રમાદિત્ય! મને બહુ સંતોષ થયો છે, પ્રસન્ન થઈ તમને આ ત્રણ રત્ન આપું છું, એ રત્ન ગુણાગાર છે. સદ્ય પ્રત્યય કરાવે તેવાં છે. તે તમે લો—૧૭

સિદ્ધદંડ, કંથા, ને આ ખડી, એ ત્રણની પૃથ્વી ઉપર ચિંતામણિ પણ સમાનતા પામી શકે એમ નથી—૧૮

ખડીથકી હાથી, ઘોડા, પાળા એવું જેટલું ને જેવું સૈન્ય ચીતરવામાં આવે તેટલું ને તેવુ પ્રત્યક્ષ થાય છે—૧૯

જમણે હાથે પકડીને દંડનો સ્પર્શ કરાવવાથી શસ્ત્રથી વધ થયેલુ પણ જીવતું થાય છે—૨૦

એ મનવાંછિત માત્ર સાધે છે, શત્રુ હણે છે, દુર્ગ તોડે છે, સ્વામિસેના યથાર્થ ઉઠાવે છે—૨૧

પાસે કાંઈ ન હોય ત્યારે ડાબે હાથે સ્પર્શ કરતાં કંથામાંથી ધનધાન્ય-વસ્ત્રાદિ વસ્તુમાત્ર પેદા થાયછે—૨૨

પ્રભાવ સમજાવીને આનંદપૂર્વક યોગિરાજે આપેલાં એ ત્રણે રત્ન રાજાએ અંગીકાર કર્યા—૨૩

પછી રાજાએ મસ્તક નમાવી યોગિરાજની આજ્ઞા લીધી, અને આ મહા આશ્ચર્ય જોઈ પોતાની નગરી તરફ ચાલવા માંડયું—૨૪

કોઈ નગર આગળ એક મહાવનમાં વીસામો લેવા બેઠો, ને ત્યાં આવેલા વિખ્યાત સ્વર્ગાવતાર નામે તીર્થ આગળ ગયો--૨૫

ત્યાં સુતાં સુતાં રાજાએ જોયું તો એક પુરુષને ચિતા ખડકતાં જોયો--૨૬

તે સુંદર રૂપવાળો, દિવ્યાભરણવિભૂષિત અને અનેક ભોગલિમાંગથી કરીને કોઈ રાજપુત્ર જેવો લાગતો હતો--૨૭

જાતિ, ચંદન, કર્પૂર, એવાં કાષ્ઠ ભેગાં કરી તેની ચિતા બનાવી ને તે પુરુષ વનમાં અગ્નિ માટે શોધ કરતો હતો--૨૮

તેણે અરણિના કાષ્ઠને મથીને બાલારુણ જેવો અગ્નિ પેદા કર્યો --૨૯

અતિભવ્ય છતાં આનંદરહિત એવા તે પુરુષને પાસે થઇને અગ્નિ લેઇ જતાં જોઇ રાજાએ પૂછ્યું--૩૦

ભાઇ તમે કોણ છો? તમારે શું દુઃખ છે? કોણે તમારો પરાભવ કર્યો છે? શા કારણથી શાને માટે આમ પીડા પામો છો? --૩૧

આ મહાહત્યા શા માટે કરો છો? શી અભિલાષા છે? મને બધી વાત કહો, હું તમારા દુઃખમાં ભાગ કરૂં--૩૨

તેણે કહ્યું હે નરોત્તમ ! મને શાને પૂછોછો ? એ કહ્યાથી શો લાભ છે? એનો ઉપાય બને તેમ નથી--૩૩

માટે નાશ, મનસ્તાપ, ગૃહનું દુશ્ચરિત, વંચન, અપમાન, એટલું બુદ્ધિમાને પ્રકટ ન કરવું--૩૪

સો કો વિનથ્થિ સુયણો જસ્સ કહીજ્જંતિ હીયયદુખ્ખાઇ
આવંતિ જંતિ કંઠે પુણોવિ હીયએ વિલિજ્જંતિ--૩૫

જેને દુઃખ છેજ નહિ, જે દુઃખભંજન માટે આસમર્થ છે, તેવાને દુઃખીએ પોતાનું દુઃખ શા માટે કહેવું?--૩૬

આવું તેનું નીતિપુરઃસર વચન સાંભળી વિક્રમે તે દુઃખી પુરુષને ચારુ વચન કહ્યું કે ભાઈ! તમારા ચિત્તમાં જે દુઃખ પીડા કરતું હોય તે સર્વ મારા આગળ કહો, હું દુઃખનિવારણ કરીશ--૩૭--૩૮

એ સાંભળી પેલા પુરુષે કહ્યું હે દુઃખનિવારક ! હું મણિમંદિર-નગરનો ધર્મ પાલનાર રાજા છું-૩૯

જીવદયામૂલક બાર પ્રકારનો ધર્મ મેં સાંભળ્યો છે, ધર્મકથા કહેનાર પાસે સાંભળ્યો છે, એજ મોક્ષમાર્ગ છે-૪૦

પુણ્યની ઇચ્છાથી મેં જીવહત્યા ન કરવાનો નિયમ કર્યો કેમકે જ્યાં જીવદયા નથી ત્યાં ધર્મ નથી-૪૧

સમુદ્રમાં પથરા તરે, સૂર્ય પશ્ચિમે ઉદય પામે, અગ્નિ ગમે તે પ્રકારે શીતલ થઇ જાય, પૃથ્વીનુ પડ લોકની ઉપર ફરી વળે, તથાપિ પ્રાણીનો વધ કરવાથી કહી પણ સુકૃતનો ઉદય થાય નહિ-૪૨

કમલો અગ્નિથી ખીલે, સૂર્યાસ્તથી દિવસ થાય, સર્પમુખથી અમૃત ઝરે, વિવાદથી સાધુવાદ ફૂલે, અજીર્ણથી રોગ ટળે, વિષથી જીવન વધે, તો પ્રાણિવધથી ધર્મ થાય એમ જાણવું-૪૩

આયુષ્ દીર્ઘ છે, શરીર સુંદર છે, ગાત્ર સુદૃઢ છે, વિત્ત વિપુલ છે, બલ બહુ છે, સ્વામિત્વ મહોટું છે, આરોગ્ય સ્થિર છે, કીર્તિ ત્રણે જગત્‌માં મહાપ્રસર પામી છે, એ બધું સંસારસમુદ્રમાં કૃપાદ્રાંત કરણથીજ પ્રાપ્ત થાય છે--૪૪

હું સદ્ધર્મનિરત હોઇ ધર્મધ્યાનપરાયણ થઇ રહેતો ત્યાં મારા ક્રૂર દાયાદોએ મળી મને નગરમાંથી હાકી કાઢયો-૪૫

એ ઉપરથી એવા નિર્દય લોકોએ મારૂં રાજ્ય લેઇ લીધું, અને તેનુ વૈર વાળવાને હું કેવલ અસમર્થ થઇ પડયો-૪૬

સ્વજનો એમ મારી હાસી કરવા લાગ્યાં તે ઉપરથી તેમનો ઉત્કર્ષ સહન ન થઈ શકયો એટલે મરવું ઉચિત ધારી હુ અત્ર આવ્યો છું-૪૭

આવું તેનું વચન સાંભળીને બહુ પ્રસન્ન થઇ વિક્રમાદિત્યે પેલી મનવાંછિત આપનારી ત્રણે વસ્તુ તેને આપી દીધી-૪૮

હે ભૂમીશ ! આ વસ્તુથી કદાપિ પણ તમારો ભંગ નહિ થાય, અને તમારા વૈરી જરૂર તમારાથી નાશી જશે-૪૯

એમ અતિદયાળુ એવો વિક્રમાદિત્ય તેને પોતાને હાથે રાજ્ય ઉપર બેસારીને પોતાના પુર તરફ ગયો–૫૦

કુરંગનયનાએ કહ્યું ભોજરાજ! જો આવી દાનશક્તિ તમારામાં હોય તો આ સિંહાસને બેસો–૫૧

આવું વચન સાંભળીને ભોજરાજ તુરત પોતાના ઘર તરફ વિક્રમ-નૃપતિનું સ્મરણ કરતો ચાલ્યો ગયો–૫૨

શ્રીરામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની વીશ-મી કથા થઇ–૫૩

ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાની વીશમી કથા.

---

વળી અનુરચિત્તવાળા માલવેંદ્ર શ્રીભોજભૂપાલે શુભમુહૂર્તે રાજ્યા-ભિષેકસામગ્રી કરાવી–૧

છત્ર ચામરાદિ અનેક રાજચિન્હ લઇ અતિમદમાતો તે રાજા પોતાની ઉત્તમ સભામાં આવ્યો–૨

રાજા જેવો સિંહાસને બેસવા જાય છે કે સિંહાસન ઉપરની પૂતળી ઉત્તમ વચન બોલી ઉઠી–૩

લાવણ્યવતી નામની એકવીશમી પૂતળી બોલી કે હે ભોજ! આ સિંહાસને તમારે બેસવું ઉચિત નથી–૪

જો વિક્રમાદિત્યના જેવો ઔદાર્યગુણ હોય તો આ ભવ્ય આસને બેસો–૫

આવું તેનું બોલવું સાંભળી ભોજરાજાએ કહ્યું હે વરાનને! વિક્ર-માદિત્યનું ઔદાર્ય કેવું એક હતું તે કહી બતાવો–૬

લાવણ્યવતીએ કહ્યું હે ભોજરાજેંદ્ર! વિક્રમના ઉત્તમ ગુણોનું વર્ણન સાંભળો–૭

આઠે સિદ્ધિઓએ તુષ્ટ થઇ આઠ રત્ન આપ્યાં તે તેણે દુઃખિત અને દુર્ગતિસ્થ એઓને આપી દીધાં એવા વિક્રમ જેવો ઉદાર પૃથ્વી ઉપર કોણ !–૮

મહાધર્મવાન્માં શ્રેષ્ઠ, ભોગીમાં મુખ્ય, એવો શ્રીવિક્રમાદિત્ય ઉજ્જયિનીમાં રાજ્ય કરતો હતો–૯

તે રાજાને મહામંત્રીશ્વરો પાંચસો હતા, તે બધા સદ્બુદ્ધિ અને સદ્વિદ્યાથી અલંકૃત હોઇ અતિ કુશલ હતા–૧૦

અનેક ગુણથી તેમનામાં મુખ્ય એવો નામ અને ગુણથી યથાયોગ બુદ્ધિસાગર કરીને હતો–૧૧

આન્વીક્ષિકી, ત્રયીવાર્તા, દંડનીતિ, ઇત્યાદિ ઉપયુક્તશાસ્ત્રમાં તે પ્રવીણ હતો, યશથી વિખ્યાત હતો, ને માનયોગ્યને માન આપનાર હતો–૧૨

તેની ભાર્યા સતીત્વરૂપશૃંગારથી શોભિતી, અને વિધાતાએ અતિરૂપવતી એકજ ઘડેલી, એવી સરસ્વતી નામે હતી–૧૩

નરનું ભૂષણ શીલ છે, પણ નારીનું વિશેષે તે ભૂષણ છે, શીલહીન નર અને વિશેષે નારી, પશુતુલ્ય જાણવાં–૧૪

શીલ છે તે મનુષ્યને કુલોન્નતિ કરનારૂં, ઉત્તમભૂષણ, અતિ પવિત્ર, અપ્રતિહત, યશઃકારણ, દુર્ગતિ ટાળનારૂં, સુખ આપનારૂં, સુગતિએ પહોચાડનારૂં છે– શીલ એજ નિર્વૃતિહેતુ છે. શીલ કલ્પદ્રુમ છે–૧૫

તે કહ ન વંદણિજ્જા રૂવંહિ ચૂણુ પરકલત્તાએ
ધારા હયવ્વ વસહા વચ્ચંતિ મહીપાલયંતા–૧૬
જંછત્તં આયરીયં તઇયા જણણીય જુવ્વણ સમયેણ
તં પઇડિજ્જઇ ઇન્હં સુએહિ શીલં વયંતેહિ–૧૭

યૌવનના સમયમાં માતા જે જે દુઃશીલ આચરે છે, તે કુત્સિતકર્મને નઠારાં આચરણવાળા પુત્રો પ્રસિદ્ધ કરે છે–૧૮

જમ લઇજ્જઇ વસો વજ્જઇ ભવણેસયો
અજ સ્રપડ હો પાવિજ્જઇ તરય ગઇ નવરંપરદારસંગેણ ૧૯

નરએતિચ્ચ દુખ્ખં તિલ્લંછણુ માઇયં ચ.તિરીએસુ
જીવા અણુંત ખુત્તો લહંતિ પરદારસંગેણ-૨૦

જારજાતને કપાલમાં ચિન્હ હોતું નથી, કે માથે કે લમણે કાંઈ નીશાની હોતી નથી. જેમ જેમ જેવા જેવા વિકાર તેનામાં દર્શન્દે છે તેમ તેમ તેવે તેવે પ્રકારે તે જારજાત છે એમ જણાય છે-૨૧

શીલનું આવું મહાફલ સમજીને બુદ્ધિસાગર મંત્રીએ પોતાની ભાર્યા વિના સર્વ પ્રતિ અતિ ઉત્તમશીલ ધારણ કર્યું -૨૨

સુશીલ, સદ્ગુણી, શ્રીમાન્, અને ધર્મતત્પર એવો બુધ્ધિસાગર પોતાની પત્નીસાથે પરમસુખ અને સૌભાગ્ય ભોગવતાં દિવસ કાઢતો હતો-૨૩

એમ કરતાં ધર્મના પ્રભાવથી, પવિત્ર એવાં તે ઉભયને બુધ્ધિશેખર નામે પુત્ર થયો-૨૪

ક્રને કરીને મહોટા થતાં તે પાંચ વર્ષનો થયો, એટલે મહામહોત્સવ-પૂર્વક તેને પંડિતને સોંપવામાં આવ્યો-૨૫

આદરપૂર્વક બહુ બહુ રીતે ભણાવાતો હતો પણ તે જ્ઞાનાંતરાયભૂત કર્મના યોગે એક અક્ષર પણ ભણ્યો નહિ-૨૬

વજ્રપાષાણ જેવા એ શિષ્યને પણ કોપ કર્યા વિના તે પંડિત બહુ પ્રકારે ભણાવતો હતો-૨૭

પણ એ પોતે અત્યંત પ્રમાદી હતો, ખાઇ પીને રાતદિવસ સુઈ રહેતો હતો, કાર્યાકાર્ય જાણતો ન હતો, ને ભણવાનો કાંઈ લાભ લેતો ન હતો-૨૮

હે સખા! મને તો મૂર્ખત્વજ ગમે છે કે જેમાં આ આઠ ઉત્તમ ગુણ રહેલા છે? નિશ્ચિંતત્વ, બહુભોજનત્વ. બઠરતા, રાત્રીદિવસનિદ્રા, કાર્યાકાર્ય-વિચારણાભાવ, માનાપમાનની સમાનતા, ભયાભયાભાવ, દઢાંગત્વ, એ આઠ; એથી મૂર્ખ સુખે જીવે છે-૨૯

એવા જડ અને અતિ પ્રમાદી પુત્રને તેના પિતાએ એકવાર શીખામણ આપી કે હે પુત્ર! સારી રીતે ભણ-૩૦

આલસ્યનું સુખ તજ, પ્રમાદ નિદ્રા તેમને દૂર કર, ચિંતિત કરતાં અધિક ફલ આપનારી વિદ્યા મહાકષ્ટે પ્રાપ્ત થાય છે—૩૧

કેટલાંક પાત્ર જ્ઞાનમય હોય છે, કેટલાંક તમોમય હોય છે, જે પાત્ર આવશે તે આપણને તારશે--૩૨

હે પુત્ર તપ તો સુખસાધ્ય છે, પણ વિદ્યાજ મહાકષ્ટસાધ્ય છે, હું તો વિદ્વાનનેજ પૂજુછું, તપનું કાંઇ પ્રયોજન નથી--૩૩

પ્રથમથી ન થયા હોય તે સારા, કે થતા સાથે મુવા સારા, પણ જન્મીને મૂર્ખ રહે તેવા પુત્ર સારા નહિ—૩૪

સહસ્ર મૂર્ખમાં એક પણ પ્રાજ્ઞ મળે નહિ, એવા મૂર્ખથી કાર્યનો ઘાતજ થાય કાર્યસિદ્ધિ કદાપિ ન બને—૩૫

માટે હે પુત્ર ! એવું કર કે જેથી તારા ચિત્તમાં વિદ્યાનો પ્રદીપ પ્રકટે, મૂર્ખત્વ તો મ્હોટું પાપ છે, અન્ય જન્મમાં પણ જશે નહિ--૩૬

વત્સ ! ગમે તો દેશાંતર જા. દેવતારાધન કર, કે દુર્ગમમંત્રનું સાધન પરમ ભક્તિથી કર--૩૭

કટુતિક્ત કષાય એવાં ઔષધનું સેવન કર, પણ જેમ તેમ મહા વિદ્યા પ્રાપ્ત કર--૩૮

પિતાનાં આવાં વચન સાંભળી ને બુદ્ધિશેખર, વિદ્યાભ્યાસની ઇચ્છાથી કાશ્મીર દેશ તરફ જવા નીકળ્યો--૩૯

ઉદ્યમે દારિદ્ર્ય જાય, જપથી પાપ જાય, મૌનથી કલહ જાય, ને જાગવાથી ભય જાય--૪૦

કાશ્મીરમાં ભગવતી સરસ્વતી દેવી પ્રત્યક્ષ છે, ને લોકમાત્ર ગીર્વાણ ભાષાથીજ બોલે છે--૪૧

કાંબળો, જલપાત્ર, ઉપાનહ્, એટલું લઇ, પગમાં બલ રાખીને તે દેશ તરફ જવા નીકળ્યો--૪૨

પંથિ પુલતાં પથિયહ પગ પાણી પાથેય
ત્રિહૂ વિહૂણાં પંથિયાં વાંહલું આવઇ છેહુ—૪૩

ધીમે ધીમે રસ્તો કાપતાં, બુદ્ધિશેખર, વિદ્યાવાળા લોકથી વિભૂષિત એવા કાશ્મીર દેશમાં પહોચ્યો--૪૪

ત્યાં શ્રીભારતીદેવીની રાતદિવસ આરાધાના કરી, તો તે, તેના ભાગ્યયોગે, સાત દિવસમાં પ્રત્યક્ષ થઇ-૪૫

તુષ્ટ થઇને વાગ્વાદિનીદેવીએ સારસ્વતમંત્ર આપ્યો, તે મંત્રના પ્રભાવથી તે વિદ્યાવાન્માં ઉત્તમ થઇ ગયો--૪૬

પછી બુદ્ધિશેખર પોતાના નગર તરફ જવા નીકળ્યો, ને જતે જતે રસ્તામાં અતિભયંકર વનમાં જઇ પડયો--૪૭

ગિરિગર્તાદિપ્રપૂર્ણ, વાંસ ઇત્યાદિથી છવાયલું. ને ઘણાંક વૃક્ષની ઘટાથી ભરપૂર, એવું એ વન હતું--૪૮

નદીતટે ઘણાંક દુષ્ટ અને ભીષણ સત્ત્વ જોતો, પરવશ થઇ મંત્રિપુત્ર આમ તેમ ભમવા લાગ્યો--૪૯

ખીદર, આમ્ર, ઝિંઝ, ટિંબરૂ, જંબુક, ઇત્યાદિ ફલથી પેટ ભરતો તે રસ્તે રસ્તે ભમવા લાગ્યો--૫૦

રાત પડે ત્યારે કોઇ મહાવૃક્ષે ચઢીને બેશી રહે, ને પાછો પ્રભાતમાં દિશાનું માન બાંધીને ચાલવા માંડે--૫૧

પંદર દિવસ સુધી તે મહાવનમાં ભમ્યો, ને પછી એક પ્રભાતે કોઈ નગરને સીમાડે પહોચ્યો--૫૨

ભુખે ચઢી ગયેલી કૂખોવાળો તે, ચિત્તમાં હર્ષ પામતો, ભોજન માટે પુરમાં ગયો, તો ત્યાં એક મહોટું સરોવર તેણે દીઠું--૫૩

તેમાં જલ સ્વચ્છ હતું, તે મહોટું ગોળ આકૃતિવાળું હતું, તાગ વિનાનું હતું, કમલોથી સુશોભિત હતું, અને મત્સ્ય, પક્ષી, કે જીવ, કાંઇ તેમાં હતું નહિ--૫૪

પૌરજનાવૃત એવી દાનશાળાઓ પાળ ઉપર આવી રહી હતી, ત્યાં આવતા લોકને ભોજન અપાતું હતું--૫૫

બુભુક્ષિત અને તૃષાપીડિત એવો બુદ્ધિશેખરમંત્રી સભાગારમાં ભોજનાર્થે પેઠો--૫૬

શાસ્ત્ર કાવ્યથી, કાવ્ય ગીતથી, ગીત સ્ત્રીવિલાસથી, ને સ્ત્રીવિલાસ બુભુક્ષાથી લય પામે છે--૫૭

બુભુક્ષિત શુ પાપ કરતો નથી ? ક્ષીણનર નિષ્કરુણ થાય છે, ક્ષુધાર્દિતને બલ કે તેજ કાંઇ હોતાં નથી, ગ્રહાગ્રહાદિ વિચાર હોતો નથી-૫૮

જં જં પડઈ અતચ્છડી તં તં સહઇ સરીર
ફૂલહ વીટિં ફૂમીઉ ઘાણી વહઈ કરીર--૫૯

ત્યાં ભોજન કરી, ક્ષણવાર રહી, સરોવરને જોવા નીસર્યા, તો પાળ ઉપર સુવર્ણમણિમાણિક્યની બનાવેલું દેવગૃહ દેખતો હવો--૬૦

તેને દેખીને મંત્રીશ બુદ્ધિશેખરને વિસ્મય લાગ્યો, અને સંધ્યાકાલે દર્શનાર્થે પોતે અંદર ગયો--૬૧

તે દેવગૃહમાંજ પોતે જિનને નમસ્કાર કરી રાત્રીએ સુતો, અને મધ્યરાત્રી જતાં કાંઇક સચાર સાંભળી જાગી ઉઠયો--૬૨

ઉત્તમોને સુખદ અને સુખે મટે તેવી નિદ્રા થાય છે, અધમને દુઃખરૂપ અને અવસાને પણ દુઃખરૂપ એવી થાય છે--૬૩

એટલે દેવગૃહના બારણા આગળ આવીને જોવા લાગ્યો, જાગતાને ભય કયાંથી!-૬૪

જુએ છે તો પેલા તલાવમાંથી, સુંદર પ્રભાયુક્ત અને સર્વ શૃંગારવિભૂષિત એવી આઠ સુરાંગના નીકળી--૬૫

તેવી દિવ્યરૂપવાળીને જોઇને ચિત્તમાં ચમત્કાર પામ્યો, આ બધી અત્ર શું કરવા આવી હશે ? કયાં જતી હશે ? એમ વિચારવા લાગ્યો--૬૬

અત્ર રહીને હું આ મહાકૌતુક જોઉ, આવી પ્રભાવતી મેં કોઇવાર જોઇ નથી--૬૭

એ બધીઓ પેલા ચૈત્યના રંગમંડપમાં આવી, ને આદિદેવને નમસ્કાર કરી ક્ષણવાર ત્યાંજ ઉભી--૬૮

પછીથી પુષ્પાક્ષતફલાદિ તથા ધૂપનૈવેદ્યવાદિત્ર આદિ લેઇને દાસીઓ આવી--૬૯

નૈષિધિકાત્રય કરી. પ્રદક્ષિણા દેઇ, અને ભક્તિપૂર્વક પ્રણામસમેત તેમણે ત્રિપ્રકાર પૂજા કરી--૭૦

શ્રીમદ્‌ભગવાન્‌ના અંગને કર્પૂરમિશ્રિત જલથી નવરાવી દિવ્યવસનથી સાફ કર્યું--૭૧

ગોશીર્ષચંદન જેમાં કસ્તૂરી કેશર આદિ ભેળવેલાં હતાં તેનાથકી જિનાંગે ચર્ચા કરી--૭૨

ત્રિજગદ્‌ગુરુને વસ્રભૂષણ પહેરાવ્યાં, અને પંચપ્રકારનાં પુષ્પ તેમણે ચઢાવવા માંડયાં--૭૩

મંદાર, પારિજાત, હરિચંદન, કલ્પવૃક્ષ, સંતાન. એ પાંચ સુરતરુ છે, ને મેરુ સુરપર્વત છે--૭૪

દિવ્ય અંગપૂજા કરીને, ધૂપ નૈવેદ્ય ધરાવીને, તે બધીઓએ હર્ષથી ફલાક્ષતાષ્ટમાંગલ્ય કર્યું--૭૫

આવી અગ્રપૂજા કરીને તે દેવનાયિકાઓએ ભાવસમેત ભાવપૂજાનો આરંભ કર્યો--૭૬

ત્રણ વર્ણ, ત્રણ અવસ્થા, ત્રણ મુદ્રા, ભૂમિનું દિગ્‌દર્શન પણ ત્રણ, અને પ્રમાજ્ઞાન પણ ત્રણ--૭૭

જગદ્‌ગુરુનું ધ્યાન ધરીને, તે રંગપૂરપ્રપૂરિત એવી અંગનાઓએ ગીતનાટયાદિ આરંભ્યું--૭૮

એમ દશ અને ત્રણ પ્રકારની જિનની પૂજા કરીને સર્વેએ રાત્રીએ જાગરણ કર્યું--૭૯

પ્રભાત થતાં નાભિનંદનને નમન કરી, સ્વસ્થાને જવા માટે સર્વે ચાલી--૮૦

ખુણામાં ઉભે ઉભે તે મંત્રીશ્વર બુદ્ધિશેખરે સુરાંગનાનું વૃત્તમાત્ર જિનપૂજા સુદ્ધાંત દીઠું; જોઇને હર્ષ પામ્યો--૮૧

તેમણે પણ જતે જતે ત્યાં ઉભેલા બુદ્ધિશેખરને દીઠો, એટલે કહ્યું કે હે ધાર્મિક ! અમારી સાથે ચાલો--૮૨

કૌતુકથી ઉત્તાન લોચનવાળો તે તેમની સાથે ચાલ્યો, ને વિચારવા લાગ્યો કે આ સુરાંગનાઓ ક્યાં જતી હશે--૮૩

એમ વિચારતાં મંત્રી તેમની પૂઠે પૂઠે જાય છે, તો જતે જતે તમજલપૂર્ણ એવા મહા સરોવરનો કીનારો આવ્યો--૮૪

તેમાં જલ ઉકળતા તેલ જેવું, ને ફળફળાટ મારી રહેલું હતું, તરંગથી ભયંકર હતું, દાવાનલ જેવું દુર્નિરીક્ષ્ય હતું--૮૫

સર્વે દેવાંગના તેમાં ઝંપલાવીને ચાલતી થઇ, પણ બુદ્ધિશેખર એવા જલથી ડરીને ગયો નહિ--૮૬

કાતર, ભયભીત, સ્વજીવવલ્લભ, એવા પુરુષોથી મહાકષ્ટ રૂપ કાર્ય સધાતું નથી--૮૭

એમાં શું છે ? એમ કહેતો નાક મરડીને મંત્રિરાજ પાછો ફર્યો પણ મનમાં એ અપૂર્વ વૃત્તાન્તને સંભારતો ઘર તરફ વળ્યો--૮૮

કેટલેક દિવસે તે અવંતી પહોચ્યો; તે વિદ્યાયુક્ત થઇ આવ્યો એમ જાણી તેના પિતાને બહુ આનંદ થયો--૮૯

મહામહોત્સાવસમેત, તથા પંચશબ્દાદિસહિત, તેને સ્વજન તથા લોક પુરમાં લાવ્યા--૯૦

સરસ્વતીના પ્રસાદથી સર્વવિદ્યાપારંગત એવા તેને વિક્રમે સર્વ પંડિતોને મોખરે સ્થાપ્યો--૯૧

પ્રસંગ આવ્યો ત્યારે રાજાએ બુદ્ધિશેખરમંત્રીને પૂછ્યું, કે તમે આખી પૃથ્વી ઉપર કાંઇ આશ્ચર્ય જોયું ? --૯૨

તેણે કહ્યું મહા આશ્ચર્ય અને અસંભાવ્ય એવું કૌતુક મેં દીઠું છે, પણ હે ભૂપાલ ! તે કહી શકાય તેમ નથી--૯૩

છતાં સાંભળો કે એક તમજલપૂર્ણસરોવર છે તેમાં આઠ દેવાંગના છે- ૯૪

તે બહાર આવી તટસ્થજિનનાં પૂજાદિ કરીને પાછી ઉકળતા તેલ જેવા જલમાંજ જાય છે--૯૫

તેમણે મને પ્રાણવલ્લભ કહીને સાથે બેલાવ્યો પણ તેમની જોડે પેલા જલમાં જતાં મારી હિંમત ચાલી નહિ--૯૬

મંત્રીને મુખેથી આવું આશ્ચર્ય સાંભળીને રાજા યેગપાદુકાએ ચઢી આશ્ચર્ય જેવા ચાલ્યો--૯૭

પેલા નગરમાં એ દેવગૃહ જેવા જઇ પહોચ્યો, અને ત્યાં જઈ આદિ-દેવને નમન કરી સ્તુતિભક્તિ કરતા હવો--૯૮

શ્રી.ઋષભદેવનું વદન જે શારદાનું સદન છે, અક્ષિરૂપી ગવાક્ષ-યુક્ત છે, સ્કંધપર્યંત જેની શ્રુતિ આવી રહી છે, ને કુંતલની લીલાથી અતિ રમણીય છે, તે સર્વને આનંદ આપો--૯૯

નવ્ય કુટુંબક એવા શ્રીનાભિભવદેવને શરણ જાઉં છું, કે જે તેમના ભક્તને માથે અક્ષતશ્રીયુક્ત કર સ્થાપે છે--૧૦૦

તે નાભેયને નમસ્કાર છે કે જેના કરના નખનાં કિરણ દેવેંદ્રને માથે રાજબિંબની પેઠે શોભી રહ્યાં છે--૧૦૧

જિનેન્દ્રની સ્તુતિ કરીને વિક્રમાર્કભૂપાલ રાત્રીએ નિદ્રા તજીને ત્યાં બેઠો--૧૦૨

ચિંતાતુરને સુખ કે નિદ્રા કાંઇ નથી, અર્થાતુરને પિતા કે બંધુ કાઇ નથી, કામાતુરને ભય નથી કે લાજ નથી, ક્ષુધાતુરને બલ નથી કે તેજ નથી--૧૦૩

કમ્મીણાં ધણું સંપડઈ ધમ્મીણાં પરલોય.
જેહિંસૂતાં રવિ ઉગમઈ તેહ નર આય નહોય--[1]૪

પેલું આશ્ચર્ય જોવાને ઉત્કંઠિત એવો વિક્રમ તૈયાર થઇ યોગીની પેઠે ધ્યાન ધરતો બેઠો--૫

રાત પડી એટલે મધ્યે પેલી આઠે દેવનાયિકાઓ આવી ને જિન-પૂજા કરી પોતાના ઘર તરફ જવા લાગી--૬

---

૧. કર્મ કરનારને ધન મળે છે, ધર્મ કરનારને પરલોક મળે છે, પણ જેના ઉઠતા પહેલાં સૂર્ય ઉગે તેને કાઇ મળતુ નથી.

તેમણે જતે જતે કહ્યું કે જિનમંદિરમાં જે કોઇ હોય તે પુણ્યાત્મા અમારી સાથે સુખે આવો-૭

તેવા સમાનધર્મને અમે વાંછિતાર્થ આપીશું. એવું સાંભળતાંજ વિક્રમ બોલ્યો કે આ હું તમારી પૂઠે આવું છું-૮

તેમની સાથે રાજા સરોવરના અતિભયાનક તટ ઉપર ગયો. તે સ્થાને જલ ખખળી રહ્યું હતું ને ઉકળતા તેલ જેવું જણાતું હતું-૯

સુરાંગનાઓ તેમાં ઝંપલાવીને ચાલી ગઇ. રાજાએ પણ તેમની પાછળ નિર્ભય રહી તુરત તેમાં ઝંપલાવ્યું-૧૦

અંદર જતાંજ મહા અદ્‌ભુત એવું એક પુર દીઠું, અને દેવતા તેને લેવા માટે સાદર સામા આવ્યા-૧૧

મહાશોભા તૈયાર કરી, પંચશબ્દાદિવાદ્ય વગડાવી, તેને હાથીને કુંભસ્થલે બેસારી પુરમાં લેઇ ગયા-૧૨

સ્વર્વિમાન જેવા. સાત માલના સોનાના મહેલમાં. ઉત્તમ સિંહાસન ઉપર વિક્રમને બેસાર્યો-૧૩

દેવતાઓએ વિક્રમને પ્રણામ કરીને કહ્યું હે પરાક્રમી! સત્ત્વેશ! અમારાં મ્હોટાં ભાગ્ય કે તમે અત્ર પધાર્યા-૧૪

વિવિધ ભોગ ભોગવો. મનુષ્યને દુર્લભ એવા દિવ્યભોગ ભોગવો, અને આ રાજ્ય તમારૂંજ જાણો. અમે તમારી પટ્ટરાણીઓ છીએ-૧૫

આવું સાંભળી વિક્રમે મનમાં વિચાર કર્યો કે. આ દેવતા ક્યાં ને દુષ્ટ એવો માણસ હું ક્યાં !-૧૬

માત્ર મારી પરીક્ષા માટે આવું અણઘટતું વચન બોલે છે, અમૃતાહાર કરનાર દેવ ક્યાં ને અન્ન ખાનાર હું ક્યાં !-૧૭

આવુ વિચારીને વિક્રમે તેમને કહ્યું કે મારે પૃથ્વીતલ ઉપર સમુદ્રાન્ત મહારાજ્ય છે-૧૮

એમાં તમારી કૃપાથી મારે કશું ન્યૂન નથી. તમારા દર્શનથી મને સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું-૧૯

પણ મને ખરેખરૂં કહો કે તમે કોણ છો? તમારાં નામ શું છે? આ નગર સત્ય છે કે મને કાંઇ વિભ્રમ થયો છે--૨૦

આવું પુછ્યું ત્યારે તે અંગનાઓ બોલી કે અમે જે મહા અષ્ટ-સિદ્ધિ કહેવાય છે તે છીએ, અમે સર્વસંપત્તિ આપનાર અને કષ્ટમાત્ર હરનાર છીએ--૨૧

આ મનોહર અને ભવ્ય નગર અગે અમારી ક્રીડા માટે કરેલું છે, અને ધનધાન્યાદિથી ભરપૂર કરી રાખ્યું છે--૨૨

અણિમા, મહિમા, લધિમા, ગરિમા, ઇશત્વ, વશિત્વ, પ્રાકામ્ય, પ્રભુતા, એ અમારાં નામ છે--૨૩

એવાં જે અમારાં નામ તે સાર્થ છે એમ તમારે જાણવું, અમે તમારાં દર્શનથી કૃતાર્થ થયાં છીએ -૨૪

મહાપ્રભાવયુક્ત એવાં આ આઠ રત્ન, જે મહાસિદ્ધિ આપનારાં અને પવિત્ર છે તે હે ગુણસાગરનૃપ! તમે અંગીકાર કરો--૨૫

તે રત્ન લેઇ, દેવતાની રજા લેઇ, ને રાજા એ આશ્ચર્ય ને મનમાં સ્મરતો પોતાના નગર પ્રતિ ચાલ્યો--૨૬

રત્ન લેઇને રસ્તામાં જતો હતો તેવામાં થાક લાગવાથી વીસામો ખાવા કોઇ દેવાલયમાં રાજા બેઠો--૨૭

ત્યાં કોઇ દીન, નિર્ધન, અતિ વાગ્મી, એવા યાચકે, વિક્રમ એમ જાણી યાચના કરી--૨૮

ત્રણે લોક અને વિશેષે મહીતલનો જે કંટક તે આપના ભયથીત્રાસીને મારા ઘરમાં આવી વસ્યો છે--૩૦

તે ર્કલવાને મારા ઘરનું સર્વસ્વ લેઇ લીધું, ભાર્યા પણ તેને વશ થઇ ગઇ અને તેણે મને ઘરમાંથી કાઢી મૂકયો--૩૦

રસ્તામાં આવતાં મેં વિદ્વાનોને મોઢેથી સાંભળ્યું કે સચરાચર ત્રિલો-કમાં પુરુષો ચાર પ્રકારના થાય છે--૩૧

કેટલાક સજીવ છે, કેટલાક નિર્જીવ છે, કેટલાક મૃત છે, કેટલાક જીવતા મુવા છે--૩૨

પ્રથમ મધ્યમ છે, દ્વિતીય અધમ છે, તૃતીય ઉત્તમ છે, અને ચતુર્થ અધમાઅધમ છે--૩૩

ભારતમાં એમ કેહેવાયું છે કે જીવતા સતા પાંચ જણ તો મુવાજ છે, તે પાંચ તે: દરિદ્રી, વ્યાધિત, મૂર્ખ, પ્રવાસી, નિત્યસેવક--૩૪

ધર્મ પણ સાધતા નથી, કે નથી જીવિતનો ઉપયોગ અર્થપ્રાપ્તિ માટે કરતા, કામ પણ સમજતા નથી, મોક્ષ તો કહીજ છે? ત્યારે અમે એવા તે તે કોણ હોઇશું? શા માટે જનમ્યા છીએ? "જીવતા મુવા" એમ જે શબ્દપ્રયોગ થાય તે સાર્થ કરવા અમારો જન્મ છે--૩૫

વિષાદ પામી, અને વિશેષે પત્નીના કલહથી કંટાળી, મેં ઘર છોડયું, અને તેનાં કહેલાં કટુ વચન સંભારતો વનમાં આવ્યો--૩૬

હે સુંદરિ! કેમ કાંઇ કર્યું નથી?--હાશેજ કરી લેતાં શું થાય છે; અરે રાતદિવસ ક્રોધમાંજ રહેનારી! તને ધિક્કાર છે--કાળા મોના તારા કરતાં સારી છું; અરે પાપિણિ આ શું લવે છે?--તારો બાપ પાપી હશે; એમ જ્યાં દંપતીનો દંતકલહ નિત્ય જામી રહેલો છે ત્યાં સુખનું સ્વપ્ન પણ ક્યાં? --૩૭

આજ તમારૂં દર્શન થયું—તમે એ મહા પાપીના વૈરી છો, માટે એમ કરી આપો કે એ મારો ક્રૂર શત્રુ મારા ઘરમાંથી નીકળે--૩૮

હે ભૂપાલ! તમારા દર્શનથી મને આઠે સિદ્ધિ પ્રાપ્ત થઇ, અને મહાનંદ તેથી સફલ થયો--૩૯

આવું સાંભળી વિક્રમાદિત્યે મનમાં વિચાર કર્યો કે આના ઘરમાં સચરાચર દારિદ્ર્ય વ્યાપી ગયું જણાય છે--૪૦

આણે છેકોક્તિથી ગૂઢાર્થક જે વચન કહ્યાં તેથી એ ઘણો પંડિત જણાય છે, પણ અહો ભાગ્યની શું વિચિત્રતા છે કે એનેજ દરિદ્રતા વળગી છે! --૪૧

'કેટલાક સહસ્ત્રંભરી હોય છે, કેટલાક કુક્ષિંભરી હોય છે, કેટલાક આત્મંભરી હોય છે, એ બધું સુકૃત દુષ્કૃતનું ફલ છે-૪૨

ઇકિ સઇભર ઇકિ સહસભર લખ્ખભરા ઇકિ હુંતિ
ઇકિ નર દીસઇં ઉઅરભઇ ઇકિ ઉઅરહ ન ભરંતિ-[1]૪૩

દેવતાએ આપેલાં આઠે રત્ન રાજાએ પ્રસન્ન થઇ તેને આપી દીધાં ને કહ્યું કે જો ભાઇ તારા હાથમાં આઠે મહાસિદ્ધિ આવી જાણ-૪૪

એમ મહાદાન કરીને રાજા અવંતી ગયો; ત્યાં તેના જવાથી સ્વજનો અને સર્વને મહાહર્ષ થયો-૪૫

એમ કહીને લાવણ્યવતીએ કહ્યું હે ભોજરાજા! જો આવો દાનમહિમા તમારો હોય તો સિંહાસને બેસો-૪૬

ગુણજ્ઞ એવો માલવભૂમિપાલ શ્રીભોજ શ્રીવિક્રમના ગુણનું વર્ણન સાંભળી, દાનથી વશીકૃત થઇ જઇ, સભામાં જોઠે બેઠેજ મહાહર્ષ પામ્યો-૪૭

શ્રીરામચંદ્રસૂરિકૃત શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની એકવીશમી કથા થઈ-૪૮

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની એકવીશમી કથા.

---

બીજે દિવસે વિજયવાન્ શ્રી ભોજરાજા, ઉત્તમ શૃંગાર ધારણ કરી પોતાનાં પ્રિયસ્વજનસમેત સભામાં આવ્યો-૧

સભામાં ઘણાક વિચારજ્ઞ, બહુવિદ્યાકુશલ, ત્રિકાલજ્ઞ, અષ્ટાંગ જાણનારા, એવા ઘણાક હતા-૨

ચિત્તને જાણનારા, જ્ઞાનદૃષ્ટિવાળા, બહુશ્રુત, મુદ્રાથી મુદ્રિત એવા લેખના વાચનારા, દીપજ્ઞ, હસ્તજ્ઞ, અવતારજ્ઞ, જલાવતાર જાણનારા, ભૂત પ્રેત

---

૧. કેટલાક શતનાં ઉદર ભરે છે, કેટલાક સહસ્ત્રના ભરે છે, કેટલાક લાખના ભરે છે, કેટલાક માત્ર પોતાનુંજ ઉદર ભરે છે, ને કેટલાક ને પણ ભરી શકતા નથી.

વ્યંતરાદિને સાધનારા, મહાસિદ્ધિ, મંત્ર, યંત્ર, ઇત્યાદિ સાધેલા, સત્ત્વોત્કટ, જ્યોતિષના જાણ, ભૂત ભવિષ્ય સમજનારા, એવા ઘણા ઘણા જે ત્યાં હતા તેમને સર્વને યથાયોગ્ય પૂજોપચાર કરી, વસ્ત્રસુવર્ણાદિ દાન આપી, ભોજરાજે સત્કારપૂર્વક સંતોષ કર્યો–૩-૪-૫-૬

તેમના આગળ હાથ જોડી રાજાએ કહ્યુ હે વિદ્વાનો વિચાર કરીને મને સત્વર કહો કે આ સિંહાસન ઉપર મારાથી બેસાશે કે નહિ? એવુ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું અમારી વાત સાંભળો–૭-૮

હે સ્વામિન્ ! આ તો દેવસિંહાસન છે, ઇંદ્રે મોકલેલું છે, અને મૂર્તિમાન્ દેવીઓ તેના રક્ષણ માટે ચો તરફ ઉભેલી છે–૯

એવા સિંહાસનની વાતમાં દેવતાની જે ઇચ્છા તે અમે માણસો કેમ સમજી શકીએ? જેમ એકાંતમતમાત્રથી સ્યાદ્વાદ અધિક છે તેમ મનુષ્યજ્ઞાનથી એ જ્ઞાન અધિક છે–૧૦

પુરાણોક્ત પણ છે, દેવ કે દાનવ કોઈથી કે ઋષીશ્વરોથી પણ ભવિષ્યની વાત જણાતી નથી–૧૧

પોતાનું પુર મૂકીને પૂર્વે પાંચે પાંડવો ચાલ્યા, તેમનામાં મહાજ્ઞાની એવો સહદેવ અતિ નિપુણ હતો–૧૨

તેણે કહ્યું ભાઇઓ ! સાંભળો, આપણે વિદેશ જઇએ છીએ પણ અત્ર બાર વર્ષપર્યંત દૂકાલ પડવાનો છે–૧૩

એવું સાંભળી દૂકાલના ભયથી તે ત્યાંથી ચાલી નીકળ્યા, અને રાતને સમયે કોઇ ગામમાં કોઇ કુંભારના ઘરમાં વાસો રહ્યા–૧૪

રાત્રી એક પ્રહર ગઇ ત્યારે કુંભારે પાંડવોને કહ્યું ભાઇઓ આ સ્થાન ઘણું નીચું છે માટે અત્ર રહેશો નહિ–૧૫

વર્ષાદ એવો પડશે કે સ્થલને ઠામે જલ થઇ જશે, તમે તેમાં કાંઈ કષ્ટ પામો તો મારો દોષ કાઢશો નહિ–૧૬

સહદેવે કહ્યું આને કાંઈ ખબર નથી, ભાનુયોગ આવેલો છે, એટલે પાણીતો આંખમાંથી પડે ત્યારે !–૧૭

ભાનુ, વક્ર, તમ, ક્રોડ, એટલા બીજે, સાતમે, નવમે, પાંચમે, અનુક્રમે આવે તો આખા જગતનો નાશ કરે–૧૮

એમ કહે છે એટલામાં તો મુશલધારે વર્ષાદ પડ્યો, અને જલસ્થલ બધું એકાકાર થઇ ગયું–૧૯

માટે હે સ્વામિન્! દૈવતું જે ચેષ્ટિત તે સર્વજ્ઞાનસંપૂર્ણ એવા પણ મનુષ્યથી જાણી શકાતું નથી–૨૦

માટે તમે અમને આ સિંહાસન વિષે પૂછો છો, તે આ દેવીઓના આગળ અમે શી રીતે જાણી શકીએ–૨૧

ત્યારે ભોજરાજાએ વિદ્વાનોને ફરી કહ્યું કે આજ સર્વોત્કૃષ્ટ એવું મુહૂર્ત કેટલું છે તે બતાવો–૨૨

સર્વે વિદ્વાનોએ શાસ્ત્ર જોઈ ઉત્તમ વચન કહ્યું કે ભોજરાજેન્દ્ર! અત્યારે વિજયમુહૂર્ત ઘણું ઉત્તમ છે–૨૩

ઘટિકાન્યૂનદ્વિપ્રહર અને ઘટિકાધિકદ્વિપ્રહર તેનો યોગ આ વિજયનામનો છે તેમાં સર્વ કાર્યની સિદ્ધિ થાય--૨૪

પછી ભોજરાજા ઉત્તમ એવા વિજયમુહૂર્તમાં સિંહાસને બેસવા માટે, માનથી મોહપામી. આવ્યો -૨૫

જેવો એ વીર એ ઉત્તમ સિંહાસને બેસે છે કે બાવીશમી સૌભાગ્યમંજરી નામની પૂતળી ઉત્તમ વચન બોલી કે હે માલવેશ્વર! આ સિંહાસને તમારે બેસવું યોગ્ય નથી--૨૬–૨૭

તમે જો શ્રીવિક્રમાદિત્ય જેવા હો તો હે ભોજરાજા! સુખે આ આસને બેસો--૨૮

આવું સાંભળી ભોજે સૌભાગ્યમંજરીને કહ્યું કે સૌમ્યે! વિક્રમ કેવો હતો તે મારા આગળ કહો--૨૯

આવું સાંભળતાં સૌમ્ય એવી સૌભાગ્યમંજરી બોલી કે વિક્રમનું અતિઉત્કટ પરાક્રમ સાંભળો--૩૦

પોતાનું મસ્તક કાપીને બલિ આપી, દેવીની આરાધના કરી વર પ્રાપ્ત કર્યો, છતાં તે પાછો સાધકને આપ્યો, એવા વિક્રમની કોને ઉપમા અપાય ?-૩૧

રાજમાત્રનો શિરોમણિ, સૌમ્યવદન, અને સત્ત્વશુદ્ધિવાળો શ્રીવિક્રમ અવંતીમાં રાજ્ય કરતો હતો--૩૨

એક વાર તીર્થયાત્રા માટે ફરતાં ફરતાં દેશે દેશ જોઇ શ્રીવિક્રમ નંદીવર્ધન આગળ આવ્યો--૩૩

ચારે ખુણે બરાબર એવું બાર યોજન વિસ્તારવાળું તે સ્થાન હતું, તેના શિખર ઉપરનાં ગામ મહોટા નગર જેવાં દેખાતાં હતાં--૩૪

ત્યાં અડસઠે તીર્થ લક્ષપ્રકારે આવી રહેલાં હતાં, નદી કૂપ તડાગાદિનો સુમાર ન હતો--૩૫

શ્યામવલ્લી આદિ ઔષધિઓ હતી, વજ્રાદિ દૃષદો વિદ્યમાન હતા, અને ફલપૂર્ણ એવાં પારિજાતાદિ વૃક્ષ હતાં- ૩૬

તેની નીચે પૃથ્વીમાં અર્બુદનાથનું સ્થાન હતું, જેથી તેનું નામ લોકમાં અર્બુદાચલ પડેલું હતું--૩૭

ત્યાં યુગાદિદેવના મેરુશૃંગ જેવા ભુવનાદ્ભુત ભવનમાં શ્રીવિક્રમ ગયો-૩૮

ભવભીતિભયાપહ એવા નાભિનંદન દેવને નમન કરી, વાણીને અગોચર એવા તેમની સ્તુતિ કરવા લાગ્યો--૩૯

મેં જાણ્યું કે હે નાથ! માન એજ તમારો સ્તવ છે, જે નથી જાણતાં તે વાચાને અગોચર એવા જિનને સ્તવવાનો યત્ન કરે છે--૪૦

અન્યની વાત કરતો નથી, અન્યને ભજતો નથી, અન્યનો આશ્રય કરતો નથી, અન્યનુ શ્રવણ કરતો નથી, અન્યનું ચિંતવન કરતો નથી, તમારા ચરણાંબુજને આદરથી પામ્યા પછી કાંઈ કરતો નથી; હે ભગવન્! મારા હૃદયમાં વસવાની કૃપા કરો--૪૧

હે નાથ! આ કોણ? જિન હશે. તમારે વશ છે? અહો પ્રિયે! હું એવો પ્રતાપી નથી. અહહ કાતરમતિ! જા, જા, ખસ અરે આતો તે પ્રભુ છે કે જેણે મોહમાત્રને જીત્યો છે ને જેના કિંકર અમે કશા હીસાબમાં નથી—આ રીતે જે રતિ અને કામની વાતના વિષય થયા તે શ્રીજિન અમારૂ રક્ષણ કરો--૪૨

જિનેન્દ્રની આવી ભાવયુક્ત સ્તુતિ કરીને શ્રીવિક્રમરાજા રંગમંડપમાં આવીને બેઠો--૪૩

ત્યાં બેઠો બેઠો ભૂપાલ ઉત્તમ ધ્યાન ધરતો હતો, તેવામાં કોઈ વિદેશી પુરુષ ક્યાંથીએ આવી ચઢયો -૪૪

તે પથિકે યુગાદીશ્વરને નમન કરી એ મંડપમાંજ વીસામો લીધો, અને આવી વિક્રમ પાસે બેઠો—૪૫

પછી બંને જણે પરસ્પર વાતચીત કરવા માંડી, સજ્જનો સાત ડગલાં સાથે રહે તેટલાથીજ સખ્ય બાંધે છે--૪૬

તેમ થતાં મિત્રત્વ થયું એટલે વિક્રમનો હાથ પોતાના હાથમાં લેઇને પેલાએ વાત કરવા માંડી તો તે હાથ મૃદુ તથા પુષ્ટ લાગ્યો -૪૭

કર્મ ન કરવાનું હોવાથી હાથ અતિ મૃદુ, અને ચરણ ચાલવાનું ન હોવાથી અતિ કોમલ, અને શરીર કંટકાકીર્ણ, એવો જે પુરુષ હોય તે રાજા હોવો જોઇએ- ૪૮

પાણિ, પાદતલ, નખ, નેત્રાંત, જિહ્વા, ઓષ્ઠ, અને દંતમૂલ, એટલાં જેનાં રક્ત હોય તે પુરુષ ભાગ્યવાન્ હોય--૪૯

ઉર્ધ્વ રેખા. જવ, યૂપ, મત્સ્ય, મણિબંધ, રથ, નાવ, એટલાં જેને હોય તે દેશાધીશ હોવો જોઇએ--૫૦

એમ વિક્રમને બત્રીશલક્ષણયુક્ત જોઇને પેલા પથિકે કહ્યું ભાઈ, તમે કોઇ સત્પુરુષ છો--૫૧

સામુદ્રકથી જણાય છે કે તમે મહોટા રાજા છો, કે જગત્‌ને આનંદ આપનાર એવા કોટચધિપતિ ધનાઢચ છો--૫૨

'રાજ્ય તજી પૃથ્વી ઉપર શા માટે રઝળો છો ? મહાસુખ મૂકીને ઘર તજી એકલા શા માટે ફરો છો ?--૫૩

ચંદુ પખિ પખિ ઉગ્ગઈ ધન ફીટયું વલી હોઈ
ગિયુ ન યૌવન આવિસિ મુઉ ન જીવઈ કોઈ-૫૫

પૂજાદાનધ્યાનાદિક એવા ગૃહસ્થધર્મ તેથી જે ચ્યુત થાય છે તે સર્વ-કાર્યમાં ભમરાની માફક ભમ્યાંજ કરે છે--૫૫

દુષ્પ્રાપ્ય એવું નરત્વ પામીને જે મૂઢ યત્નથકી ધર્મ સાધતો નથી, તે મહાક્લેષથી પ્રાપ્ત કરેલા મણિને પ્રમાદથી સમુદ્રમાં પાડી નાખે છે--૫૬

તે લોકો કલ્પદ્રુમ ઉખાડી તેને સ્થાને પૃથ્વી ઉપર ધંતૂરા વાવે છે, તે મૂર્ખા ચિંતામણિને નાખી દઈ કાચનો કટકો સંગ્રહે છે, તે લોકો ગિરીંદ્ર જેવા ગજને વેચી ગધેડો ખરીદે છે, કે જે પ્રાપ્ત થયેલાને તજીને ભોગની ઇચ્છાથી ધર્મ આદરે છે--૫૭

ત્રિવર્ગસાધન વિના મનુષ્યનું જીવિત પશુના જેવું વ્યર્થ જાણવું; અને ત્રિવર્ગમાં પણ ધર્મનેજ મુખ્ય જાણવો--તેના વિના અર્થ અને કામ મિથ્યા છે--૫૮

જેમને આ ભવમાં ત્રિવર્ગસાધન નથી તે ધર્માર્થકામથી ભ્રષ્ટ લોક પશુતુલ્ય છે--૫૯

અપાર સંસારમાં જેમ તેમ કરી નરજન્મ પામી જે કોઈ, વિષય-સુખમાં લપટાઈ રહી ધર્મ ન સાધે, તે મૂર્ખનો મૂર્ખ મહાસમુદ્રમાં ડુબતી વખતે નાવને તજી મ્હોટા પથરાને વળગવા જાય છે--૬૦

તીર્થંકર, ગુરુ, જિનમત, અને સંઘ એટલાં ઉપર ભક્તિ; હિંસા, અસત્ય, સ્તેય, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, તેથી વિરતિ, ક્રોધાદિ અરિનો જય, સૌજન્ય, ગુણસંગ, ઇંદ્રિયનિગ્રહ, દાન, તપ, ભાવના, વૈરાગ્ય, એટલાં વાનાં, જો નિવૃત્તિપદ પામવાની ઇચ્છા હોય તો, સંઘરો--૬૧

જગત્રયપતિની પૂજા કરતાં, સંધ્યાર્ચન સાધતાં, સદ્દાન આપતાં, તપ આચરતાં, જૈનવાણી સાંભળતાં, તીર્થવંદન આદરતાં, સત્ત્વાનુકંપા

સાચવતાં, જેમના દિવસ નિર્ગમે છે તે મહાપુણ્યશાલીનો જન્મ સફલ છે--૬૨

માટે હું તમને કહું છું કે ઘેર જઈ ધર્મ સાચવો, જે દરિદ્રી હોય તે ભૂમિ ઉપર આમ તેમ રખડે--૬૩

જેમના ઘરમાં લીલાવિલાસિની લક્ષ્મી અનર્ગલ છે, તેમને ધર્મ, અર્થ અને કામ ત્રણેનું સુખ કરસ્થ છે--૬૪

ધર્મથી લક્ષ્મી થાય છે, લક્ષ્મીથી વાંછિત સિદ્ધ થાય છે, વાંછિતસિદ્ધિથી સુખસંપત્તિ થાય છે, ને સુખથી મોક્ષ થાય છે--૬૫

હે ભૂપાલ! અમારા જેવા ધનહીન અને દરિદ્રી, કુકર્મથી કૂટાતા, ઠામ-ઠામ રખડે છે-૬૬

તમારે તો "અત્ર છે પરત્ર છે"[1] એમ મહાસુખ છે, અમારે તો ઉભયત્ર દુઃખ અને પાપ છે--૬૭

જે માણસ દારિદ્ર્યથી પરાભૂત હોઈ જગત્માં જન્મ્યો છે, ને અત્યંત પાપ કરે છે, તે પાછો ભવોભવ દરિદ્રી થાય છે--૬૮

આવું સાંભળી રાજાએ ચાતુર્યયુક્ત એવું, ગુરુની પેઠે, વચન કહ્યું-૬૯

હે પાંથ! મને એમ લાગે છે કે તમે કાંઇ કાર્યાર્થે આવેલા છો, માટે મારા આગળ સ્પષ્ટ કહો કે આ પર્વત ઉપર શા અર્થે ફરો છો?--૭૦

પાંથે કહ્યું નૃપ! તમે સત્ય કહ્યું, તમે ખરા ઈંગિતજ્ઞ છો, મારા આવવાનું કારણ સાંભળો--૭૧

આ પર્વતમાં અર્બુદા નામની દેવતા ભૂમિથી અધર રહેલી છે તે પ્રત્યક્ષ-પરમેશ્વરી છે--૭૨

તેનું ઘોર વિવર અંધકારથી પ્રપૂર્ણ છે, તેમાં જઇને જે રાત્રીએ રહે તેને તે દેવી-સ્વપ્ન આપે છે--૭૩

૧. એ વાર્તા ભોજપ્રબંધમાં આપેલી છે, ત્યાં જોવી. તાત્પર્ય એ છે કે આ લોકને પરલોક બે સિદ્ધ છે.

જે જેવા કામની મનમાં વાંછના કરે તેને તેવી મનવાંછિત સિદ્ધિ એ દેવી ભાગ્યાનુસાર આપે છે–૭૪

હે રાજા! મેં કોઈ ત્રિકાલજ્ઞને મોઢેથી સાંભળ્યું છે કે નંદીવર્ધન પર્વત ઉપર સિદ્ધરસનો કુંડ પણ છે–૭૫

એ વાત સાંભળી, સુખને શોધતો હું, એ રસ લેવા માટે, અહીં આવ્યો અને ઘોર એવા અર્બુદવિવરમાં સાત રાત્રી સુધી રહ્યો–૭૬

મે એવુ સ્વપ્ન દીઠું કે વિવરમાં તું જા તેની પાર મહાનીલ પર્વત વિષમાત્રને હરનારો આવેલો છે–૭૭

ત્યાં કામાખ્યા નામની દેવી છે તે સર્વકામ પૂર્ણ કરનારી છે, ને ત્યાં મહાકામેશ્વરી નામની મ્હોટી ગુફા છે–૭૮

તેનાં વજ્રકપાટ નિત્ય દીધેલાં રહે છે, ને તે કામાખ્યાના મન્ત્રથી ઉઘડે છે–૭૯

તેમાં સ્વર્ણરસનો કૂપો છે, તે કુંડાકાર છે, તેમાંથી રસ લેવાનો છે–૮૦

સો ભાર લોહ તે રસથી ચોપડાય તો તુરત બધું સુવર્ણ થઇ જાય છે, એમાં સંશય નથી–૮૧

એ સ્વપ્નાનુસારે હું પર્વત ઉપર ગયો, ને તેના બારણા આગળ મેં બાર વર્ષ સુધી જપ કર્યો–૮૨

છતાં દ્વાર તો ઉઘડયુ નહિ અને હુ ઉલટો દુઃખ પામ્યો, અને કાર્યમાત્ર તજીને બેઠેલો હુ આ કાર્યમાં પણ નિષ્ફલ થયો–૮૩

માટે હવે આશા મૂકીને હું, હે નરેશ્વર! મારે ઘેર જઈશ, ગમે ત્યાં જાઓ પણ માણસ જ્યાં ત્યાં કપાસ લોઢે છે–૮૪

આવું સાંભળી વિક્રમે મનમાં વિચાર કર્યો કે આમાં કાંઈ કારણ જેવું જણાય છે, માટે જઈને જોવુ જોઈએ- ૮૫

અક્ષર અમંત્ર નથી, ઔષધ વિનાનો રોગ નથી, ધન વિનાની પૃથ્વી નથી, આમ્નાયમાત્ર દુર્લભ છે–૮૬

પરોપરદેશમાં કુશલ અને પોતાનુંજ કાર્ય સાધવા તૈયાર, તેમ પરકાર્યમાં આલસ્યવાળા, એવા તો લાખો લોક રઝળે છે--૧

પણ પોતાના દેહને તૃણવત્ ગણી તમે તો પરકાર્ય સાધ્યું છે, એટલે તમારા જેવો સાહસી ત્રણ લોકમાં પણ નથી--૨

પેલા પથિકને રસસિદ્ધિ મળી, દ્વાર ઉઘડ્યું, અને તે રસ લેઇને પોતાને ઘેર ગયો--૩

આ પ્રકારે તેને ઉપકાર કરી ને તીર્થયાત્રા કરતો વિક્રમરાજા પોતાના પુરમાં ગયો--૪

સૌભાગ્યમંજરીએ ભોજરાજાને કહ્યું, જો તમારૂં ભાગ્ય આવું હોય તો સિંહાસને બેસો--૫

આવો ગૌરવયુકત્ત, ચારુ, ગુણોત્કર, પોતાના સભાલોકસમેત સાંભળી મહામંડલેશ્વર શ્રીભોજ પોતાના કાર્યમાં પ્રવૃત થયો--૬

શ્રીરામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાદિત્યભૂપતિના સિંહાસનપ્રબંધની બાવીશમી કથા થઇ--૭

ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાની બાવીશમી કથા.

---

વળી માલવેશ શ્રીભોજરાજેંદ્ર સામંતાદિથી સુશોભિત એવી પોતાની સભામાં આવ્યો--૧

ફાલથી ચૂકેલો સિંહ, તાલથી ભ્રષ્ટ નટ, ધનહીન ધની, મૂલહીન તરુ, તેજહીન રત્ન, વેગહીન તુરંગમ, સત્યહીન સતી, ઘંટાહીન ગજ, બુદ્ધિહીન વિદ્વાન્, દયાહીન સાધુ, ચેતનહીન જીવ, કલાહીન ચંદ્ર, જલહીન સરોવર, અક્ષરહીન પુસ્તક, ક્રિયાહીન દ્વિજ, જારગર્ભવાળી નારી, જીવહીન શરીર, ક્ષમાહીન જૈનમુનિ, બિંબહીન મંદિર, છાયાહીન વૃક્ષ, ભાર્યાહીન ગૃહસ્થ, ગંધહીન પુષ્પ, સ્વાદહીન ફલ, એ બધાં જેમ શોભતાં નથી તેમ શોભાહીન થયેલા શ્રીભોજે મનમાં વિચાર કર્યો કે મેં આ કાર્ય, રાવણની પેઠે, વિચાર વગર આદર્યું છે--૨-૩-૪-૫-૬-૭-૮

પ્રથમ અકૃત્ય તો એજ કે સીતાનું હરણ કર્યું, બીજું એ કે વિચાર કરીને તેજ વખતે તેને પાછી ના આપી, ત્રીજું એ થયું કે વાનરોએ સમુદ્ર ઉપર પાળ બાંધી તે બાંધવા દીધી, તો હવે સીતાને પાછી આપી શી રીતે સધાન કરવુ ! --૯

તેવાજ કાર્યનો આરંભ કરવો કે જે નિશ્ચય સિદ્ધ થાય, જેમ અર્જુને લંકામાંથી કનક આણ્યુ --૧૦

ભોજરાજે આવું કહ્યું ત્યારે સભાસદોએ પૂછ્યું કે હે સ્વામિન્ ! એ કથા અગાઉ આગળ સત્વર કહે--૧૧

ત્યારે ભોજરાજે સભાસદોને કહેવા માંડ્યું કે કુરુક્ષેત્રના ભૂષણરૂપ એના રમ્ય હસ્તિનાપુરમાં ચાર ભાઇ સમેત સત્યવાદી રાજા શ્રીયુધિષ્ઠિર રાજ્ય કરતા હતા--૧૨-૧૩

તેમણે એક વાર રાજસૂય યજ્ઞ આરંભ્યો, તેમાં કાર્યમાત્ર રાજપુત્ર અને રાજાઓ કરતા હતા--૧૪

તેવામાં એક અતિદુર્ઘટ કાર્ય અર્જુનને સોંપવામાં આવ્યું કે જલદીથી લંકામાં જઇ કુમાર સુવર્ણ લાવો--૧૫

એમ આજ્ઞા થતાં અર્જુન રથમાં બેશી અક્ષ અને ભગ્ના ભાગી ગયાં તેટલા વેગથી લંકા પ્રતિ ચાલ્યો--૧૬

સેતુ આગળ આવ્યો ત્યાં રથ અટક્યો, શાથી અટક્યો તે જણાય નહિ પણ એક ડગલું હાલે કે ચાલે નહિ--૧૭

જે સૂર્યબિંબની પેઠે વાયુવેગથી પણ અધિક ચાલતો હતો તે રથ મ્હોટા પર્વતની પેઠે થંભી જઈ ચિત્રવત્ થઈ રહ્યો--૧૮

અર્જુને ઘોડાને આગળ ધપાવવા માંડ્યા પણ તે પાછા પગ નાખવા લાગ્યા, ડગલું પણ આગળ ચાલ્યા નહિ--૧૯

ત્યારે તુરત નીચે ઉતર્યા ને ચો તરફ જોવા લાગ્યા કે કાંઇ પ્રથરો, સર્પ, વ્યાઘ્ર, આદિ શું છે ?--૨૦

પણ કશો અંતરાય જણાયો નહિ પણ એક તંતુમાત્ર દીઠો ત્યારે રથ વાળી ને ઉભો–૨૧

વાળના અગ્ર જેવો સૂક્ષ્મ, સરસ, સકોમલ, મૃણાલતંતુ જેવો, કે ભ્રમરીના વાળ જેવો, તે તંતુ હતો–૨૨

અર્જુને વિસ્મય પામી મનમાં વિચાર કર્યો કે આ તાંતણાથી મારો રથ અટક્યો છે એ શું !–૨૩

માટે આ કોમલ તંતુને લાકડીથી ખશેડી નાખું કરી લાકડીથી પ્રહાર કર્યો પણ તંતુ તૂટ્યો નહિ–૨૪

ત્યારે હાથે તોડવા માંડ્યો પણ તૂટ્યો નહિ, ત્યારે તીક્ષ્ણશસ્ત્ર લેઇને પ્રયત્ન કરવા લાગ્યો–૨૫

વજ્રમય શસ્ત્ર પણ ભાગી ગયું, ત્યારે અર્જુને પગે ચાલી એ તંતુનું મૂલ તપાસવા માંડ્યુ–૨૬

નાનો સરખો લાંબા પૂછડાવાળો એક ઉંદર તેણે દીઠો એટલે તેને પૂછ્યું કે હે દેવોત્તમ ! તમે કોણ છો?–૨૭

રાક્ષસ છો? આ પુરના નાથ છો? કે લંકાધીશ વિભીષણ છો? કે સમુદ્રના અધિષ્ઠાતા રામના સેવક હનૂમાન્ છો?–૨૮

હું મારે રસ્તે જતો હતો ત્યાં મને તમે શા માટે રોક્યો? તે વાત મને બરાબર કહો, તમારૂં રૂપ હોય તે ધારણ કરી ખુલાસો કરો–૨૯

મારો રથ સ્વર્ગપર્યંત જતાં પણ કોઈ ખાળતુ નથી, દેવ કે મનુષ્ય કોઇ તેને રોકતું નથી–૩૦

કોઇના ભાગ્યયોગે તમે મૂષકરૂપે, વાયુથી પણ અધિક ગતિવાળો મારો રથ રસ્તામાં રોક્યો એ શુ?–૩૧

જે જાતે ડુબે છે અને આશ્રિતને ડુબાવે છે એવા કદાપિ તરે નહિ તેવા પથરા સમુદ્રમાં તરે છે, ને વાનરભટોને પાર ઉતારે છે, તે પથરાનો ગુણ નથી, સમુદ્રનો ગુણ નથી, વાનરનો ગુણં નથી, એ તો માત્ર દાશરથી રામનો મહાપ્રતાપ સ્ફુરી રહ્યો છે–૩૨

મંકુ કીકુ સહજૂ અંગમસ્સ જદેઇમ ધરા પાયંતં
પુણ કસ્સ વિમંત વાયણો ય કુરઇ માહપ્પં-૩૩

શાખામૃગ ( વાનર ) નું પરાક્રમ ઝાડે ચઢવાનુંજ છે, પણ તે જે સમુદ્રપાર પડે છે એ તો સ્વામીનુંજ પરાક્રમ જાણવું-૩૪

અર્જુનનું આવું બોલવું સાંભળી ઉંદરે તુરત પોતાનું રૂપ પ્રકટ કર્યું અને હનૂમાન્ ત્યાં પ્રત્યક્ષ થયા-૩૫

હે પાંડવશ્રેષ્ઠ! સાંભળો; હું સેતુબંધનો રક્ષક, શ્રી રામચંદ્રનો સેવક હનૂમાન્ છું-૩૬

રાવણની લંકા જ્યારે ભાગી ત્યારે તેના રાજ્યમાં શ્રી રામચંદ્રે વિભીષણનો અભિષેક કર્યો છે-૩૭

મહાસતી સાધ્વી એવાં સીતાદેવીને જ્યારે લેઈ જવાં હતાં ત્યારે આ મહાસેતુ પથરાથી વાનરોએ બાંધ્યો હતો-૩૮

આ સેતુ ઉપર થઇને સેનાસમેત શ્રીરઘુવંશમુકુટ ગયા હતા; તેનાજ ઉપર બીજા પ્રાકૃત લોક પણ ગામના રસ્તાની પેઠે જાય આવે એ સારૂં નહિ-૩૯

એટલા માટે મને આ સ્થાને રઘુનાથે રક્ષક નીમ્યો છે, તેથી મેં તમારો રથ અટકાવ્યો છે-૪૦

હે કપિસત્તમ! મારી વાત સાંભળો, અર્જુને કહ્યું, તમે સત્ય કહો છો-૪૧

પણ મારે લંકામાં જવું એ તો નિશ્ચય છે, અને યજ્ઞ માટે નવું સુવર્ણ લાવી આપવું તે પણ નિશ્ચય છે-૪૨

પુણ્યકાર્યનો આરંભ થયેલો છે, એટલે તમારી આજ્ઞા હોય તો હું જાઉં, પુણ્યનો ઉપભોગ, પુણ્ય કરનાર તેમ તેમાં અનુમતિ આપનાર સર્વ સરખો કરે છે-૪૩

જે ઉત્તમ નરે જે કાર્ય આરંભ્યું તે તે કાર્યને જે તે પ્રકારે કર્યા વિના રેહેવાનો નહિ-૪૪

આવુ સાંભળી મહાકોપ પામી પવનનંદન બોલ્યો અહો પાંડવશ્રેષ્ઠ! બહુ ગર્વ કરતા જણાઓ છો!–૪૫

આ માર્ગે તો શ્રી રામજ ગયા છે, બીજાથી જવાવાનું નથી, તમારામાં જો શક્તિ હોય તો બીજો માર્ગ કરીને જાઓ–૪૬

અર્જુને કહ્યુ બહુ સારી વાત છે, તમે તમારે સાચવવાનો માર્ગ ભલે સાચવો, ક્ષેત્રપાલ પોતાનુ ક્ષેત્ર સાચવશે આખું જગત્ તો નહિ રે કે!–૪૭

એમ કહી ધનુષ્યને કુંડલાકાર બનાવી ઉપરા ઉપરિ સૂર્યપર્યંત બાણ વરસાવવા માંડયાં–૪૮

બાણથી તવોજ સેતુ વજ્રની ભીંત જેવો બાંધી નાખ્યો, તે જોઇ હનૂમાને વિચાર્યું કે આતુ બળ તો કોઇ આશ્ચર્યરૂપ છે–૪૯

ધનુષ્યને કુંડલાકાર કરતાં મેં રામને પણ જોયા છે, પરંતુ અર્જુનમાં તો મહાઆશ્ચર્ય દીઠુ કે શરે નથી ને શરાસને નથી–૫૦

ત્યારે હનૂમાને પાંડવને કહ્યુ કે તમારો સેતુ દૃઢ છે કે નથી તેની મને તપાસ કરવા દો–૫૧

ઇંદ્રપુત્ર અર્જુને કહ્યુ ભલે તપાસો, આવુ સાંભળતાંજ હનૂમાને સાત તાડ જેટલું ઉંચુ ને મહાદૃઢ શરીર કરી નાખ્યું–૫૨

ઉંચે ઉડીને પેલા સેતું ઉપર પડયો તેવોજ ગોલાની પેઠે અથડાઇ ને પાછો ઉડયો અને જેવો ભૂમિ ઉપર પડે છે તેવો અર્જુને હાથમાં લેઇ લીધો તેથી હનૂમાન્ બહુ લાજ પામ્યો!–૫૩–૫૪

હનૂમાને માથું નીચુ નમાવી વિજ્ઞાપના કરી હે પાંડવોત્તમ અર્જુન! તમે રઘુવરથી પણ અધિક છો–૫૫

છતાં તમારૂં ને મારૂં જે હિત છે તે કહું છું કે તમારે જ્યાં ત્યાં કામ સુવર્ણનું છે કે લંકામાં જવાનુ?–૫૬

અર્જુને કહ્યુ મારે તો સુવર્ણનુંજ કામ છે, માટે કુમારસુવર્ણ આણીને મને આપો–૫૭

આમ કહેવા ઉપરથી હનૂમાને તુરત ધાર્યું સુવર્ણ માથે ચઢાવી ને આણી આપ્યું-૫૮

તે લેઈને અર્જુન હસ્તિનાપુર આવ્યો, અને અર્જુનાદિ સર્વ કુટુંબ મહીતલ ઉપર વિખ્યાતિ પામ્યુ-૫૯

આવી ભવ્ય કથા કહીને ભોજભૂપાલે કહ્યું હે વિદ્વાનો ! આ કાર્ય પણ અર્જુનની પેઠે કરવાનુ છે-૬૦

આમ નિશ્ચય કરી મહીશ્વર શ્રીભોજ, સેવકો સમેત, પેલા સિંહાસન પાસે ગયો-૬૧

જેવો પોતે સિંહાસને બેસે છે તેવી ચંદ્રિકા નામની પૂતળી ઉત્તમ વાણી બોલી-૬૨

તે ત્રેવીશમી પૂતળી અતિ ઉત્તમ અને પ્રભુતાવાળી બોલી કે હે ભોજ-રાજેન્દ્ર ! અત્ર તમારે બેસવુ યોગ્ય નથી-૬૩

અત્ર બેઠા તો તે શોભે કે જેનામાં વિક્રમાદિત્ય જેવો દાનદયાગુણ હોય-૬૪

આવું સાંભળી ભોજરાજે ચંદ્રિકાને કહ્યું હે શોભને ! તેમનો દયા-દાનગુણ કેવો હતો તે કહો-૬૫

આમ પૂછ્યું એટલે ચંદ્રિકાએ ભોજને સ્ફુટ કહેવા માંડયું કે વિક્રમ-ની બરાબર તો કોઇ થયો નથી ને થવાનો પણ નથી-૬૬

તે રાજાએ સ્વપ્ન જોવા ઉપરથી માગણોને કોશમાત્ર આપી દીધો અને પછી પ્રસન્ન થઇ પ્રાર્થનાભંગ કરતાં ડરતા એવા તેણે દેશસમેત રાજ્ય પણ આપી દીધું-૬૭

સર્વ દિગ્વલયેશ્વર, કીર્તિપૂરપ્રપૂર્ણ, ત્રિભુવનવિખ્યાત, એવો શ્રી-વિક્રમાદિત્ય અવંતીમાં રાજ્ય કરતો હતો-૬૮

છત્રીશ રાજવર્ગ તેમના પાદાંબુજને સેવતા હતા, અને દાનમાં આ-પાઢ મેઘ જેવો તે સર્વચક્રરાજ્યનો ભોક્તા હતો-૬૯

પ્રભાતસમયે ઘણાક ભેરી અને શંખ આદિ ધ્વનિ તથા બંદીનાં ગાનથી રાજા નિદ્રા તજતો-૭૦

નિદ્રાવિરામે પલ્યંગમાંથી ઉઠી નવપદાત્મક સારરૂપ એવું પરમેષ્ઠિ-નામસ્મરણ તે કરતો—૭૧

પછી ભદ્રાસનથી સિંહાસને બેશી શો ધર્મ છે? શો કુલાચાર છે? શું કરવા યોગ્ય છે? તેનો વિચાર ચલાવતો—૭૨

દેવ કોણ? ગુરુ કોણ? તત્ત્વ શું? મારે શું વ્રત લેવું? કર્તવ્ય શું? ત્યાજ્ય શું? નરજન્મનું ફલ શું? શુદ્ધધર્મના આચાર ક્રિયા કિયા છે? ધર્મવૃક્ષનું શું બીજ છે? ધર્મવૃદ્ધિ શાથી થાય છે? ધર્મ કોનાથી સ્થપાય છે? ધર્મ શાથી નાશ પામે છે? એ આદિ પૃચ્છાપૂર્વક, ઉત્તમ ધ્યાનમાં લીન થઇ આવશ્યક કરતો—૭૩-૭૪-૭૫

અખિલ ધર્મ ભગવાન્ જિને યથાર્થ બતાવેલો છે, જેનો આશ્રય કરવાથી કદાપિ સંસાર સાગરમાં બુડાતું નથી—૭૬

સંયમ, સત્ય, શૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, તપ, ક્ષાંતિ, માર્દવ, ઋજુતા, મુક્તિ, એમ તે ધર્મ દશ પ્રકારનો છે—૭૭

ધર્મના પ્રભાવથી કલ્પદ્રુમાદિ ઇષ્ટાર્થ આપે છે, જે અધર્માધિષ્ઠિતાત્મા છે તેમને તે નજરે પણ પડતાં નથી—૭૮

વ્યસનાંભોધિમાં જીવ પડે છે ત્યારે બીજાં બધાં જતા રહે છે, તે વખતે ધર્મ કરતાં વધારે વત્સલ બધુ અન્ય કોણ છે?—૭૯

સમુદ્ર મર્યાદા તજતો નથી, મેઘ સૂકાઇ જતો નથી, ને પૃથ્વી ઉભેલી છે, એ બધો કેવલ ધર્મનોજ પ્રભાવ છે—૮૦

રાક્ષસ, યક્ષ, સર્પ વ્યાઘ્ર, વ્યાલ, અનલ, વિષ, એ આદિ કોઇ પણ જેને ધર્મનું શરણ છે તેને દશું કરી શકતાં નથી—૮૧

ધર્મ છે તે જીવને નરકપાતમાંથી બચાવે છે, ધર્મ છે તેજ નિરુપમ એવો સર્વજ્ઞવૈભવ આપે છે—૮૨

અબધુનો બંધુ છે, અસખાનો સખા છે, અનાથનો નાથ છે, ધર્મ વિશ્વમાત્રનો વત્સલ છે—૮૩

એવો મહાધર્મ સમ્યક્ત્વ દયાન્વિત જે છે તે મારે રાજ્ય કરતાં લક્ષપૂર્વક પાલવો જોઇએ–૮૪

વ્યાઘ્ર, કાક, બક, ઇત્યાદિનાં, મત્સ્ય,, વરાહ, આદિ પાપીનાં, વ્યાધ, જાલિક, સર્પ તેમનાં, અનેક કુલ છે–૮૫

તે સર્વ પ્રાણીની રક્ષા જિનોક્ત જે સદ્ધર્મ—દયા, દાન, તપ, શમ તેને અનુસરીને કરવી–૮૬

જિન એજ દેવ, કૃપા એ ધર્મ, સાધુ તે ગુરુ, અને શ્રાવકો બંધુ, એવા ધર્મને જે મૂઢ છે તેજ વખાણે નહિ–૮૭

ચક્રવર્તી છતાં પણ જિનધર્મવિમુખ જે છે તે કશા કામનો નથી, અને જિનધર્મમાં જે છે તે દાસ કે દરિદ્રી ગમે તે હો પણ ખરો છે–૮૮

સાવય કુલંમિ વરહુડઉ નાણ દંસણ સમિધ્ધો
મિચ્છિ ધ્રમો હિયમઈ મારાયા ચક્કવટ્ટી વિ–૮૯

બ્રાહ્મ મુહૂર્તે ઉઠી શ્રી ભગવાનનું ભજન કરવું, અને મારો શો ધર્મ છે, મારૂં શું કુલ છે, મારૂં શું વ્રત છે, તે સંભારવું–૯૦

શૌચાદિ કરી, દેવાર્ચન કરી, યથાશક્તિ પ્રત્યાખ્યાન કરી, દેવગૃહમાં જવું–૯૧

ત્યાં પ્રવેશ કરી વિધિપૂર્વક પ્રદક્ષિણા કરી, જિનની પૂષ્પાદિથી અર્ચા કરી, ઉત્તમ સ્તુતિ કરવી–૯૨

પછી પ્રતિપત્તિપૂર્વક ગુરુ પાસે જઇ વિશુદ્ધાત્માએ પ્રત્યાખ્યાનનું પ્રકાશન કરવું–૯૩

પછી મધ્યાન્હપૂજા કરવી, અને ભોજન કરી રહી વિદ્વાનો સાથે શાસ્ત્રચર્ચામાં મગ્ન થવું –૯૪

પછી સંધ્યાસમયે પુનઃ દેવાર્ચન કરી, આવશ્યકકર્મ સમાપ્ત કરી, ઉત્તમ સ્વાધ્યાય કરવો–૯૫

દેવ ગુરુ આદિની સ્મૃતિથી પવિત્ર થઇ યોગ્યકાલે નિદ્રા લેવી, અને તે મુહૂર્તપર્યંતજ લેવી–૯૬

જાગ્યા પછી ચોષિદંગનો સતત્ત્વ વિચાર કરવો, અને તે પ્રસંગે સ્થૂલિભદ્રાદિ સાધુની વૃત્તિ વિચારમાં આણવી-૯૭

એ પ્રકારે દિવસના આઠે પ્રહર મારે કર્મ કરવું કે જેથી મારો જન્મ સફલ થાય-૯૮

સર્વજ્ઞ, રાગાદિદોષરહિત, ત્રિલોકપૂજિત, યથાર્થવાદી, એવા જે દેવ શ્રીઅર્હત્પરમેશ્વર તેમનું ધ્યાન કરવું, તેમની ઉપાસના કરવી, એમને શરણે જવું, ને જીવ હોય ત્યાં સુધી એમના શાસનમાંજ રહેવું-૯૯-૧૦૦

જે સ્ત્રી, શસ્ત્ર, અક્ષસૂત્ર તથા રાગાદિથી કલંકિત છે, ને વિગ્રહાનુગ્રહપરાયણ છે, તે દેવ મુક્તિ આપી શકતા નથી-૧

નાટ્ય, હાસ્ય, સંગીત ઇત્યાદિ ઉપપ્લવગ્રસ્ત જે છે તે પ્રપન્ન પ્રાણીને શાંતપદે શી રીતે લેઇ જાય ? -૨

ઉક્તપ્રકારના જે શ્રીજિનદેવ તે મુક્તિ અને સુખરૂપી ફલના આપનાર છે; તેજ સંસારતાપવારકનું મારે ભવોભવ ધ્યાન ધરવું-૩

મહાવ્રતધર, ધીર, ભિક્ષામાત્રથી ઉપજીવિકા કરનારા, સામયિકસ્થ, ધર્મોપદેશ કરનારા, તે મારા ગુરુ છે-૪

પરિગ્રહારંભનિમગ્ન જે છે તે અન્યને શી રીતે તારે ? પોતે જે દરિદ્રી છે તે અન્યને શી રીતે ઇશ્વર બનાવશે ! -૫

સર્વાભિલાષી, સર્વભોજી, સપરિગ્રહ, અબ્રહ્મચારી, મિથ્યોપદેશ કરનારા, તે કદાપિ ગુરુ કહેવાય નહિ-૬

નિરીહ, નિરહંકાર, રાગદ્વેષવિવર્જિત, ષટ્ત્રિંશદ્ગુણયુક્ત, એવો જે ગુરુ તે સંસારથી તારે છે-૭

દુર્ગતિમાં પડેલાં પ્રાણીને ધારણ કરનાર તે ધર્મ કહેવાય, તે સંયમાદિદશપ્રકારે શ્રી જિને બતાવેલો છે, તેથીજ મુક્તિ છે-૮

અપૌરુષેય જે વચન તે અસંભાવ્ય હોય તો આપ્તોક્તિમાત્રથી વાણીની પ્રમાણતા કેમ ન થાય ? -૯

મિથ્યાદૃષ્ટિવાળાએ કહેલો હિંસાદિપ્રપૂર્ણ એવો જે ધર્મ તે તો ભવભ્રમણ કરાવનારો છે–૧૦

સરાગી પણ દેવ કહેવાય, અબ્રહ્મચારી પણ ગુરુ કહેવાય, કૃપાહીન પણ ધર્મ કહેવાય, તો આ જગત્‌નો નિશ્ચય નાશ થાય–૧૧

ષટ્જીવનિકાયવત્સલ એવો જિનોક્ત ધર્મ જે સર્વધર્મના ચૂડામણિરૂપ પ્રકાસે છે તે વિજયી છે–૧૨

એક, ત્રણ, પાંચ, નવ, એમ જુદે જુદે પ્રકારે જ્ઞાનીઓએ તત્ત્વવ્યવસ્થા બતાવી છે–૧૩

સમ્યક્ત્વ તો એકજ છે, તેના સડસઠ ભેદ છે; અને દેવ ગુરુ અને ધર્મ એ ત્રણ પ્રકારનું તત્ત્વ છે–૧૪

દેવ, ધર્મ, માર્ગ, સાધુ, સાધર્મિક, એમ પાંચ પ્રકારનુ તત્ત્વ તત્ત્વાભિલાષીએ સજમવું–૧૫

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ, એ નવ તત્ત્વ જાણવાં–૧૬

ચૌદસ ચૌદસ બાયાલીસા બ્યાસીય હુંતિ બાયાલ
સત્તાવન્ના બારસ ચઉનવ ભેયા કમેણેસિં–૧૭

આ નવ તત્ત્વના વિચારમાં, આ ભવસાગરને વિષે, મારા મનરૂપી મીન નિરંતર લીન હો–૧૮

પંચાણુ વ્રત સમ્યક્ત્વમૂલક છે; ત્રણ ગુણ અને ચાર શિક્ષાપદ એ ગૃહસ્થને યોગ્ય છે–૧૯

પંચહિ ચુક્કઉ ત્રિહુ વિમુક્કઉ બિહુ ન જાણઇ નામુ
હીડઈ દંડિ વજાવતુ અહ્મ શ્રાવક નામુ–૨૦

એ બાર વ્રતનું યથાશક્તિ અનુપાલન મારે સદા હો એટલીજ મારી વાંછના છે–૨૧

દેવપૂજા, દયા, દાન, દાક્ષિણ્ય, દમ, દક્ષતા, એ છ દકાર જેનામાં હોય તે પુરુષ દેવાંશી જાણવો-૨૨

મારે બહુ લક્ષ રાખીને આ છ દકાર પાલવા કે જેથી અત્ર તેમ પરત્ર મારો જન્મ સફલ થાય-૨૩

ક્રોધ, માન, મદ, માયા, લોભ, મત્સર તથા રાગદ્વેષ, એ આદિ સર્વ વૈરીને અંતરથી તજવા-૨૪

જિનેદ્રપૂજા, ગુરુઉપાસના, સત્વાનુકંપા, સુપાત્રદાન, ગુણાનુરાગ, શ્રુતિરાગ, એટલાં નરજન્મવૃક્ષનાં ફલ છે-૨૫

સાધુનો સંગ, શ્રુતિનો રંગ, ધર્મનું ધ્યાન, ધૃતિ ઉપર મતિ, પાત્રે દાન, ગુરુની ભક્તિ, એ છ આગર કહેવાય છે-૨૬

સત્યથી ધર્મ ઉપજે છે, દાનજલથી વૃદ્ધિ પામે છે, સંયમથી સ્થિર થાય છે, પણ રાગદ્વેષથી નાશ પામે છે-૨૭

દેવપૂજા, ગુરૂપાસન, સ્વાધ્યાય, સંયમ, તપ, દાન, એટલાં છ કર્મ ગૃહસ્થોએ રોજ કરવાં-૨૮

આર્ત્તરૌદ્રપરિત્યક્ત ધર્મધ્યાનપરાણ એવો તે નિત્યે તપરૂપી જલમાં સ્નાન કરતો હતો-૨૯

પ્રાભાતિક દાન આપીને તેણે પૃથ્વી ઉપર પગ મૂક્યો અને પછી બહુ પરિશ્રમથી છત્રીશ આયુધનો અભ્યાસ કરવા માંડ્યો-૩૦

પછી મર્દનશાલામાં અંગમર્દન કરાવ્યું અને શતપાકાદિ તૈલથી અભ્યંગસ્નાન કર્યું-૩૧

પછીવસ્ત્રાભરણ ધારણ કરી અને દેવાર્ચન કર્યું-૩૨

જિનેશ્વરને સ્નાન કરાવી, પૂજા કરી, નમન કરી, અને સામંત મંત્રી આદિ સમેત સભામાં ગયો-૩૩

ત્યાં સિંહાસને બેસી દેશ દેશના સમાચાર વિચારવા લાગ્યો, અને ત્યાંથી મધ્યાન્હસમયે ઉઠી ઉત્સવસમેત મધ્યાન્હપૂજા કરવા ગયો-૩૪

નવ્વાણુ રથાનયુક્ત, પંચશબ્દાદિ વાદિત્રસંગેત, વિચિત્રનાટક-સહિત, એવી પૂજા ભૂપતિએ કરી--૩૫

દીન તથા દુઃખિતને યથોચિત દાન આપીને, જ્ઞાતિ, સ્વજન, મિત્ર, તથા અન્ય સેવક, તેમજ દેશ દેશાંતરથી આવેલા ઘણાક માણસો સહિત, છત્રીશ પ્રકારનાં ભક્ષ્ય ભોજ્યથી રાજાએ ભોજન કર્યું--૩૬-૩૭

કર્પૂરાદિમિશ્ર તાંબૂલ મુખશુધ્ધ્યર્થે ખાઇ તથા સર્વને આપીને ચંદનાગરુકર્પૂરકસ્તૂરિ કુંકુમ આદિ મિશ્ર ચંદન સર્વને અર્ચતો હવો--૩૮ ૩૯

પછી કાંચનમય પલંગ ઉપર, ગંગા પુલિન જેવી કોમલ ગાદીમાં, ઉશીકાં આદિ સર્વ યોજનાના સુખમાં, પોતે પોઢયો--૪૦

આયુર્જ્ઞાન જાણનારાએ વૈદ્યકશાસ્ત્રમાં કહ્યું છે કે, જમ્યા પછી, જો શય્યા ન હોય તો, દશ પદ સુધી ચાલવું--૪૧

જમીને બેસનારને ઉદરવિકાર થાય, ઉત્તાનશાયીને બલ વધે, વામ-પાર્શ્વસ્થનું આયુષ્ વધે, ને દોડનારની સાથે તો મૃત્યુ પણ દોડી મળે--૪૨

ક્ષણવાર નિદ્રા કરીને રાજા, શુકસારિકા હંસાદિ વિવિધપક્ષીના ગા-નથી, જાગ્યો--૪૩

વિલાસિનીનાં લાસ્યતાંડવયુક્ત નાટક થવા લાગ્યાં, મંદ્રમધ્યતાર એવા સ્વરયુક્ત ગાન ચાલી રહ્યાં--૪૪

દેશદેશાંતરથી આવેલા કલાકૌશલ્યવાળાનાં કૌતુક પણ રાજા જોતો હવો--૪૫

પછી પાછલે પહોરે સર્વાંગભૂષણ ભૂષિત એવો તે રાજા, સામંત મંડ-લીક આદિ લક્ષજનસમેત, લીલામાં હાલતા વલયના રણકારા સમેત ચામર ઉરાડાઈ રહ્યા છે, શતાતપત્ર માથે ધરાઈ રહ્યું છે, બંદીઓ જય-જયકાર કરી રહ્યા છે, એમ મહામાંગલ્યપૂર્વક, ઈંદ્રની પેઠે, સિંહાસને બેઠો--૪૬-૪૭-૪૮

રાજકાર્ય કરી, જનોને આજ્ઞા આપી, કુમાર્ગગામીને દંડ દેઇ, દીનને ધન આપી, સંધ્યાસમયે તેણે પાછું જિનપૂજન કર્યું, અને આવશ્યકાદિ ષટ્કર્મ કરી વિરત થયો–૪૯–૫૦

ચિંતારહિત થઈ સુખશય્યામાં સુતો, અને સમાધિધ્યાનમાં ચિત્ત પરોવી સુખે નિદ્રા પામ્યો–૫૧

આ પ્રકારે નૃપને વર્તતો જોઈ સુરેશ્વર શ્રીઇંદ્રરાજે દેવસભામાં પોતાનું માથું ધૂણાવ્યું–૫૨

સુરરાજે દેવતાઓ આગળ કહ્યું કે હે દેવતાઓ ! જગત્રય ઉપર વિક્રમ જેવો કોઈ નથી–૫૩

સાહસી, પરાક્રમી, શ્રીમાન્, ભાગતા સાથે સર્વ કામ પૂર્ણ કરનાર, મદરહિત, માન આપનાર, લોકોત્તર ગુણાકર, કોઈ નથી–૫૪

આવું ઇંદ્રનું બોલવું સાંભળી એક દેવને ગર્વ થયો ને તે મનમાં વિચારવા લાગ્યો કે ઈંદ્ર આ શું કહે છે !–૫૫

અમેધ્યપૂર્ણ એવો મનુષ્ય તેની પ્રશંસા કરે છે તો હું ભારતખંડમાં જઈ તેની પરીક્ષા કરી આવું–૫૬

તેજ રાત્રીએ દેવ રાજા પાસે આવ્યો, અને રાક્ષસ જેવું અતિ ઉગ્ર રૂપ કરી પ્રત્યક્ષ થયો–૫૭

અને વિક્રમરાજાને તેણે સ્વપ્ન આપ્યું કે જગત્ભક્ષણનામનો રાક્ષસ હું અત્ર આવ્યો છું–૫૮

રાજ્ય, રાષ્ટ્ર બધું ધર્મસહિત જો તું મને આપશે તો હું ભક્ષણ નહિ કરૂં ને લોકોને જવા દેઇશ–૫૯

નહિ તો ત્રણ રાત્રીમાં આખા જગત્નો ક્ષય કરીશઃ રાષ્ટ્રનું પાપ તો રાજાનેજ લાગે છે, ને તમે રાજા છો–૬૦

આવું સ્વપ્ન આપીને તે દેવ તત્ક્ષણ તિરોધાન થઇ ગયો, અને વિક્રમ બહુ વિસ્મય પામી જાગી ઉઠયો–૬૧

ઉઠતાંજ પરમેશ્વર શ્રીજિન જે ભયમાત્ર રહિત છે તેમને સ્મરવા લાગ્યો ને ઉઠીને સભામાં ગયો—૬૨

મંત્રીઓ આગળ રાજાએ ત્યાં આ દુઃસ્વપ્નની વાત કહી તો મંત્રીઓએ કહ્યું હે સ્વામિન્ ! આ તો ચિંતાસ્વપ્ન છે—૬૩

હે મંત્રીશ ! સાંભળો, મારે કશી ચિંતા નથી, એટલે સ્વપ્ન કેવલ અરિષ્ટસૂચક છે એમ મને લાગે છે, એવું રાજાએ કહ્યું—૬૪

શરીર અનિત્ય છે, વિભવ શાશ્વત નથી, મૃત્યુ નિત્ય પાસેજ છે, માટે ધર્મસંગ્રહ કરવો—૬૫

આ અસાર સંસારમાં બીજો કશો સાર નથી, કાદવમાં કમલની પેઠે એક ધર્મમાત્રજ સાર છે—૬૬

અસાર એવા સંસારમાં, મરુભૂમિમાં નીરની પેઠે, પાપી પથિકો ધર્મને પ્રાપ્ત કરતા નથી—૬૭

દાન શીલ તપ ભાવ એ ચાર પ્રકારનો ધર્મ જિને કહેલો છે—૬૮

પ્રેત યક્ષ રાક્ષસ ભૂતમાત્ર સર્વે દાનથી વશ થાય છે, દાન છે તેજ અરિષ્ટમાત્રને હરનારૂં છે, દુષ્ટ કષ્ટને નિવારણ કરનારૂં છે—૬૯

એમ વિચારી રાજાએ પોતાનો ભંડાર ત્રણ દિવસ સુધી ખુલ્લો મૂકાવ્યો, અને ગામમાં ત્રણે ચોટાંમાં નોબત કરાવી—૭૦

કે હે લોકો ! નિર્ભય થઈને મારા ભંડારમાંથી તમને જે રુચે તે સુવર્ણ રત્ન માણિક્ય આદિ લેઈ જાઓ—૭૧

એવે સમયે પેલો દેવ ભિક્ષુકનું રૂપ ધરીને યાચનેચ્છાથી વિક્રમ પાસે આવ્યો—૭૨

પેલા નિર્ધનને પોતાના આગળ ઉભેલો જોઇને વિક્રમે પૂછ્યું કે તમારે શું જોઈએ છીએ તે કહો, હું આપવા તૈયાર છું—૭૩

તેણે કહ્યું હે નરનાથેશ ! વાંછિત પૂરનાર તો કોઈ નથી, એમજ ધારો કે હું તમારૂં રાજ્ય માગું તો તે આપશો?—૭૪

આવું કહ્યું ત્યારે વિક્રમે કહ્યું લે ભઈ આ રાજ્ય મેં તને આપ્યું તારા માગ્યા વિના મેં તને આપ્યું છે, સુખે રાજ્ય કર–૭૫

પેલા ભિક્ષુકને રાજાએ પોતાને હાથે ગાદીએ બેસાર્યો, અને મંત્રીઓને આજ્ઞા કરી કે આની આજ્ઞા મારી અજ્ઞાના જેવીજ માનવી–૭૬

જેણે દુઃસ્વપ્ન જોતાની સાથેજ ત્રણ દિવસ સુધી ભંડાર લૂટાવી નાખ્યો તેવા વિક્રમની દાનશીલતાનું શું કહેવું!–૭૭

આ ઉપરથી પેલા દેવતાએ પ્રસન્ન થઈ રાજાને રાજ્ય પાછું આપ્યું અને ભંડાર પણ હતો તેથી બમણો કરી આપ્યો–૭૮

આટલું કહીને પેલી પૂતળીએ ભોજને કહ્યું, હે રાજન્! જો આપનામાં આવો ગુણ હોય તો આ સિંહાસને બેસો–૭૯

વિક્રમની સારરૂપ ઉત્તમ કથા સાંભળીને બહુ આનંદ પામી ભોજરાજ પોતાના રાજ્યકાર્યમાં, સભા વિસર્જન કરી, પ્રવૃત્ત થયો–૮૦

શ્રીરામચંદ્રસૂરિકૃત, શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની ત્રેવીશમી કથા થઇ–૮૧

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની તેવીશમી કથા સંપૂર્ણ.

---

મુંજકુલનો મુકુટ અને પૃથ્વીપતિનો મણિ ભોજરાજા પાછો અભિષેકસામગ્રી તૈયાર કરાવી સભામાં આવ્યો–૧

શુભલગ્નમાં, ઉત્તમ વર્ગમાં, નવમાસમાં, મિત્ર ઉચ્ચ કે કેંદ્રસ્થાનમાં શુભ ગ્રહ હતા તે વખતે મુહૂર્ત સાધ્યું–૨

જેમ જેમ શુભવર્ગનો લાભ થાય તેમ તેમ સ્થાપન ઉત્તમ થાય, આ કાર્યમાં નવમાંશ અવશ્ય જોવું, પણ તે શુભ ગ્રહનું જોવું–૩

દિન અને લગ્નનું બલ જોઇ, ચંદ્રનું બલ તપાસી, ને હોરાબલની પુષ્ટિ સમજી, તે સિંહાસનની પાસે ગયો–૪

રાજા જેવો એ ઉત્તમ સિંહાસને બેસવા જાય છે કે હંસગમના નામની પૂતળી બોલી ઉઠી--૫

હે સ્વામિન્ આ પૂર્વ દિશા નથી, નદી નથી, મહાસરોવર નથી, ઉંદરનું દર નથી, ક્ષુદ્ર સ્ત્રીની શય્યા નથી, કંદોઇની દુકાન નથી, રસ્તામાં આવેલી પરવ નથી, ઉદીચ્ય બ્રાહ્મણની નાત નથી, અસુર જાતિનો સમૂહ નથી, લિંબુંનું પાણી નથી, દશાની નાત નથી, અર્જુનની સુભદ્રા નથી, કે ઉત્તમ મધ્યમ કે અધમ કે અધમાધમ, કે નિર્ધન સધન રાજરંક, રાગી વિરાગી, સૌમ્ય ક્રુર, ગુણી નિર્ગુણ, ભોગી ભોગરહિત, કુલીન અકુલીન, દાની કૃપણ, સદાચારવાળો પાપી, સબલ નિર્બલ, બધાએ મરજી પડે તેમ આવીને બેસે; એવું આ સિહાસન જાણવું--૬-૭-૮--૯-૧૦-૧૧

આ તો સિંહની ગુફા જાણવી, સિંહનુંજ એ ઉત્તમાસન જાણવું, એના ઉપર તો શ્રીવિક્રમજ શોભે-૧૨

કદાચિત્ ઘુણાક્ષરન્યાયથી કોઇ સાહસી વિક્રમાદિત્ય સદૃશ થાય તો તે ભલે બેસે--૧૩

આવું સાંભળી ભોજરાજે હંસગમનાને પૂછ્યું કે વિક્રમરાજા કેવાક હતા?-૧૪

હંસગમનાએ ભોજરાજાને સ્ફુટ રીતે વિક્રમરાજાના ગુણનો પ્રકર્ષ કહી બતાવવા માંડયો--૧૫

નાગેશ્વર પાસેથી મેળવેલું શુધ્ધ અમૃત જેણે, પોતાના સૈન્યને મરણની દશામાં રહેવા દેઇ, યાચના કરતા શત્રુસૈન્યને આપ્યું, એ વિક્રમ જેવો ઉદાર પૃથ્વી ઉપર બીજો નથી ૧૬

માલવદેશમાં ઉજ્જયિનીને વિષે પરમધ્યાનતત્પર એવો પુણ્યાત્મા શ્રીવિક્રમ રાજ્ય કરતો હતો-૧૭

તે આકાશમાં જેમ ચંદ્ર શોભે છે તેમ ત્રણે ભુવનમાં શોભા પામી વિખ્યાત થયો હતો--૧૮

તે માલવદેશમાં પુરંદરપુર નામનું દેવલોકથી ઈંદ્રે વસાવેલું પુર હતું--૧૯

ત્યાં ધનપતિ નામનો શેઠીઓ નામ તથા ગુણથી કોટિધ્વજ હોઇ ધરણીના ભૂષણ રૂપ હતો--૨૦

તે નિત્ય પંચાચારનિરત હતો, પાંચ માણસમાં પોતે પાંચમો હતો, કામને વશ રાખનાર અને વૃધ્ધાદિ પાંચ ગુણથી પચારૂઢ હતો--૨૧

વૃધ્ધિ, રિધ્ધિ, પ્રભુનું માન, કીર્તિ, સ્વજનસમૂહ, એ પંચગુણથી યુક્તને પંચારૂઢ કહેવાય--૨૨

તેને ધનશ્રી નામની ભાર્યા અતિ સતી અને શીલવતી હતી, અને તે પૂર્વ પુણ્ય યોગે સદા સુખશાલિની હતી--૨૩

સુરૂપ, શોભન, શાંત, કાંત, એવી તે ચંદ્ર અને રોહિણીની પેઠે પોતાના પતિ સાથે શોભતી હતી--૨૪

પ્રેમમાં નિમગ્ન એવાં તે બેની પરપ્રીતિ જામેલી હતી તેથી દોગંદિક દેવની પેઠે તેમનો કાલ સુખમાં જતો હતો--૨૫

તેમને ચાર પુત્ર થયા, જેમને તેમણે અતિપ્રેમથી લાલનપાલનપૂર્વક ભણાવી ગણાવી મ્હોટા કર્યા--૨૬

યુવાવસ્થામાં આવી ઉન્મત્ત થયા ત્યારે મહામહોત્સવપુરઃસર તેમને અતિરૂપવતી કન્યાઓ સાથે પરણાવ્યા--૨૭

તે પણ બહુ સદ્ગુણી, પિતૃભક્તિપરાયણ, દેવ ગુરુ આદિને પૂજનારા, સુશીલાદિગુણયુક્ત અને પાપકર્મવિયુક્ત, નીવડ્યા--૨૮

પેલો વાણીઓ ધીમે ધીમે રોગથી પીડાતો વૃદ્ધ થઈ ગયો અને તેનો દેહ પણ બધો ખખળી ગયો--૨૯

ગાત્ર સંકોચાઈ ગયાં, ગતિ ભગ થઈ ગઈ, દાંત પડી ગયા, આંખે ઝાંખ પડી, શરીર કંપવા લાગ્યું, મોઢે લાળ પડવા લાગી, બંધુજનો વચન ઉપર લક્ષ પણ ન આપવા લાગ્યાં, ભાર્યા સેવા ન કરવા લાગી, અહો જરાભિભૂત પુરુષને ધિક્કાર છે, પુત્ર પણ અવજ્ઞા કરવા લાગે છે--૩૦

કર કંપાવઈ સિર ધુણુઈ એ નર કાંઈ કહેઈ
જમ્મ હકકારઈ જિમપુરી એ નકકાર કરેઈ—૩૧
ભાઉ ગુરૂ ગુણુ થેરડા ભુહિ ઉગાડા ભમંતિ
હારતું જુવ્વણુ રયણું તે ફિરિ ફિરિ જોયંતિ—૩૨
બિય રયણુ નિહાણું પવાસિણુા જુવ્વણેણુ જંતેણુ
તેણું બીય થેરાણુ ગત્તા જલ્લેસુ દીસંતિ—૩૩

આટલી સામગ્રી છતાં તેં સુકૃત કર્યું નહિ એમ કહીને યમ વૃદ્ધના વદનમાંથી દાંત પાડી નાખે છે—૩૪

ધનપતિ રોગાભિભૂત થઈ ગયો, અને ઘણા ઘણા ઔષધોપચારથી પણ એનો રોગ શમ્યો નહિ—૩૫

સર્વશાસ્ત્રના જાણનાર અને પવિત્ર તથા પિતૃભક્તિપૂર્ણ એવા પુત્રોએ મ્હોટા મ્હોટા વૈદ્યોને બોલાવ્યા—૩૬

વૈદ્યોએ તપાસ કરીને કહ્યું કે આ તો ત્રિદોષનો ઉપદ્રવ છે, ને તે પૂર્વકર્મના યોગે થયો છે એટલે ઔષધથી સાધ્ય નથી—૩૭

વાતજ્વર સાત રાત્રીમાં, પિત્તજ્વર દશ રાત્રીમાં, કફજ્વર બાર રાત્રીમાં, પાકે છે—૩૮

બેથી થયો હોય તો બમણો સમય લે છે, ત્રણથી હોય તો ત્રણ ગણો, અને તેજ ત્રણથી થયેલો તે તો ક્વચિત્ ભાગ્યયોગેજ મટે—૩૯

શરિરીને કર્મજ જે વ્યાધિ થાય છે, ને જે ત્રિદોષજ કે ચિરકાલજ થાય છે, તે મટે છે, પણ ધનહીન પુરુષનો ધનનો ઉષ્મા જવા પછી તેને જે મહા ઉપદ્રવ થાય છે તે ઉગ્ર રોગ કોઈ ઔષધને સાધ્ય થતો નથી—૪૦

ધન્ય એવા ધનપતિએ તેવે સમયે ગૃહકાર્યનો વિચાર કર્યો કે મારે પવિત્ર અને પ્રાણથી પણ અધિક એવા ચાર પુત્ર છે—૪૧

તાત જીવંતુ જાઇકિમ્હઈ મર્યાદા ન કરેઈ
તું જાઈ તે બેટડા ઉડિઉડિ લુડિડ મારેઈ—૪૨

ચતુર એવા ચારે પુત્રને પિતાએ બોલાવ્યા, ને તે આવીને પ્રણામ કરી પિતાના ચરણ આગળ હાથ જોડી ઉભા-૪૩

તેજ પુત્ર કહેવાય જે પિતાની ભક્તિ કરે, માતાનું વચન ઉઠાવે ને નિત્યે કુલાચાર પાલે, બાકી બીજા તો પેટના કીડા જાણવા-૪૪

જે પિતાને પું નામના નરકમાંથી તારે તે સુતને શાસ્ત્રના જાણનારા પંડિતો પુત્ર કહે છે-૪૫

ધનપતિએ પોતાના પુત્રો આગળ હિતવચન કહ્યું કે પુત્રો ! સાંભળો, હું તો હવે જાઉં છું-૪૬

તમારી પાસે મારે એટલું માગી લેવાનું છે કે તમારે પરસ્પર સ્નેહ રાખી નખ અને માંસની પેઠે ભેગાજ રહેવું-૪૭

તમારામાં જે જેનો જયેષ્ઠ છે તેના ઉપર પિતા જેવી ભક્તિ રાખવી, ને જે જેનો કનિષ્ઠ છે તેના ઉપર પુત્ર જેવો પ્રેમ રાખવો-૪૮

જ્યાં કુટુંબકલહ થાય છે ત્યાં લક્ષ્મી રહેતી નથી, સુખ, રાજ, સન્માન, ધર્મ, યશ, કાંઈ આવતું નથી-૪૯

કુટુંબમાં સપ હોવાથી રિદ્ધિ, વૃદ્ધિ, સુખ, યશ, જય, ધર્મ, સમાધિ, સત્કાર્ય, પ્રતિષ્ટા, બધું બની આવે છે-૫૦

માટે તમારે મારી આટલી વાત લક્ષ રાખીને કરવી ને જે પ્રકારે લોક હસે નહિ તેમ કરવું-૫૧

પણ કાલયોગથી વહુઓની વઢવાડને લીધે કદાપિ ભેગા નજ રહેવાય તો વૃથા કલહ ન કરશો-૫૨

તમારે ભેગા થઇ, મેં જે ધનના વિભાગ કર્યા છે તે લેઇ લેવા, હું તમને કોઇને વધતું ઓછું આપી જવાનો નથી-૫૩

જ્યાં મારે સુવાનું છે ત્યાં ખુણામાં ચાર કલશ શુભવસ્તુથી ભરેલા દાટેલા છે-૫૪

મે તે પ્રત્યેક ઉપર તમારામાંના એક એકનું નામ લખેલું છે, તે તમારે તમારી બુદ્ધિથકી, ભેદ કર્યા વિના, લેઇ લેવા-૫૫

પિતાની આવી શિક્ષા સંભળીને તે ઉત્તમ પુત્રોએ હાથ જોડી વિનતિ કરવા માંડી--૫૬

હે પિતા! તમે જે કહ્યું તે અમે કરીશું, એ અમારૂં કહેવું વજ્રરેખા જેવું છે અમે તેનેજ વળગી રહીશું--૫૭

એમ સમજાવી, અન્યકાર્યે પણ કરી, સદ્ધર્મકાર્યે કરતો કરતો ધનપતિ ગૃહસ્થાશ્રમથી વિરત થયો. ૫૮

સુપાત્રને દાન આપી ને વિશેષે સ્વજનોને સંતોષી, તેણે શુદ્ધચિત્ત સપ્તક્ષેત્રાદિ કાર્ય કર્યા--૫૯

ઉત્તમ ગુરુને બોલાવી તેમણે જે કહ્યા તે શુભભેદ પ્રમાણે આલોચનાદિપૂર્વક ધનનો વ્યય કર્યો-.૬૦

અતિચાર, વિશોધન, વ્રતોચ્ચરણ, પાપક્ષમા, એટલાં ચાર કરી પાપકાગણને તજ અને દુષ્કૃતને નિંદ--૬૧

સુકૃતથકી આત્માને સંતોષ અને શુભભાવ ધારણ કરી વાસનાને તજ, પંચનમસ્કૃતિનું સ્મરણ કર અને અનંત સુખ પામ--૬૨

શુભભાવનાથી સર્વેનું ઉત્તમ ક્ષમણ કરીને તથા અનશન ગ્રહણ કરીને તે વાણીઓ પરલોકમાં ગયો--૬૩

તેના શોકાર્ત પુત્રોએ પોતાના પિતાનું ઉત્તરકાર્ય બહુ દ્રવ્યનો વ્યય કરીને કર્યું--૬૪

વળી ભક્તિવડે કરીને સાધર્મ્યાદિવાત્સલ્ય પણ કર્યું, અને ચૈત્ય પુસ્તક સંઘાદિને વિષે યથાશક્તિ ધન વાવ્યું--૬૫

પછી સર્વે ભેગા રહી ઘરકાર્ય કરવા લાગ્યા, પણ ધીમે ધીમે તેમની પ્રિયાને યૌવનનો ગર્વ થવા માંડયો--૬૬

તેમણે રાતદિવસ પરસ્પરમાં કલહ કરવા માંડયો ને એક કહે હું મ્હોટી અને બીજી કહે હું મ્હોટી- ૬૭

જ્યેષ્ઠ પત્નીનું જ્યેષ્ઠ પત્નીપણું ગયું, દીઅરની પત્નીઓનું દેરાણીપણું પણ ગયું--૬૮

એમ પરસ્પર વિવાદ કરવા લાગીઓ અને મરજી મુજબ ખાવા પીવાનો વ્યવહાર ચલાવવા લાગી ને લાજ તજી મરજી મુજબ બોલવા લાગી--૬૯

સંડા, ભંડા, રંડા એવા સુજનને અયોગ્ય શબ્દો મદોન્મત્ત અને નિર્લજ્જ થઇ પરસ્પરને કહેવા લાગી--૭૦

તેમણે રાતદિવસ પોતપોતાના પતિ આગળ કહેવા માંડયું કે આપણે તો જુદા થવું, ભેગાં પાલવતું નથી--૭૧

આવું તેમનું કહેવું સાંભળી તે પોતપોતાની પત્નીને કહેવા લાગ્યા કે અરે આ તે શું માંડયુ છે ' તમારૂં શું જાય છે ! શા માટે સુખે રહેતીઓ નથી ?--૭૨

ત્યારે તેમણે કહ્યું કે ભલે તમારૂં ઘર તમારે રહ્યું અમે તો જુદાં છીએ માટે અમે અમારા પીઅરમાં જઈશું--૭૩

અમે તો વ્રત લેઇને બેશીશું કે તમે જુદા થાઓ, પણ ગમે તે પ્રકારે અમારે આ ઘરમાં ભેગાં રહેવું નથી--૭૪

આવો કલહ કરીને તે રંડાઓ પોત પોતાને પીઅર જતી રહી, એટલે ભાઇઓએ ભેગા થઇ પરસ્પર વિચાર કરવા માંડયો -૭૫

સજ ઘરિ કલહ કરં લંતર વાધઇ, ખલઇ કામ આલખાઇ રાધઇ
સો નર ફીટઇ જાતે કાલે એ પરમ અર કહીઉ ગોવાલે--૭૬

તેમણે નકી કર્યું કે આપણે ભાગ વહેંચી લેઇને હવે જુદા જુદા રહીએ, કેમકે કલહથી તો આપણો દેહ, યશ, સુખ, બધું પડી જશે.--૭૭

એક વાર તેમણે વિચાર કરી ઘરમાં ખોદીને પેલા ચાર તાંબાના કલશ જે ભરેલા અને નામાંકિત હતા તે કાઢયા--૭૮

લોકોને સાક્ષી રાખીને પોતપોતાના નામવાળા કલશ તેમણે લીધા અને ઉઘાડવા બેઠા -૭૯

પ્રથમ પુને હર્ષ પામી, પોતાની પ્રિયાસમક્ષ, પોતાના કુંભને ઉઘાડવા માંડયો તો તેમાં તો કેવલ માટી નીકળી--૮૦

બીજા કલશમાં કેવલ અંગારા નીકળ્યા, ત્રીજાનામાં હાડકાં નીકળ્યાં, ને ચોથાનામાં છોતરાં નીકળ્યાં--૮૧

પરમાર્થ સમજ્યા વિના તેમણે ઘણા ઘણા લોકને પૂછ્યું પણ કોઇને એ ભેદ સમજાયો નહિ--૮૨

ત્યારે ચારે જણ ઉજ્જયિનીમાં ગયા ને વિક્રમાદિત્યની સભામાં વાત કહેવા ગયા -૮૩

હે સભાસદો, વિદ્વાનો, જ્ઞાનીઓ, અમારી વાત સાંભળો ને આ કુંભનો નિર્ણય કરી આપો--૮૪

તેમણે તથા શ્રીવિક્રમાદિત્યે વિચાર કરી કહ્યું કે ભાઇ ! અમે વૃદ્ધચેષ્ટિતનું તાત્પર્ય સમજી શકતા નથી -૮૫

જે એક વૃધ્ધ જાણે છે તે વાત કોટિ તરુણો જાણતા નથી, જે રાજાને પણ લાત મારે એવો વૃધ્ધ છે તે પૂજ્ય છે--૮૬

વૃધ્ધનો જે આમાં પરમાર્થ છે તે અમે સમજતા નથી, માટે તમે ઘેર જાઓ અને કોઇ બીજાને પૂછો--૮૭

ત્યારે ચારે જણા પ્રતિષ્ઠાનપુરમાં આવ્યા પણ ત્યાં પણ કોઇથી નિર્ણય થયો નહિ--૮૮

ત્યારે પ્રતિષ્ઠાનપુરના રાજાએ ગામમાં ઢંઢેરો કરાવ્યો કે જે કોઇ આનો નિર્ણય કરી આપશે તેને મારી યૌવનવતી રૂપવતી કન્યા આપીશ, મારું આ વચન મિથ્યા નથી--૮૯-૯૦

એ પુરમાં બે સત્‌ક્રિયાવાળા બ્રાહ્મણો હતા તેમને અતિરૂપવની તપસ્વિની વિધવા ભગિની હતી--૯૧

કોઇ નાગપુત્ર સ્વર્ગમાર્ગે જતો હતો તેણે તેને એકવાર વિવસ્ત્ર દીઠી તેથી તેને બહુ કામ થઇ આવ્યો--૯૨

એટલે યથેચ્છ કરવા સમર્થ એવા તેણે અદૃશ્ય રહી તેને ભોગવી જેથી તેને ગર્ભ રહ્યો, દૈવની ચેષ્ટા વિલક્ષણ છે--૯૩

પોતાની બ્હેનને ગર્ભિણી જાણીને બન્ને ભાઈ લાજ પામી, લોક-પ્રવાદથી ડરીને પરદેશ જતા રહ્યા--૯૪

પેલી વિધવા નાગપુત્રના ગુપ્ત રક્ષણમાં પોતાના ઘરમાંજ રહી ને થોડે દિવસે તેણે અતિસુંદર એવા એક પુત્રને જન્મ આપ્યો--૯૬

અતિસુંદર, સજ્જનને આનંદ આપનાર, એવા ઉત્તમ નાગસુતને પેલી લોલાક્ષીએ લાલન પાલનથી ઉછેરવા માંડ્યો -૯૬

આખા પાતાલમાં જે કાંઈ મળી આવતું હતું તે બધું નાગપુત્ર પોતાના પુત્રને પહોચાડતો હતો- ૯૭

શુભ મુહૂર્તને વિષે, પુત્રનું શાલિવાહન એવું નામ, મહોત્સવપૂર્વક, સર્વજનસમક્ષ, પાડ્યું--૯૮

પછી તે ચંદ્રકલાની પેઠે નિત્યે વૃધ્ધિ પામવા લાગ્યો, અને નાગના પ્રભાવથી ભણ્યા વિના મહાજ્ઞાની થયો--૯૯

પેલા ચાર ભાઈઓને કુંભ માટે વિવાદ ચાલે છે તે જાણીને શાલિવાહન પોતાની મેળે રાજસભામાં આવ્યો--૧૦૦

પછી ત્યાં ધનપાલના ચારે પુત્રને બોલાવ્યા ને પૂછ્યું કે કહો તમારે શો વિવાદ છે? -૧

મારા જ્ઞાનના પ્રભાવથી તમને ઉત્તર આપીશ, સૂર્યોદયે અંધકાર ચોતરફ નાશીજ જાય છે--૨

આવું શાલિવાહનનું બોલવું સાંભળી આખી રાજસભાને બહુ વિસ્મય અને આશ્ચર્ય લાગ્યાં--૩

ચારે જણે પોતાના પિતાની બધી હકીકત કહી બતાવી તે સાંભળીને તેમને શાલિવાહને કહ્યું--૪

જેને માટી આપી છે તેને ભૂમિમાત્ર આપી છે, નગર, ગ્રામ, ક્ષેત્ર, હાટ, સર્વ ભૂમિ આપી છે એમ જાણવું--૫

જેને, અંગારા આપ્યા છે તેને સાતે ધાતુ સુવર્ણ, રૂપું, કલાઈ, તામ્ર, લોહ, આદિ સર્વ આપ્યું જાણવું--૬

જેને હાડકાં આપ્યાં છે તેને ગજ અશ્વ ગાય ભેંસ દાસ દાસી આદિ સર્વ આપ્યું છે એમ જાણવું-૭

અને જેને છોતરાં આપ્યાં છે તેને કપાસ કાષ્ઠ મંજિષ્ઠ આદિ તથા ધાન્યમાત્ર આપ્યાં છે એમ જાણવું-૮

આવું સાંભળી ચારે જણા પરસ્પર વિચાર કરવા લાગ્યા કે ખરી વાત છે આ ચાર પ્રકારનું જ ધન આપણા ઘરમાં છે તે આપણને વહેંચી આપ્યું છે-૯

ચારે વણિકપુત્ર બહુ હર્ષ પામ્યા અને પિતાએ આપેલું ધન લેઇને સુખે પોતાના પુરમાં આવ્યા-૧૦

પ્રતિષ્ઠાનપુરના રજાએ પોતાની કન્યા સારે દિવસે શુભલગ્ન જોઇ ને ઉત્સવપૂર્વક શાલિ વાહનને પરણાવી- ૧૧

ધનદત્તના પુત્રો ઉજજયિનીમાં ગયા અને બધો વૃતાન્ત વિક્રમાદિત્યને કહેવા લાગ્યા-૧૨

શાલિવાહનને આવો બુદ્ધિસાગર જાણીને રાજાએ તેને બોલાવવા પોતાના દૂત મોકલ્યા-૧૩

જે નાના બાલકે કુંભનો નિર્ણય કર્યો તે શાલિવાહન નામનાને અત્ર જોવા માટે લાવો-૧૪

વિક્રમાદિત્યે મોકલેલા દૂત ગયા અને મહાશોભાયુક્ત એવા પ્રતિષ્ઠાનપુરમાં પાહોચ્યા-૧૫

ગામમાં તપાસ કરીને શાલિવાહનને ઘેર ગયા અને વિનયપૂર્વક, તેને, આવવાનું કહેવા લાગ્યા-૧૬

વિણઉ સાસણે મૂલં વિણઉ સજઉ ભવો
વિણયાઉ વિપ્પમુક્કસ્સ કઉ ધમ્મો કઉ તવો-૧૭
વિણઉ આવહિ સિરિ લહઇ વિણીઉ જસં ચ કિર્તિ ચ
ન કયાઇ દુવ્વિણીઉ સકજજ સિદ્ધિ સમાએઇ-૧૮

વિનયથી વિદ્યા લેવાય, પુષ્કલ ધનથી લેવાય, કે વિદ્યાથી વિદ્યા લેવાય, ચોથો ઉપાય નથી--૧૯

શાલિવાહનને બોલાવ્યો ત્યારે તે બોલ્યો કે હું શું તેનો નોકર છું, કે તેનો કાંઇ ગરાસ ખાઊછું, કે તેણે મારી કાંઇ વૃત્તિ બાંધી આપી છે, કે મને મરણથી ઉગાર્યો છે, કે તે મારા પિતાનો સંબંધી છે, કે મારો પિતા તેનો સેવક છે! હું ભિક્ષુક નથી, ગંધર્વ નથી, દરિદ્રી નથી, ભયભ્રાંત નથી, મારે નૃપનું કાંઇ કામ નથી--૨૦-૨૧--૨૨

પેલા મોકલેલા દૂતો આવું ગર્વનું વચન સાંભળી પ્રત્યુત્તર કહેતા હવા--૨૩

હે સર્વ ગુણાધાર! હે સર્વજ્ઞાનવિશારદ! તમને મહાબુદ્ધિસાગર જાણીને વિક્રમ બોલાવે છે–૨૪

તમે માન્ય છો, ગુણજ્ઞ છો, વિવેકી છો, બાલક છતાં બુદ્ધિમાન્ છો, માટે તમારાં દર્શનની ઇચ્છા છે–૨૫

ત્યારે વળી શાલિવાહને કહ્યું કે વિક્રમને જો ગરજ હશે તો ઘણો અત્ર આવશે–૨૬

તમે તમારે જાઓ અને તમારે ધંધે લાગો, જો રાજાને મારૂં કામ હોય તો અહીં મોકલજો--૨૭

કામ કરીને આવજો એમ કહી મોકલેલા એવા પણ તે દૂત આવું સાંભળી વિમનસ્ક થઈ ચાલતા થયા–૨૮

વિક્રમ પાસે આવીને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે હે સ્વામિન્! એતો મહા ગર્વિષ્ઠ છે ને મદોન્મત્ત છે, અમારી વાત માનતો નથી–૨૯

આપ પૂજ્યના વચનનું તેણે એવું ઉત્તર આપ્યું કે શું હું કાંઈ તેમનો સેવક છું જે ત્યાં આવું--૩૦

કામ હશે તો રાજા પોતેજ આવશે, કેતકી પોતે કહીં જતી નથી, ભ્રમર પોતાની મેળેજ આવે છે--૩૧

એવી ગર્વોક્તિ સાંભળીને વિક્રમાદિત્યે મનમાં વિચાર કર્યો કે આ બાલક બહુ મદોદ્ધત દેખાય છે--૩૨

પદન્યાસમાં અપ્રગલ્ભ, જનનીરાગ હેતુ, એવા બહુ આલાપ કરનારા કેટલાક કવિ બાલક જેવા હોય છે (૧)--૩૩

જાતિ, કુલ, ઐશ્વર્ય, બલ, રૂપ, તપ, વિદ્યા, એટલાંનો જે માણસ મદ કરે છે તે માણસ એ બધાંને હીનત્વ લગાડે છે--૩૪

ભરિ જુવ્વણ ધરિ પવર ધણું અનઇ સામીય સમાણુ
તિહિ ગવિ જિનગવ્વીયા તેહ પુરિસ હસવિહાણુ--૩૫

પછી તેનો ગર્વ હરવાની ઈચ્છાથી રાજા ચતુરંગ સેના તૈયાર કરાવી તે સમેત પ્રતિષ્ઠાનપુરમાં ગયો--૩૬

પ્રતિષ્ઠાનપુરનો રાજા વિક્રમ પ્રતિ વક્ર છતાં પણ આવું સૈન્ય આવતું જાણી ને મહાભય પામ્યો--૩૭

ત્યારે વિક્રમે પોતાના અધિકારી મોકલ્યા અને પ્રતિષ્ઠાનપુરના રાજાને વિજ્ઞાપના કરાવી કે શાલિવાહનને તુરત શ્રીમાલવાધિપતિ પાસે મોકલી આપો--૩૮--૩૯

જ્યારે શાલિવાહનને મોકલશો ત્યારે આ સેના ઉજજયિની તરફ પાછી વળશે--૪૦

હે નરેશ! શાસ્ત્રમાં કહ્યું છે કે યેન કેન ઉપાયેન સ્વજીવિતની રક્ષા કરવી--૪૧

પુષ્પથી પણ યુદ્ધ ન કરવું એમ છે ત્યાં શરપાતથી યુદ્ધ કરવું એમાં તો શો લાભ? વિજયનો સંદેહ રહે, ને પ્રધાનપુરુષનો ક્ષય થઇ જાય--૪૨

---

૧. પદન્યાસ એટલે પગે ચાલવું તે અપ્રગલ્ભ નામ પડી જવાય તેવું, ચતુરતાયુક્ત નહિ; જનનીરાગ હેતુ એટલે માતાને પ્રેમ ઉપજાવનાર, બહુ આલાપ કરનાર એટલે કાલું બોલનાર; એ અર્થ બાલક પક્ષે. અને પદન્યાસ એટલે પદ જે શબ્દ તેનો પ્રયોગ અપ્રગલ્ભ કહેતાં અયોગ્ય કરનારા; જનનીરાગ હેતુ એટલે જનોને રસ ન પડતા કંટાળો પેદા કરનારા; ને બહુ આલાપ કરનારા એટલે નકામાં ટાયલાં કરનારા; એ અર્થ કવિ પક્ષે.

વિક્રમે કહ્યું હે સ્વામિન્! મને અમૃત આપો, ને આપનો મારા ઉપર ભક્તિથી થયેલો પ્રસાદ સિદ્ધ કરો--૬૯

વાસુકિએ કહ્યું હે વિક્રમ! મારી સાથે પાતાલમાં આવો ત્યાં તમને અમૃત આપું--૭૦

પોતાનું કાર્ય સાધવા માટે વિક્રમ તેની સાથે ગયો, ને અમૃતનો કૂપો ભરી પાછો આવ્યો--૭૧

પણ જેવો આવે છે તેવાજ રસ્તામાં બે પુરુષ તેને મળ્યા, તેમણે યાચના કરી કે હે નરેન્દ્ર! તમે કોઈની પ્રાર્થના ભંગ કરતા નથી એમ અમે સાંભળ્યું છે, માટે અમે આપની પાસે યાચવા આવ્યા છીએ--૭૨-૭૩

રાજાએ કહ્યું જે કાર્ય હોય તે તુરત કહો કે હું તમને તે કરી આપું--૭૪

ત્યારે તેમણે કહ્યું કે અમને અમૃત આપો, જે સાંભળી રાજાએ પૂછ્યું કે તમને કોણે મોકલ્યા? --૭૫

ત્યારે તેમણે સત્યવાત કહી કે અમને તો શાલિવાહને મોકલ્યા છે--૭૬

આવું સાંભળી વિક્રમે મનમાં વિચાર કર્યો કે યદ્યપિ વૈરીના મોકલ્યા આ આવ્યા છે તથાપિ એમને અમૃત તો મારે આપવું--૭૭

રાજાએ અમૃતપૂર્ણ કૂપો તેમને આપ્યો, એટલે વાસુકિએ પણ રાજાને બીજો લાવી આપ્યો -૭૮

તેનાથી રાજાએ સૈન્યને સજ્જ કર્યું એટલે શાલિવાહને પણ આવીને વિક્રમને નમસ્કાર કર્યો --૭૯

તુષ્ટ થઇ નાગેંદ્રે જે અમૃત પોતાને આપેલું તે યાચકને આપી દીધું અને પોતાના મૂર્છિત સૈન્યની કશી ચિંતા ન કરી, એવા વિક્રમ કરતાં દાતાશિરોમણિ કોણ છે? -૮૦

શાલિવાહનનો સત્કાર કરીને રાજા શ્રીવિક્રમાદિત્ય પોતાના શુભ સૈન્યસમેત પાછો વળ્યો--૮૧

હંસગમનાએ ભોજરાજાને કહ્યું, આવું ભાગ્ય હોય તો સિંહાસને બેસો--૮૨

યથાર્થ, તથ્ય, મહિમાયુક્ત, એવી વાર્તા સાંભળીને શ્રીભોજરાજા પણ સભા વિસર્જન કરી પોતાના રાજકાર્યમાં લાગ્યો--૮૩

રામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની ચોવીશમી કથા થઈ--૮૪

## ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની ચોવીશમી કથા

---

વળી બીજે દિવસે ગણાગ્રણી શ્રીધારાધીશ સમગ્ર સામગ્રી કરીને પોતાની શુભ સભાને વિષે આવ્યો--૧

સત્કૃત સતા પુરલોક સર્વ શૃંગાર ધારણ કરી કૌતુક જોવા માટે તે સમયે સભામાં આવ્યા હતા--૨

રાજસભામાં જવું, રાજપૂજિત લોક જોવા, તેથી કદાપિ અર્થ ન મળે તો અનર્થ નાશ તો પામેજ--૩

નઠારા રાજા પાસે ન જવું, ત્યાં અર્થ હોતો નથી, કેવલ આત્મહાનેજ થાય છે, ને કાર્ય સિદ્ધ થતું નથી-૪

પ્રથમ તો દ્વાર આગળ દ્વારપાલની લાકડી, જવા આવવામાં લુગડાંનો મરો, સેવામાં અશ્લીલ વાક્યનો વરસાદ, અને દાનમાનાદિથી કુળી નજર!--૫

દેશેશ, ભૂપાલ આદિ અન્ય દેશથી આવેલા છે, અને આનંદદાયક અનેક વિબુધો પણ એ શુભસભામાં બીરાજે છે--૬

બીજા પણ ઘણા લોક આશ્ચર્ય જોવા માટે ગૃહકાર્ય તજી ભરાયા છે--૭

તે સમયે નાહી ધોઇ સર્વાંગે સુંદર આભૂષણ વસ્ત્રાદિ ધારણ કરી શ્રીભોજરાજા સિંહાસન આગળ આવ્યો--૮

શોભનમંત્રનું સ્મરણ કરી જેવો રાજા બેસવા જાય છે તેવીજ વિદ્યુત્પ્રભા નામની પૂતળી ઉત્તમ વચન બોલી--૯

તે પચીશમી માનીતી પૂતળી બોલી કે હે રાજન્! આ સિંહાસને તમારે બેસવું યોગ્ય નથી--૧૦

જે કોઇ વિક્રમાદિત્ય જેવો ભાગ્યસાગર હોય તે, હે નૃપોત્તમ ! આ સિંહાસને સુખે બેસે --૧૧

એવું સાંભળી રાજાએ વિદ્યુત્પ્રભાને પૂછ્યું કે હે શુભાંગે, કહો કે વિક્રમરાજા કેવા હતા--૧૨

તેણે ભોજરાજા આગળ સત્ય કહ્યું કે હે સ્વજનોત્તમ ! વિક્રમરાજાના સાહસની વાત સાંભળો--૧૩

દૈવે નિર્માણ કરેલું એવું દેશનું અરિષ્ટ જાણી તેણે પોતાનું મસ્તક છેદીને જનહિતાર્થે દેવતાની પૂજા કરી--૧૪

દારિદ્ર્યનો હણનાર, પુણ્યાત્મા, પાપભીરુ, ભયહર્તા, સૌભાગ્યશાલી, સૌમ્યાત્મા, એવો શ્રીવિક્રમરાજા હતો--૧૫

એક સમયે તે પોતાની શુભ સભામાં આ સિંહાસને ઇંદ્રની પેઠે બીરાજતો હતો--૧૬

જેમ દેવતાં મધ્યે ઇંદ્ર, નક્ષત્ર મધ્યે ચંદ્ર, તેમ રાજશેખર શ્રીવિક્રમ રાજાઓમાં શોભતો હતો--૧૭

કોઇ જ્યોતિષકલા જાણનાર, જ્ઞાની, સંશયહારક, એવામાં દરવાજા આગળ આવ્યો અને પ્રતીહારને કહેવા લાગ્યો--૧૮

કે તમેં જઇને વિક્રમરાજાને મારા આવ્યાની ખબર વેગે આપો- ૧૯

દ્વારપાલે તુરત સભામાં રાજા આગળ જઇને વિદ્વાનના આગમનની વિનતિ કરી--૨૦

તે પછી પ્રતીહાર સાથે તે સભામાં આવ્યો, અને આવીને તેણે જ્યોતિષશાસ્ત્રગર્ભિત આશિર્વાદ રાજાને કહ્યો- ૨૧

આદિત્ય સોમ મંગલ બુધ ગુરુ શુક્ર શનિશ્ચર રાહુ કેતુ આદિ ગ્રહો દિવ્ય શતવર્ષ પર્યંત તમારી રક્ષા કરો --૨૨

આદિત્યાદિ સર્વે ગ્રહ નક્ષત્ર અને રાશિ સમેત, હે વિક્રમભૂપતિ ! તમારાં સર્વ કામ પૂર્ણ કરો--૨૩

પૂર્વ જન્મમાં જે શુભાશુભ કર્મ પ્રાપ્ત કર્યું હોય તેની પ્રાપ્તિ આ શાસ્ત્ર, અંધકારમાં દીપ જેમ પદાર્થને બતાવે, તેમ બતાવે છે--૨૪

રાજાએ તેને જ્યોતિર્વિદ જાણીને સન્માન પૂર્વક અર્ધપાદ્ય આસન આદિ આપ્યું--૨૫

રાજાના અનુગ્રહથી તે વિદ્વાન્ પોતાની પેટિકા પુસ્તિકા અને ભૂગોલ લેઈને આસને બેઠો--૨૬

વિક્રમે પૂછ્યું હે વિદ્યાવિશારદ ! તમે કીયાં કીયાં શાસ્ત્ર જાણોછો ? --૨૭

રાજાએ પોતે આવું પૂછ્યું ત્યારે તે બોલ્યો કે જ્ઞાનના પ્રભાવે કરીને શાસ્ત્રમાત્ર જાણું છું--૨૮

વિશેષે કરીને ત્રિકાલયુક્ત જ્યોતિષ કે જેથી ભૂત ભવિષ્ય ને વર્તમાન પ્રત્યક્ષ થાય છે તે જાણું છું--૧૯

ચંદ્ર, સૂર્ય, ગુરુ, શુક્ર, ભોમ, બુધ, શની, એટલા વાર છે ને ગ્રહ છે, અને રાહુ કેતુ બે બીજા ગ્રહ છે--૩૦

એમાંથી ચાર સૌમ્ય અને સુખદાયક છે, તે ચંદ્ર, બુધ, ગુરુ, ને શુક્ર છે, બીજા બધા ક્રૂર છે--૩૧

\+ × × × + --×૩૨

અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રકા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, માતૃમંડલ, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક્, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રેવતી, એ નક્ષત્ર જાણવાં --૩૩-૩૪--૩૫

એ નક્ષત્રોના તારા અનુક્રમે ત્રણ, ત્રણ, છ, પાંચ, ત્રણ, એક, ચાર, ત્રણ, છ, પાંચ, બે, બે, પાંચ, એક, એક, ચાર, ચાર, ત્રણ, અગીઆર,

---

\+ पूर्णे वर्षप्रचरेस्य सपायमास पश्यतु सार्धमासाब्दयोर्वारे पादोनंकेवलंद्विपो ॥ આ શ્લોક સારા જ્યોતિષીને પણ બેઠો નથી.

ચાર, ચાર, ત્રણ, ત્રણ, ચાર, શત, બે, બે, બત્રીશ, એ રીતે છે, પણ તિથિમાં તે સંખ્યા ગણવાની નથી--૩૬--૩૭

અશ્વિની, યમ, અગ્નિ, બ્રહ્મા, ચંદ્ર, શિવ, અદિતિ, ગુરુ, સર્પ, પિતૃ, ભગ, અર્યમા, રવિ, ત્વષ્ટા, વાયુ, ઈંદ્રાગ્ની, મિત્ર, ઈંદ્ર, નિર્ઋતિ, જલ, વિશ્વેદેવા, વિધિ, વિષ્ણુ, વસુ, વરુણ, અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, પૂષા, એ દેવતા અનુક્રમે નક્ષત્રના દેવતા છે--૩૮-૩૯

શ્રવણ ઘટિકા ચતુષ્ટય, અને ઉત્તરાષાઢા ચરમાન્હ, અભિજિત્ ભોગ, તે વેધ એકાર્ગલ લત્તા ઇત્યાદિમાં આવે છે--૪૦

ચર એટલે ચલ તે સ્વાતિ પુનર્વસુ શ્રુતિ એ ત્રણ, ક્રૂર એટલે ઉગ્ર તે મઘા ત્રણપૂર્વા અને ભરણી, ધ્રુવ એટલે સ્થિર તે રોહિણી ને ત્રણ ઉત્તરા, તીક્ષ્ણ એટલે દારુણ તે અશ્લેષા જયેષ્ઠા આર્દ્રા અને મૂલ, લઘુ એટલે ક્ષિપ્ર તે પુષ્ય હસ્ત અશ્વિનીને અભિજિત્, મૃદુ એટલે મૈત્ર તે ચિત્રા અનુરાધા રેવતી અને મૃગશીર્ષ, મિશ્ર એટલે સાધારણ તે વિશાખા કૃત્તિકા, એ પ્રમાણે નક્ષત્રો જાણી લેઈ તે તે નક્ષત્રમાં તેના તેના સ્વભાવાનુકૂલ કાર્ય કરવાં- ૪૧-૪૨-૪૩-૪૪

પ્રસ્થાન ચર અને લઘુમાં, શાંતિ ધ્રુવ અને મૃદુમાં, યુદ્ધ તથા વ્યાધિચ્છેદ આદિ તીક્ષ્ણમાં, અને મિશ્રક્રિયા મિશ્રમાં કરવી--૪૫

મેષ, વૃષભ, મિથુન, કરક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન, એ બાર રાશિ છે; બાર સંક્રાંતિ પણ તેજ અને લગ્ન પણ તેનાં તેજ--૪૬--૪૭

મીન-રાશિની આકૃતિ મોઢે પૂછડે એમ વળગેલાં બે મત્સ્ય છે, કુંભની ઘટ છે, મિથુનની વીણાયુક્ત નૃમિથુન છે, ધનની આકૃતિ અશ્વાકાર ધનુર્ધર પુરુષ છે, મકર ને મૃગ જેવું મુખ છે, તુલાની આકૃતિ તુલાધર પુરુષ છે, કન્યાની આકૃતિ દીપયુક્ત અને નૌસ્થ કન્યા છે, ને બાકીની રાશિની આકૃતિ પોતપોતાના નામાનુસાર છે--૪૮

પુરુષ, સ્ત્રી, ક્રૂર, અક્રૂર, ચર, સ્થિર, દ્વિસ્વભાવ, તે મેષ, વૃષભ, મિથુન, કરક, પંચમ, નવમ, સુરેન્દ્રાદિ, એટલા જાણવા--૪૯

મેષાદિ ચાર અને ધન તથા મકર તે ક્ષપાબલ, મિથુન છે તે પૃષ્ઠબલ, અને મીન ઉભયબલ છે--૫૦

એક, આઠ, પાંચ, પાંચ, આઠ, સાત, નવ, આઠ, આઠ, બે, છ, પાંચ, શૂન્ય, ને આઠ એ પ્રમાણે રાશિના લિપ્ત જાણવા--૫૧

સંક્રાંતિના ભોગનું પ્રમાણ ૧૮૦૦ લિપ્ત જાણવું, ને તે દક્ષિણ અને ઉત્તર અયનના પ્રમાણમાં સો વધે કે ઘટે એમ સમજવું--૫૨

મેષના ૩૪૫, વૃષભના ૧૩૬, મિથુનના ૩૦૫, કરકના ૩૪૧, સિંહના ૩૪૨, કન્યાના ૩૩૧, અને બીજી છ રાશિના એથી ઉલટે ક્રમે એમ ગૂર્જર મંડલમાં રાશિના અંશ જાણવા--૫૩

ગ્રહ, લગ્ન, નક્ષત્ર, રાશિભેદ, તથા લગ્ન સંક્રાંતિભેદથી, આખું વિશ્વ જણાય છે--૫૪

હે વિક્રમ ! હું સર્વભૂગોલ, નભઃસ્થિતિ, સર્વ ખેચરના ગમાગમ-સમેત બરાબર જાણું છું--૫૫

શીઘ્ર વક્ર સ્થિતિનું જ્ઞાન, દેશાંતર, પરદિન, શંકુચ્છાયા, ઉત્તર-પરાશ્રિત વેધ, ગ્રહની વિક્ષેપગતિ, ગુરુની ક્રમાક્રમ ગતિ, ખસ્વસ્તિક, અધઃસ્વસ્તિક, ધનુઃપૃષ્ઠ, કર્ણ, નતાંશ, ઉન્નતાંશ, બે કપાલ, દૃક્કર્મ અક્ષ-છાયા, ધ્રુવજ્ઞાન, વિનષ્ટગ્રહલક્ષણ, દ્વિજ્યા, ફલજ્યા, હોરાદિ દ્રેષ્કાણ, નવાંશ, અહોરાત્ર, ત્રિંશાંશ, તાત્કાલિક લગ્ન, નિશા, ગ્રહયુદ્ધ, ગ્રહનો વેધ, ગ્રહણનિર્ણય, અવસ્થા, દૃષ્ટિભેદ, શત્રુ, મિત્ર, બલાબલ, ઉત્પાતકેતુ ગર્ભ, સ્વરલક્ષણ, ભૂમિકંપ, નિર્ઘાત, સર્વ અરિષ્ટ, અષ્ટાંગ જ્ઞાનયુક્ત લાભાલાભ દિક સર્વ, તેમજ સૂર્યચંદ્રાનુમાનથી ભવિષ્ય કહેવું એ સર્વ મારા જાણવામાં છે--૫૬-૫૭-૫૮-૫૯-૬૦-૬૧-૬૨

આવું સાંભળી વિક્રમે જ્યોતિર્વિદને કહ્યું કે તમે જો કાંઇ ભવ્ય કે અભવ્ય ભાવિ ધારતા હો તો કહો- ૬૩

જ્ઞાનીએ વિક્રમને કહ્યું સ્વામિન્ ! ભવિષ્યમાં મને એવું જણાય છે કે માલવદેશમાં બારવર્ષ સુધી મહાદુર્ભિક્ષ થશે- ૬૪

હે ભૂપાલ ! જલસ્થાનમાત્ર જલહીન થશે, સરોવર, નદી, કૂપ, સર્વે, માત્ર સમુદ્ર વિના, સૂકાઇ જશે--૬૫

કલ્પદ્રુમ વિના પુષ્પ વૃક્ષ વન આદિ સર્વે સૂકાં થઇ ખાક થઇ જશે--૬૬

પાણી તો સમુદ્રમાં, નેત્રમાં, મહીરાવણવાહકમાં, રહેશે, મેઘ વિનાના લોકમાં બીજે કહીં નહિ મળે- ૬૭

વર્ષાદ વિના આખું જગત્ પ્રલય થઇ જશે, ને જલ ધાન્ય તથા તૃણ વિના દેશમાત્ર નાશ પામશે--૬૮

ત્યારે વિક્રમે કહ્યું હે જ્યોતિર્વિદ્વર ! આતો મારૂં રાજ્ય છે, તેમાં બાર વર્ષનું દુર્ભિક્ષ કેવુ ? --૬૯

નીતિલંઘન, કે લોકમાં અનીતિની પ્રરૂપણા, મહર્ષિઓને સંતાપ, એવુ કાંઈ છે નહિ, તો દુર્ભિક્ષ ક્યાંથી ? --૭૦

કહીં પણ પ્રજાપીડન નથી, ખોટી રીતે કરસંગ્રહ થતો નથી, પુણ્યનો ભંગ નથી, તપસ્વીની નિંદા નથી--૭૧

અકૃત્યંકરણ, શીલભંગ, તે પણ કહી નથી, કે જ્ઞાતિકલહ કે ગોત્રઘાત કે વિશ્વાસઘાત પણ નથી--૭૨

અસત્યભાષણ, કૂટસક્ષી, અગમ્યગમન, ગુરુદેવપૂજન વિઘાત, તે પણ નથી- ૭૩

નર્મભાષણ, દ્રોહકરણ, જીવમારણ, ગર્ભપાત, વૃત્તિભંગ, દવ સળગાવવા. તે પણ નથી-- ૭૪

અભક્ષ્યભક્ષણ, સૌમ્યનું વંચન, ક્રૂરનું પોષણ, એવું કશું નથી, તો મારા દેશમાં આવું મહાકષ્ટ કેમ આવે ? --૭૫

આવું વચન સાંભળી જ્યોતિર્વિદ્યાવિશારદે રાજાને કહ્યું નૃપેશ ! આ અરિષ્ટ દેશજ નથી- ૭૬

હે નરનાયક ! આતો ગ્રહયોગથી છે એમ મને જણાય છે, અવશ્યભાવિ ભાવનો કશો ઉપાય નથી -૭૭

મૃત્યુલોકમાં રોહિણીના શકટને જ્યારે રવિપુત્ર ભેદે ત્યારે બાર વર્ષ લગી વર્ષાદ વરસતો નથી--૭૮

તે યોગ હે નરાધિપ ! આ વર્ષમાં આવી પડેલો છે, તે કદાપિ પુણ્ય-યોગે દૂર થાય કે ન થાય--૭૯

તે જ્યોતિર્વિદને મોઢેથી આવું સાંભળીને રાજાએ ઉદ્યમથકી ઘણાંક દાન પુણ્યનો આરંભ કર્યો--૮૦

દેશમાં દેવપૂજન, શાતિક, પૌષ્ટિક, ઇત્યાદિ પ્રવર્તાવ્યાં, અને દીન તથા નિઃસ્વ લોકને સંતોષવા માંડયા--૮૧

સવિભાગ, સંઘપૂજા, પ્રાસાદકરણ, અમારિઘોષણા, તેમ જનોના કર મૂકી દેવા, એ આદિ સર્વત્ર પ્રસિદ્ધ કરાવ્યું--૮૨

તીર્થયાત્રા, અતિથિદાન, જિનને અષ્ટોત્તરસ્નાન,ક્ષેત્રાદિ દેવનું વિધિ-પૂર્વક નૈવેદ્ય, એ બધું પણ ચલાવ્યું--૮૩

જેણે જેણે મંત્રયંત્રાદિ જે જે સાધન કહ્યું તે તે અતિ દુર્ઘટ હોય તો પણ વિક્રમે યથાયોગ્ય કરાવવા માંડયું--૮૪

પ્રજાને માટે રાજાએ ઉપવાસાદિ તપ આચરવા માંડયાં, અને કાયો-ત્સર્ગાદિ સદ્ધ્યાનનો આરંભ કર્યો--૮૫

સર્વ દેશમાં જનો ધર્મપરાયણ થઇ ગયા, એમ રાજાની આજ્ઞાથી થયું: યથા રાજા તથા પ્રજા--૮૬

તાંયજ્ઞ કાંતા દેવ અનઇ પુરાણ, તાં ધર્મની વાત કરઇ સુજાણ;
તાં સત્યતા શીલ સરીર દિસઇ, જાં વિશ્વનું જીવન એ વરીસઇ-૮૭

માતા પિતા બાંધવ તાં કલત્ર, તાં પ્રતિ પામઇ પુણ પુત્ર મિત્ર,
મયા દયા તાં મન માંહિ નેહ, મેહ પાખઇ ક્ષિણિ જાઇ દેહ,--૮૮

બહુ બહુ ઉપચાર કર્યા પણ વર્ષાદ પડયો નહિ, દૈવાધીન કાર્યમાં ઉપાયમાત્ર નિષ્ફલ થાય છે--૮૯

વર્ષાકાલ આવ્યો ત્યારે કહીં પણ જલનો છાંટો મળે નહિ, મેઘમા-લાનું તો દર્શન પણ ન થાય, ને સૂર્ય ઉલટો અતિ નિર્મલ થતો જાય--૯૦

વિદ્યુદ્યુક્ત ગર્જિત તે તો ભયભ્રાંત હોય એમ કહીંએ નાશી ગયું, ઇંદ્રધનુષ્, જલકુંડાં, ચાતકશબ્દ, બધાં ક્યાંએ જતાં રહ્યાં -૯૧

દર્દુર, ઇંદ્રિગોપ, નીપપુષ્પ, વરાંકુર + + + [1] એ બધાં સ્વપ્ને પણ જણાતાં નહિ--૯૨

કુંદ પલ્લવન, ક્ષારનું ગળવું, કેકી વર્તન, નદીપૂર, પ્રવાહ, કે કાદવ તે કહીં પણ મળે નહિ--૯૩

સંધ્યારાગ સ્પષ્ટ જણાય, આકાશ સ્વચ્છ દેખાય, ચંદ્ર પાછળ જલકુંડુ દેખાય નહિ--૯૪

આકાશમાંથી વર્ષાનો લોપ થતાં તાપ રૌદ્ર તપવા લાગ્યો, જલ કહીં મળે નહિ, ને પૃથ્વીમાત્ર ફૂલપુષ્પ પત્ર સૂકાઇ જઇ રસહીન થઇ રહી--૯૫

દેશે દેશના લોક અન્નવિના પીડાવા લાગ્યા, જલ વિના જલચર તરફડવા માંડયાં, અને તૃણ વિના જનાવર મરવા લાગ્યાં--૯૬

મેઘહીન દેશ વિનાશ પામે છે, પુત્રહીન કુલ વિનાશ પામે છે, વસ્ત્રહીન રૂપ વ્યર્થ થાય છે, ને નાયકહીન સેના નાશ પામે છે--૯૭

આવા મહાઘોર દુર્ભિક્ષાદુઃખસાગરમાં બધાં ડુબ્યાં ત્યારે વિક્રમ રાજાએ ચિત્તમાં વિચાર્યું--૯૮

કુટુંબસ્વામીના છતાં કુટુંબને પીડા થાય છે, ને તેનું તે પોતાની શક્તિ પ્રમાણે-રક્ષણ ન કરે તો તેનુ પાપ તેને માથે છે--૯૯

ગામ પીડાતું હોય તેની રક્ષા ગ્રામાધીશ શક્તિ પ્રમાણે ન કરે તો તેનું પાપ તેને માથે છે--૧૦૦

સંઘ અથવા શિષ્યવર્ગ તેને જે દુઃખ થાય અને તેનો ઉપાય ગચ્છેશ કરે નહિ તેનું પાપ તેને માથે છે--૧

જે દેશનો જે સ્વામી હોય ને નિત્ય કર લેતો હોય, છતાં દેશનાં દુઃખ નીવારતો નહોય, તે તે પાપનો ભોગી થાય છે--૨

---

૧ कमीररक्ता तथा स्पदो એમ આસ્થલે પાઠ છે. સ્પષ્ટ થતો નથી-

સૈન્યનો નાયક થઇને જે પોતાની જાતનેજ સાચવે છે ને સૈન્યને રિપુથી હણાવા દે છે તેને માથે બધું પાપ પડે છે–૩

હું જે સર્વભૂમિનો ઈશ છું ને વિશેષે માલવદેશનો તેને જરૂર આખા દેશનું પાપ બેસશે–૪

આમ વિચારી શું કરવું તેનું જ્યારે વિક્રમને કાંઇ સૂઝ્યું નહિ ત્યારે અશરીરી વાણી આકાશમાંથી સંભળાઇ–૫

હે રાજા શ્રીવિક્રમાદિત્ય ! સાંભળ, તું યથાવિધિ પર્જન્યદેવની પૂજા કર–૬

તારા દેશમાં બત્રીશલક્ષણો જે પુરુષ હોય તેનો બલિ તે દેવને આપ –૭

એમ કરવાથી મેઘાધિષ્ઠાયક દેવ સંતુષ્ટ થઈ આખા માલવદેશમાં વર્ષાદ વર્ષાવશે૮–

આવી આકાશવાણી સાંભળીને કરુણાસાગર રાજાએ, પરોપકાર કરવા માટે અને દેશના અરિષ્ટને શમાવવા માટે, સ્નાન કરી, દેવતાને નમસ્કાર કરી, તેમની આરાધના કરી, પર્જન્યદેવ સન્મુખ ઉભા રહી પોતાનોજ વધ કરવાનો વિચાર કર્યો–૯–૧૦

જેવો પોતાને ગલે ખડ્ગ દેઈ શિરચ્છેદ કરે છે તેવોજ પર્જન્યદેવે આવી રાજાનો હાથ ઝાલ્યો–૧૧

મેઘાધિષ્ઠાયક દેવે પ્રકટ થઇ કહ્યું હે રાજન્ ! હું પ્રસન્ન છું, જે ઇચ્છા હોય તે વર માગો–૧૨

રાજાએ કહ્યું જો તમે પ્રસન્ન હો તો આ મારા દેશમાંથી દુર્ભિક્ષનો નાશ થાય એવો વર્ષાદ કરો–૧૩

રાજાના સાહસ ઉપરથી તે દેવે એ વર આપ્યો ને જે જે કુયોગ હતા તે સૂર્યોદયથી અંધકાર નાશ પામે તેમ નાશ પામ્યા–૧૪

બારે મેઘ સારી રીતે વર્ષ્યા ને આખું પૃથિવીતલ જલસરસ્યાદિથી ભરાઇ ગયું– ૧૫

કોઈનું આપેલું અન્ન કોઇ લેતું નથી, કોઈ ક્ષુધાતુર નથી, કોઈને દાન કરવાની જરૂરજ રહી નથી— ૧૬

અદ્યાપિ પણ માલવદેશમાં કદાપિ દુર્ભિક્ષ થતો નથી, ક્રૂરગ્રહના કુયોગથી શું થાય તેનુ આ પ્રત્યક્ષ દર્શન છે— ૧૭

જ્યોતિષીએ કહ્યુ અહો આવો બાર વર્ષ પર્યંતનો દુર્ઘટ દુષ્કાલ વિક્રમાદિત્યના સાહસથીજ નાશ પામ્યો— ૧૮

પચીશમી પૂતળીએ આવી કથા પૂર્ણ કરી કહ્યું હે ધારેન્દ્ર ! જો આવું સાહસ હોય તો આ સિંહાસને બેસો— ૧૯

વિદ્યુત્પ્રભાએ કહેલી વિક્રમની આવી કૌતુકયુક્ત કથા સાંભળીને ભોજરાજા પોતાના ગૃહકાર્યમાં નિમગ્ન થયો— ૨૦

શ્રીરામચંદ્રસૂરિકૃત શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની પચીશમી કથા થઈ—૨૧

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની પચીશમી કથા.

---

વળી ચતુરચિત્તવાળા મહીપતિ શ્રીભોજરાજે રાજ્યાભિષેકસામગ્રી તૈયાર કરાવી— ૧

ચળકારા મારી રહેલાં કાંચન, માણિક્ય, મુક્તા, આદિનાં આભૂષણ સમેત તથા ઉત્તમ વસ્ત્ર યુક્ત એવો રાજા બહુ શોભી રહ્યો હતો— ૨

ભૂનારીના ભાલનો ભૂષણ, સાક્ષાત્ કામદેવ જેવો, પોતાના ભુજદંડનો ગર્વ ધરતો શ્રીભોજ, સભામાં આવ્યો— ૩

પૃષ્ઠે શિવ, સન્મુખે ચંદ્ર, વામ દક્ષિણ ભાગે વત્સ, અને પવન ચંદ્રનાડીમાં, એમ રાખી, તથા ગ્રહાધીશને શુભસ્થાને રાખી, ભૂમીદ્ર શ્રીભોજ સિંહાસને બેસવા તૈયાર થયો— ૪—૫

જેવો મહાગુણી શ્રીભોજભૂપાલ બેસવા જાય છે તેવીજ સિંહાસન ઉપરની એક પૂતળી બોલી— ૬

પ્રભાયુક્ત એવી આનંદપ્રભા નામની છવીશમી પૂતળી બોલી કે હે ભોજ! આ સિંહાસને તમારે બેસવું ઉચિત નથી- ૭

જો વિક્રમાદિત્યના જેવું સાહાસ હોય તો હે માલવેશ્વર! આ સિંહાસને સુખે બેસો- ૮

આવું તેનું કહેવું સાંભળી ધારાધીશે તેને કહ્યું કે વિક્રમનું સાહસ કેવુ હતુ તે કહો- ૯

પૂતળીએ દેવેન્દ્રસ્તુતિપ્રસંગે જે વિક્રમસાહસ જણાયલું તે યથાર્થ રીતે ભોજ આગળ કહેવા માંડ્યું-૧૦

એક વાર ઇંદ્રે દેવ સભામાં એ રાજાના ગુણનું વર્ણન કર્યું તે પ્રશંસા સાંભળી બે દેવતા વિક્રમને જોવા ભૂમિલોક ઉપર આવ્યા-૧૧

પ્રતાપથી આકાશને ભરી નાખતો, સત્ત્વમૂર્તિ, મહાત્મા, શ્રીવિક્રમ કલિયુગમાં રાજ્ય કરતો હતો-૧૨

તે માનવેંદ્ર, મહામાન્ય, મોહજેતા, મદરહિત, અમત્સર, રસત્યાગી, મદનને જીતનાર એવો હતો-૧૩

એક વાર સુરાધીશ, વિદેહક્ષેત્ર નામના તીર્થમાં, દેવથી ઉત્તર અને કુરુનીમધ્યે આવેલા કનકાચલ ઉપર ગયો-૧૪

તે લક્ષ યોજન ઉંચો છે, મૂલમાં દશ હજાર યોજન વિસ્તાર વાળો છે, ને શિખર આગળ ગોપુચ્છાકાર હોઇ એક હજાર યોજન છે-૧૫

ત્યાં ચુંવાળીશ યોજન ઉંચાં જિનગૃહો ઉપર ધ્વજાઓ ફરકતી હતી, ને ત્યાં ઋષભદેવનું શાશ્વત ચૈત્ય હતું-૧૬

ત્યાં જિનોને નમન કરવા તેત્રીશ કોટિ દેવ તથા ભવનાધિપ સમેત સુરેંદ્ર પધાર્યા હતા-૧૭

અનેક અંગરક્ષક અનેક સેવક આદિ ઘણાક પરિવાર સમેત તે આવ્યો હતો-૧૮

સુરાંગના, દાસી, સમાનીકાધિપ, જયોતિષ્ક, વ્યંતર, સિદ્ધ, આદિ ભવનવાસીથી પરિવૃત હતો-૧૯

ત્યાં શ્રીઋષભદેવનું મહામહોત્સવથી ને બહુભકિતથી સ્નાત્ર કર્યું-૨૦

લુંછી, ચંદન ચર્ચી, ઉત્તમ કુસુમોથી પૂજા કરી, આઠ માંગલ્ય-દીપ મૂકી, વિધિપૂર્વક પોતે આરાત્રિક કર્યું -૨૧

રત્નસ્તૂપોપરિ સહસ્રદીપ પ્રકટાવી ત્રિદશાધિપે મહામંગલ પ્રવર્તાવ્યું-૨૨

મંડપમાં આવી પોતે રંગસ્થાનમાં બેઠાં, ને જિનની આગળ ભાવનાયુક્ત નાટક કરાવવા માંડયું -૨૩

સિદ્ધ, કિંનર, ગંધર્વ, આદિ સર્વેએ સુંદર સ્વરથી તાલ, મૂર્છના, ગ્રામ, શ્રુતિ આદિ સમેત ગાન આરંભ્યું-૪

સવર્ણ, સાયુધ, સવાહન, સર્વે, શક્રની આજ્ઞાથી, બહુભાવપૂર્વક જિનમંદિરમાં આવ્યા-૨૫

શ્રીરાગ, વસંત, ભૈરવ, પંચમ, મેઘ ને નટ એ છ રાગ જાણવા[1]-૨૬

ગૌડી, કોલાહલા, અંધ્રાલી, દ્રવિડી, માલવ, કૌશિકી, એ છ શ્રીરાગની રાગિણીઓ છે-૨૭

ગૌડી, પીતવસ્ત્રા, ગૌરાંગી, ગરુડાસના, કોલાહલા રક્તવસ્ત્રા, ગૌરા, શુકવાહના, છે-૨૮

ધૂમ્રાભા કૃષ્ણવસ્ત્રા, સૂકરવાહના, દ્રવિડી રક્તવસ્ત્રા, ને મત્સ્યવાહના-તથા હેમાભા છે-૨૯

માલવા અને કૌશિકી, ગૌરા, ક્રૌંચવાહના, રક્તવસ્ત્રા, ને રક્તવર્ણા છે-૩૦

આંદોલા, કૌશકી, રામગ્રી, પઢમંજરી, ગુડગિરી, દેવશાખા, એ વસંતની રાગિણીઓ છે-૩૧

આંદોલા નીલવસ્ત્રા છે, શ્વેતવર્ણા છે, સાલૂરવાહના છે; કૌશકી સુવર્ણ-

---

૧. આ છનામ બરાબર નથી. ભૈરવ, માલકોષ, હિન્ડોલ, દીપક, શ્રી, ને મેઘ, એમ છ સમજવામા આવે છે બીજા પણ જે જે વિભાગ આપ્યા છે તે સુપ્રસિદ્ધ વિભાગથી જુદા જણાય છે.—

વર્ણા છે, રક્તવસના છે, ગજાસના છે;–૩૨

રામશ્રી મેઘવર્ણા છે, શ્વેતવસ્ત્રા છે, ખડ્ગાસના છે, પઠમંજરી કૃષ્ણ-વસ્ત્રા છે, હંસયાના છે, ને સ્વર્ણવર્ણા છે–૩૩

ગુડગિરી ગરુડાસના, સ્વર્ણવર્ણા, કૃષ્ણવસ્ત્રા છે, દેવશાખા પીતવસ્ત્રા, શુકાસના ને શુકવર્ણા, છે–૩૪

વેલ્લાવલી, સામેરી, ભૈરવી, ગૂર્જરી, કર્ણાટકી, રક્તહંસા, એટલી ભૈર-વની રાગિણીઓ છે–૩૫

વેલાવલી રક્તવસ્ત્રા, ગૌરાંગા, વૃષવાહિની છે; ને સામેરી હંસયાના, પીતવસ્ત્રા, ને રક્તાંગી છે–૩૬

ભૈરવી શુકવાહના, નીલાંશુકા, રક્તવર્ણા, છે; ગૂર્જરી ગૌરવર્ણા પીત-વસ્ત્રા, મેષવાહના, છે–૩૭

કર્ણાટી હસ્તિવાહના, નીલાંગી, છે; રક્તહંસા ગરુડગામિની છે–૩૮

ત્રિગુણા, ખંભાવતી, આનેરી, કુકુભા, વૈરાડી, સામેરી, એ પંચમથી થયેલી છે–૩૯

ત્રિગુણા મહિષવાહના, શ્યામવર્ણા શ્યામવસ્ત્રા છે, સ્તંભતીર્થા ( ખંભા-વતી ) પીતવસ્ત્રા, રક્તાંગી, સર્પવાહના, છે–૪૦

આનેરી નીલાંબરા, ગૌરવર્ણા, મયૂરવાહના છે, કકુભા રક્તવર્ણા, રક્તવસના, બકવાહના, છે–૪૧

વૈરાડી ભિન્નવર્ણવાળી છે, કૃષ્ણવસ્ત્રા છે, નરવાહના છે, સામેરી શ્વેતવર્ણા, નીલવસ્ત્રા, મૃગવાહના, છે–૪૨

બંગાલી, મધુરા, કામોદા, ઉપસાટિકા, દેવગિરિ, દવાલી, એટલી મેઘરાગથી થઈ છે–૪૩

બંગાલી ગૌરાંગા, પીતવસના, ખડ્ગગામિની છે, મધુરા પીતવસ્ત્રા, નીલાંગી, છે–૪૪

કામોદા નીલાંબરા, ગૌરદેહા, ક્રૌંચવાહના છે, ઉપસાટિકા ગૌરાંગી, પીતવસના, હંસગમના, છે–૪૫

દેવગિરી ગરુડાસના, મેઘવર્ણી, રક્તવસ્ત્રા છે, દેવાલી નીલવસ્ત્રા, શ્યામા, મયૂરવાહના, છે–૪૬

રક્તોહ્નિકા, મોટકી, નદા, ડુબી, મલ્હારી, સિંધુમલ્હારા, એ છ નટરાગની રાગિણીઓ છે–૪૭

રક્તોહ્નિકા રક્તવસ્ત્રા, રક્તા, શંખરાસના છે, મોટકી નીલવસના, ગૌર, કુક્કુટવાહિની, છે–૪૮

મલ્હારી નીલવર્ણા, રક્તવસના, કપોતવાહના છે, સિંધુ મલ્હારી ગૌરી, પીતવસના, જગાસના, છે–૫૦

ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, એ સાત સ્વર છે– ૫૧

એ સાતનાં વાહન ક્રમે કરીને ખર, વૃષભ, છાગ, ક્રૌંચ, પિક, હસ્તી અને મયૂર, જાણવાં–૫૨

મંદ્ર ગ્રામસ્થ જે સ્વર તે શ્વેતવર્ણાક્ષર, મધ્યમાં તે પીતવર્ણ, ને તાર તે રક્તવર્ણ–૫૩

બોધા, લાલા, સમાધાના, પૂરિણી, પરાજિતા, વિગલિતા, સંયમિની, મુદ્રા, બલમિતાક્ષરા, દ્રવિતા, મંગલા, રામા, સુદૃતા, જયશેખરા, રમણી, શોભના, નાદા, શશભિરવા, મૂર્છના, નાતિકિશકી, ચંદ્રા, એ એકવીશ મૂર્છના જાણવી ને તે ક્રમે કરીને ઉપવિષ્ટ તથા ઉર્ધ્વ સમજવી–૫૪-૫૫-૫૬

નંદા, અનિષ્કલા, ગૂઢા, સકલા, મધૂરા, કામાંગા, મંથરા, શ્યામા, તારા, ચંદ્રા, શુભા, શ્રુતિ, અસંપૂર્ણા, વરાપૂર્ણા, રંજિકા, કૃત્તિકા, અપરા, પ્રસન્ના, મદના, વામા, બાલા, મધુમતી, એ બાવીશ શ્રુતિ છે; પ્રત્યેક સ્વરનાં તાન પણ સાત સાત છે–૫૭–૫૮–૫૯

સ્વષ્ટકૃત, બહુસ્વર્ણ, ગોસવ, મહાવ્રત, વિશ્વાજિત, બ્રહ્મયજ્ઞ, ને સાતમો પ્રાજાપત્ય–૬૦

આ સાત તાન ઋષભનાં ઉર્ધ્વગત છે, ને ચાતુર્માસ્ય, વસુસ્થાપ્ય, શસ્ત્ર, કાષ્ટક, સૂત્રામણિ, ચિત્રાંગ, ઉદ્ભિદ, એ સાત તાન છે તે મધ્યમ સ્વરથકી જાણવાં–૬૧–૬૨

દશહેત, ઉપાંશુ, સૌશ્વ, પ્રતિગ્રહ, પ્રહિતાગ્નિ, વિદ્વાન, અભ્યુદય, એ ધૈવતસ્વરતાન છે—૬૩

અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, વાજપેય, ષોડશ, પુંડરીક, અશ્વમેધ, રાજસૂય, એ ષડ્જનાં તાન છે—૬૪

અશ્વક્રાંત, અક્ષક્રાંત, દિવ્ય, સૂર્ય, ગજ, બલિ, યક્ષ, એ ગાંધારનાં છે—૬૫

સાવિત્રી, અર્ધસાવિત્રી, સર્વતોભદ્ર, અંગવાયન, આદિત્યાયન, સર્પાયન, કૈડપાયન, એ પંચમનાં તાન છે; સર્વસ્વદક્ષ, શ્રીદક્ષ, સૂત, સુમતુ, તતુ, તના, સ્વાહા, એ નિષાદનાં, તાન છે; એમ સાતે સ્વરનાં પ્રત્યેક સાત સાત તાન છે—૬૬–૬૭–૬૮

નારદ, તુંબુરુ, વિદ્યુન્માલી, શુધ્ધાંગ, સુમખ, સુયસ્ય, ઈત્યાદિ દેવવલ્લભ, તથા નંદિબંદિ ગણોપેત ગંધર્વો, સર્વે ત્યાં આવીને ભાત ભાતનાં નૃત્યગીતાદિ ચલાવવા લાગ્યાં—૬૯–૭૦

હાહા, હૂહૂ, ઇત્યાદિ સર્વે હાસપ્રહાસયુક્ત વિવિધ નાટક દેવેન્દ્ર આગળ કરવા લાગ્યા—૭૧

ચક્ર, ગોલક, ગોપ્સંદ, ચોસઠહાથ, અષ્ટોત્તરશતકિરણ, ઇત્યાદિથી તેમણે ઇંદ્રને રંજિત કર્યો—૭૨

લાસ્ય, તાંડવ, મિશ્ર, ત્રણ પ્રકારનું નાટય કર્યું; તે પછી ઇંદ્રે સહસા નજર ફેરવી તો દેશ ગ્રામ પુર ઇત્યાદિ થકી પરિપૂર્ણ એવા સમસ્ત ભરતખંડમાં ઉજ્જયિનીને વિષે સભામાં બેઠેલા વિક્રમને દીઠો—૭૩–૭૪

તેને જોઇ દેવેન્દ્રે મસ્તક ધૂણાવ્યું કે અહો! મહીતલનો સ્વામી શ્રીવિક્રમ મહા ભાગ્યવાન્ છે—૭૫

તેવામાં એક દેવે પૂછ્યું હે સ્વામિન્! આપે અકસ્માત્ મસ્તક ધૂણાવી હાસ્ય કર્યું તેનું શું કારણ છે?—૭૬

બાલકની મૈત્રી, અકારણ હાસ્ય, સ્ત્રી સાથે વિવાદ, કુપુરુષની સેવા, ગર્દભયાન, અસંસ્કૃતવચન, એટલાથી માણસ લઘુતાને પામે છે—૭૭

ત્યારે જિનાલયમાં બેઠેલા ઇંદ્રે કહ્યું હે દેવો! મારૂં હિતવચન સાંભળો-૭૮

હાલમાં મનુષ્યલોકને વિષે, ભરતખંડમાં, પરોપકારસૌજન્યભંડાર, સ્વજનોત્તમ, પરના પ્રાણને પોતાના પ્રાણથી રક્ષનારો, ઔદાર્ય ધૈર્ય ગાંભીર્ય આદિ ગુણથી અલંકૃત, પ્રાર્થના કરતાંજ પોતાનું રાજ્ય પોતાનો કોશ કે પોતાનું શરીર સહજમાં આપનારો, એવો વિક્રમ જેવો ત્રણે ભુવનમાં થયો નથી કે થવાનો નથી-૭૯-૮૦-૮૧

દેવેન્દ્રનું આવું વચન સાંભળી દેવતાને ચમત્કાર લાગ્યો, અને સર્વે સુરાંગનાઓનાં પણ નેત્ર હર્ષાશ્ચર્યથી વિકાસ પામી ગયાં-૮૨

અહો આ વિક્રમરાજાને ધન્ય છે કે જેના ગુણની કીર્તિ દેવેંદ્ર પણ ગાય છે-૮૩

આવી વાત ચાલે છે એવામાં કોઇ મહાગર્વથી ઉધ્ધત એવા દેવને સુરરાજના આ વચન ઉપર શ્રધ્ધા ન થઈ એટલે તેણે વિચાર કર્યો કે જઇને આ રાજાની પરીક્ષા કરી જોવી. આવું ધારીને તે પોતાના મિત્રને લેઇ, ઇંદ્રને નમન કરીને નીકળ્યો-૮૪-૮૫

એ દેવે પોતાના મિત્રના આગળ કહ્યું કે શ્રુતિસંયુક્ત જે અનુમાન તે પ્રત્યક્ષ કરતાં ન્યૂન છે-૮૬

તત્ત્વાનુપેક્ષિણી યુક્તિ અને ઉક્તિ સર્વત્ર જાય છે, પરંતુ સત્યનિશ્ચય તો પ્રત્યક્ષથીજ બને છે-૮૭

આવું સાંભળી તેના મિત્ર પેલા બીજા દેવે કહ્યું ચાલો આપણે જઈને શ્રીવિક્રમનું સત્ત્વ નજરે જોઇએ-૮૮

આવો વિચાર કરી એ દેવ પૃથ્વી ઉપર આવ્યા તેવામાં ફરતો ફરતો વિક્રમ તેમની નજરે પડયો-૮૯

એટલે એક નઠારી દુબળી ગાયનું રૂપ ધર્યું; ને કચરામાં કળી ગયેલી ને મહાક્ષુધાર્ત હોય તેવી તે થઇને પડી--૯૦

વિક્રમને જોઇ ગાયે ભાંભાં કરવા માંડયું જે સાંભળીને રાજા તેની પાસે આવ્યો-૯૧

કૃપાપૂર્ણ હૃદયવાળો રાજા જેવો તેને કાઢવા મથે છે તેવામાં પેલો બીજો દેવ સિંહ થઈને આવ્યો--૯૨

પૂછડું ઉંચુ કરી, નેત્ર પીળાં કરી, અતિ ભયંકર જણાતો, એવો તે સિંહ આખી પૃથ્વીને કંપાવે તેવી ગર્જના કરવા લાગ્યો--૯૩

સર્વ પશુવર્ગને ભયંકર એવો તથા સર્વના કર્ણને જ્વરરૂપ એવો તે નાદ સાંભળતાં હસ્ત્યાદિ સર્વ ચો તરફ નાશી ગયાં--૯૪

મહાક્રૂર એવા સિંહને ફાળ મારતો દેખી, વિક્રમે મનમાં આ પ્રકારે વિચાર કર્યો--૯૫

મહાવીર્યથી ઉદ્ધત એવા હજારો સિંહ વનમાં પડેલા છે, પણ હે સિંહ! તારા એકલાનોજ અલૌકિક મહિમા બહુ મહોટો છે કે તારા સાહંકાર હુંકારને સાંભળતાંજ કોલકુલે કેલિ તજી, મદકલ હાથીએ મદ તજ્યો, નાહલે કોલાહલ તજ્યો, અને મહિષોએ હર્ષ તજ્યો!- ૯૬

રાજાએ તેને દેખી દયા આણી મનમાં વિચાર કર્યો કે અરે આ તો મહાદુર્ઘટ આવી પડ્યું કે રાત્રીએ આ ધેનુનું શું થશે! –૯૭

દુર્બલ અને ભયવિહ્વલ એવી આ ગાયને મૂકીને જો હું જાઉં તો આ સિંહ એને જરૂર તુરત મારી નાખે-૯૮

દુર્બલ, અનાથ, ભયભ્રાંત, પરપરિભૂત, સર્વનો શરણ રાજા છે–૯૯

માટે આખી રાત અત્રજ રહી હાથમાં તરવાર રાખી ને હુ અખંડ જાગરણ કરી આની રક્ષા કરીશ–૧૦૦

શક્તિ છતાં જે મનુષ્ય ઉપાય કરતો નથી, તે સ્વામી અધમાધમ છે–૧૦૧

દેશનો સ્વામી થઇને, દેશમધ્યે, લોકનું પરિપાલન તથા પરોપકાર જે કરતો નથી તે અતિ અધમ છે -૨

અતિપરાક્રમી એવા રાજાએ આવો વિચાર કરીને તે સ્થાને રાત્રીએ ગાયની રખવાળી કરવા માંડી–૩

મહા મહીનાની બહુ કરડી ટાઢ પડતી હતી, ને હાડકાં વિંધાઇ જતાં હતાં, તેથી કાદવમાં પડેલી પેલી ગાય ભયભીત થઇ કંપવા લાગી-૪

દયાર્દ્ર રાજાએ હર્ષથી તેના ઉપર પોતાનો ઉપરણો નાખ્યો ને તેની ટાઢ ખાળી-૫

ઘણો પવન વાતો હતો ને ટાઢ પડતી હતી છતાં વિક્રમે ઉઘાડે શરીરે આ રીતે ગાયની રક્ષા કરી-૬

સિંહરૂપ દેવ તેની પાસે આવ્યો એટલે હાથમાં તરવાર લેઇ રાજા તેને સન્મુખ થયો-૭

એવામાં ત્યાં એક મહાવૃક્ષ ઉપર એક ઉત્તમ શુકરાજ બેઠો હતો તે મનુષ્યવાણી થકી બોલી ઉઠયો-૮

અરે ! માલવદેશનું રાજ્ય શા માટે આમ વ્યર્થ ગુમાવે છે ! ગાય તો આજ નહિ તો કાલ પણ મરવાનીજ છે-૯

હે નૃપ ! તારા પ્રાણને તૃણની પેઠે શા માટે તજે છે ? તું તારે ઘેર જા કે નીગંતે આ વૃક્ષ ઉપર ચઢ-૧૦

આવું સાંભળી વિક્રમે કહ્યું હે શુકરાજ ! એવું મા બોલો, આવું વચન તો બાયલાને વહાલું લાગે-૧૧

આગળ દિલીપ રાજાએ ગાયને વાસ્તે સિંહને પોતાનું શરીર આપ્યું છે એ વાત પ્રસિદ્ધ છે-૧૨

તે રીતે હું પણ મારો દેહ એને માટે આપીશ, મારામાં જીવ છે ત્યાં સુધી એને કોઇ મારી શકનાર નથી-૧૩

આ પ્રકારનું રાજાનું સાહસ જોઇને પેલા બન્ને દેવતા પોતાનાં વસ્ત્રા-ભૂષણયુક્ત રૂપથી રાજા આગળ પ્રત્યક્ષ થયા-૧૪

તેમાંના એકે રાજાને કહ્યું હે સત્ત્વાધિક ! દેવને પણ દુર્લભ ! તમારા ગુણની સ્તુતિ પુરંદરે દેવસભામાં કરીને તમારો અદ્ભુત મહિમા બતાવ્યો--૧૫-૧૬

તેની પરીક્ષા માટે અમે અત્ર આવ્યા, તો જેવું દેવરાજે કહ્યું હતું તેવુંજ અમે જોયું--૧૭

હે ભૂપ ! અમારી પાસેથી મરજીમાં આવે તે વર માગો, દેવનું દર્શન કદાપિ નિષ્ફલ થતું નથી--૧૮

વિક્રમે કહ્યું મારે કશું કાર્ય નથી, પ્રયોજન નથી, કે હું તમારી પાસેથી કાંઇ પણ યાચી શકું--૧૯

ત્યારે એ કામાર્થદાયકા ધેનુ શ્રીવિક્રમને આપી ને દેવતા પોતાને માર્ગે ગયા ને વિક્રમ પણ ગાયને લેઇને પોતાને ઘેર ગયો-૨૦-૨૧

દેવતાએ આપેલી ધેનુ લઇને વિક્રમ આવતો હતો તેવામાં એક બ્રાહ્મણ બાલકસમેત મળ્યો--૨૨

તેણે કહ્યું હે સ્વામિન્ ! મારા આ પુત્રની માતા સુવાવડમાં મરી ગઇ છે, ને બાલક દૂધ વિના રોઇ મરે છે- ૨૩

મારા ઘરમાં એવું કાંઇ ધન નથી કે જેનાથી હું ગાય ખરીદ કરૂં એટલે હે રાજરાજેન્દ્ર ! આ બાલકને ઉછેરવામાં મને મહાદુઃખ થયું છે--૨૪

માટે કૃપા કરીને એમ કરો કે આ ગાય મારા બાલકના રક્ષણ માટે મને મળે--૨૫

પ્રાર્થનાનો ભંગ કરવાથી ભયપામતા રાજાએ પુત્રસમેત એવા પેલા બ્રાહ્મણને ગાય આપી--૨૬

ઇંદ્રે કરેલી પ્રશંસા સાંભળીને પરીક્ષા કરવા ઉપરથી દેવતાએ આપેલી કામધેનુ જેણે સહસા આપી દીધી તે વિક્રમ પૃથ્વી ઉપર મહાઉદાર કેમ ન કેહેવાય !--૨૭

એમ કહીને આનંદપ્રભાએ ભોજરાજાને કહ્યું કે આવા સાહસને ઔદાર્યથી તમે યુક્ત હો તો સિંહાસને બેસો--૨૮

શ્રીરામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાર્કના સિંહાસનપ્રબંધની છવીશમી કથા થઈ--૨૯

ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાની છવીશમી કથા પૂર્ણ થઇ.

---

વળી બીજે દિવસે રાજ્યાભિષેકની ઉત્તમ સામગ્રી તૈયાર કરી ધારાધીશ સભામાં આવ્યો--૧

પોતાના કર્મનું બલ જાણી, ઉત્તમ મંત્રારાધન કરી, ભૂપતિ તુરત સિંહાસન પાસે આવ્યો--૨

દેવાનિષ્ઠિત એવા તે ઉત્તમ સિંહાસન ઉપર જેવો રાજા બેસે છે તેવી ચંદ્રકાંતા બોલી ઉઠી--૩

તે ઉત્તગાશયવાળી સત્તાવીશમી પૂતળી બોલી હે રાજા ! આ આસને તમારે બેસવા જેવું નથી -૪

જો આ વિક્રમના આસન ઉપર બેસવાની ઇચ્છા હોય તો તમે વિક્રમાદિત્ય જેવા થાઓ--૫

ચંદ્રકાંતાનું આવું વચન સાંભળીને ભોજરાજે કહ્યું કે વિક્રમના સાહસની કથા કહો--૬

એમ પૂછતાં તેણે ભોજના આગળ ગાંભીર્યગુણરત્નાકર એવા વિક્રમની સ્તુતિનો આરંભ કર્યો--૭

જેણે પોતાના મસ્તકનો બલિ આપીને પ્રકટ પ્રસન્ન કરી મેળવેલો વર દ્યૂતકારને આપ્યો એ વિક્રમથી અધિક દયાવાન્ કોણ ?--૮

અવંતીમાં રાજરાજેશ્વર, મહાભોગભોક્તા માલવાધીશ શ્રી વિક્રમ રાજ્ય કરતા હતા--૯

એકવાર કૌતુક જોવા માટે તે ચતુરપુરુષ એકલોજ સ્વપરાક્રમ ઉપર આધાર રાખી તરવાર લેઇને ચાલ્યો -૧૦

દેશે દેશ ફરતાં ઘણાંક સ્થાવર જંગમ તીર્થ તેણે જોયાં, તેમને નમન કરી ભક્તિપૂર્વક પૂજા કરી--૧૧

ફરતાં ફરતાં કોઇ બહુજનપૂર્ણ નગરમાં ગયો તો ત્યાં એક ઉત્તમ ઉપવન નજરે પડ્યું- ૧૨

ત્યાં સુવર્ણદંડધ્વજાયુક્ત દેવીમંદિર હતું તેમાં આશાપૂરી દેવીનું સ્થાન હતું--૧૩

તે મહાપ્રભાવાળી, સદા આનંદરૂપ, સકલા, સર્વકામદા, ને આવતા ભક્તોને વાંછિતાર્થ આપનારી હતી--૧૪

વિક્રમ તે દેવીમંદિરમાં ગયો, ને ત્યાંજ સેવકની પેઠે એક ખૂણામાં રાત્રીએ સુઇ રહ્યા--૧૫

એવામાં ત્યાં ધનથી હારેલો એવો એક દ્યૂતકાર આવ્યો, તેના અંગ ઉપર વસ્ત્ર હતું ને આભરણનું તો નામ પણ હતું નહિ--૧૬

ઉકરડામાંથી એક લોચો લેઇને, તે, ભુખે મહા પીડા પામતો દેવી-મંદિરમાં ગયો--૧૭

વામ અને દક્ષિણ ભાગે તેલથી ભરેલા દીવા, નિત્ય, તારાની પેઠે બળ્યાં કરતા હતા-૧૮

તે પાપી, નિઃશંક, અને ધર્મવર્જિત ધૂતકારે દેવીના ખોળામાં પગ મૂકી તે દીવાને ઓલવી નાખ્યા ને પેલા ખાવાના પદાર્થને તેલમાં બોળવા માંડયો, તે ચરિત્ર રાજાએ સુતે સુતે દીઠું--૧૯-૨૦

પેલી મહાપ્રભાવવાળી દેવીએ આ નરાધમને ઉચ્છિષ્ટ કરતો જોઈ તેને અતિરૌદ્રરૂપ ધારણ કરી મોહું પહોળું કરી ભડકાવવા માંડયો, ને વિકરાલ ભ્રુકુટી ચઢાવી નેત્ર અતિરક્ત કર્યા--૨૧--૨૨

દેવીએ અતિરૌદ્રતાયુક્ત બુમ પાડી ને તેને ભડકાવીને ઘેર નસાડી મૂકવાનું કર્યું--૨૩

દેવ અને દાનવ સર્વમાં તેમ રાક્ષસમાં પણ ભીષણાનન જે લેખાસુર તે મહાક્રૂર થાય છે--૨૪

પણ તેમના કરતાં એ દારિદ્ર્યપીડિત જે છે તે વધારે ક્રૂર રહે છે, ને તેનાથી પણ ક્ષુધાર્દિત ક્રૂર રહે છે, એટલે તેમને કૃત્યાકૃત્યનો વિવેક હોતો નથી--૨૬

બુભુક્ષિતને કશાનું ભય લાગતું નથી, ને તેને ભૂતપ્રેત પિશાચ કશાનો ડર લાગતો નથી-૨૬

દેવીનું અતિભીષણ એવું પહોળું મુખ દેખીને પોતાના મોઢામાંથી અર્ધું ચાવેલું પદાર્થ તેણે તેમાં નાખ્યું-૨૭

આવું ઉચ્છિષ્ટ પોતાના મોમાં પડ્યું તેથી દેવીએ મોહું બંધ કર્યું નહિ ને ધૂતકાર તો પેલું તેલ રહેવા દેઇને પોતાને ઘેર ગયો-૨૮

સવારમાં દેવીનો પૂજારો આવ્યો, તેણે આ બધું જોઇ રાજાને પૂછ્યું-૨૯

હે સ્વામિન્! દેવીનું મુખ શા માટે આવું પહોળું થઇ ગયું છે તે કાંઇ સમજાતું નથી, એવુ થાય છે ત્યારે મહા અરિષ્ટ નિપજે છે-૩૦

એ અરિષ્ટ દેશને, રાજાને, કે દેવીના મંદિરને લાગશે એમાં સંશય નથી-૩૧

એ વાત જાણીને તે નગરનો રાજા રાણીઓ સમેત તથા સામંત મંડલિક આદિ લોક સહિત ત્યાં આવ્યો-૩૨

દેવીને આ પ્રકારની જોઈ રાજાને બહુ ચમત્કાર લાગ્યો, ને એમ સમજાયું કે આ દેવી તો જાગતી જોત છે માટે જરૂર કાંઈક અરિષ્ટ સૂચવે છે-૩૩

માટે ત્રણ દિવસ સુધી એના આગળ ભોગ ધરાવવા કે પોતેજ પ્રત્યક્ષ થઇ કોઈને વાત કહેશે-૩૪

એમ ત્રણ દિવસ પણ થઇ ગયા પરંતુ દેવીએ મોઢું બંધ કર્યું નહિ, ત્યારે રાજાએ ગામમાં દાંડી પીટાવી -૩૫

કે જે કોઈ જ્ઞાનવાન્, પ્રાજ્ઞ, પંડિત, આ દેવીનું મુખ બંધ કરાવશે તેને પાંચસો સુવર્ણમુદ્રા હું આપીશ-૩૬

પેલા અધમાધમ ધૂતકારે આ વાત સાંભળી કે તુરત પેલા રાજપુરુષોને કહેવા લાગ્યો-૩૭

કે હું આશાપૂરીનું મોં બંધ કરાવીશ, ગમે તેમ કરીને-મંત્રતંત્ર પ્રયોગથી કે મસ્તક આપીને પણ કરાવીશ-૩૮

તેમણે જઇને આ વાત રાજાને કહી એટલે રાજાએ તેને તુરત સભામાં બોલાવ્યો -૩૯

રાજપુરુષોએ સર્વસ્વ હારક નામના તે પુરુષને સભામાં આણ્યો, એટલે તેને પ્રણામ કર્યા પછી, સભાસદોને અગ્રે બેસાર્યો-૪૦

રાજાએ ધૂતકારને પૂછ્યું કે ભાઇ તમે દેવીનું મુખ બંધ કરાવશો ?-૪૧

રાજાનું વચન સાંભળી ધૂતકારે કહ્યુ કે મંત્રના બલથકી હું દેવીનું વદન બધ કરાવી શકીશ-૪૨

કર્પૂર કેશર આદિ ઉપસ્કર મને અપાવો હું ચોસઠ ખંડ પૂરીને દેવીની પૂજા કરીશ-૪૩

ચોસઠ ખંડમાં ચોસઠ દેવીની સ્થાપના કરીશ તે ચોસઠને ચોસઠ ઘણા કરતાં ૪૦૯૬ ખંડ થશે-૪૪

અપૂપ, સુતરફેણી, કદંબ, વડાં, ખાજાં, મોદક, ક્ષીર, શાક, પાક, ઘૃત, ગોળ, પાપડ, દીપ, એ આદિ સામગ્રીસમેત નૈવેદ્ય તૈયાર કરાવીને અબોટ દેવરાવો -૪૫-૪૬

રાજાએ કૃષ્ણચતુર્દશીને દિવસે તે બધું કરાવ્યુ એટલે ધૂતકારે પણ પાખંડ આરંભ્યું-૪૭

ચતુષ્કોણ, ચતુર્દ્વાર, મધ્યકોણ સમેત, એવું મહામંડલ કાઢી તેની આસપાસ હ્રીંકાર યુક્ત વર્તુલ કર્યું -૪૮

તેની પૂજા કરી સર્વ લોકને રજા આપીને, પછી પોતાના મિત્રોને બોલાવી તેમને ભોજન કરાવ્યું -૪૯

ન દેખાય એમ ખૂણામાં રહેલા વિક્રમને જોઇ તેણે પૂછ્યુ કે તું કોણ છે ? ને અહીં શા માટે આવ્યો છે ? -૫૦

વિક્રમે સમય વિચારીને કહ્યું કે હું અવંતીથી આવું છું ને એક કોડી પણ પાસે નથી એવો ધૂતકાર છું-૫૧

ત્યારે ધૂતકારે કહ્યું તું પણ આવ અને યથેચ્છ ભોજન કર, તે સાંભળી રાજાએ કહ્યું કે હું તો રાત્રીએ જમતો નથી—૫૨

પેલા ધૂતકારે પછી મિત્રોને જમાડીને વિદાય કર્યા, ને દીવો લેઈ આખું મંદિર તપાસી જોયું—૫૩

કોઇ ઠામે કોઇ છે કે નથી એ જાણવાની તેને ચિંતા હતી કેમ કે છ કાને વાત થાય તો બગડી જાય, ચાર કાને રહે તેની ફીકર નહિ—૫૪

તે સમયે વિક્રમાદિત્ય અદૃશ્ય થઇ રહ્યો, એટલે કોઇને ન દીઠું ત્યારે ધૂતકારે મંદિરનાં બારણાં દીધાં—૫૫

દેવીની ભક્તિપૂર્વક પૂજા કરી, મહાભોગ ધરાવી, માથું નમાવી નમન કરી, યુક્તિથકી ધૂતકાર બોલ્યો—૫૬

મેં નૈવેદ્યભોગસમેત તમારી પૂજા કરી તો હે પરમાનંદદાયિનિ! પરમેશ્વરિ! પ્રસન્ન થાઓ—૫૭

આ પૂજા ગ્રહણ કરો ને મુખ મેળવો એટલે તમારી કૃપાથી પાંચસો સુવર્ણમુદ્રા હું પામું—૫૮

આવું કહ્યા છતાં પણ દેવીએ મો મેળવ્યું નહિ ત્યારે ધૂતકારે મનમાં વિચાર કર્યો કે ભગિની એમ કહેવાથી પુત્તલકને કોઇ હોમતું નથી, વાણીઆ શેઠ કહેવાથી પોતાનો સાર આપતો નથી—૫૯—૬૦

ભાંડસ્થ કાર્પાસ છોડીઆંને તજતો નથી, નવા મગ ઉપણ્યા વિના તૈયાર થતા નથી—૬૧

કસુંબો ચરણઘાતવિના રંગ આપતો નથી, અગુરુ અગ્નિ વિના સુગંધ આપતો નથી—૬૨

મુખે છર દેવાથી મૃદંગ સુસ્વર થાય છે, દહીમાંથી પણ મથ્યા વિના ઘી નિકળતું નથી—૬૩

નેહ મ કરીસુ કોઈ ગોરસ નીતૂ ઇમ ભણઇ
નેહ કારણી જોઇ જે મુઝ હીઉં વિલોઇઇં—૬૪

---

૧ કોઈ સ્નેહ કરશો નહિ એમ ગોરસ નિત્ય કહે છે ને બતાવે છે કે સ્નેહને લીધેજ નિત્ય મારૂં હૈયુ વલોવાય છે

* * * સ્વભાવથીજ રક્તત્વ મૂકતું નથી, અને ત્યારેજ પુરુષત્વમાં આવે છે કે જ્યારે મુશલે ખંડાય છે—૬૫

રતિહુંતિ બહિનહુ થાએ કીય વિરત્ત
મિહલ્લતણુ છંડાવીઉ પુરિસત્તણુ સંપત્ત—૬૬

ટેમજ આ પણ પૂજામાત્રથી તુષ્ટ થવાની નથી માટે બ્રહ્મવૃક્ષની પેઠે એને જે ઉચિત છે તે કરવું પડશે--૬૭

એમ ધારી બહાર જઈને નઠારો મલ લાકડે ચઢાવીને લેઇ આવ્યો ને દેવીમંદિરના ગર્ભગૃહ આગળ ગયો -૬૮

તે સમયે પાપીના ભયથી દેવીએ બારણાં બંધ કરી દીધાં, કે દ્યૂતકાર બોલ્યો હે રંડા[1] પ્રાણાંતે પણ તને મૂકવાનો નથી--૬૯

બારણાં ઉઘાડ ને મોઢું મેળવ, નહિ તો આ તારૂં આખું મંદીર સળગાવી મૂકીશ--૭૦

તું, શૂક, દેવતા, કોઈ અમારો દ્યૂતકારનો પ્રભાવ જાણી શકે એમ નથી -૭૧

વેચનાર, કર્વતી, સ્ત્રી, ગવાદિનું કપર્દિકા એજ એક કારણ છે--૭૨

અમારે સત્ય નહિ, લાજ નહિ, ભય નહિ, ઘડીમાં અમે નાગા ને ઘડીમાં ઢાંક્યા, ઘડીમાં ચોર ને ઘડીમાં શાહુકાર--૭૩

આવું કહ્યું ત્યારે અંદરથીજ દેવીએ કહ્યું કે તું તારે સ્થાને જા. હું મુખ મેળવીશ--૭૪

દ્યૂતકાર પોતાને ઘેર ગયો અને દેવીએ મુખ મેળવ્યું--પાપી આગળ કોઈ બલવાન્ નથી--૭૫

પ્રભાત થતાં કોટિમનુષ્યો સમેત રાજા સુખપાલમાં બેશી દેવીને નમન કરવા આવ્યો- ૭૬

---

1 करिद्यापि એવો અત્ર શબ્દ છે જે સ્પષ્ટ થતો નથી

દેવીએ મુખ મેળવવાથી અરિષ્ટમાત્ર નિવારણ થઈ ગયાં તેથી દેશમાં, ગ્રામમાં, સર્વત્ર જયજયકાર થઈ રહ્યો--૭૭

વિક્રમાદિત્યે મનમાં વિચાર કર્યો કે આ તો બહુ મોટું આશ્ચર્ય આ પાપીએ કર્યું કહેવાય--૭૮

પછી ત્યાં પાસે એક સિદ્ધેશ્વર નામનો પર્વત હતો ત્યાં સિદ્ધનાથ નામનો યોગીંદ્ર રહેતો હતો તેને નમન કરવા તથા પર્વત જોવા માટે વિક્રમ ગયો તો ત્યાં સૂરદેવ નામના યક્ષનું પણ એક મંદિર દીઠું--૭૯--૮૦

રાજાએ પેલા યોગેંદ્રને તેમ યક્ષને નમન કર્યું ને મંદિરના પશ્ચિમ-દ્વાર આગળ બેશી ક્ષણવાર વિશ્રામ લેવો ધાર્યો--૮૧

તેવામાં ત્યાં એક અતિ ઉદ્ભટવેષધારી પુરુષ, સર્વ શૃંગાર ધારણ કરી, અતિભોગપરાયણ જણાતો, આવ્યો--૮૨

તેને જોઇ રાજાએ વિચાર કર્યો કે આ કોઇ ધૂર્તરાજ છે એમ મને જણાય છે--૮૩

જે અસાર પદાર્થ છે તેનો આડંબર ઘણું કરીને બહુ રહે છે, જેવો કાંસાનો રણકો ગાજે છે તેવો સોનાનો ગાજતો નથી--૮૪

આડંબરસ્સ પાઉ પાઉ ડિંભસ્સ નિછયા પાઉ
ગલમજ્જિયસ્સ પાઉ હિંડઇ જુત્તો ચઉવાઉ--૮૫
ધુતાહુઇ સલછણા અસઈ હોઇ સલજ્જ
ખારાં પાણી સીયલાં બહુ ફલ હોઈ અખજ્જ--૮૬

થોડીક વાર ત્યાં ઉભો રહી, પોતાનો ભપકો બતાવી, થોડીક વાત કરીને તે ચાલ્યો ગયો--૮૭

ધીર, વિદ્વાન, સહાસ્ય વદનવાળો, પરમનરંજક, કોમલ અંગ અને વચનવાળો, તે આખા જગત્‌ને વશ કરી શકે છે--૮૮

ધૃષ્ટતાના પાંચ ભાગ, વિદ્યાના બે ભાગ, જુઠના બે ભાગ, ને એક ભાગ ભાંડપણનો, એ મિશ્રણથી લોકમાત્ર વશ થાય છે--૮૯

વળી બીજે દિવસે જીર્ણ અને ફાટેલાં વસ્ત્ર પેહેરીને તેનો તેજ મનુષ્ય દીનવદન કરી ત્યાં આવ્યો-૯૦

રાજાએ પૂછ્યું કે આજ તમે આવા કેમ છો? કાલે તો બહુ ઉત્તમ વેષમાં હતા-૯૧

એટલે તેણે કહ્યું હે સાત્વિક શિરોમણિ! હું તો દ્યૂતકાર છું, મને ધન મળે ને જાય-૯૨

મહાક્રીડા રમતાં હું સર્વસ્વ હાર્યો છું, ને કાંઇક આપવાનું દેવું રહ્યું છે તેના ભયથી અહીં નાશી આવ્યો છું-૯૩

નહથ ઠાકર પંડરા સજ્જન દૂરીહૂય
સુનાં દેઉલ સેવીઈ તુઝ પસાઇં જુય-૯૪

*   *   *   *   *   *[1] -૯૫

જુઆરી ઘરિ રિધ્ધડી માંકડ કોટિ હાર
ધાંહલી માથઈ બેહડું કુશલશુ કેતી વાર-૯૬

કોઇક વાર મોદક આહાર મળે, કોઇક વાર ઉખર વાટે સુવું પડે, કદાચિત્ નિત્ય આહાર મળે, કદાચિત્ ત્રણ કડાકા થઇ જાય-૯૭

આવું તેનું દીનત્વ સાંભળી કરુણાપરાયણ રાજાએ દયા આણી દ્યૂતકારને કહ્યું ભાઇ! દ્યૂતથી ધન ઇચ્છવું, સેવાથી માન ઇચ્છવું, પરસ્રીથી સુખ ઇચ્છવું, એ બધી દૈવવિડંબના છે-૯૮-૯૯

આવું સાંભળી તેણે રાજાને કહ્યું તમને દ્યૂતના સુખની ખબર નથી, તમે તેનો અભ્યાસ કર્યો નથી-૧૦૦

જેણે જે ચાખ્યું નથી તેને તેનો સ્વાદ સમજાતો નથી, જેણે ઘૃત ખાધું નથી તેને તેલજ મીઠું લાગે છે-૧

---

૧ અત્ર-આ પ્રમાણેનો શ્લોક છે —

दूतंसदैवनाननीशा पार्श्वंगरक्षकपुरः परदारचौर्यं ।
मांय पदंभाति यदानपत्रं समत्यवाणी विलसत्कृपाणी ॥

ભોજનસુખ સવિકાર છે, અમૃત નામમાત્ર છે, ભૂષણનું સુખ માનમાત્ર છે, સ્રીસુખને પંડિતોએ અવિશ્વાસવિરસ કહ્યું છે, ગીત નાટક વાદ્ય એ સુખ પરાધીન છે, અધ્યાત્મસુખ અસાધ્ય છે,-ધનસુખ ભાગ્યાધીન છે, માટે સર્વે આનંદરૂપ જે દ્યૂત તેનું સુખ ઉત્તમોત્તમ છે–૨-૩-૪

જૂયરસિ તીયરસિ પુત્તરસિ મુદ્ધાં જે ન રમંતિ
તિઅગડ કુમર પસૂયં જિમ આલિ હિંજમ્મ ગમંતિ–૫

ધ્યાનથી મુક્તિ મળે છે, ને ધ્યાન એક ચિત્તથી થાય છે, ને તેવી એકચિત્તતા દ્યૂતવિના અન્યત્ર નથી–૬

યોગીઓ પણ દ્યૂત ને લયસાધન માની રમે છે, તેમાં પારકું પોતાનું ક્ષુધા તૃષા કાંઇ જણાતું નથી–૭

હે ગાંગેય! શૂન્ય ધ્યાનમાં પડેલું, નિરાલંબ, અને નિરાશ્રિત તથ અમૃતાર્ણવમાં પડેલું જે ચિત્ત તેને નિવારણ ન કર–૮

દ્યૂતકારનું જે ધ્યાન દ્યૂતમાં, વિયોગીનું પોતાની પ્રિયામાં, રાધાવેધ કર્તાનું લક્ષમાં, તે ધ્યાન મારે પ્રભુ ઉપર હો–૯

આવું સાંભળી રાજાને ચિત્તમાં ચમત્કૃતિ લાગી કે અહો બહુ આશ્ચર્ય છે કે આને આવું જ્ઞાન છે!–૧૦

ક્રોધથકી કે સર્વે પાપથકી અજ્ઞાન મહાકષ્ટરૂપ છે, કેમ કે તેનાથી ભમાયલા લોક હિતાહિત સમજી શકતા નથી–૧૧

આવું જોઇ વિક્રમે તેને સારી શીખામણ આપવા માંડી–બીજાને પાપથી વારે તેજ ઉત્તમ પુરૂષ કહેવાય–૧૨

જેણ શુદ્ધ ધમ્મંમિ ઠવીઉ સંજએણ ગિહિણા વા
સો તસ્સઇ ધમ્મગુરુ ધમ્મસ્સઇ દાઇગો નેઉ–૧૩

હે પાંથ! મારૂં કહેવું સાંભળો અને દ્યૂતવ્યસન તજો, તમારે જે ઇચ્છા હોય તે હું પૂર્ણ કરવા ખુશી છું–૧૪

ધૂતકારે કહ્યું જો તમે પરકાર્ય કરવા તત્પર હો તો મારૂં એક કામ કરો એટલું હું ધૂત મૂકી દેઉં-૧૫

રાજાએ કહ્યું કે ગમે તેવું દુર્ઘટ હોય પણ તે કાર્ય કહો, સ્વર્ગ કે પૃથ્વી જ્યાં હશે ત્યાં હું તે કરીશ--૧૬

ધૂતકારે કહ્યું હે નરોત્તમ! રત્નસાનુ નામનો પર્વત છે ને મનઃસિદ્ધિ નામની ત્યાં દેવતા છે--૧૭

તેના મંદિરને વામભાગે ઉત્તમ કૂપ છે પણ તેના દ્વાર આગળ યમકને સમક નામના બે પર્વત છે--૧૮

તે પર્વત ક્ષણક્ષણે પરસ્પરથી અથડાય છે, માટે બહુ ચતુરાઇથી પેલા કૂપનું જલ લેવાનું છે--૧૯

તે જલ લાવીને તેનાથી દેવીની પૂજા કરે અને પોતાના મસ્તકનું બલિદાન આપે તો તેને દેવી પ્રત્યક્ષ થઈ મનવાંછિત આપે છે, પણ મારી હીંમત તે જલ લાવવામાં કે તેમ કરવામાં ચાલતી નથી--૨૦--૨૧

એ ઉપરથી વિક્રમ તેની સાથે ગયો અને પેલા કૂપમાંથી જલ લાવ્યો--૨૨

દેવીને તે જલથી સ્નાન કરાવી જેવું મસ્તક આપવાનું કરે છે કે દેવીએ પ્રત્યક્ષ થઈ તેને વાર્યો--૨૩

હે વીર ! તારે જોઇએ તે માગ, અતિદુર્ઘટ હોય તે પણ આપવા તૈયાર છું; એવું કહ્યું પણ રાજાએ તો પેલા ધૂતકારને વર આપો એટલુજ કહ્યું--૨૪

પરોપકારપ્રવણ અને સાહસૈકશિરોમણિ એવો રાજા આ મહાકાર્ય કરીને પોતાના પુરમાં આવ્યો--૨૫

કૂપોદકથી દેવીને સ્નાન કરાવી, પોતાના મસ્તકનો બલિ આપી, જે વર મળ્યો તે ધૂતકારને આપ્યો એ વિક્રમ કરતાં વધારે ઉદાર કોણ ? --૨૬

ચંદ્રકાંતાએ ભોજરાજને કહ્યું આવું પરાક્રમ હોય તો સિંહાસને બેસો -૨૭

મહાપરાક્રમયુક્ત, અતિસત્ય, ને બહુ આશ્ચર્યમિશ્ર, એવી વિક્રમની કથા સાંભળી ને ભોજે વિક્રમની પ્રશંસા કરતે કરતે સભામાં બેશી રાજકાર્ય કર્યાં--૨૮

શ્રરામચંદ્રસૂરિકૃત શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની સત્તાવીશમી કથા થઈ--૨૯

## ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની સત્તાવીશમી કથા.

---

વળી શુભગ્રહયુક્ત મુહૂર્તે સાજનોને લેઇ ચતુર ચિત્તવાળો ભોજરાજા સભામાં આવ્યો--૧

પ્રાભાતિક કૃત્ય કરી, મન્ત્રાદિક સ્મરણ કરી, દેવાર્ચન, ગુરુપૂજન તથા ગુરુપાદપ્રણમન કરી, પૂજ્યવર્ગને નમન કરી, દીનલોકને દાન આપી, ધર્મકાર્યનું ચિંતન કરી, પોતાનું શાસ્ત્ર હૃદયમાં ધારી, ઉત્તમ પ્રકારે દંતધાવન કરી, અનેક શાસ્ત્રજ્ઞો સાથે વાર્તા કરી, રાજાએ ઉત્તમ વિધિથી સ્નાન કર્યું--૨-૩-૪

સૂક્ષ્મવસ્ત્રથી અંગ લૂછી, સુગધી ચંદન અંગે ચર્ચી, ને દિવ્ય વસ્ત્ર પરિધાન કરી, ઉત્તમ આભૂષણથી શોભા બનાવી, રાજપરિવારને લેઈ, બંદીજનોનાં બિરુદ સાંભળતો, જગદાનદદાયક માલવેશ્વર, ઘણાક જનસમેત, વિક્રમાર્કના સિંહાસન પાસે આવ્યો--૫-૬-૭

જમણો પગ ઉપાડીને જેવો સિંહાસન ઉપર મૂકે છે તેવી રૂપકાંતા બોલી ઉઠી--૮

નિરુપમગુણયુક્ત એવી તે અઠ્ઠાવીશમી પૂતળી બોલી હે ધારાધીશ! આ આસન તમારે માટે નથી--૯

પૂજ્યનું જે આસન, અને અમારા જેવી બત્રીશ દેવતાધિષ્ઠિત તેની તો સેવા કરવી ઉચિત છે--૧૦

વૃક્ષ જઇને ત્યાં ઉદ્યાનમાં ઉભું ને દેવીઓ આમ તેમ ગઈ એટલે વિક્રમ પણ નીકળીને વનમાં ગયો--૨૪

ત્યાં ચાર દ્વારવાળું એક મંદિર દીઠું, તેમાં ચતુર્મુખ યક્ષ રહેતો હતો જે સર્વને અભીષ્ટફલ આપતો હતો--૨૫

રાજા તે મંદિરમાં ગયો એટલામાં પેલું વૃક્ષ અદૃશ્ય થઈ ગયું, રાજાએ પેલા યક્ષને નમન કર્યું--૨૬

તેને નમન કરીને રાજા રંગમંડપમાં આવ્યો એટલામાં ત્યાં ચાર પુરુષો આવી પહોચ્યા--૨૭

તે કોઈ વિદેશી હતા; તેમણે યક્ષને ભાવપૂર્વક નમસ્કાર કર્યો અને પછી તે થાકેલા હેવાથી મંડપમાં વીસામો ખાવા બેઠા--૨૮

વિક્રમ તેમની સાથે વાતે વળગ્યો ને કહેવા લાગ્યો કે તમે ક્યાંથી આવ્યા? ક્યાં જાઓ છો?--૨૯

તમારૂં ચિત્ત કેમ ચંચલ જણાય છે? તમારાં વદન કેમ શ્યામ પડી ગયાં છે? તમે કાર્યભ્રષ્ટ થયા હો એવા જણાઓ છો--૩૦

તેમણે કહ્યું મહારાજ! સાંભળો, અમે ચારે રસ્તામાં ભેગા થઈ ગયા ત્યાંથી મિત્ર થયા છીએ--૩૧

એકે કહ્યું હે ભૂપ મારી પ્રિયા અતિરૂપવતી છે, સદ્‌ગુણી છે, શીલવતી છે--૩૨

પણ તેનામાં શું એ દુષ્ટ ભૂત ભરાયું છે કે સયૌવના અને પ્રૌઢા છતાં તે મારે ઘેર આવતી નથી--૩૩

મેં જોશીને પુછ્યૂં કે શાથી આવતી નથી ત્યારે તેણે કહ્યું કે તારા ઉપર રીસાઈ છે--૩૪

વૈતાલ નગરમાં જા, ત્યાં શોણિતપ્રિયા દેવી છે તેનું આરાધન કર, એટલે તે તારી ઈચ્છા પૂર્ણ કરશે--૩૫

ત્યારે બીજાએ કહ્યુ હે રાજેંદ્ર! સાંભળો, મારા પિતાએ મરતી વખતે સર્વાર્થકાર્ય સાધનારી વિદ્યા મને આપી હતી--૩૬

તે વિદ્યા વિદ્વાન્‌ને સાધ્ય થાય તેવી ને સર્વકાર્ય સાધે તેવી હતી, તેનું સાધન ઉક્તદેવીના મંદિરમાં કરવાનું બતાવ્યું હતું-૩૭

ત્યારે ત્રીજાએ કહ્યું હે ભૂપ! મારી વાત સાંભળો, મારા ઘરમાં પૂર્વજોના વખતનો સ્વર્ણપુરુષ છે-૩૮

તે મહાન્ છતાં ભાગ્યયોગે કરીને માટીનો થઈ ગયો, એટલે તેના અધિષ્ટાયક દેવે સ્વપ્નમાં આવીને મને કહ્યું કે તું તુરત વેતાલનગરમાં જા ને ત્યાં જે દેવી છે તેનું આરાધન કર એટલે તારી કામના સિદ્ધ થશે-૩૯-૪૦

ચતુર એવા ચોથાએ ચરુવચન કહ્યું કે મારા પિતા પાસેથી મને આકાશગમનની વિદ્યા મળેલી છે, ને તેનું આરાધન મારા સાત પૂર્વજોએ કરેલું છે-૪૧-૪૨

તે વિદ્યાનું સાધન વેતાલપુરમાં શોણિતપ્રિયાના આગળ કરવા માટે હું પણ ગયો હતો-૪૩

અમે ચારે જણા સ્થાનથકી વંધ્ય પર્વત ઉપર ગયા ને એકમાર્ગે જતાં, મળી ગયા, ત્યાંથી પરસ્પર મિત્ર થયા--૪૪

અમારૂં ખાવું, નહાવું, સુવું, જવું, ચાલવું, બધું સાથેજ થવા લાગ્યું, એમ કરતાં વેતાલનગર જઇ પહોચ્યા--૪૫

ત્યાં નંદનોદ્યાન જેવો સુંદર વનખંડ હતો તેમાં જઇને થાક અને ભુખના માર્યા અમે સુતા -૪૬

તેવામાં લોકોએ ભયંકર કોલાહલ મચાવ્યો જેથી અમે તુરત જાગી ઉઠયા--૪૭

તે સમયે ત્યાં એક શ્વાસભર્યો, સૂકા હોઠવાળો, ભયવિહ્વલ, ને નાસતો પુરુષ જોયો એટલે અમે પણ તેની આગળ નાસવા લાગ્યા--૪૮

નદી અને કોતરવાળું વિષમસ્થાન આવ્યું ત્યાં પેલો માણસ થાકીને ક્ષણભર ઝાડ નીચે ઉભો એટલે અમે પૂછ્યું કે ભાઇ! તમે ભય પામીને શા માટે નાસો છો? ચોર છો-પાપી છો-કોઈ તમને મારે છે-કે રાજદંડથી

નાસો છો--કેડે વાઘ, સર્પ, કે દુષ્ટ ગજ કે રાક્ષસ આવે છે? શું છે? --૪૯--૫૦--૫૧

તેણે જરા સાસ લેઇને કહ્યું હે પથિકોત્તમ! આ વેતાલપુરી છે ને વેતાલાધિષ્ઠિત છે--૫૨

એમાં ક્રૂર એવી પ્રભાવયુક્ત શોણિતપ્રિયા દેવી રહે છે, તે સર્વકામની પૂરનારી છે, પણ તેને નિત્ય નરમાંસ આપવું પડે છે--૫૩

તેના આગળ જે કોઈ પોતાના મસ્તકથી અથવા કોઇના મસ્તકથી બલિ આપે તેને તે પ્રસન્ન થાય છે--૫૪

નગરનો રાજા નિત્ય એક પુરુષને પોતાથકી દ્રવ્ય આપી દેવીના બલિમાં મોકલે છે-૫૫

કોઈ વાર દ્રવ્ય આપવા છતાં કોઈ મળતું નથી ત્યારે કોઇ વિદેશી હોય તેને પકડીને રાજપુરુષો તેનો બલિ આપે છે--૫૬

મને રાજપુરુષોએ આવા કારણથી પકડયો હતો ત્યાંથી નાશીને શ્વાસભર્યો ભય પામતો અત્ર આવ્યો છું--૫૭

આટલું કહીને વળી તે પુરુષ નાસવા લાગ્યો, તેવામાં તો કરાલ વદનવાળા રાજપુરુષો શસ્ત્ર લેઇને આવી લાગ્યા--૫૮

તેમણે અમને દીઠા ને અમે તેમને દીઠા એટલે અમે પણ જીવ લેઇને જ્યાં નસાય ત્યાં નાઠા--૫૯

અત્ર આવીને આ ચૈત્યમાં ઉભા, પણ આવા બાયલાપણાથી કાર્યભ્રષ્ટ થયા, એમ હે નરાધિપ! તમે જે પૂછયું તે અમે કહ્યું--૬૦

કાતર અને દુર્ભાગ્યવાળા એવા જે અમે તેમની ઇચ્છા, ભાગ્યયોગે કરીને, વાંઝણીને પુત્રેચ્છા જેવી થઇ ગઇ--૬૧

સમુદ્રને તરી રાક્ષસરાજધાનીમાં જઈ ઈંદ્રજિતકુમાર સાથે યુદ્ધ કરી, લંકાને બાળી મૂકી એવો હનૂમાન્ પણ--; બીજું શું કહીએ!--૬૨

સિંધુ ઓલંઘી, રામને સંતોષી, લંકાધિપતિનું વન વણસાડી,

હનૂમાન્ તો કૌપીનધારીજ રહ્યો, ભાગ્ય એજ બલવાન્ છે, પૌરુષ નથી-૬૩

જેણે સમુદ્ર ઓલંધ્યો, લંકેશના પુત્રને જીત્યો, ને હાથે આખુ ઉપવન ઉખાડી નાખ્યું, તે પણ કૌપીનધારી રહ્યો !-૬૪

જસ્સ સહસ્સ હુગોણુ રખીય દેહો વિ બંભદત્તનિવો
પત્તો ચખ્ખવિણાસં કો વા કમ્માણુ છુટ્ટેઇ—૬૫

તહ ચરમ શરીર વિહુમે યજ્જ મહારસી મહાસત્તો
મેહાણુ કુલે જાઉ કોવા કમ્માણુ છુટ્ટેઈ—૬૬

પુવ્વકમ્મોદયેણુ ચઉવીસઇમો જિણેસવરો
બંભણુકુલે ઉપ્પન્નો કો વા કમ્માણુ છુટ્ટેઈ ૬૭

અરિમત અખં વિધરિ ચિંતા જાલિમ પાડિ
૯લ તિતુ પામીઈ જિતુ લખિઉ નાજ નિલાડિ-૬૮

ગિરિશિખરે ચઢે, સમુદ્રને ઓલંઘી પાતાલમાં જાય, તો પણ હે ભૂપાલ ! કપાલે લખેલી અક્ષરમાલાજ ફલે છે, બીજું કાંઈ નહિ-૬૯

જે રમ્ય વસ્તુઓ મનોહર લાગે તે ઉપર હે ચિત્ત! શા માટે વૃથા ખેદ પામે છે? તેની ઈચ્છા હોય તો પુણ્ય કર, પુણ્ય વિના ઇષ્ટાર્થ મળતો નથી-૭૦

ભાગ્યહીન અને પુણ્યવિવર્જિત જે પુરુષો મનોભીષ્ટ ઇચ્છે છે તે મૃગતૃષ્ણામાં નહાવા ઈચ્છે છે-૭૧

મહાભાગ્યે કરીને ધર્મ, કર્મ ને મનોરથ સધાય છે, ચોર જે આવે છે તે સુવર્ણનું સૌરભ છે-૭૨

નિરાશ, નિર્ધન, દીન, રાગ-રંગ-રસવિહીન, દૈવે છાંડેલા, એવા અમે ચિંતાગ્નિથી બળીએ છીએ-૭૩

કાર્યભ્રષ્ટ એવા અમે ઘેર શું મો બતાવીએ? મિત્ર અને સ્વજન આગળ શું મો લેઇને જઇએ?-૭૪

વનવાસ, મૃત્યુ, અગ્નિપ્રવેશ, કે વિષભક્ષણ, એ ઉત્તમ છે પણ કાર્યભ્રંશ સારો નથી–૭૫

હે નરેન્દ્ર ! અમે ચારે શું કરવું તે જાણતા નથી, ભાગ્યયોગે કરી મહાચિંતાસમુદ્રમાં ડુબ્યા છીએ–૭૬

શુભ અને સૌમ્ય એવા આ તીર્થમાં ચારે જણાએ ચિતામાં પડીને બળી મરવું એમ નક્કી કરી અમે અત્ર આવ્યા છીએ–૭૭

આંખો મીચીને અમે ચિતામાં ઝંપલાવીશું, દુર્જન અને દુષ્ટ લોકને શું મોઢું બતાવીએ !–૭૮

માણુ પણટ્ઠઈ જયેવિ તણુ તો દેસડા વયજ્જે
મા દુજ્જણ કરપલ્લવિહિ હસિ જ્જંતુ ભમિજ્જે–૭૯

આવું સાંભળી રાજાએ ઉત્તર આપ્યું કે હે નરાધમો ! તમે મૂર્ખાઇથી સ્વહત્યા કરવાનો આ શો વિચાર કર્યો છે ?–૮૦

અરણ્યરુદન સારૂ, બધિરકર્ણે જાપ સારો, ગગનને કરપ્રહાર કરવો સારો, અંધનેત્રને અંજન સારૂ, મુડદાને શણગારવુ સારૂ, સાંબેલું લેઈ કુશકા ખાંડવા સારા, ખેતરમાં છોતરાં વાવવાં સારાં, છાશ વલોવવી સારી, ઘાણીમાં રેતી પીલવી સારી, જલમાં લીટા કરવા સારા,—પણ મિથ્યકાર્ય માટે આત્મહત્યા સારી નહિ–૮૧-૮૨-૮૩

જો પ્રાણત્યાગજ કરવો હતો તો પેલી દેવીના મંદિરમાંજ કેમ ન કર્યો ? ત્યાં કર્યો હોત તો સફલ થાત–અત્ર તો વ્યર્થ છે–૮૪

એમ કહી રાજાએ હિતવચન કહ્યું કે ચાલો ત્યાં જઇને તે દેવીનું પારખું જોઇએ–૮૫

તમે નિર્ભય થઈ મારી સાથે આવો, આપણે વેતાલનગરમાં જઈએ–૮૬

તેમણે સ્વીકાર કર્યો એટલે વિક્રમ ચાલ્યો ને તે પણ મુવા જેવા થઈ ગયેલા તેના સેવકની પેઠે સાથે જવા લાગ્યા–૮૭

સર્વે વેતાલનગરમાં આવ્યા એટલે રાજાએ તેમને કહ્યું–૮૮

તમે આ સુંદરવનમાં નિઃશંક રહો, હું નગરમાં જઇને તપાસ કરી આવું-૮૯

તેમને ત્યાં મૂકી રાજા નગરમાં ગયો તો ત્યાં મહાકોલાહલ સાંભળવા લાગ્યો-૯૦

કેટલાક લોક કહેવા મંડ્યા હે પાંથ! નાશી જા, રાજપુરુષોએ કોઇ વિદેશી રંકને ઝાલ્યો છે-૯૧

તે બિચારો નિરાધાર છે, ભયભ્રાંત થઈ ચોધાર રુવે છે, ધ્રૂજે છે, ને જીવતો છતો મુવા જેવો દેખાય છે-૯૨

આવું સાંભળી વિક્રમાર્ક દેવતાના મંદિરને બારણે જઈ બેઠો-૯૩

પાપી અને કષ્ટકારક એવા રાજપુરુષોએ પેલા પુરુષને થરથરતે અંગે સ્નાન કરાવ્યું-૯૪

પછી કંઠે પુષ્પમાલા ઘાલી, ને ભૂષણ પેહેરાવ્યાં, ને હાથીને મસ્તકે બેમારી છત્ર ચામર કરાવવા માંડ્યાં-૯૫

બજાર વચ્ચે પંચશબ્દાદિ વાદિત્રસમેત હાકા-હોહો-કરતા લોક વચ્ચે તેને લીધો-૯૬

આંખે આંસુ વહેતાં હતાં, મોઢે લાળ પડતી હતી, માથું નમી ગયું હતું, શરીર ભાગી ગયુ હતું, મૂર્છા પામી ગયો હતો, ને જડ થઈ ગયો હતો-૯૭

રાજા, મંત્રી, સામંતાદિ બહુ લોક સાજનમાં હતા, ને વિવિધ વાદિત્રના નાદ કાન ફૂટે તેમ થતા હતા-૯૮

એ પ્રકારે પેલા વિદેશીને ડાબે જમણે બે પાસે નાગી તરવારવાળા રાજપુરુષો સમેત દેવી મંદિર આગળ આણ્યો-૯૯

તે અચેતન હાતો, નામમાત્ર થઈ ગયો હતો, એવા તેને વેતાલના બલિ અર્થે પેલા દુષ્ટો લેઈ આવ્યા-૧૦૦

તેમને જોઇને વિક્રમે મનમાં વિચાર કર્યો કે અહો આ તો બધા પાપી હિંસકો ભેગા થયા છે, એમને ધિક્કાર છે-૧

૫૨

પોતાના કાર્યને માટે જે નીચ લોક નરવધ આદરે છે તે આ પુરવાસી ખરા હતાશ છે–૨

જ્યાં જીવવધ છે તે દેવતા પાપરૂપ છે, તે કાર્ય શૂલરૂપ છે, ને તે વાત પણ અશ્રવ્ય છે–૩

ઉત્તમદક્ષિણાસમેત સમાપ્ત કરેલા સર્વયજ્ઞ એક પાસા છે, અને એક પાસા ભયભીત પ્રાણીનું રક્ષણ છે–૪

માટે મારે એમ કરવું કે જેથી જીવનો ઘાત થાય નહિ, ને આ ગરીબને જયકારક જીવિત પાછું મળે–૫

કરુણારસસાગર શ્રીવિક્રમાદિત્ય પેલા દીનને જોઈ મનમાં વિચારવા લાગ્યો–૬

સવ્વો વિ સુહકંખી સવ્વે વીય દુઃખભીરૂણા જીવા
સવ્વેવિ જીવિયપિયા સવ્વે મરણાઉ બીહંતિ–૭

ઇક્કિસ્સ કણતાય જીવીયસ્સ બહૂ આઉ જીવકોડીઉ
દુખ્ખેઉ વંતિ જો કવિઠાણ કિસા સયં જીયં–૮

મારા દેખતાંજ આના પ્રાણ લેવાશે, તો મારો દયાગુણ, કે મારી શક્તિ, કે મારૂ સાહસ શા કામનાં ?–૯

ગમે તે પ્રકારે કરીને, બુદ્ધિથી; પરાક્રમથી કે દેહત્યાગથી, પણ મારે આનું રક્ષણ કરવુ–૧૦

મનમાં આવું ધારીને લોકોના આગળ રાજાએ સ્ફુટ કહ્યું કે આ રંકને છોડી દો–૧૧

દેવી પ્રસન્ન થાય એવો હું હૃષ્ટપુષ્ટ છું એટલે મને લો, એમાં વિલંબ કરવાનું કારણ નથી–૧૨

નગરવાસી લોકમાત્ર બહુ વિસ્મય પામ્યા કે આ પુરુષનું ધૈર્ય અને પરાક્રમ કેવું છે ! –૧૩

અહો ! સર્વે પ્રાણીને પોતાના પ્રાણ સર્વેથી વહાલા છે, ને પ્રાણ-ભય એજ ભયમાત્રમાં બલવાન્ છે–૧૪

ગામ, રાજ્ય, દ્રવ્ય, પ્રિયા, માતા, પુત્ર, પિતા, પુત્રી, ધાન્ય, ગૃહ, વસ્તુ, સર્વે આત્માર્થે તજે છે–૧૫

પણ આ પુરુષ તો પરાર્થે પોતાના પ્રાણ આપે છે, ને જીર્ણતૃણની પેઠે તેને તજી દેતાં અચકાતો પણ નથી--એ મહાપરાક્રમી છે–૧૬

પછી વિક્રમે તરવારથકી બધા લોકને આઘા કરી પેલા પુરુષનો હાથ ઝાલ્યો–૧૭

હે વૈદેશિક ! તમારે જ્યાં જવું હોય ત્યાં સુખે જાઓ, હું તમારે બદલે દેવીના મંદિરમાં જાઉં છું–૧૮

પરાક્રમી રાજા હાથમાં ખડ્ગ લેઈ દેવીના મંદિરમાં ગયો; ને ત્યાં જઈ વધમંડપમાં પોતાના મસ્તકથી જેવો બલિ આપવા જાય છે કે દેવીએ તેનો હાથ ઝાલ્યો ને કહ્યું હે રાજેન્દ્ર ! સાહસ મા કરો, હું પ્રસન્ન થઇ છું, ઈચ્છા હોય તે વર માગો–૧૯–૨૦

પછી રાજાએ દેવીને નમ્ર વચન કહ્યું હે માતા ! જો તમે પ્રસન્ન થયાં હો તો આ હિંસાનો રીવાજ બંધ પાડો–૨૧

આજ પછી તમારે કોઈનો વધ કરાવવો નહિ, એકેંદ્રિયથી માંડીને પંચેંદ્રિય પર્યંત કોઈને હણાવવું નહિ–૨૨

જીવના વધથી પાપ થાય છે, પાપથી અશુભગતિ થાય છે, તેનો આ હેતુ હું હે શુભપ્રદે ! તમને કહું છું--૨૩

ત્યારે દેવીએ કહ્યું હે ભૂપ ! આ તો પરાર્થ થયો, પણ સ્વાર્થ કાંઈક માગો એટલે હું અનૃણા થાઉં--૨૪

ત્યારે રાજાએ પેલા ચારે પુરુષનો ઇષ્ટાર્થ દેવી પાસે અપાવ્યો ને પોતે પોતાના નગરમાં ચાલ્યો ગયો–૨૫

સર્વે લોકના જીવ ઉગર્યા ને પુરમાં શાંતિ થઈ ને દેવી જીવદયારૂપ ધર્મમાં આસક્ત થઇ--૨૬

બલિદાન કરવા માટે આણેલા, અતિદીન, એવા નરને, પોતાના પ્રાણના દાનથી ઉગારીને જેણે દેવીને જીવવધ કરતાં અટકાવી તે વિક્રમ કરતાં વધારે પરોપકારી કોણ?--૨૭

રૂપકાંતાએ રાજાને કહ્યું કે તમારામાં જો આવું સત્ત્વ હોય તો સિંહાસને બેસો--૨૮

ગણના ન કરી શકાય એટલા વિક્રમગુણનું વર્ણન માલવાધીશ શ્રીભોજરાજાએ સર્વસભાસમેત સાંભળ્યું--૨૯

શ્રીરામચંદ્રસૂરિકૃત શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની અઠ્ઠાવીશમી કથા થઈ--૩૦

## ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની અઠ્ઠાવીશમી કથા.

---

ધરાભારધુરંધર, ધાર્મિકશિરોમણિ, ધર્મધ્યાનપરાયણ, શ્રીધારાનાથ ફરીથકી પ્રભાતસમયે સમયજ્ઞાનાનુસાર ઉઠી શૌચ કરી દેવ ગુરુ આદિને નમન કરતો હવો--૧--૨

ધર્મથકી શુભકુલમાં જન્મ થાય, શરીરપાટવ આવે, સૌભાગ્ય આયુષ્ ને બલ પ્રાપ્ત થાય, ધર્મથી નિર્મલ યશ મળે, વિદ્યા દ્રવ્ય સંપત્તિ સર્વ પ્રાપ્ત થાય, સ્ત્રી કાન્તિ રાજ્ય સમૃદ્ધિ પ્રાપ્ત થાય, ધર્મથીજ સ્વર્ગાપવર્ગ સિદ્ધ થાય--૩

ધર્મથી ધન થાય, ધનથી સર્વ કામ પૂર્ણ થાય કામથી સર્વ ઇંદ્રિયસુખ થાય, માટે કાર્યાર્થીએ કારણની શોધ કરવી ને તત્ત્વજ્ઞો કહે છે તેમ ધર્મ આચરવો--૪

જે દૂર છે, દુરારાધ્ય છે, દૂર વસ્થિત છે. દેવને પણ અગમ્ય છે, તે ધર્મથી મળે છે-૫

સુગમ કે દુર્ગમ ગમે તેવું કાર્ય મનમાં હોય તે ધર્મથી સહજ સિદ્ધ થાય છે--૬

ધર્મ છે તે હાથમાં ચિંતામણિ છે, આંગણામાં કલ્પદ્રુમ છે, ધર્મ કામદુધા ધેનુ છે, ધર્મ સર્વાર્થસિદ્ધિ કરનારો છે--૭

ધમ્મેણ ધણં વિઉલં ધમ્મેણ નરા મહિંદ્ધ વર કામા
સુખ્ખો ચયુવં ધમ્મો લઝઝઈ તા ઉત્તમો ધમ્મા--૮

ધમ્મેણ ધણં વિકલં આઉ દીહંસુહં ચ સોહગ્ગં
દાલિદ્દં દોહગ્ગં અકાલમરણે ચહમ્મેણ--૯

કિંજપોએણ બહુણા જંજં દીસઈ સમગા જીયલોએ
ઈંદિયમણાભિરામ તંતં ધમ્મફ્લં સવ્વં--૧૦

આરંભ સયારઈ જાણા કરેઈ રિદ્ધય કરેણ
સુદ્ધો ઈક્કંન કુણઈ ધમ્મં જેન બલાઇ નિરિખ્ધીઉ--૧૧

એ બધો વિચાર કરીને કાર્યજ્ઞ શ્રીભોજરાજે તે સમયે દીનદાનાદિ સર્વે સદ્ધર્મકાર્ય સવિશેષ કર્યું--૧૨

સ્નાન, પૂજા, મહાયાત્રા, નાટક, આદિ પ્રભાવના તે ચતુરાગ્રણીએ દેવતાની સવિશેષ કરી--૧૩

ગુરુને વંદન, પૂજા તથા માનપૂર્વક સત્કારાદિ, કરુણાપરાયણ એવા તેણે, ત્રિકાલ ત્રિધાશુધ્ધ, કર્યા--૧૪

સધર્મિકોની ભક્તિ, ગાયોને છોડાવવી, દીન અનાથ ક્ષુધાર્તને દાન અપાવવાં, તે બધું તેણે કર્યું--૧૫

અનેક દેવ દેવીની પૂજા યુક્તિભક્તિઆદિવડે કરીને પોતે સભામાં આવ્યો--૧૬

શુભ મુહૂર્તે રાજચિન્હાલંકૃત શુભ સામગ્રી કરીને ભોજરાજા આસન પાસે આવ્યો--૧૭

હોરાનું બલ હતું, ચંદ્ર શુભ હતો, તે સમયે વિશ્વજિત્ ભોજ જેવો સિંહાસને બેસે છે કે ઓગણત્રીશમી પૂતળી બોલી--૧૮

નામે તેમ ગુણે કરીને ખરેખરી સુરપ્રિયા એવી પૂતળી બોલી હે શ્રીભોજરાજ! તમારે અત્ર બેસવું ઉચિત નથી--૧૯

એના ઉપર તો વિક્રમાદિત્યજ, પુર્વાદ્રિમસ્તકે સૂર્યની પેઠે શોભે, અન્ય નહિ--૨૦

તે ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય, આદિ ગુણનો આકર કૃતકૃત્ય હતો, તેના જેવા તમે થાઓ તો બેસો--૨૧

એમ સાંભળી ભોજે સુરપ્રિયાને કહ્યું હે સૌમ્ય સુરપ્રિયે ! વિક્રમાર્ક કેવા હતા તે કહો--૨૨

સૌમ્યવદના એવી પૂતળીએ ભોજરાજને કહ્યું વિક્રમાદિત્યના ત્રિલોકપાવન પરાક્રમની કથા સાંભળો--૨૩

શ્રીવિક્રમભૂપાલે પોતાનું પેટ ફાડી બતાવવા સાહસથકી હાથમાં તીક્ષ્ણ શસ્ત્ર લીધું, પણ તેને લક્ષવેત્તાએ હાથ ઝાલી વારી રાખ્યો--૨૪

પૂર્વે અવંતીમાં વિક્રમરાજા ઉત્તમ રાજ્ય કરતા હતા, ને વિદ્વાનો તેમને દેવેદ્રની ઉપમા આપતા હતા--૨૫

એક વાર કોઈ વિદ્વાન્, જ્ઞાનવાન, કાલતત્ત્વ જાણનાર, સામુદ્રિકના સારને સમજનાર, ને લક્ષણ તથા ચિન્હ ઓળખનાર, સ્ત્રીપુરુષનાં સારાં નઠારાં લક્ષણ સમજનાર, ત્રિકાલજ્ઞ, શુભ, અશુભ, વર્તમાન, ભૂત, તથા ભાવિજન્મવૃત્તાન્ત કહેનાર, એમ સરસ્વતીના પ્રસાદથી સર્વ જાણનારો એવો પ્રજાપતિ જેવો કાન્તિમાન્ કોઇ વિદુષોત્તમ પુસ્તકસમેત અવંતીના બહિરુદ્યાનમાં ઉતર્યો--૨૬--૨૭--૨૮--૨૯

પુરમાં આવતાં તેણે રસ્તામાં કોઇનું ઉત્તમ પગલું દીઠું ને તેમાં સર્વ લક્ષણ તેની નજરે પડ્યાં--૩૦

જોતાંજ વિસ્મય પામી મનમાં વિચારવા લાગ્યો કે આ પગલું તો ધારાધીશ પોતાનુ જ હોય એમ લાગે છે--૩૧

પણ જો એમજ હોય તો ઉઘાડે પગે તે ક્યાંથી ફરતા હોય ? તેમ એકલા પણ કેમ હોય ? પગે કેમ ચાલતા હોય ?--૩૨

વળી ભારથી નમી ગયું હોય એવું પણ એ પગલું લાગે છે--પણ તે તો મૂર્ખતે મસ્તક ઉપર કોઇ દેવને ધારણ કર્યો હોય--૩૩

એ પગલે પગલે હું જાઉં ને કેટલાંક પગલાં જોઇ ચિન્હ નક્કી કરૂં ને તે પ્રમાણે પછી આશિર્વાદ આપું-૩૪

મેં જે શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તે સત્ય છે એમ બતાવી આપું, ને પ્રત્યયકારક સમજી નવું શાસ્ત્ર શીખું-૩૫

એમ વિચાર કરીને જેવો પગલે પગલે ચાલે છે તેવામાં થોડેજ છેટે એક દૂબળા, કાળાં ફાટલાં વસ્ત્રવાળા, બેશીગયેલા પેટવાળા, માથે કાઠનો ભારો લીધેલા, શ્વાસથી ગભરાતા, નિર્ધન, દરિદ્રી, ચીથરેહાલ, કાંબળો ઓઢેલા, × × × ૧ ફાટલાં ખાસડાં પહેરેલા, નિસ્તેજ, મંદ મંદ ચાલતા, શ્રમથી શિથિલ થયેલા એવા પુરૂષને પેલા વિદ્વાને જોયો-૩૬-૩૭-૩૮-૩૯

તેને જોઇ મહા વિસ્મય પામી વિચારવા લાગ્યો કે આના પગમાં ઉત્તમ લક્ષણ ક્યાંથી?-૪૦

શાનાં લક્ષણ ને શી વાત? આ તો કઠીઆરો જણાય છે, સામુદ્રિકની વાતો બધી ગપ છે-૪૧

ત્યારે ચિત્તને મહાખેદ કરનારાં આ પુસ્તક શા કામનાં? તેમ તાલુ અને જીહ્વાને કષ્ટ આપી રાત દિવસ ભણવાથી શો લાભ?-૪૨

અસત્ય એવા શાસ્ત્ર ઉપર મહેનત વૃથા છે;-આવાં લક્ષણવાળો છતાં આ દરિદ્રી કેમ છે?-૪૩

હવે વિક્રમ આગળ જઇને પણ તેના શરીર ઉપરનાં બત્રીશ લક્ષણનાં ચિન્હ ખોળવામાં પણ શો માલ રહ્યો?-૪૪

શાસ્ત્રદૃષ્ટિથી જોઇ શકાય, તે શાસ્ત્ર તો આવું નીકળ્યું, તો હવે એ રાજા પૂછે તેનું ઉત્તર શાથી થાય?-૪૫

મારૂં ભણ્યું ગણ્યું શાસ્ત્ર આજ પરાળના પૂળા જેવું કે રૂના ઢગલા જેવું થઇ ગયું ને દુર્ભાવનારૂપ વાયુથી ઉડી ગયું, શૂન્ય થઇ રહ્યું-૪૬

મારે અવંતીનું કે, રાજાનું કે કોઇનું શાસ્ત્રનું કે પુસ્તકનું, હવે શું કામ રહ્યું!-૪૭

---

૧. પલુંથંઙ કરં કન્યાદ સિંદરા શોભિતં એ શ્લોકાર્ધ અત્ર છે તે બરાબર બેસતું નથી.

અસત્યવાદી પુસ્તકોનો નિષ્ફલ ભાર મારે ગધેડાની પેઠે શા માટે ઉપડાવો-૪૮

જહા ખરો ચંદણસ્સઐ વંધ્ધુ નાણીંચ રાએણ
હાણ્ણો નાણસ્સ ભાગી ન હાસા ગઇએ-૪૯

વેદભારને વ્યર્થ ઉપાડતા લોક મિથ્યા ખરાડા પાડે છે તે આત્મતત્ત્વને જાણતા નથી; જેમ કડછી રસોઇના રસને જાણતી નથી-૫૦

એવો વિષાદ મનમાં આણીને તે ઘર તરફ ચાલ્યો પણ ચાલતાંજ વસ્ત્ર ભરાયું અને સન્મુખે ક્ષત થયો-૫૧

ત્યારે પાછો ક્ષણવાર થોભી જેવો જવા માટે પગ ઉપાડે છે તેવો પગમાં તીક્ષ્ણ કાંટો વાગ્યો-૫૨

બધા શાસ્ત્રોક્તને કૂટ જાણતો પણ તે ક્રોધ પામ્યો, પરંતુ મનમાં વિચારવા લાગ્યો કે અપશુકન થયા છતાં જવું યોગ્ય નહિ-૫૩

છીએ વચ્છ વિલાગો કહ ભણીય કટએ પાય ભાગે
દીવે સપ્પ બિડા નહુ ગમણ સુંદરં હોઇ-૫૪

તે વિદ્વાન્ આવો વિચાર કરી ક્ષણભર ઉભો, અને મનમાં વિચારવા લાગ્યો કે આટલે સુધી આવ્યો ત્યારે પુરીમાં પણ જાઉં ને વિક્રમને મળું ને જોઉં કે સર્વલક્ષણયુક્ત એવો શુભાકારવાળો તે કેવો છે-૫૫-૫૬

જો તેનામાં કહીં પણ કુલક્ષણ દેખાશે તો પુસ્તકોને ફેંકી દેઈ ચાલ્યો જઈશ-૫૭

પછી એ વિદ્વાન્ અવંતી ગયો ને રાજમંદિરમાં પહોચ્યો, જ્યાં પ્રતીહારે તેને રાજભવનમાં દાખલ કર્યો-૫૮

ઈંદ્રસિંહાસને બેઠેલા વિક્રમને મળી આશિર્વાદ આપી ને તે વિદ્વાન્ તેની પાસે બેઠો-૫૯

તેણે અંગલક્ષણ જોવા માંડયાં તો તેને મહાવિષાદ થયો અને મુખ નિસ્તેજ થઈ ગયું-૬૦

જેમ જેમ શાસ્ત્રદૃષ્ટિથકી તીક્ષ્ણ બુદ્ધિએ રાજાનાં ચિન્હ વિચારતો ગયો તેમ તેમ તેના મનને મહાકષ્ટ થવા લાગ્યું-૬૧

રાજાને નખશિખાપર્યંત સર્વથા જોયા પછી તેને મહાક્રોધ થયો એટલે પૃથ્વીતલ ઉપર પગ પછાડવા લાગ્યો-૬૨

છાતી કૂટવા લાગ્યો, પુસ્તક ફાડવા લાગ્યો, નીસાસા નાખવા લાગ્યો, ને વિદ્યાને ગાળો દેવા લાગ્યો-૬૩

આ વિદ્વાન્‌ને આવો વિષાદ પામતો જોઈ, ઈંગિતાકારજ્ઞ એવા વિક્રમે તેને કહ્યું -૬૪

હે વૈદેશિક ! તમે કોણ છો ? અત્ર મારી પાસે શા માટે આવ્યા છો ? ને શા માટે આમ વિહ્‌વલ થાઓ છો ?-૬૫

શાસ્ત્રનો શા માટે દ્વેષ કરોછો ? છાતી કેમ કૂટોછો ? ને પરિભવ પામ્યા હો એમ પરિદેવના શા સારૂ કરો છો ? -૬૬

મારા આગળ જેવું હોય તેવું યથાર્થ કહો, હું તમારા મનની વાંછના જરૂર પૂર્ણ કરીશ-૬૭

જે કાંઈ ચિંતા હશે તે કહેશો તો દૂર કરીશ, બાકી અજાણી વસ્તુનું તો મૂલ્ય કોઇથીએ બનતું નથી-૬૮

આવું સાંભળીને વિદ્વાને કહ્યું કે હું આખા સામુદ્રશાસ્ત્રને આદ્યંત જાણનારો છું-૬૯

નારી તેમ નર સર્વનાં લક્ષણ હું યથાર્થ, હે વસુધાધીશ વિક્રમ નરેશ ! જાણું છું -૭૦

તે સત્ય છે કે નથી એનો નિશ્ચય કરવા હું તમારી પાસે આવ્યો કેમ કે તમે બત્રીશલક્ષણયુક્ત છો એમ સાંભળ્યું-૭૧

આ નગરની સીમમાં હું આવ્યો ત્યારે ત્યાં એક પગલું મેં દીઠું તો તેમાં પદ્મ ઉર્ધ્વરેખા આદિ ચિન્હ હતાં અને કૂર્મ જેવી તેની આકૃતિ હતી-૭૨

તે જોઈ મેં ધાર્યું કે કોઈ રાજા દેવાર્ચન માટે બહુભક્તિભ.વથી જતો હશે તે આ રીતે ઉઘાડે પગે ગયો છે-૭૩

હું પગલે પગલે ચાલ્યો તો આગળ જતાં મેં એક મહાદરિદ્રી કઠીઆરો દીઠો--૭૪

શાસ્ત્રરીતિથી મેં તેની પરીક્ષા કરી તો તે પ્રત્યક્ષ બત્રીશલક્ષણો છતાં દરિદ્રી હતો--૭૫

સામુદ્રિક શાસ્ત્રમાં કહ્યું છે તે સાંભળો, ને બત્રીશ લક્ષણનો વિવેક જુઓ--૭૬

સ્ત્રીને વામાંગે ને પુરુષને દક્ષિણાંગે લક્ષણ જોવાં એમ સામુદ્રિકનો નિયમ છે--૭૭

પંચદીર્ઘ, ચતુર -હ્રસ્વ, પંચસૂક્ષ્મ, ષડુન્નત, ત્રિવિસ્તીર્ણ, ત્રિગભીર, ને સમરક્ત, એ ઉત્તમ ગણાય છે --૭૮ [1]

બાહુ, નેત્રાંતર, જાનુ, નાસા, અને સ્તનનો અંતરાય, એ પાંચ દીર્ઘ હોય તે સારાં --૭૯

સ્વર, સત્વ, નાભિ, એ ત્રણ ગંભીર હોય તે સારાં, અને ઉરુ, શિર્ષ, લલાટ એ ત્રણ વિસ્તીર્ણ સારાં- ૮૦

ગ્રીવા, જનનેંદ્રિય, પીઠ ને ઉદર, એ ચારે જેનાં હ્રસ્વ હોય તે નિત્ય પૂજ્ય થાય --૮૧

અંગુલીપર્વ, દંત, કેશ, નખ, ને ત્વચા, એ પાંચ જેનાં સૂક્ષ્મ હોય તે પુરુષો દીર્ઘજીવી થાય છે--૮૨

કક્ષા, કુક્ષિ, વક્ષસ્, ઘ્રાણ, સ્કંધ, લલાટ, એ છ ઉન્નત હોય તે સારાં --૮૩

હાથેળી, પગનાં તળીયાં, નેત્રાંત, નખ, તાલુ, જિંહ્વા, અધર, એ સાત રક્ત હોય તે ઉત્તમ--૮૪

આખા શરીરમાં મુખ મુખ્ય છે, ને તેમાં પણ નાસિકા શ્રેષ્ઠ છે, ને તેથી પણ આંખ ઉત્તમ છે--૮૫

---

૧. સમરકત છે ત્યા ષટ્રકત હોય તો બત્રીશ થાય, ને તેમાંજ એક ઓછું કરવુ યોગ્ય લાગે છે કેમ કે તાલુ તો સર્વત્ર રક્ત હોયજ છે એટલે તે ગણાય નહિ.

વર્ણથી સ્નેહ વરતર છે, સ્નેહથી સ્વર વરતર છે, સ્વરથી સત્ત્વ વરતર છે, સત્ત્વમાંજ બધું રહેલું છે–૮૬

રક્તાક્ષને લક્ષ્મી તજતી નથી, કનકપિંગલને અર્થ તજતો નથી, દીર્ઘબાહુને ઐશ્વર્ય તજતું નથી, ને માંસલને સુખ તજતું નથી–૮૭

વિશાલ ઉરૂવાળો ધનધાન્યભોગી થાય, શિરોવિશાલ નૃપ થાય, કટિવિશાલ બહુપુત્રદારાવાળો થાય, ને પગ વિશાલ હોય તે સદા સુખી થાય–૮૮

ચક્ષુસ્નેહથી સૌભાગ્ય, દંતસ્નેહથી ભોજન, ત્વચાસ્નેહથી શય્યા, ને પાદસ્નેહથી વાહન, એમ જાણવું–૮૯

અકર્મ, કઠિનપાણિ, માર્ગગમન વિનાનો, કોમલપાદ, ને પગ તથા પાની રક્ત, એવાને રાજ્ય મળે એમ જાણવું–૯૦

દીર્ઘશોકથી દરિદ્રી, સ્થૂલ શોકથી નિર્ધન, કૃશશોકથી સુભગ, હ્રસ્વશોકથી રાજા થાય- ૯૧

કનિષ્ઠિકાંગુલિથી રેખા તર્જની પર્યંત જાય તો અવિચ્છિન્ન સો વર્ષનું આયુષ્ કહેવું–૯૨

કનિષ્ઠકાંગુલિથી રેખા મધ્યમા પર્યંત જાય તો અવિચ્છિન્ન એંશી વર્ષ આયુષ્ જાણવું -૯૩

એજ રેખા અનામિકા પર્યંત હોય તો અવિચ્છિન્ન સાઠ વર્ષનું આયુષ્ કહેવું–૯૪

કનિષ્ઠિકાંગુલિથી રેખા ત્યાંની ત્યાંજ રહે તો અવિચ્છિન્ન એવાં વીશ વર્ષનું આયુષ્ કહેવું–૯૫

જેના લલાટમાં ચાર શુભ રેખા જણાય તેનું આયુષ્ એંશી વર્ષનું જાણવું, અને પાંચ રેખા હોય તેનું સો વર્ષનું–૯૬

એમ ત્રણ, બે, એક, રેખા હોય તે પ્રમાણે ક્રમે કરીને વીશ વીશ ઓછું કરી આયુષ્માન બાંધવું એમ સામુદ્રિકનું વચન છે- ૯૭

અંગુષ્ઠની મધ્યે નીચલી પાસા જેને યવ હોય તે નર જન્મતાની સાથેજ અન્નપાનાદિ ભોગ પામે ને સુખે રહે--૯૮

અતિમેધાવી, મહાપરાક્રમી, મહાશૂર, અતિ સ્નિગ્ધ, અતિ કીર્તિવાન્ એવો જે નર તે અલ્પાયુષ્ હોય -૯૯

બહુ રેખાથી ક્લેષ જાણવો, થોડીથી ધનહીનતા જાણવી; રેખા રક્ત હોય તો સુખ જાણવું, કાળી હોય તો દુઃખ--૧૦૦

અંકુશ, કુંડલ, ચક્ર, એટલાં જેના પગને તળીએ હોય તેને સામુદ્રિક લક્ષણ પ્રમાણે રાજયોગ કહ્યો છે--૧

મત્સ્ય હોય તો શત, મકર હોય તો સહસ્ર, પદ્મ હોય તો કોટી, વજ્ર હોય તો કોટીસહસ્ર, એમ જાણવું--૨

જેના પગને તળીએ ઉર્ધ્વરેખા તથા શંખ હોય તે સાર્વભૌમ રાજા કે કોટયાધિપતિ થાય--૩

હે વિક્રમાદિત્ય ! આ બધાં ચિન્હ તેનામાં છે, તેમ બત્રીશે લક્ષણ મળે છે, છતાં તે દરિદ્રી છે એ જોઈ મારૂં મન શાસ્ત્ર ઉપરથી ઉઠી ગયું અને હું તમારી પાસે આવ્યો--૪--૫

અહીંયાં વળી તમારા અંગ ઉપર એકે લક્ષણ દેખતો નથી, માટે શાસ્ત્રની વિડંબના કરૂં છું -૬

કુલક્ષણ છતાં પણ તમે સમુદ્રાંત પૃથ્વીના પતિ છો, દારિદ્ર્યદુઃખ-રૂપી દાવાનલના હણનાર પરમેશ્વર છો--૭

આવી ચિંતાથી પીડા પામી હું વિષાદમાં પડ્યો છું, ને મને એમ થાય છે કે મેં જન્મથકી શાસ્ત્રનો પ્રયાસ વ્યર્થજ કર્યો--૮

આવું તેનું કહેવું સાંભળી રાજાએ કહ્યું હે ભાઈ! વિચારી જુઓ, શાસ્ત્ર તો બે પ્રકારનાં થાય છે--૯

એક સામાન્યાત્મક શાસ્ત્ર થાય છે, બીજું વિશેષાત્મક રહે છે, માટે યાથાર્થ વિચાર કરી તીક્ષ્ણ બુદ્ધિથી તપાસ કરો--૧૦

ઉત્તમ એવા એકજ ગુણથી દોષના પર્વત પણ ક્ષીણ થાય છે, ને અતિસૂક્ષ્મ એવા એકદોષથી ગુણસાગર પણ નાશ પામે છે–૧૧

એક વૃદ્ધિ પામેલો દોષ સો ગુણને પણ, જો તેનો વિરોધી કોઈ ગુણ ન હોય તો ઢાંકી નાખે છે. પંચગવ્યના પવિત્ર ઘટને સુરાનું એક બિંદુ-જ આખો ને આખો બગાડે છે–૧૨

અનન્ત રત્નને પેદા કરનાર એવા તેનું (હિમાલયનું) હિમ તેના રૂપસૌભાગ્યમાં દૂષણ ન ગણાયું–કેમકે અનંતગુણસંનિપાતમાં એક દોષ હોય તે (ચંદ્રના કિરણમાં જેમ કલંક ઢંકાય છે તેમ) ઢંકાય છે–૧૩

લક્ષણ તો ખરાં પણ તે સામાન્ય છે માટે વિશેષથી અધિક સમજાય છે, તેમ કુલક્ષણ પણ સામાન્યવિશેષથી બરાબર સમજાય છે–૧૪

આવું રાજાનું કહેવું સાંભળી વિસ્મય પામ્યો ને વિચારવા લાગ્યો કે આ રાજા કેવો દક્ષ છે !–૧૫

અહો શો બુદ્ધિપ્રભાવ છે, શી વાણીમાં પ્રસન્નતા છે, ને વિશ્વવિખ્યાત ગાંભીર્ય તથા માધુર્ય પણ કેવું છે !–૧૬

પછી પેલા વિદ્વાને આખું સામુદ્રિકશાસ્ત્ર તપાસ્યું ને વિશેષાર્થ શોધી કાઢી રાજાને કહ્યું–૧૭

સ્ત્રીપુરુષનાં સામાન્ય લક્ષણ તો અનેક છે, શુભાશુભ અનંત છે, તે બધાં આડંબરથી બતાવેલાં છે–૧૮

પણ વિશેષ આટલો છે કે હે સ્વામિન્ ! ગમે તેના શરીર ઉપર બત્રીશે લક્ષણ હોય છતાં તાલુએ કાકપદ સ્ફુટ હોય તો તેનાં તે સર્વે લક્ષણ વ્યર્થ જાણવાં–૧૯-૨૦

આ સાંભળી રાજાએ પેલા કઠીઆરાને બોલાવ્યો એટલે તે તુરત સભામાં આવ્યો–૨૧

ત્યાં કણકનો લોચો કરીને તુરત તેને તાલુએ લગાડ્યો તો તુરત તે ઉપર સ્ફુટ કાકપદનું ચિન્હ આવ્યું–૨૨

ત્યારે રાજાએ વળી પેલા વિદ્વાનને કહ્યું કે આ તો ઠીક પણ જે નિર્લક્ષણ છે તેને માટે કાંઈ વિશેષ છે?–૨૩

તેણે કહ્યું હે ભૂપેન્દ્ર! સાંભળો, કદાપિ કોઇને બધાંએ કુચિન્હ હોય પણ ડાબી બાજુનાં આંતરડાં કાબરા રંગનાં હોય તો તેનામાં સર્વે શુભ લક્ષણ છે એમ જાણવું–૨૪-૨૫

આવું સાંભળી રાજાએ તીક્ષ્ણ શસ્ત્રથી, પોતાની ડાબી કૂખને, પરીક્ષા કરવા માટે, છેદી–૨૬.

તેવોજ પેલા જ્ઞાનીએ રાજાનો હાથ ઝાલ્યો ને કહ્યું હે રાજા! સાહસ મા કરો તમારાં આંતરડાં કાબરાં છેજ–૨૭

× × × ×[1] –૨૮.

પછી પેલા જ્ઞાનીને સારી પેઠે દાન આપી પોતાને ઘેર વીદાય કર્યો ને રાજાએ પોતાનું રાજ્ય કર્યું–૨૯.

સુરપ્રિયાએ ભોજરાજાને કહ્યું જો આવું સાહસ હોય તો સિંહાસને બેસો–૩૦

શ્રીવિક્રમની અતિગુણયુક્ત એવી સુરપ્રિયોક્ત કથા સાંભળી સભાને વિસર્જન કરી રાજાએ રાજકાર્યમાં લક્ષ પરોવ્યું.

શ્રી રામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાદિત્યના સિંહાસનપ્રબંધની ઓગણત્રીશમી કથા થઈ–૩૨.

ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની ઓગણત્રીશમી કથા.

---

વળી બીજું મુહૂર્ત જોઇને ભોજરાજાએ સુંદર અભિષેકસામગ્રી તૈયાર કરાવી–૧

નવાં આભરણ, દિવ્યવસન, છત્ર, ચામર, શસ્ત્ર, આદિ સર્વે નવીનજ કરાવ્યું–૨

---

૧ आर्यं स्वर्यां सुलमाते स्वविमो गास्त्रियो, धिप्पुगती यानस्त्वारया वार्तवैसस्वे प्रतिष्टितम् એનો એવો અત્ર શ્લોક છે જે સુગમ નથી.

સ્થાલિ વર્તુલ આદિ, તથા શયન આસન ગૃહાદિ, સર્વે નવીન કરાવ્યું--૩

સર્વે નૃપ, પુરવાસી, દેશ દેશથી આવેલા, ને વિશેષે દીન, તેમનો યથા-યોગ્ય સત્કાર કરી, તથા તત્રત્ય લોકને સંતોષી, મહામાંગલ્યસમેત ભોજ-રાજા, સુરેંદ્ર જેવો શોભતો સભામાં આવ્યો, તેની સાથે મ્હોટા રાજા અને સામંત તથા અનેક સ્વજન પણ સેવામાં હાજર રહી ત્યાં આવ્યા ૪--૫ -૬.

બત્રીશ પૂતળીયુક્ત એવા પેલા ભવ્ય સિંહાસન ઉપર બેસવા માટે પોતે ગયો--૭

સર્વે પૂતળીઓની રજા લેઇને જેવો ઉપર બેસવાનો ઉપક્રમ કરે છે કે દેવાંગના નામની ત્રીશમી પૂતળી ભોજરાજા પ્રતિ સ્ફુટ બોલી ઉઠી--૮--૯

મારૂં નામ દેવાંગના છે તેમ મારા ગુણ પણ તેવા છે, તેવી હું હે સ્વામિન્ ! તમને અતિહિતકર વચન કહું છું--૧૦

અમે જેનાં અધિષ્ઠાતા છીએ એવા આ ભવ્ય સિંહાસન ઉપર એક ઈંદ્રરાજા બેશી શકે છે કે વિક્રમ બેસતા--૧૧

કોઈ વિદ્યાવિહીન એવો અજ્ઞાનથી કદાપિ બેસવા આવે તો તેને અ-યોગ્ય ગણી અમે વારીએ છીએ--૧૨

જો તે વિક્રમાદિત્ય જેવો દાનકર્મમાં થાય તો તેને અમે સહાય થઈ-એ છીએ--૧૩

દેવાંગનાનું વચન સાંભળીને ભોજરાજા ચાતુર્યગુણયુક્ત એવું ચારુ-વચન બોલ્યો--૧૪

તે ભૂપનું ગાંભીર્ય, ઉત્તમ દાન, તે બધું હે સૌમ્યે ! પ્રકટ કરીને કહો, મારા કાનને તે અમૃત જેવું લાગે છે--૧૫

ભોજરાજાનું આવું તથ્ય વચન સાંભળીને પૂતળીએ વિક્રમાર્કનું ઉત્તમ ગુણોત્કીર્તન આરંભ્યું--૧૬.

પોતે પ્રસન્ન થઈ, મ્હોટા મહારાજાઓને પણ આશ્ચર્ય પમાડે તેવું દાન વિદ્વાન્ એવા ઇંદ્રજાલિકને આપ્યું–એવા વિક્રમ જેવો કોઈ નથી–૧૭

માલવેંદ્ર શ્રીવિક્રમાદિત્ય જે મહાપરાક્રમી હતો; તેની સ્તુતિ વિદ્વજ્જનો કરતા હતા, તે અવંતીમાં રાજ્ય કરતો, હતો–૧૮

એક વાર દરવાજા આગળ કોઈક, છત્ર, ચામર, ધ્વજાદિ ચિન્હયુક્ત મહાવિદ્વાન્ આવ્યો–૧૯

અંગુષ્ઠ કટિ અને કર્ણ ત્રણ સ્થાને ત્રણ ખડીના કાંકરા હતા એવા એ ત્રિકલજ્ઞની પાછળ વળી પુસ્તકનાં ભર્યાં ગાડાં પણ આવતાં હતાં–૨૦

શોભનાશય એવો તથા વિકારરહિત, તે પ્રતીહાર સાથે વિક્રમ આગળ આવ્યો–૨૧

તેનો આડંબર જોઈ રાજાએ તેને બહુ વિનય અને માનપૂર્વક આસન આપ્યું--૨૨

આડંબરજ પૂજાય છે, પિતૃવંશ નિરર્થક છે, સર્વે વાસુદેવના તેજને નમે છે વસુદેવને કોઈ નમતું નથી- ૨૩

તે બેઠો એટલે વિક્રમે તેને નમસ્કાર કર્યો, અને તેણે પણ આશિર્વાદ આપ્યો કે બ્રહ્મા તમારી વાંછા પૂર્ણ કરો--૨૪

જ્યારે શિવ વિષ્ણુ જલ આકાશ કે બ્રહ્માંડ કશું ન હતું; ઇંદ્રાદિદેવતા, નાગ, ગ્રહ, ઋષિ, નક્ષત્રમાલા, ચંદ્ર, સૂર્ય, કશું ન હતું; અગ્નિ, પવન, કાલ, જીવ, પણ ન હતાં, તે સમયે પણ જે એક સ્વયંભૂ સૃષ્ટિકર્તા ત્રિભુવનવિજયી હતા તે તમારૂ રક્ષણ કરો--૨૫

હે અર્હત્પ્રભુ! સુગત આદિ ગમે તે નામથી ભક્તિયોગે કરીને જે તમારી સ્તુતિ કરે છે તેમને તમે શુભફલ આપો છો તે યોગ્યજ છે; રસ્તાના થાકથી શ્રમિત થયેલા પથિક ગમે તે નામે પણ શીતલ જલ પીએ તો તેથી શું તેમની તૃષા શાન્ત ન થાય ?--૨૬

તેણે રાજાને આવો આશિર્વાદ આપ્યો તે રાજાએ હર્ષપૂર્વક સાંભળ્યો અને ભટ્ટને કહ્યું--૨૭

તમે કુશલ છો ? ક્યાંથી આવ્યા ! ક્યાં જાઓ છો ! તમે વિદેશમાં શાં આશ્ચર્ય જોયાં ! કિયાં કિયાં શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે !--૨૮--૨૯

ત્યારે તેણે કહ્યું હે રાજેન્દ્ર ! સાંભળો હું ઉત્તમ ભટ્ટ છું, પૃથ્વી ઉપર વાદિસિંહ છું, મારી બિરુદાવલી આવી છે--૩૦

વાદીન્દ્રકંદનો કુદાલ, વાદિકણનો ઘંટ, વાદિમશકનો ધૂમ, વાદિવેશ્યાનો ભુજંગમ, વાદિચણકનો ચાસ, વાદિતિમિરનો ભાસ્કર, વાદીંદ્રગજનો સિંહ, વાદિહિમનો સૂર્ય, એવાં બિરુદવાળો હું વાદીશ્વર, હે ભૂપાલ ! સ્વર્ગ મૃત્યુ કે પાતાલમાંનું ભૂત ભવિષ્ય વર્તમાન સર્વ જાણું છું. ૩૧--૩૨--૩૩-૩૪

આવું કહ્યું ત્યારે વિક્રમે પૂછ્યું કે અહીંયાં કાંઇ કૌતુક દેખો છો ? અથવા હાલ તુરત કાંઇ આશ્ચર્ય દેખાડશો ! -૩૫

તેણે કહ્યું સ્વામિન્! જ્ઞાનદૃષ્ટિથી જોતાં હું અત્ર કાંઇક અરિષ્ટ દેખું છું પણ તે કહેવાનું નથી--૩૬

તથાપિ હે માલવાધીશ! સાવધાન થઇને સામંત મંત્રી વર્ગને બોલાવી સભા ભરો--૩૭

આવું સાંભળી માલવેશ્વરે મહાર્હતા યુક્ત સભા ભેગી કરી ને પોતે તેમાં જઇ બેઠો- ૩૮

મનમાં વિચાર કરતો હતો કે શું અરિષ્ટ અને શું આશ્ચર્ય થશે? એમ વિચારમાં રાજાને મહાવિસ્મયાનંદ વ્યાપી ગયાં--૩૯

સભામાં બેઠેલા લોકો, અંગરક્ષો, સેવકો, સર્વ સેવા કરી રહ્યા છે, બંદિજન ગુણ ગાઇ રહ્યા છે, વાદ્ય નાટક ગીતાદિ મહારંગ જામી રહ્યો છે, ને એ બધામાં વિક્રમ શકસિંહાસન ઉપર ઇંદ્ર જેવો શોભી રહ્યો છે, તેવામાં ઇશાન કોણમાંથી એક અતિ દેદીપ્યમાન એવું સ્વર્વિમાન ઉતર્યું--૪૦-૪૧--૪૨

તેમાંથી ઘણાં આભૂષણથી ઝળકતો, દિવ્યાંબરધારી, ધીમાન્, અને સુરોપમ એવો કોઇ પુરુષ ઉતાર્યો--૪૩

તે સર્વાંગે શસ્ત્રસંપૂર્ણ હતો, સર્વ પ્રકારની તૈયારી તેણે કરેલી હતી, સહર્ષ અને શોભનાકૃતિવાળો હતો; તે સભામાં તુરત આવ્યો-૪૪

તેને વામાંગે રૂપસૌભાગ્યયુક્ત, તેજસ્વી, મૃગનેત્રા, સિંહમધ્યા, સલજ્જ, શીલયુક્ત, સર્વાંગે સુવર્ણમણિમાણિક્યથી વિભૂષિત, અરજ એવાં વસ્ત્રથી શોભતી, સુંદર વદનવાળી, લક્ષ્મી, સરસ્વતી, મેના, પાર્વતી, સુરાંગના, રતિ, કે રંભા, જેવી શોભતી, એવી એક અતિ સુંદર નારી વામ હાથે વળગેલી હતી, તે સમેત, તેણે સભા વચ્ચે આવીને વિક્રમને નમસ્કાર કર્યો-૪૫-૪૬-૪૭ ૪૮

તેમને જોઇને રાજાસમેત લોકમાત્ર વિસ્મય પામી ગયા કે આ નારીયુક્ત નર કોણ છે? કોઇ વિદ્યાધર જેવો જણાય છે-૪૯

રાજાએ તે નરોત્તમને સિંહાસન આપ્યું પણ તેણે તો ઉર્ધ્વસ્થ રહીનેજ કહ્યું કે હું કાર્યને માટે આવ્યો છું-૫૦

હે સ્વામિન્! મારે બહુ ઉતાવળનું કામ છે, વિલંબ જરા પણ ચાલે તેમ નથી, તમને પુરુષોત્તમ જાણી તમારી પાસે આવ્યો છું-૫૧

તમે પરોપકારનિપુણ, પરકાર્ય કરનાર, પરાપવાદમૂક ને પરનારીગુરુસહોદર, છો-૫૨

પારકાને પ્રાણ આપો છો, જગત્ના ઋણને ટાળનાર છો, જન્મથીજ સત્યવાદી છો, એમ હે રાજા! તમે સર્વત્ર સુપ્રસિદ્ધ છો-૫૩

ઉત્તમની પ્રાર્થના કરવી ઉચિત છે, અધમની નહિ, ઉત્તમ આગળ પ્રાર્થના વ્યર્થ થાય તો પણ ઠીક છે, પરંતુ નીચ આગળ પૂર્ણ થાય તો એ સારી નથી-૫૪

તું પુષ્કરાવર્તકના જગત્ પ્રસિદ્ધ વંશમાં થયેલો છે, તને ઇંદ્રનો કામરૂપ, પ્રકૃતિ પુરુષ, જાણું છું, માટેજ વિધિયોગે કરી, દૂર પડેલાં છે બંધુ જેનાં એવો હું તારી પાસે માગવા આવ્યો છું,-ઉત્તમ પાસે યાચના વ્યર્થ જાય તે સારી, અધમ આગળ પૂર્ણ થાય તો પણ ખોટી-૫૫

આટલા માટે હે ભૂપ! હું તમારી પાસે આવ્યો છું; હે નરોત્તમ! એવા તો એક તમેજ છો કે જે સામાની પ્રાર્થના ભંગ કરતાં ડરો-૫૬

રાજન્! આ અસાર સંસારમાં બીજું કશું સારરૂપ નથી, આ સારં-ગલોચના પ્રથમે સારરૂપ છે ને પછી લક્ષ્મી છે-૫૭

લક્ષ્મી હો કે ના હો તેની ફીકર નહિ, એ તો બાહ્ય સુખ આપનારી છે, પણ ચિત્તહારિણી પ્રિયા છે તે પ્રાણસામ્રાજ્ય દાયિની છે-૫૮

શાકર કાંટાવાળી છે, અમૃત વિષમિશ્ર છે, પણ પ્રિયામુખનું દર્શન અમૃતથી અધિક છે-૫૯

કેટલાક પંડિત કહે છે કે સરસ્વતી તેની સમાન છે, પણ તે મૂર્ખ લોક વિદ્યાથી જડ થઇ ગયેલા કાંઇ સમજતા નથી-૬૦

સરસ્વતીતો અરૂપ છે, ને વળી દુર્ઘટ, કષ્ટસાધ્ય, કઠોર ને પરાશ્રિત છે-૬૧

સો હોઇ સુહાવેઇ ભુંજાતા લવોવિ લછીએ
એ સીસરશ્વઇ પુણ અસમગ્ગા કિં નવિ જડેઇ-૬૨

માટે હે મહારાજ! એક પોતાની પ્રિયાને બીજી લક્ષ્મી તે કોઇને હાથ સંપાય નહિ, જેવા તેવાને ઘેર મૂકાય નહિ-૬૩

હે નરનાયક ! બૃહસ્પતિ જેવાનો પણ વિશ્વાસ ન કરવો તેમાં પણ સ્રીનો ને લક્ષ્મીનો તો નજ કરવો-૬૪

એ દેખતાંજ ચિત્તને મોહ કરે છે, આત્માને વિહ્વલ કરે છે; અહ-લ્યાના રૂપથી મોહ પામી ઇંદ્ર પણ બીલાડો થયો-૬૫

કમલનયની સ્વર્નારીઓ શું ન હતી? કે ત્રિદશપતિએ અહલ્યા તા-પસી ઉપર મન ધાર્યું? પણ હૃદયના તૃણકુટીરમાં સ્મરાગ્નિ સળગે છે તે વેળે કીયો પંડિત પણ ઉચિતાનુચિત જાણી શકે છે? -૬૬

હે રાજન્! વિષયાંધ થઇ સીતાના મોહમાં દશાનને દશે આનન ખોયાં- ૬૭

ઇછીય જાણ વત્તંચ ચંચલઇ કઇયા વિમેય લચ્છાએ
પુરિસે સુતાણ રેહા દિજ્જઇ ભુવણેવિ ધીરાએ-૬૮

તમે પરનારીપરાઙ્મુખ છો એમ વિબુધલોક તમને સ્તવે છે માટેજ હું તમારી પ્રાર્થના કરવા આવ્યો છું તે સાંભળો--૬૯

હું વિદ્યાધરાધીશ વૈતાઢ્યાનગનાયક છું ને આકાશમાં દેવતાની પેઠે ગમન કરી શકું છું-૭૦

હે નૃપ! સ્વેચ્છાએ ઇંદ્રભવનમાં હું જાઉં છું, હું દેવતાઓનો માન્ય છું, ઇંદ્ર મને આસન આપે છે--૭૧

જ્યારે કોઇ દૈત્ય ભૂમિ ઉપર તોફાન કરે છે ત્યારે દેવેંદ્રની આજ્ઞાથી હું તેને શિક્ષા કરવા જાઉં છું--૭૨

આજ હું સ્વર્ગમાં ગયો, ને દેવરાજના ભવનમાં જઇ દેવરાજને નમન કરી પ્રિયાસહવર્તમાન બેઠો--૭૩

તેવામાં ઇંદ્રના ઉદ્યાનમાં મહાકોલાહલ થયો તે પછી નંદનોદ્યાનના રક્ષકે આવી વિનતિ કરી--૭૪

હે સ્વામિન્! કોઇ દૈત્યે આવી સુરદ્રુમ ઉપાડી નાખ્યાં ને પછી ગરુડની માફક તે પૃથ્વી ઉપર જતો રહ્યો--૭૫

આ વૃત્તાન્ત જાણતાંજ દેવેન્દ્રે મને આજ્ઞા કરી કે તું તેની પાછળ વેગે કરીને જા--૭૬

તેની સાથે યુદ્ધ કરી સુરદ્રુમ પાછાં લાવ, તે પછી સર્વે કાર્ય આપણે કરીશું--૭૭

મેં કહ્યું હે સ્વામિન્! આ મારી પ્રિયા મારી સાથે છે તેને હું ક્યાં મૂકું, અત્ર સુરાલયમાંજ રહેવા દો--૭૮

ત્યારે ઇંદ્રે કહ્યું કે એને અત્ર રાખવી યોગ્ય નથી કેમે કે દેવસ્ત્રી અને મનુષ્યસ્ત્રીને ભેગું રહેવું ઠીક નહિ--૭૯

દેવને શીલ, સત્ય, ધર્મ, વ્રત, કશું છે નહિ, તેમને તો મનમાં ચિંતવનથીજ બધું થાય છે-૮૦

મનુષ્યને સારાં વ્રત પાળવાં, તત્ત્વ વિચાર, તપ, સત્ય, આદિ સર્વ છે, પૂર્વે દશાર્ણભદ્રે મને પણ ઉપમાનિત કર્યો હતો--૮૧

માલવદેશમાં વિક્રમાર્ક રાજા છે તેને દેવતા પણ પરસ્ત્રીના ભાઈની પેઠે વર્તનાર કહી વખાણે છે માટે તેની પાસે તું જા--૮૨

ત્યાં તારી ભાર્યાને મૂકીને મારૂં બતાવેલું કાર્ય કર, ને દાનવાધીશને મારી ને મારી પાસે આવ--૮૩

સુરેન્દ્રના વચનથી, હે સ્વામિન્! તમને પુરુષોત્તમ સમજીને, આ મારી પ્રાણપ્રિયા તમને સોંપું છુ--૮૪

હે અનઘ! આ મારી વલ્લભાનું રક્ષણ કરજો, તમે એના ભ્રાતા છો, પિના છો, તમે એની માતા છો, એનું પીઅર છો--૮૫

હું રાક્ષસનો વધ કરીને આવું ત્યાં સુધી એને તમારી પુત્રીની પેઠે આપ પાળજો--૮૬

એ મારૂં બીજું જીવિત છે, તે મૂકીને હું તો દેહમાત્ર જાઉ છું, એનું જીવિતજ મારા ચિત્તમાં પણ વ્યાપેલું છે--૮૭

પોતાની પ્રાણપ્રિયાનો હાથ ઝાલી તેણે રાજાને સોંપી, અને રાજાએ પોતાની બહેન ગણીને ઘરમાં રાખી--૮૮

પછી વિદ્યાધર, રાજાને નમસ્કાર કરી, સર્વના દેખતાં, ગરુડની પેડે ત્વરિત ગતિથી આકાશમાંજ જતો રહ્યો -૮૯

રાજાએ પેલા ભટ્ટને કહ્યું કે તમે આ વિદ્યાધર નારીનું રક્ષણ કરવા સોંપવા આવે છે એ વાત કેમ કહી નહિ?--૯૦

આવું સાંભળી ભટ્ટરાજેંદ્ર બોલ્યા કે સ્વામિન્! હુ તો અત્ર રહેવાનો નથી, મને બહુ ભય લાગે છે, માટે નગરમાં જઈશ--૯૧

અરિષ્ટના ભયથી ભ્રાંત એવો હુ અત્ર જે બનશે તે જોઈ શકવાનો નથી; એમ કહ્યું ત્યારે વિક્રમે કહ્યું કે મારા આગળ તમારે શુ ભય છે?--૯૨

એટલામાં ક્ષણવારની અંદરજ આકાશમાં વિમાનની છાયા દેખાવા માંડી, ને રાજા તથા આખી સભાને તે દેખાવા લાગી- ૯૩

લોકોએ કહ્યું હે ભૂપેન્દ્ર! વિદ્યાધરે જે કહ્યુ હતું તે દૈત્યયુદ્ધ આ પ્રત્યક્ષ દેખાય છે- ૯૫

રાજાસમેત સર્વે હર્ષ પામી આકાશમાં જોવા લગ્યા, ઉંચે મોટે વિમાન-ચારીઓનું આશ્ચર્યકારક યુદ્ધ નીહાળવા મંડયા-૯૫

સ્પષ્ટ રીતે ભડાકા, હક્કાહક્કી, મહારવર, વજ્રસંઘાત, મહાજ્વાલા ઇત્યાદિ દેખાવા સંભળાવા લાગ્યાં--૯૬

તેવામાં ક્ષણ વાર પછી એક જમણો હાથ નામયુક્ત અંગદાભરણ સમેત, સુવર્ણ જેવા રંગનો, ત્યાં પડયો--૯૭

વળી ક્ષણ રહીને ડાબો પગ સભા વચ્ચે પડયો, ને તે પછી આકાશ-માંથી બીજો હાથ ને બીજો પગ પડયો--૯૮

પછી સુવર્ણમુકુટસમેત મસ્તક પડયુ, ને છેવટ સર્વશૃંગારયુક્ત એવું શરીર પણ પડયું--૯૯

રાજાનુ મો લેવાઈ ગયું, મનમાં વિચારવા લાગ્યો કે અહો ! મારી નજર આગળ આનો દેહપાત થયો !--૧૦૦

ઇંદ્ર ઉપેંદ્ર આદિ સર્વે આ પ્રકારે મરણને શરણ છે તો પ્રાણીને કોનું શરણ !--૧

પિતા માતા બહેન ભાઈ પુત્ર સર્વના દેખતાં કર્મપ્રભાવે કરીને જંતુ યમભવનમાં જાય છે એજ આશ્ચર્ય છે !--૨

પોતાના કર્મે કરીને જે જાય છે તેને માટે માતા પિતાદિ બહુ શોક કરે છે, એમ મૂઢ લોક જતાને શોચે છે પણ પોતા વિષે વિચાર કરતા નથી--૩

દુ:ખદાવાગ્નિની ઝાળથી વિષમ એવા સંસારમાં જીવને, દાવાનલથી બળતા વનમાં મૃગની પેઠે, એક ગતિ નથી-૪

જે સવારે છે તે મધ્યાન્હે નથી, મધ્યાન્હે છે તે સાયાન્હે નથી, એમ આ ભવમાં પદાર્થમાત્ર કેવલ અનિત્ય છે--૫

પૃથ્વીના અલંકારરૂપ પુરુષરત્નને અશેષગુણપૂર્ણ એવો બનાવી

તેનેજ પાછો ક્ષણભંગુર બનાવે છે એ વિધિની કેવી કષ્ટકારક અખંડિતતા છે! -૬

ઉઅણં ભવણકમણં અચ્છમણં એગ દિવસ મઝ્ઝંમિ
સૂરસ્સવિ તિની ગઈ કા ગણુણા ઇયર લોયસ્સ[1]--૭

શું કરૂં, ક્યાં જાઉં, કોના આગળ વરાળ કાઢું, આની આ દશા થઈ, આ માનવોત્તમ મરણ પામ્યો--૮

શરીરને જોઈ તેની પત્નીએ વિક્રમને કહ્યું હે સ્વામિન્! તમે શા માટે શોક કરો છો?--૯

શૂર અને યુદ્ધમાં વિજય ઇચ્છનારા જે ઉત્તમ સેવકો છે તેમને તો મરવું કે મારવું એવી બેજ ગતિ છે--૧૦

જય થાય તો લક્ષ્મી મળે છે, મરણ થાય તો સુરાંગના મળે છે, તો ક્ષણધ્વંસી શરીર રણમાં પડે તેમાં શી ચિંતા છે?--૧૧

હે નરેશ્વર! મારા પ્રિયના પ્રાણ સ્વામિકાર્ય કરતાં ગયા, તો હવે શા માટે વાર કરો છો? મારે માટે પણ સામગ્રી તૈયાર કરાવો--૧૨

શાસ્ત્રમાં ને લોકમાં પ્રસિદ્ધજ છે કે પ્રિયા પ્રિયાનુગામિની છે, હું પતિ વિના ક્ષણ પણ રહી શકવાની નથી--૧૩

શ્વસુરકુલ તો દૂર છે, મારા પિતાનું ઘર અત્રજ માનું છું, તમે મારા પિતા છો, માતા છો, બંધુ છો, સહોદર છો--૧૪

માટે એવું કરો કે જેથી હું ઝટ લેઇને અગ્નિપ્રવેશ કરી શકુ, પ્રિયના મરણ પછી એક એક ક્ષણ પણ શતવર્ષતુલ્ય થાય છે--૧૫

પોતાના રમણ વિના જે પ્રિયા ક્ષણમાત્ર પણ અક્ષત જીવે છે તે નિંદાસ્પદ થાય છે--જે સહેહેજ સાથે જાય તે ઉત્તમ છે--૧૬

આ ઉપરથી તેને રાજાએ બહુ સમજાવી કે આ સ્થાને તમે તમારા

---

૧ સૂર્યની પણ એકજ દિવસમા ઉદય, ભવક્રમણ, ને અસ્ત એવી ત્રણ ગતિ થાય છે તો ઇતિર લોકની તો વાતજ શી!

પિતાને ઘેર રહેતાં હો તેમ રહો, તમારૂં આપ્યું હું ખાઇશ, તમે મારાં માતા છો, મારાં બ્હેન છો, એમ બહુ સમજાવી પણ તે પતિવ્રતાએ કશુ માન્યું નહિ, ને પોતે નાહી ધોઇને સર્વાંગે શૃંગાર કરી તૈયાર થઇ–૧૭–૧૮

ઘોડી ઉપર બેશીને નૃપાદિ કોટયાવધિ લોક સાથે, લોકનાં નેત્રમાંથી અકાલે શ્રાવણ ભાદરવો વહેવરાવતી, તે ચાલી–૧૯

પોતાના પતિનું શરીર લેઇને ચિતામાં પેઠી, એટલે તેના શોકથી તમ થયેલો રાજા સ્વજનસમેત પાછો વળ્યો–૨૦

અહો મહા અરિષ્ટ થયું, એવું થયું નથી કે થવાનું નથી, હું સર્વનો પ્રાણદાતા તેની નજર આગળ આ બે મૃત્યુ થયાં ! –૨૧

અહો આ ભટ્ટનું જ્ઞાન ખરેખરૂં છે, કેવલજ્ઞાન જેવું છે, એણે કહેલુંજ હતુ કે મહા અરિષ્ટ થશે –૨૨

આવી ચિંતામાં પડેલો રાજા તે ભટ્ટને તેની ઇચ્છાનુસાર દાનાદિ આપતો હતો તેવામાં પેલો વિદ્યાધર આવ્યો–૨૩

વિક્રમને વિનયયુક્ત નમસ્કાર કરી સર્વને વિસ્મય થાય તે રીતે બોલ્યો–૨૪

હે રાજા તમારી કૃપાથી મેં શત્રુને જીત્યા, સ્વામિકાર્ય કર્યું, અને સ્વર્ગમાં થઇને અત્ર આવ્યો–૨૫

દેવતા જીત્યા અને દેવેન્દ્રને કલ્પવૃક્ષ પાછું મળ્યું એટલે ઇંદ્ર મને આવીને ભેટયા–૨૬

બહુ કૃપાથી મને પ્રસાદ આપી મારે ઘેર વીદાય કર્યો એટલે ત્યાંથી હું મારી પ્રિયાને મળવા અત્ર આવ્યો–૨૭

માટે કૃપા કરીને મને મારી પ્રાણપ્રિયા આપો, તેના વિના ક્ષણમાત્ર પણ મારાથી જીવાય તેમ નથી–૨૮

હે સ્વામિન્ ! તે પણ મારા વિયોગથી પીડાતી ઉંચે મુખે મારા અંગસ સ્પર્શની રાહ જોતી હશે–૨૯

જગત્‌માં વિધાતાએ અમૃત કે વિષ કાંઇ સર્જેલું નથી: વલ્લભાનો સંગ અમૃત છે ને વિયોગ મહાવિપ છે--૩૦

ત્યારે રાજાનું મો ફીકું પડી ગયું, મન વિસ્મયમાં પડી ગયું, ને પોતે લોકોના મો સામું જોવા લાગ્યો- ૩૧

સત્યવાદી એવા લોકોએ વિદ્યાધરને જેવો થયો હતો ને દીઠો હતો તેવો અગ્નિપ્રવેશપર્યંત સર્વવૃત્તાન્ત કહી દીધો--૩૨

વિદ્યાધરે રોતે રોતે કહ્યું તમે બધા જુઠી સાક્ષી પૂરી પરસ્પરની મદદ કરીને જુઠે જુઠી સમજી મનાવો છો--૩૩

કૂટસાક્ષી કરતાં મ્હોટું પાપ થયું કે થવાનું નથી, એમ કહી ગામ-લોકનું ચેષ્ટિત જોઇ તે બહુ રોવા લાગ્યો--૩૪

મારી પ્રિયાને કામાંધ થઇ રાજાએ રાખી હશે- પેલી વ્રતિનીને પેલા ભિલ્લે બલથી ન હોતી પકડી ?--૩૫

દિવસે ઘુવડ દેખતો નથી, કાગડો રાતે દેખતો નથી, પણ કામાંધ તો કોઇ એવો પાપી છે કે દિવસે ને રાતે કોઇએ વખત દેખતો નથી-૩૬

આ રાજા દેવેંદ્રમાન્ય છે, ને હું ઇંદ્રનો સેવક છું. એટલે ક્યાં જાઉં? શું કરૂં? કોના આગળ પોકાર કરૂં?--૩૭

ચંદ્રથી અંગારવૃષ્ટિ થાય, સૂર્યથી અંધકાર નીકળે, જલથી તૃષા થાય, અમૃતથી વ્યાધિ થાય, ને કલ્પવૃક્ષથી દારિદ્ર થાય, તેમજ રાજા થઇને લોકગર્હિત એવો અન્યાય કરે, ને વાડ થઇને ચીભડાને ખાય. તો કોના આગળ કહેવાનું રહ્યું!--૩૮-૩૯

અથ રાજા સ્વયં ચોરા સંડી ઉય પરી હિઉ ઉવણું
ભય હનાયરચા જયં શરાણુ ઉભય--૪૦

ભલે ભાઇ મારી વાત ખોટી હો, પણ ચાલો મને તે ચિતા બતાવો કે જ્યાં મારી પ્રિયા બળી મરે છે-૪૧

હું પણ તેજ ચિતામાં મારા પ્રાણ તજીશ, પ્રિયાની પછવાડે બળી મરવાથી મને સુખ થશે-૪૨

કદાચિત્ પેલા દૈત્યે મને માર્યો હોત તો પણ મારી પ્રિયા મરીજ જાત, તેમ હમણાં પણ જીવતી મુવેલીજ છે -૪૩

અરે પરદાર હરનાર! ઉઠ, મને એ ચિતા દેખાડ, જો સત્ય વાત હોય તો લોક પાસે શીદ કૂડ કરાવે છે -૪૪

રાજા તુરત લોકોસહિત તે સ્થાને ગયો તો ત્યાં ચિતાએ ન મળે, કે ન મળે બળેલી ભૂમી, કે કાંઇ જણાય નહિ--૪૫

આવું જોઇ રાજા, લોક, તથા પેલો વિદ્યાધર સર્વેનાં મો ક્ષીણ થઇ ગયાં, તેમનો ગર્વ ગળી ગયો, ને તેમના જીવ ઉડી ગયા--૪૬

ઉંધુ માથું ઘાલીને રાજા ઘેર આવ્યો, તો ત્યાં વિદ્યાધરે કહ્યું કે જો ભાઇ મારી પ્રિયા તો પતિવ્રતા છે--૪૭

ને તારૂં અંતઃપુર સ્ત્રીઓથી ભરપૂર છે ત્યાં પરસ્ત્રીને તું શું કરશે? રાવણ સીતાને લેઇ ગયો પણ ભોગવી ન શક્યો--૪૮

હે નરાધીશ! સત્ય કહું છું, અગ્નિને કાષ્ઠનાં ગાડે ગાડાં ખાતાં પણ તૃપ્તિ થતી નથી, નદીઓથી સમુદ્ર ધરાતો નથી, યમરાજ જીવમાત્રથી તૃપ્ત થતો નથી, આખી પૃથ્વીના ધનથી લોભીને નીરાંત વળતી નથી, તેમ તું પણ કામાંધ થઇ ગયો છે, અનંત વિષયથી પણ તને તૃપ્તિ થતી નથી--૪૯૫૦

તમારા અંતઃપુરમાં પડેલી, મારા વિરહથી પીડાતી, ક્ષુધા, તૃષા આદિ દુઃખ વેઠતી, ને રુદન કરતી મારી પ્રિયા શું કરતી હશે!- ૫૧

ત્યારે રાજાએ કહ્યું ભાઇ! મારા અંતઃપુરમાં જાઓ, ને સોગન ખાઇ કહું છું તેથી પ્રતીતિ ન હોય તો, તમારી પ્રિયાને લેઇ આવો--૫૨

વિદ્યાધરે કહ્યું ઠીક છે જો હું મારી પ્રિયાને લેઇને આવું છું તો તમે આ આખી સભા વચ્ચે જુઠા પડો છો--૫૩

રાજાએ કહ્યું હે વિદ્યાધર! ગમે તે પ્રકારે પણ જો તમારી પ્રિયા અંતઃપુરમાંથી મળી આવે તો બહુ ઉત્તમ વાત છે--૫૪

ને એમ થાય તો જરૂર મારે મારા મસ્તકથી તમારૂં પૂજન કરવું. આનો કરાર થતાંજ વિદ્યાધર રાજાને લેઇ અંતઃપુરમાં ગયો--૫૫

તો ત્યાં તેણે પોતાની પ્રિયાને વિરહની પીડાથી આળોટતી દીઠી, તેને લેઇને તે રાજસભામાં આવ્યો—૫૬

તમામ સભાસદ અને લોકની સમક્ષ તેણે વિક્રમના પરદારિક-પણાની વાત જાહેર કરી—૫૭

આવું જોતાંજ મહાપરાક્રમીમાં શિરોમણિ એવા રાજાએ અતિ-લાજથી પોતાનો કટાર કાઢીને ગળામાં ઘાલવા માંડચો—૫૮

તેજ વખતે પેલા ભટ્ટે ઉઠીને હાથ ઝાલ્યો, ને કહ્યું હે રાજા! સાહસ ન કરશો આ તો બધું મારૂં ઇંદ્રજાલ છે—૫૯

વિદ્યાધરે નથી, ને તેની સ્ત્રીએ નથી, એ તો બધાં ક્યાં એ ગયાં! જેવું સ્વપ્ન તેવું ઇંદ્રજાલ જાણવું—૬૦

પછી રાજાએ પ્રસન્ન થઇ, જ્ઞાની એવા ભટ્ટને આનંદથી મહાશ્ચર્ય-કારક દાન આપ્યું—૬૧

વીશ કોટિ સુવર્ણ, મહા મદોન્મત્ત એવા ઉત્તમ સો હાથી, દશ હજાર ઘોડા, ધનવાન્ એવો એક દેશ, પાંચસો ગામ, સો વારાંગના, એટલું ઉત્કંઠાપૂર્વક ભેટીને ભટ્ટને રાજાએ આપ્યુ--૬૨

દેવાંગનાની કહેલી આ વાર્તા સાંભળીને ભોજને મહા હર્ષ થયો, અને પોતે સભાસદોના આગળ શ્રીવિક્રમની સમૃદ્ધિની બહુ પ્રશંસા કરવા લાગ્યો--૬૩

શ્રીરામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમના સિંહાસનપ્રબંધની ત્રીશમી કથા થઇ--૬૪

## ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની ત્રીશમી કથા.

---

વળી મુહૂર્ત આવ્યું એટલે માલવમંડન કૃતકૃત્ય શ્રીભોજરાજા સામગ્રી કરાવીને સભામાં આવ્યો--૧

સાથે સામંત મંત્રી સ્વજન આદિ શુભાકાંક્ષી લોકમાત્ર અને પરિ-વારના લોકો, દાસ, દાસી દાસેરકાદિ પણ ત્યાં હાજર હતાં -૨

જેવો રાજા પેલા ઉત્તમ સિંહાસન ઉપર બેસવા જાય છે કે એકત્રીશ મી પદ્માવતી બોલી- ૩

હે રાજેંદ્ર! હું સત્ય કહું છુ, મારૂં વચન સાંભળો. આ સિંહાસને બેસો નહિ, હું કહું તે કરો--૪

કદાચિત્ વિક્રમાદિત્ય જેવો સાહસગુણ આવે તો સુખે બેસજો -૫

આવુ સાંભળી ભોજરાજે પદ્માવતીને પૃછ્યું તેનું સાહસ કેવુ હતું તે મને કહો--૬

ભોજરાજનુ શુભ વચન સાંભળી પદ્માવતીએ વિક્રમનું ગુણકીર્તન આરંભ્યુ - ૭

દાંત નામના ધનાધિપે મહાવ્યયથી પોતાનું ઘર બંધાવ્યું, પણ તેમાં પડુ એવો શબ્દ થયો. તેને રાજાએ પડ એમ કહ્યુ એટલે સુવર્ણનો પુરુષ પડ્યો -૮

ઉત્તમ આહારાદિપૂર્ણ એવા માલવદેશમાં વિશ્વવિખ્યાત એવી અવંતીપુરી આવેલી છે--૯

પ્રતાપથી ત્રણે લોકાને ભરી દેતો ને મહાગુણોત્કરથી શોભતો શ્રી- વિક્રમાર્ક ત્યાં રાજ્ય કરતો હતો--૧૦

તે મહાસત્ત્વનિષ્ઠ, આત્મધ્યાનપરાયણ, પરોપકારૈકનિધિ, ને મહાદાતા હતો--૧૧

ત્યાં દાંત નામે વણિગ્વર, કોટિપતિ, કાંતિમાનમાં શ્રેષ્ઠ, અને વહેવારીઆનો મુખ્ય, એવો રહેતો હતો--૧૨

તેની પત્ની દયા, દાન, દમ, દાક્ષિણ્ય આદિ ગુણપૂર્ણ દાંતા નામે હતી ને તે શાંત કાંત, તથા પતિપરાયણ હતી -૧૩

તે સતીશિરોમણિ હતી, કૃતાર્થ અને માન્ય હોઇ મદરહિત હતી, ને દીનને દાન આપવામાં કલ્પલતા જેવી હતી--૧૪

એવી પોતાની ગૃહિણીસમેત દાંત, ધર્મકર્મપરાયણ રહી સુખી રહેતો અને સુધ્યાનસમાધિમાં મન રાખતો- ૧૫

તેમને પવિત્ર, સુંદર, ગુણોન્નત, પ્રભાયુક્ત, એવા પાંચ લોકપાલ જેવા પાંચ પુત્ર થયા--૧૬

તેમને પિતાએ સર્વ શાસ્ત્ર ભણાવ્યા, ને પછી પોતાનું વાણિજ્યકર્મ તેમને શીખવ્યું--૧૭

યૌવનમહોન્મત્ત તે થયા ત્યારે પિતાએ મહામહોત્સવથકી તેમને સારી કુલીન કન્યાઓ સાથે પરણાવ્યા-૧૮

પાંચે પુત્ર ઉપરાંત તે વહેવારીઆને એક કન્યા હતી; તે સુંદરી ગજગામિની સુશીલ હતી તે મુખ્ય થઇ અને સર્વને આનંદ આપવા લાગી--૧૯

તેનું નામ મદગંધા હતું તેમ તે ગુણથી પદ્મિની, મદગંધા હતી, જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં ભ્રમર તેને પજવતા--૨૦

તેની આગળ નિરંતર કસ્તૂરીનો વાસ આવ્યાંજ કરતો, તે મૃગનેત્રી હોઇ, મૃગાક્ષીઓના માનને ખંડન કરનારી હતી--૨૧

દાંત એક વાર પોતાના મંદિરની બારીએ પ્રિયાસમેત બેઠો હતો તેવામાં કાયોત્સર્ગસ્થિત એક મુનિ તેની નજરે પડ્યા-૨૨

તેને જોઇ તેણે વિચાર કર્યો કે આણે બાલત્વમાં પણ બુદ્ધિમત્તા વાપરી ધર્મારાધન કર્યું છે--૨૩

હું અર્ધો જરાક્રાંત થયો છું છતાં મેં ધર્માચારમાં કદાપિ આનંદથી ધન ખર્ચ્યું નથી--૨૪

દાંતના જયેષ્ઠપુત્રનું નામ સોમદત્ત હતું તેને તેણે તુરત બોલાવ્યો અને કહ્યું--૨૫

મારે સત્ક્ષેત્રને વિષે ભાવથકી ધર્મવ્યય કરવો છે, પ્રથમ ક્ષેત્ર બુધલોક જિનચૈત્ય બતાવે છે--૨૬

જિનભવન, જિનબિંબ, જિનપૂજા, જિનમત, જે કોઇ કરાવે તેને નર અમર આદિ જે સુખ ભોગવે છે તે કરસ્થ છે--૨૭

અંગુષ્ઠ જેવડાં પણ વીર ઋષભ આદિ જિનેશ્વરનાં બિંબ જે કોઇ કરાવે, તે સ્વર્ગમાં જઇ મહાસુખ ભોગવે ને પછી તે ધન્યપુરુષ નિર્વાણ-ગતિને પામે-૨૮

ધનવાન્‌ના તેજ ધનને ધન્ય છે કે જે જિનના બિંબમાં, ચૈત્યમાં, કે પુસ્તક, કે સાધુસંઘમાં, વપરાય છે, તેજ ભાલાના અણીઆને ધન્ય છે કે જે કરિકુંભ વિદારવામાં સાર્થક થાય છે-૨૯

જિણભવણ બિંબ પુછ્છય સંઘ સરૂવેસુ સત્તખિત્તેસુ
જો વિચરઇઇ ધણબીય તસ્સ અણંતંસુહં હોઇ-૩૦[1]

માટે હુ મેરુશૃંગ જેવું વીતરાગનુ ભવન ભવભીતિનિવારણાર્થે કરાવીશ-૩૧

તેની પાસે હે પુત્ર ! એક પુણ્યશાલા પણ કરાવવી, ને તેની પાસે મારે વસવા માટે એક ઘર કરાવીશ-૩૨

હું વૃદ્ધ છું એટલે ત્યાંથી જિનમંદિરમાં પૂજા કરવા સહજે જઈ શકીશ, ને તેમાં બેઠો ધર્મધ્યાન કર્યાં કરીશ-૩૩

પુત્રે કહ્યું હે તાત ! આપને જે રુચે તે ધર્મકાર્ય સુખે કરો અમે તમારી આજ્ઞા ઉઠાવવા તૈયાર છીએ-૩૪

દાંતને ખબર પણ ન હતી કે ઘરમાં ધન કેટલું છે, સમુદ્ર પોતામાંનાં જલબિંદુનો પાર જાણતો નથી-૩૫

સોમદત્તે વિક્રમને વિનતિ કરી કે હે સ્વામિન્ ! મને આજ્ઞા કરો, મારે એક જિનાલય કરાવવું છે-૩૬

રાજાની આજ્ઞા મળી એટલે પ્રાસાદ કરાવવાની ઇચ્છાવાળા તેણે પુણ્યાર્કયોગસમયે આરંભ કર્યો-૩૭

---

૧. જિનભવન, જિનબિંબ, સંઘ, ઈત્યાદિ સત્ક્ષેત્રમાં જે દ્રવ્યરૂપી બીજ વાવે છે તેને અનંત સુખફલ પ્રાપ્ત થાય છે.

પુષ્યાર્ક, મૂલાર્ક, ઉત્તરાર્ક, અમૃતસિદ્ધિયોગ, રવિયોગ, તેમાં, તથા પૂર્ણ ગુરુસિદ્ધિયોગમાં, શુભ લગ્ન અને શુભ દિવસ જોઈ સૂત્રધારનું કાર્ય આરંભાય છે-૩૮-૩૯

ભૂમિખનન, પાષાણનું ટાંકવાનું, કાઠ ઘડવાનું, ઈંટા પાડવાનું, પાયો પૂરવાનું, તે પણ તે યોગમાં થાય છે-૪૦

સૌધાદિ પરિકર્મ, ઘટિ દ્વિ ઘટિનું મુહૂર્ત ન હોય તો, અન્યથા કરી શકાતું નથી-૪૧

જે કર્મસ્થ હતા તે ઘટિકા પ્રમાણે યોગ્ય લગ્ન આવ્યું ત્યારે સ્થિરલગ્ન, સ્થિરાંગ જોઈ કામે લાગ્યા-૪૨

કેટલેક દિવસે, ચોતરફ બહોતેર જિનાગાર આવેલાં એવું જિનાલય પૂર્ણ થયું-૪૩

તેની ચોપાસ એકવીશ મંડપ હતા, તેની શોભા બહુ ઉત્તમ કરેલી હતી, ને તે કૈલાસશિખર જેવું શોભતું હતું-૪૪

સુવર્ણના દંડ કલશ, શિખર, તથા વિશાલ શાલભંજિકાદિથકી તે શરદભ્ર જેવું શોભી રહ્યું હતું-૪૫

શુભ મુહૂર્તે તે સચ્ચૈત્યની પ્રતિષ્ઠા કરવામાં આવી;-એ રીતે દાંતે પોતાનું ધન દેવકાર્યમાં સફલ કર્યું-૪૬

સુશ્રાવકોને ધ્યાન કરવા માટે શુભ અને નિર્ભય તથા પવિત્ર અને પુણ્ય એવાં સ્થાન પણ ડાબી બાજુએ કરાવ્યાં-૪૭

સધર્મીનું વાત્સલ્ય કર્યું, સંઘની મહાપૂજા કરી, સ્વજનોની ભક્તિ કરી, ને દીનને સવિશેષે દાન કર્યાં-૪૮

જૈનમંદિરની પાસે પોતાના ઘરનો આરંભ કર્યો ને તેના વાસ્તુનો પ્રયોગ પણ શુભ લગ્નમાં કર્યો-૪૯

જ્યારે ક્વચિત્ અદ્‌ભુત મહિમાવાળું મુહૂર્ત આવે છે ત્યારે અશુભ કર્મયોગનો નાશ થાય છે-૫૦

એમ બાર વર્ષે ગૃહ તૈયાર થયું, ઉરક, પટ્ટશાલ, ગવાક્ષ, કર્ણિકા, આદિથી તે શોભાયમાન બન્યું-૫૧

ચોક, મંડપ, સ્તંભ, દ્વાર, તોરણુ, વલભી, શાલભંજિકા, પગથીઆં આદિ સર્વવસ્તુ જેવી જોઈએ તેવી બની -૫૨

પરવડીઓ, શીકાં, મ્હોટી હાથણીઓ, જલસ્થાન, ગોપુર, ઇત્યાદિ પણ બહુ યોગ્ય રીતે ત્યાં બની રહ્યાં હતાં--૫૩

સુધાએ ધવલ કર્યું હોય તેવું તે ગૃહ, ઉપર રહેલા સુવર્ણકલશથી બહુ દીપતું હતું, તેની આસપાસ અસંખ્ય પતાકા ઉડી રહી હતી--૫૪

ચતુઃશાલ, ચતુર્દ્વાર, એવું તે મંદિર સુરેંદ્રભવન જેવું કે લક્ષ્મી-સદન જેવું શોભતું હતું--૫૫

કૌતુકાન્વિત એવું તે સ્થાન સર્વનાં નયનને આનંદ આપનારૂં હતું ને નિર્દૂષણુ તથા નિરુપમ હોઇ જનમનને મોહ પમાડતું હતું -૫૬

વાસ્તુવિદ્યાના જાણનાર નીતિકોવિદોએ, અને આયુર્જ્ઞાન જાણનારા ધર્મપરાયણ સૂત્રધારોએ ને બનાવ્યું હતું--૫૭

જલાંત ભૂમિશુદ્ધિ વિધિપૂર્વક કરીને નવેસરથી પાયા પૂરીને સ્થાન રચેલું હતું -૫૮

કુમાર પાષાણુ, ઉત્તમ કાષ્ઠ, સારી ઈંટો, ઇત્યાદિ સરસ સામગ્રીથી વિશ્વકર્મા જેવા સૂથાર આદિએ તે ઉભુ કર્યું હતું--૫૯

તેને સાત માળ હતા તેથી તે સ્વર્વિમાન જેવું લાગતું હતું. ને તે સાત માળ સાત ક્ષણુ જેવા શોભતા હતા -૬૦

સાને માળ એકેક ઉપર આવેલા હતા તે લોકપ્રત્યુક્તિભેદે કરીને સાત ક્ષણુ જેવાજ હતા--૬૧

ચતુષ્પદ, પુણ્ય, ધન. ગોષ્ઠી, ધર્મવિચારતા, દેવભૂમિ, મહાભોમ, એ સાત ક્ષણ કેહેવાય છે--૬૨

અનેક ચિત્રવિચિત્ર ચરિત્રનાં ચિત્રથી પવિત્ર થયેલું તે વિશ્વના પવિત્ર નેત્ર જેવુ હતું--૬૩

ઉચ્ચાં કિરણુ પસારતા સુવર્ણકુંભથી ઝળકી રહેલું તથા પંચવર્ણની પતાકાથી શોભી રહેલું તે સ્થાન રવિબિંબ જેવુ શોભતું હતું -૬૪

દાંત વ્યવહારીએ ભવ્ય મુહૂર્ત જોઇ તેમાં ધનધાન્યરત્નસુવર્ણ આદિ ભર્યાં--૬૫

બલિકર્મ તથા જૈન શાંતિ પુષ્ટિ આદિ કરીને તથા સ્વજનોને મહાભક્તિથી ભોજન કરાવીને, ગુરુ પુષ્ય અને પૂર્ણિમાને દિવસે સ્થિર લગ્નમાં સ્થિરાંશમાં ચંદ્રબલ જોઇ, તારા તથા હોરાનું બલ વિચારી, તેણે સુધ્યાન ધરી પ્રસ્થાન કર્યું અને નવીન ગૃહમાં વાસ કર્યો--૬૬--૬૭-૬૮

જિનેશની પૂજા કરી, ગુરુને ઉત્તમ દાન આપી, માગણોને રાજી કરી, સ્વજનો સાથે ભોજન કરી, સંધ્યાકાલે સમાધિથકી આવશ્યાદિ ષટ્કર્મમાં નિરત થયો-૬૯--૭૦

ભાવથકી દેવ અને ગુરુનાં સ્તોત્રનું સ્મરણ કરી, આરાધના સમાપ્ત કરી ને સુઈ ગયો-૭૧

થોડા વખતમાં તેને સુખનિદ્રા આવી, એટલામાં તો તે જાગી ઉઠયો, એજ ઉત્તમ લક્ષણ કહેવાય-૭૨

ઘરના નીચેના ભાગમાં અધિષ્ઠાયક પુરુષ રહેલો હતો તે જ્યારે મહૂર્ત આવ્યું ત્યારે માનવભાષાથી બોલ્યો--૭૩

તેણે પડું, પડું, એવો શબ્દ કર્યો, તે સાંભળી ભય પામીને દાંતે વિચાર કરવા માંડ્યો--૭૪

વિચાર કરીને પલંગમાંથી તુરત ઉઠ્યો ને પટ્ટશાલામાં ગયો, ને પછી આખું ઘર શોધી વળ્યો--૭૫

પણ એ શબ્દનું કરનાર કોઈ મળ્યું નહિ એટલે પાછો આવ્યો, અને હૃદયમાં નમસ્કાર કરી, ભયહરસ્તવનું સ્મરણ કરી, ગંગાનીર જેવા કોમલ પલંગમાં પાછો સુઇ ગયો, પણ સુતાની સાથે નિદ્રા આવતાં વળી પેલો શબ્દ થવા માંડ્યો--૭૬--૭૭

હે શ્રેષ્ઠિરાજેંદ્ર તું જો કહેતો હોય તો હું પડું, નક્કી પડું, એવું સાંભળી ગળેથી પકડાયો હોય તેમ બીહીકણ વાણીઓ બોલ્યો કે ચાલ્યો નહિ--૭૮--૭૯

અંગભંગ થઇ જવાથી તે મૌન રહ્યો પણ નિદ્રા તેને આવી નહિ; એમ વાણીઆએ રાત જેમ તેમ કાઢી-૮૦

પ્રભાત થયો ત્યારે ધર્મધ્યાનચિંતન કરી ચતુર લોકોસમેત રહી ગૃહ કાર્ય કર્યા--૮૧

રાતની વાત કોઇના આગળ કહી નહિ ને ગંભીરતા રાખી પોતાના મનમાંજ રાખી--૮૨

બીજી રાતે પાછો સુતો ત્યારે તેમનું તેમ સાંભળવા લાગ્યો, ને ત્રીજી રાતે પણ તેનું તે સંભળાવાનું ચાલતું રહ્યું--૮૩

ગાંભીર્યના સાગર એવા વાણીઆએ ત્રણ રાત સુધી વજ્રપાત જેવો આ શબ્દ સાંભળ્યો ત્યારે તો તેને પોતાના પ્રાણનું રક્ષણ કરવાની ફીકર થઇ એટલે બીહીકણના સરદાર એવા તેણે વૃત્તાંત વિક્રમના આગળ જઇને નિવેદન કર્યા--૮૪--૮૫

હે રાજન્! મે શુભ લગ્ન શુભ મુહૂર્ત શુભ દિવસ જોઇ મહાશ્ચર્યકારક રમ્ય મંદિર કરાવ્યું છે--૮૬

શુભ મુહૂર્તમાં મેં પ્રસ્થાન કર્યું ને ભવનક્ષેત્રદેવીની મહાપૂજા કરી તેમાં મેં વાસ કર્યો--૮૭

સાધુ તથા સાધર્મિકોને યથોચિત દાન આપી, રાત્રીએ શુભ ભાવથકી સુખશય્યામાં સુતો--૮૮

ને રાત્રીમાં આકાશથકી 'પડું, પડું' એવો શબ્દ મેં સાંભળ્યો, તે ત્રણ રાત સુધી ત્રણ ત્રણ વાર સાંભળ્યો, પણ તે કરનાર કોઇ જણાયું નહિ -૮૯

એ શબ્દ સાંભળી ભયભીત થયેલા એવા મેં, હે નરેંદ્ર! 'પડ' એમ કહી શકાયું નહિ--૯૦

કોણ જાણે કોઇ ભૂત, પ્રેત, યક્ષ, રાક્ષસ, સિદ્ધ, વિદ્યાધર, ગોત્રજ, કોણે તે હોય!-૯૧

કે વખતે આખું મંદિરજ મારા માથા ઉપર પડે, એમ ભય પામીને મેં મૌનજ રાખ્યું--૯૨

ત્યારે હવે મારે શું કરવું, એ ઘરમાં રહેતાં મને ભય લાગે છે, હે નરેશ્વર! શું જ્યોતિષશાસ્ર પણ અસત્યજ થયું!--૯૩

આના આવા મહાયોગ વિચારીને આ ગૃહ કરાવ્યું, છતાં તે ' પડું ' એવા શબ્દવાળું કેમ થયું?--૯૪

આવી દાંતની વાત સાંભળી વિક્રમને આશ્ચર્ય લાગ્યું ને એમ સમજાયું કે નક્કી એ ઘરનો કોઇ અધિષ્ટાતા છે--૯૫

આ સ્થાન કાંઇક દૈવતવાળું જણાય છે, તેની પરીક્ષા કરવી જોઇએ, કોઇક પુરાતન ભૂમીઅધિષ્ઠાયક ત્યાં હોય એમ લાગે છે--૯૬

અથવા કોઇ બલિ યાચે છે કે કાંઇ શુભ કરવા ઇચ્છે છે, માટે રાત્રીએ ત્યાં જઇને પરીક્ષા કરવી જોઇશું--૯૭

પછી વિક્રમે દાંતને કહ્યું કે આવા ક્લેષકારક ઘરને તમે શું કરશો? તમારે જેટલું ખર્ચ થયું હોય તે લો. આવુ સાંભળી વાણીઆને મહા-હર્ષ થયો- ૯૮ ૯૯

વાણીઆએ કહ્યું હે ભૂમિપ! એ ઘર બાંધતાં મને અઢાર કોટિ સુવર્ણ થયું છે તે મને આપો -૧૦૦

રાજાએ પોતાની પાસેથી દાંતને તેટલું દ્રવ્ય અપાવ્યું એટલે તે લેઇને હર્ષ પામતો વાણીઓ પોતાને ઘેર ગયો--૧

પછી સંધ્યાસમયે શ્રીવિક્રમનરેશ્વર દાનાદિ સત્પુણ્ય કરી તે મહે-લમાં આવ્યો--૨

સામંતમંત્રિવર્ગને વિસર્જન કરી સિંહની પેઠે રાજા એકલો પલંગ પાસે ગયો--૩

મહાપરાક્રમી એવો તે પલંગમાં સુતો ને ક્ષણમાંજ સુખનિદ્રામાં પડ્યો, ને થોડીકજ વારમાં ચિંતાથકી જાગ્યો--૪

તેવામાં પ્રાસાદસ્થિત દેવ ગીર્વાણ વણીથી બોલ્યો ' પડું, પડું, હે સાહસી ઉત્તર આપ '-૫

નિર્ભય એવો રાજા તુરત પલંગમાંથી ઉઠયો, ને હાથમાં તરવાર લેઇ બોલ્યો જેને પડવું હોય તે તુરત પડો, વિલંબ ન કરશો, હું આ સ્થાનનો સ્વામી છું, પડનારને જોઇને ઉચિત હશે તે કરીશ --૬--૭

એવું કહ્યું એટલે રાજાના ભાગ્યયોગે મ્હોટો સુવર્ણપુરુષ જે બહુ દેદીપ્યમાન અને સુગંધિપ્તિત હતો તે પડ્યો-૮

તેનો અધિષ્ઠાતા રાજા આગળ પ્રત્યક્ષ થયો, ને રાજાને માથે પુષ્પ-વૃષ્ટિ કરી, પ્રભાવ કહેવા લાગ્યો--૯

વિક્રમની પ્રશંસા કરીને દેવ પોતાને સ્થાને ગયો; રાજાએ પ્રભાતમાં પેલા વાણીઆને બોલાવ્યો--૧૦

બોલાવ્યો કે તુરત વાણીઓ ત્યાં આવ્યો ને વિક્રમને નમન કરી તેની આજ્ઞાથી બેઠો--૧૧

રાજાએ દાંતને કહ્યું હે વણિજોત્તમ ! સાંભળો, શાસ્ત્ર છે તે યુગાંતે પણ, સૂર્ય ચંદ્રની પેઠે, ખોટું થતુ નથી--૧૨

લગ્નના પ્રભાવથી પડેલો આ સુવર્ણપુરુષ જુઓ, સુમુહૂર્તમાં કરેલું કાર્ય ભાગ્યયોગથી આવુંજ નીવડે છે -૧૩

રાજાએ વળી દાંતને કહ્યુ કે આ પુરુષ તમારો છે માટે લેઇ જાઓ ત્યારે દાંતે કહ્યુ મહારાજ ! મારા ભાગ્યમાં એ નથી -૧૪

પછી દાંતે રાજાની અધિક પ્રાર્થના એ કરીકે હે વિક્રમ ! તમે કોઇની યાચનાની ના પાડતા નથી તો મારી એક વાંછા પૂર્ણ કરો--૧૫

મારે એક પદ્મિની કન્યા છે, તેનું નામ મદગંધા છે, પણ તેને ભ્રમરો બહુ પીડે છે તે મારે તમને આપવી છે--૧૬

રાજાએ તે વાત સ્વીકારી અને શુભલગ્ન જોઈ દાંતે આપેલી પદ્મિની કન્યાને પોતે પરણ્યો--૧૭

આમ કહીને પદ્માવતીએ ભોજરાજાને કહ્યું, આવું ભાગ્ય હોય તો સિંહાસને બેસો--૧૮

પદ્માવતીએ કહેલી આ કથા સાંભળીને ધારાપુરીનાથ ભોજરાજ શ્રીવિક્રમાર્કના ગુણનું સ્મરણ કરતો પોતાનાં કાર્યમાં લાગ્યો--૧૯

શ્રીરામચંદ્રસૂરિકૃત એવા શ્રીવિક્રમાર્કના સિંહાસનપ્રબંધની એકત્રીશમી કથા થઇ--૨૦

## ઇતિ સિંહાસનદ્વાત્રિંશિકાની એકત્રીશમી કથા

---

વળી ભોજરાજાએ શુભસામગ્રી કરાવી ધારાવાસી લોકમાત્રને ભેગા કર્યા--૨

અનંત પુરનિવાસીઓને ઉત્તમ શૃંગારથી શોભાવી સભામાં બેસાર્યા -૨

વાદીશ્વર, મહામંત્રી, સામંત, મંડલેશ્વર, તે સર્વે રાજાની આજ્ઞાથી સભામાં આવ્યા--૩

રાજા પોતે પણ ઉત્તમ શૃંગાર કરી નૃપોસમેત સિંહાસન પાસે આવ્યો -૪

જેવો પોતે સિંહાસન ઉપર બેસવા જાય છે કે સિંહાસન ઉપરની પદ્મિની નામની પૂતળી બોલી--૫

તે છેલ્લી પૂતળી સુંદર રૂપવાળી, શોભાયમાન, ભવ્ય, અતિ ચતુર હતી, તેણે કહ્યુ, હે ભોજરાજ ભૂમીભૃત્! અત્ર બેસવુ ઉચિત નથી–૬

અમે જેનાં અધિષ્ઠાતા છીએ એવા આ ઉત્તમ સિંહાસને તો વિક્રમનરેંદ્રજ બેસતા–૭

શૌર્યતાગુણે કરીને તમે વિક્રમાર્ક સરખા થાઓ તો સુખે આ આસને બેસો–૮

ભોજરાજાએ પૂતળીનું આવું વચન સાંભળી વિનતિ કરી કે હે ભદ્રે! વિક્રમરાજા કેવા હતા તેની કથા કહો–૯

એમ સાંભળી પદ્મિનીએ કહ્યું ભોજરાજ! મહીપતિ! વિક્રમના જેવો કોઈ થયો નથી કે થનાર નથી–૧૦

વિક્રમાદિત્યના ગુણગૌરવની યથાર્થ કથા સાંભળો, તેમણે જન્મ-થકીજ સર્વનાશ થવાનો વખત આવતાં પણ સત્ત્વનો ત્યાગ કર્યો નથી—૧૧

તેમણે રાજ્ય તજ્યું, દેશ તજ્યો, સામંત કોશ અશ્વ પદાતિ હસ્તિ આદિ તજયાં, રાણીઓનો સમાજ પુત્ર વૃંદ ને દેહ સુધાંત તજ્યાં, પણ સત્વ કદાપિ તજ્યું નહિ—૧૨

અવંતીમાં ચોસઠ કલાનો જાણ અને વિચારથી બૃહસ્પતિ જેવો વિક્રમરાજા રાજ્ય કરતો હતો—૧૩

નિત્યૌચિત્યાદિ લોકવિખ્યાત કલા તથા ઉત્તમ ધર્માદિકલા શ્રીવિક્રમને પગલે પગલે ચાલતી હતી—૧૪

ધર્મની કલામાં મુખ્ય ભૂતદયા, પરોપકાર, દાન, ક્ષમા, અનસૂયા, અલોભ, અને પ્રસાદ, સદા અર્થોત્થાન, નિયમપરિપાલન, જ્ઞાન, પાત્રેદાન, પટુતા, અનુદ્વેગ, સ્ત્રી ઉપર અવિશ્વાસ, કામસ્વરૂપ, શોભા, સૌભાગ્યશાલિતા, ચારુતા, ગુણોત્કર્ષ, પ્રીતિ, પુણ્ય, લીલા, વિત્તજ્ઞાન, મોક્ષ, ત્રિવેકરતિ, પ્રશમ, તૃષ્ણાક્ષય, સંતોષ, સંગત્યાગ, શુભવાર્તા, સામ્ય, પરમ પ્રકાશ, એ બત્રીશ કલા ક્રમે કરીને સંસારનું વંચન કરી પાર ઉતરતા વિદ્યાવાનૂમાં હોય છે—૧૫-૧૬-૧૭-૧૮-૧૯

સાશ્ચર્ય પરિત્યાગ, પ્રિયવાદિત્વ, સદ્ધૈર્ય, અક્રોધ, પરાર્થનો વૈરાગ્ય, એ પાંચ, સુખની કલા છે—૨૦

સત્સંગ, કામજય, શૌચ, ગુરુસેવન, સદાચાર, શ્રુતિ, યશોભિલાષ, એ સાત શીલની કલા છે—૨૧

તેજ, સત્ત્વ, બુદ્ધિ, વ્યવસાય, નીતિ, ઇંગિતજ્ઞતા, સામર્થ્ય, સુસહાય, કૃતજ્ઞતા, મંત્રરક્ષણ, ત્યાગ, જનરાગ, પ્રતિપત્તિ, મિત્રાર્જન, અનૃશંસતા, અસ્તંભ, આશ્રિતજનવાત્સલ્ય, એ સત્તર પ્રભુત્વની કલા છે—૨૨-૨૩

મૌન, અયાંચા, અમૂલ્ય, એ ત્રણ માનકલા છે, એમ એ ચોસઠે કલા વિદગ્ધે પોતામાં રાખવી—૨૪

શક્તિવિશેષે ગમન, તત્પ્રણિધિ, બિલોદય જણાતાં વૈર, આર્તની ધર્મચર્યા, દુઃખમાં ધૈર્ય, સુખમાં અનુદ્વેગ, વિભવને વહેંચીને ખાવો,

સત્પુરુષ ઉપર પ્રીતિ, મંત્રસંશયમાં બુદ્ધિ વાપરવી, નિંદાથી દૂર રહેવું, એ દશ કલા મહા ઔષધ છે-૨૫-૨૬

ચોસઠ કલાયુક્ત, અને બહોતેર કલાપૂર્ણ, તે રાજા દેવેંદ્ર જેવો શોભતો હતો-૨૭

પાસેજ એક મહાગ્રામ હતું, તેનું નામ સુગ્રામ હતું, ત્યાં ઉત્તમ ગુણ વાળો એક ધનદ નામનો શેઠ રહેતો હતો-૨૮

તેની ભાર્યા તારકા નામની હતી, સદા સ્વામિભક્તિમાં તત્પર રહેતી, તેમનો એક પુત્ર મહાબુદ્ધિમાન્ બુદ્ધિસાગર એ નામનો થયો-૨૯

તે પાંચવર્ષનો થયો એટલે તેને પંડિતને સોંપ્યો, ને તે પણ બુદ્ધિવિજ્ઞાનના વેગે કરીને શાસ્ત્રપારંગત થયો-૩૦

બુદ્ધિસાગર બાર વર્ષનો થયો ત્યારે તેની માતા મરી ગઈ ને પિતાએ નવી વહૂ કરી-૩૧

તે નવી માતા તેને સારૂ ભોજન કે ઘૃતાદિક કાંઈ આપે નહિ, એવું જ પ્રાયઃ બને છે કે શોકનાં બાલક ઉપર બહુ વૈર રહે છે-૩૨

ટાઢું ખાવા માટે છોકરો બેસે તે વખતે દૂધ વિગેરે માગે તો પેલી માતા તેને કહે-૩૩

કે દહીથી ગાત્ર શિથિલ થાય છે, દૂધ શ્લેષ્મ કરે છે, ઘીથી રોગ વધે છે, માટે હે પુત્ર કાંજી પી-૩૪

મને નિષ્કારણ નઠારૂં ભોજન આપી મારી વંચના કરે છે તો જે જેવું કરે તેને તેવું ફલ આપવું-૩૫

ધનદ વૃદ્ધ હતો ને અંગે અશક્ત હતો, તેથી તેણે ગૃહનો જે સાર હશે તે પેલી સ્ત્રીને સોંપ્યો હતો-૩૬

રાત દિવસ બીજું જે પ્રાપ્ત કરતો તે પણ તેને સોંપતો, ને તે પણ તેની ભક્તિ કૂડ કપટ વિના કર્યા જતી-૩૭

એક વાર રાત્રીએ ધનદ પોતાના પુત્રસમેત આવતો હતો તે ઘર આગળ આવ્યો એટલે પુત્રે કહ્યું-૩૮

× + × × ×[1]

કુપઠિતા વિદ્યા વિષ છે, અજીર્ણમાં ભોજન વિષ છે, દરિદ્રીની વાત વિષ છે, વૃદ્ધને તરુણી વિષ છે-૩૯

યૌવનમદોન્મત્ત અને કામથી વશીકૃત એવી સ્ત્રીઓ જે કાર્ય કરે છે તે કહી શકાય એવાં હોતાં નથી-૪૦

પોતાનો સૂર્યકાન્ત નામનો પ્રાણપ્રિય શુકમાલીએ હણ્યો અને તેને જલમાં નાખી પાંગળાને માથે કર્યો--૪૧

તૃષા થઇ ત્યારે રુધિર પીધું, ઉરનું માંસ ખાઇ ક્ષુધા મટાડી, ને પતિને ગંગામાં ડુબાડ્યો, વાહ પતિવ્રતા વાહ ! --૪૨

યશોધર મહારાજને નયનાવલીએ હણ્યા, ગળે અંગુઠો દીધો ને વિષ-મિશ્ર ભોજન ખવરાવ્યું--૪૩

પારકાને અનુરક્ત જે સ્ત્રી તે ધણીને બહુ તાબે રહે છે, જેમ તત્ત્વમાં રક્ત એવો યોગી કર્તાને અનુવર્તે છે--૪૪

એ રીતે આ પણ, પરાસક્ત છે તે ક્વચિત્ મને મારશે, જાલિનીએ પોતાના પુત્ર બ્રહ્મદત્તને[2] માર્યોજ હતો-૪૫

આવું સાંભળી વૃદ્ધે વિચાર કર્યો કે આ પાપિની પરાસક્તા છે, અયોગ્ય છે, એનો પરદારરત જે જાર તે મારૂં ધન લેઈ જશે--૪૬

પિતાના પ્રપિતાના ક્રમથી ચાલતું આવેલું વિત્તમાત્ર એને તાબે છે; વિત્તને જોઇને કોનું ચિત્ત ચળતું નથી--૪૭

આ બાલક મારો પુત્ર છે તે વરહટ્ટકમાં કૂટચો;--ને એનો પિતા હું તે પણ લોકોક્તિથકી એનો વૈરી થઈ ચૂક્યો--૪૮

આવો વિચાર કરી બુદ્ધિમાન્ એવા પેલા વૃદ્ધે બુદ્ધિથકી ભાર્યા આગળ બીજે દિવસ યુક્તિ રચીને કહ્યું, હે પ્રાણપ્રિયે ! મારા ઘર ઉપર

---

૧ આ ઠેકાણે આખા શ્લોકને બદલે માત્ર स्वामिन् यालिपुमानेकोय शुभाशुभ એટલોજ અંશ છે, જેનો અર્થ થવો સંભવિતજ નથી.

૨ મૂલમા બ્રહ્મદત્ત છે પણ બ્રહ્મદત્તના પુત્ર શિખીને એમ જોઇએ એવુ સમરાદિત્ય ચરિતમાની કથાથી જણાય છે